## ગ્રંથની પહેલી નકલ–પ્રથમાદર્શ

ગ્રંથરચના થયા પછી તેનું સંશોધન કરવા માટે ગ્રંથકારની મૂળ નકલ વિદ્વાનોના હાથમાં મૂકવામાં આવતી. એ હાથપ્રતિ ગમે તેટલી સ્વચ્છ કરવામાં આવી હોય તેમ છતાં તેમાં સુધારોવધારો, ચેરભૂંસ, નવો ઉમેરો આદિ થયા વિના ન જ રહે; એટલે તેના ઉપરથી નવી સ્વચ્છ નકલ ઉતારવા માટે એ પ્રતિ વિદ્વાન શિષ્યોને આપવામા આવતી. એ ઉપરથી એ શ્રમણો બરાબર શુદ્ધ તેમજ ચિહ્ન, વિભાગ વગેરે કરી નવી નકલ તૈયાર કરતા, જેને પ્રથમાદર્શ તરીકે ઓળખવામાં આવતી.[૧૨૫] આવી એક નકલ તૈયાર થયા પછી તે ઉપરથી વધારાની બીજી નકલો ધનાઢ્ય ગૃહસ્થો લેખકો પાસે લખાવતા અને કેટલીક વાર જૈન સાધુઓ સ્વયં લખતા[૧૨૬] લખાવતા. ગ્રંથકારો જો પોતે ખૂબ પ્રતિભાસંપન્ન હોય તેમજ ગ્રંથરચનાનું કાર્ય પાઠાંતર વગેરેની ગડમથલવાળું ન હોય તો સાધારણ ચેરભૂંસવાળી તેમના હાથની જ નકલ પ્રથમાદર્શ–સૌ પહેલી નકલ તરીકે ગણાતી[૧૨૭]

## ગ્રંથની પ્રશસ્તિ

ગ્રંથનું સંશોધન, શ્લોકસંખ્યા તેમજ તેની સ્વચ્છ નકલ થઇ ગયા પછી ગ્રંથકારો ગ્રંથના અંતમા પ્રશસ્તિ લખતા. એ પ્રશસ્તિમા ગ્રંથકારની પોતાની ગુરુપટ્ટપરંપરા, ગ્રથરચનાના સહાયકો, ગ્રંથરચનામાં જે સમવિષમતાનો અનુભવ થયો હોય તે, ગ્રંથને શોધનાર, જે ગામ કે શહેરમાં જે રાજાના રાજ્યમા અને જેની વસતિ–મકાનમાં રહી ગ્રંથરચના કરી હોય તે, પ્રથમ નકલ અથવા વધારાની નકલો લખનાર–લખાવનાર, શ્લોકસંખ્યા, રચનાસવત, જેની પ્રાર્થનાથી[૧૨૮] ગ્રંથરચના કરી હોય તે ઇત્યાદિ દરેક નાનીમોટી મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક હકીકતોનો ઉલ્લેખ કરવામાં આવતો.

---

૧૨૫ 'तच्छिष्यो धर्मचन्द्रः, स्फुरदुरुवीलिपिकलाविधिनितन्द्रः। अकरोत् प्रथमादर्श, सूत्रार्थविवेचने चतुरः॥५१॥

—जम्बूद्वीपप्रज्ञप्ति प्रमेयरत्नमञ्जूषा टीका

१२६ (क) 'प्रथमादर्शे लिखिता, विमलगणिप्रभृतिभिर्निजविनेयैः। कुर्वद्भिः श्रुतभक्ति, दक्षैरधिकं विनीतैश्च॥१३॥

—भगवतीसूत्र अभयदेवीया टीका ११२८ वर्षे

(ख) 'छत्तावल्लिपुरीए, मुणिअंबेसरगिहम्मि रइयमिमं। लिहियं च लेहएणं, माहवनामेण गुणनिहिणा ॥८२॥

—गुणचन्द्रीय महावीरचरित्र प्रशस्ति (११३९ वर्षे)

૧૨૭ આ જાતની પ્રતિઓમા મહોપાધ્યાય શ્રીયશોવિજયજીના ગ્રથો (જુઓ ટિપ્પણી ન ૭૨), પાટણના સંઘના ભંડારની સમયસારપ્રકરણ સટીકની પ્રતિ વગેરેનો સમાવેશ થઇ શકે છે.

१२८ (क) 'अस्याः करणव्याख्याश्रुतिलेखनपूजनादिषु यथार्हम्। दायिकसुतमाणिक्य., प्रेक्षितवानस्मदादि जनान् ॥'

(ख) 'अब्भत्थणाए सिरिसिद्धसेणसूरिस्स सिस्सरयणस्स। मत्तस्स सिरिजिणेसरसूरिस्स य सव्वविज्जस्स॥१९॥'

—श्रेयांसस्वामिचरित्र प्राकृत

# પુસ્તકો અને જ્ઞાનભંડારોનું રક્ષણ

જ્ઞાનભંડારો અને પુસ્તકલેખનને લગતી અનેક બાબતોની નોંધ કર્યા પછી તેના રક્ષણના સંબંધમાં ટૂંક માહિતી આપવામાં આવે છે, જે પુસ્તકના વાચકો અને જ્ઞાનભંડારોના સંરક્ષકોને ઉપયોગી થઈ પડશે.

પુસ્તકો અને જ્ઞાનભંડારોના રક્ષણની જરૂરીઆત નીચેનાં કારણોને લઈ ઊભી થાય છે. ૧ રાજદ્વારી ઉથલપાથલ, ૨ વાચકની બેદરકારી, ૩ ઉંદર, ઉધેઈ, કંસારી, વાંતરી આદિ જીવ-જંતુઓ અને ૪ બહારનું કુદરતી વાતાવરણ. આ મુખ્ય કારણોને લઈ પુસ્તકો અને જ્ઞાનભંડારોનું જીવન ટૂંકાતું હોઈ અથવા તેના નાશ થવાનો સંભવ હોઈ આ બધાથી પુસ્તકો—જ્ઞાનભંડારોનું રક્ષણ કરવા માટે જૈન સંસ્કૃતિએ જે અનેકવિધ સાધનો અને ઉપાયો યોજ્યા છે એ અહીં જણાવીએ છીએ.

**રાજદ્વારી ઉથલપાથલ**

રાજદ્વારી ઉથલપાથલમાં મહારાજા શ્રીઅજયપાલની મહારાજા શ્રીકુમારપાલદેવ પ્રત્યેની આંતર દ્વેષવૃત્તિ અને મોગલોની તેમના હુમલા સમયની સ્વધર્માંધતા જેવા પ્રસંગો સમાય છે. આવા પ્રસંગોમાં વિપક્ષીઓ કે વિધર્મીઓ સામા થાય ત્યારે જ્ઞાનભંડારોને સ્થાનાંતર કરવા માટે અથવા બચાવવા માટે દૂરદર્શિતા તેમજ પરાક્રમ જ કામ આવે છે. કહેવામાં આવે છે કે મહારાજા શ્રી-અજયપાલે મહારાજા શ્રીકુમારપાલદેવ પ્રત્યેના વૈરને કારણે તેમના કરેલાં કાર્યોના નાશની શરૂઆત કરી ત્યારે મંત્રી વાગ્ભટે અજયપાલની સામે થઈ જૈન સંઘને પાટણમાં વિદ્યમાન જ્ઞાનભંડાર વગેરેને ખસેડવા માટે ત્વરા કરાવી. જૈન સંઘે પણ ત્યારે સમયસૂચકતા વાપરી ત્યાના વિદ્યમાન જ્ઞાનભંડાર આદિને ગુપ્ત સ્થાનમાં રવાના કરી દીધા અને મહામાત્ય વાગ્ભટ અને તેમના નિમકહલાલ સુભટો અજયપાલ સાથેના યુદ્ધમા પોતાના દેહનું બલિદાન આપી યમરાજના અતિથિ બન્યા. જૈન સંઘે ઉપરોક્ત જ્ઞાનભંડારો ક્યાં સંતાડ્યા, પાછળથી તેની સંભાળ કોઇએ લીધી કે નહિ ઇત્યાદિ કશું યે કોઇ જાણતું નથી, તેમજ એ હકીકતનો ઉલ્લેખ પણ ક્યાંય થયો નથી. સંભવ છે કે તેને જ્યા રાખવામા આવ્યા હોય ત્યા ને ત્યાં જ તે રહી ગયા હોય. કેટલાકનું કહેવું એવું છે કે એ બધુ તે સમયે જેસલમેર તરફ મોકલાયું હતું; પરંતુ ત્યાંના કિલ્લામા અત્યારે જે પુસ્તકસંગ્રહ વિદ્યમાન છે એ જોતાં તેમ માનવાને કશુ જ કારણ નથી. ત્યાંની દંતકથા પ્રમાણે કિલ્લાના અન્ય ગુપ્ત ભાગોમાં એ સંગ્રહ છુપાએલો પડ્યો હોય તો કાઇ કહેવાય નહિ.

આ તેમજ આના જેવા બીજા ઉથલપાથલના જમાનામા જ્ઞાનભંડારોની રક્ષા માટે બહારથી સાદાં દેખાતાં મકાનોમાં તેને રાખવામાં આવતા. જેમ જૈન સંઘે મોગલોની ચડાઇના જમાનામાં પ્રતિમાઓના રક્ષણ માટે જામનગર, પ્રભાસપાટણ, ઉના, અજાહરા, ઘોઘા, રાંતેજ, ઇડર, પાટણ આદિ નગરોમા મંદિરની અંદર ગુપ્ત, અગમ્ય માર્ગવાળા અને અકલ્પ્ય ઉંડાઇવાળાં ભૂમિઘરો—ભોંયરાં બનાવ્યા છે તેમ જ્ઞાનભંડારોની રક્ષા માટે ખાસ બનાવ્યાનું ક્યાંયે જાણવામાં કે સાભળવામાં નથી. આનું કારણ અમને એ જણાય છે કે જૈન મંદિર એ જાહેર તેમજ ઓળખાણ અને ચિહ્ન—નિશાની-વાળું મકાન હોઈ તેને શોધતાં કે તેના ઉપર હુમલો કરતાં વાર ન લાગે તેમજ પાષાણ

વગેરેની વજનદાર મૂર્તિઓને એકાએક સ્થાનાંતર કરવામાં મુશ્કેલીભર્યો પ્રશ્ન હોઈ તેનું ગોપન–સંતાડવું નજીકના સ્થાનમાં થાય એ જ ઇષ્ટ હોવાથી તેને માટે ગુપ્ત સ્થાનો યોજવાની ફરજ પડી હતી; જ્યારે જ્ઞાનભંડારો રાખવાના સ્થાનની ખાસ ઓળખ ન હોવાથી તેમજ પ્રસંગવશાત્ તેને સ્થાનાંતર કરવામાં ખાસ કશો મુશ્કેલીભર્યો પ્રશ્ન નહિ હોવાથી તેને માટે તેવાં ગુપ્ત સ્થાનો રચવાની આવશ્યકતા સ્વીકારાઈ નથી. તેમ છતાં એમ માનવાને કશું જ કારણ નથી કે જ્ઞાનભંડારોને સુરક્ષિત રાખવા માટે તેવી કશી યોજના કરવામાં નહોતી જ આવતી. આના ઉદાહરણ રૂપે આપણી સમક્ષ જેસલમેરનો કિલ્લો વિદ્યમાન છે, જેમાં ત્યાંના તાડપત્રીય જ્ઞાનભંડારને સુરક્ષિત રાખવામાં આવ્યો છે. આચાર્ય સિદ્ધસેન માટે એમ સાંભળવામાં આવે છે કે તેમણે ચિત્તોડમાંના ગુપ્ત સ્તંભને ઔષધીઓની મદદથી ઉઘાડી તેમાંથી કેટલાંક મંત્રામ્નાયનાં ઉપયોગી પુસ્તકો બહાર કાઢ્યાં અને એ સ્તંભ અચાનક જમીનમાં ઊતરી ગયો. આવા,—બહુરૂપી બજાર અને મૃગલોચના નવલકથામાં વર્ણવાએલા તિલસ્માતી મકાનો જેવાં,—ગુપ્ત સ્તંભો કે મકાનો, એ ઇરાદાપૂર્વક અદૃશ્ય કરવાનાં મંત્રસંગ્રહ જેવાં પુસ્તકો માટે ભલે આવશ્યક હોય, પણ સાર્વજનિક પુસ્તકો માટે એવાં મકાનો ઉપયોગી ન જ હોઇ શકે.

**વાચકની બેદરકારી અને આશાતનાની ભાવના**

પુસ્તકરક્ષણના સંબંધમા જૈન સંસ્કૃતિએ પોતાના અનુયાયીવર્ગમાં સૌ કરતાં વધારે મહત્ત્વની 'આશાતના'ની ભાવના જાગૃત કરી છે, જેના પ્રતાપે એ સંસ્કૃતિના પ્રત્યેક અનુયાયીને સ્વદર્શનનાં–જૈન ધર્મના ધર્મશાસ્ત્રો પ્રત્યે જેટલા આદરથી વર્તવાનું હોય છે તેટલા જ બહુમાનથી પરદર્શનના–જૈનેતર સંપ્રદાયના ધર્મગ્રંથો પ્રત્યે પણ વર્તવાનું હોય છે; એટલું જ નહિ પરંતુ એક સાધારણમાં સાધારણ કચરાની ટોપલીને શરણ કરવા લાયક લખેલા કાગળના ટુકડા પ્રત્યે પણ એ રીતે રહેવાનું હોય છે. આ કારણથી ઉપરોક્ત પુસ્તકાદિને થૂંક વગેરે અપવિત્ર વસ્તુ, પગની ઠોકર આદિ ન લાગવા દેવા તેમજ એ પુસ્તકાદિને નુકસાન પહોંચે યા અપમાન થાય એ રીતે અપવિત્ર કે ધૂળવાળા સ્થાનમાં ન નાખવા ચીવટ રાખવાનું કહેવામાં આવે છે. જગતના સત્યજ્ઞાનનો અથવા પૂર્ણજ્ઞાનનો સાક્ષાત્કાર કરવા માટે મનુષ્યને જગતનો સમગ્ર સાહિત્યખજાનો મદદગાર થઇ શકે છે એમ જૈન દર્શન માનતું[૧૨૯] હોઈ પ્રમાદ કે દ્વેષને વશ થઈ કોઇ પણ ધર્મ-

---

૧૨૯ (क) तर्कव्याकरणाद्या,विद्यानभवन्ति धर्मशास्त्राणि।निगदन्त्यविदितजिनमतमिति जडमतयो जनाःकेऽपि॥८५॥
मिथ्यादृष्टिश्रुतमपि,मद्दृष्टिपरिग्रहात् समीचीनम्।किं काञ्चनं न कम्र, रसानुविद्धं भवति ताम्रम् ?॥८८॥
व्याकरणालङ्कारच्छन्द·प्रमुखं जिनोदितं मुख्यम् । सुगतादिमतमपि स्यात्,स्यादङ्कं स्वमतमकलङ्कम्॥९१॥
मुनिमतमपि विज्ञातं, न पातकं ननु विरक्तचित्तानाम् । यत् सर्व ज्ञातव्यं, कर्तव्य न स्वकर्तव्यम् ॥९२॥
विज्ञाय किमपि हेयं, किञ्चिदुपादेयमपरमपि हृद्यम् । तन्निखिलं खलु लेह्यं, ज्ञेयं सर्वज्ञमतविज्ञैः॥९३॥
—दानादिप्रकरणं सूराचार्यीयं, पञ्चमोऽवसर:

(ख) 'व्याकरणच्छन्दोऽलंकृतिनाटककाव्यतर्कगणितादि । सम्यग्दृष्टिपरिग्रहपूतं जयति श्रुतज्ञानं ॥ ४४ ॥
—जिनागमस्तवन जिनप्रभीय (પંદરમી શતાબ્દી)

ગ્રંથાદિ પ્રત્યે બેદરકારીથી કે અપમાનભરી રીતે વર્તવામાં આવે યા તેનો નાશ થતો જોવામાં કે ઇચ્છવામાં આવે તો તેમ કરનાર વ્યક્તિ જ્ઞાનની 'આશાતના'ની ભાગીદાર મનાય છે. આ ઉપરાંત એમ પણ કહેવામાં આવ્યું છે કે આ જાતની આશાતના કરનાર ભાવી જન્માંતરોમાં અને કેટલીક વાર વર્તમાન જન્મમાં પણ જ્ઞાન, બુદ્ધિ, વિચારશક્તિ, દેહારોગ્ય વગેરેથી વંચિત થાય છે. માત્ર જ્ઞાન પ્રત્યે જ નહિ, પણ એને લગતા નાનામોટા દરેક સાધન—અર્થાત ખડિયો, લેખણ, કાંબી, આંકણી, કોરાં પાનાં, ઓળિયાં, બંધન, પાઠાં, દાબડા, સાંપડા વગેરે પ્રત્યે તેમજ જ્ઞાનવાન વિદ્વાનો પ્રત્યે અપમાનભરી લાગણી પ્રગટ કરનાર વ્યક્તિ પણ ઉપરોક્ત આશાતના તેમજ તેના પરિણામે પ્રાપ્ત થતાં કર્મફળોની ભાગીદાર થાય[૧૩૦] છે. જગત સમગ્રના ધર્મગ્રંથો, તેનાં સાધનો અને જ્ઞાનવાન વિદ્વાનો તરફ આટલી આદરવૃત્તિ અને સમભાવનાનો ઉદાર આદર્શ જૈન દર્શન સિવાય દુનિયાના કોઇ સંપ્રદાયે ભાગ્યે જ પ્રગટ કર્યો હશે. જૈન સંસ્કૃતિએ ઉત્પન્ન કરેલી આશાતનાની એ ભાવનાને પરિણામે એ સંસ્કૃતિના અનુયાયી વર્ગે એથી બચવા માટે અનેક નિયમો અને સાધનો ઉત્પન્ન કર્યાં

---

૧૩૦ (क) 'नाणोवगरणभूआण कवलिआफलयपुत्थयाईणं। आसायणा कया जं, मिच्छा मे दुक्कडं तस्स ॥८॥

—सोमसूरिकृता पर्यन्ताराधना

(ख) 'જ્ઞાનાચારિ પુસ્તક પુસ્તિકા સંપુટ સંપુટિકા ટીપણાં કબલી ઉતરી ઠવણી પાઠા દોરી પ્રભૃતિ જ્ઞાનોપકરણ અવજ્ઞા, અકાલિ પઠન, અનિચાર, વિપરીત કથનુ ઉત્સૂત્ર પ્રરૂપણુ અશ્રદ્ધાન પ્રભૃતિકુ આલોયહું'.

—आराधना ૧૩૩૦માં લખેલી તાડપત્રીય પ્રતિમાથી.

(ग) 'જ્ઞાનાચારિ કાલવેલા પઢિઉ ગુણિઉ વિનયહીનુ બહુમાનહીનુ ઉપધાનહીનુ ગુરુનિન્હવુ અનેરા કન્હઇ પઢિઉ અનેરઉ કહિઉ। વ્યંજનકૂટ અક્ષરકૂટ કાનઇ માત્રઇ આગલઉ ઓછઉ દેવવંદણઇ પડિક્રમણઇ સજ્ઝાઓ કરતા ભણતા ગુણતાં હુઓ હુઈ, અર્થકૂટ તદુભયકૂટ જ્ઞાનોપકર્ગણિ પાટી પોથી ઠમણી કમલી સાંપડા સાંપડી પ્રતિ આસાતના પગુ લાગઉ થુકુ લાગડ પઢતાં ગુણતાં પ્રદ્વેષ મચ્છરુ અંતરાઇ હુઉ કીધઉં હુઇ ભવસધલાહઇમાહિ તેહ મિચ્છામિ દુક્કડં।'

—अतिचार. ૧૩૬૯માં લખેલ તાડપત્રીય પ્રતિ.

(घ) 'તત્ર જ્ઞાનાચારિ આઠ અનીચાર—કાલે વિણએ૦—જ્ઞાન ચિરાવલી, પડિકમણાસૂત્ર, ઉપદેશમાલા કાલવેલા તથા કાળુ અણઉધરિઈં પઢિઉં. વિનયહીન પઢિઉં, ઉપધાનહીનુ પઢિઉં, બહુમાનહીનુ પઢિઉં, અનેરા કન્હઇ પઢી અનેરુ ગુરુ કહિઉ। દેવ વંદણ વાંદણઈં પડિક્રમણઈં સજ્ઝાઉ કરતાં પઢતાં ગુણતાં કુડઉ અક્ષર કાન્હઈં માત્રિ ઓછઉ આગલુ ભણિઓ। કૂડઉ અર્થ બે કૂડા કહિયા। જ્ઞાનોપગરણ પાટી પોથી ઠવણી કમલી સાંપુડાં સાંપુડી દસ્તરી વહી ઓલિયા પ્રતિ પગુ લાગુ થૂંકુ લાગઉં। ચુકિઈં અક્ષર માંજઉં, સીસઈં દીધઉં। કન્હિ છતઈં આહાર નીહાર આસાતન હુઈં। જ્ઞાનવંતસિઉં પ્રદ્વેષિતુ પ્રજ્ઞાપરાધિ વિણાસિઉ। વિણસતઇ ઉવેખિઉ। હુંતી શક્તિ સાર સંભાલ ન કીધી। જ્ઞાનવંતસિઉં પ્રદ્વેષ મત્સર ચીંતવીઉં। આસાતન કીધી પઢતાં ગુણતાં અતરાય નીપજાવઉ। પ્રજ્ઞાહીનઇતઉ વિતરિકિઉ। આપણા જાણવાનું ગર્વ ચીંતવિઉ। જ્ઞાનાચાર વિષઈ જુ કો અતિચાર૦ ॥'

—अतिचार ૧૪૬૬માં લખેલ કાગળની પ્રતિ પરથી

(ङ) 'તેહના સાધન જે કહ્યાં રે, પાટી પુસ્તક આદ; લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદ રે. ૭ ભવિ૦
ત્રિવિધ આશાતના જે કરે રે, ભણતા કરે અંતરાય, અંધા બહેરા બોબડા રે, મુંગા પાંગળા થાય રે. ૮ ભવિ૦
ભણતાં ગુણતાં ન આવડે રે, ન મલે વલ્લભ ચીજ; ગુણમંજરી-વરદત્ત પરે રે, જ્ઞાનવિરાધન બીજ રે. ૯ ભવિ૦'

—જિનવિજયકૃત જ્ઞાનપંચમી સ્તવન પહેલી ઢાલ રચના સં ૧૭૯૩.

છે જેનું વર્ણન અહીં આપવામાં આવે છે.

### સ્વચ્છતા અને શુદ્ધિ

પુસ્તકના અધ્યયન-મનન વાચન માટેનું સ્થાન સ્વચ્છ અને શુદ્ધ વાતાવરણવાળું હોવું જોઇએ. એ સ્થાન-મકાન-બેઠકની નજીકમા કે આસપાસ અપવિત્રતા કે ગંદકી ન હોવાં જોઇએ. પુસ્તક વાંચતાં તેના ઉપર થૂંક ન પડે એ માટે મોઢા આડું કપડું—મુખવસ્ત્ર—મુખવસ્ત્રિકા કે હાથ રાખવો જોઇએ. પુસ્તકને જમીન ઉપર ન મૂકવું જોઇએ. પુસ્તકવાચનને અંગે આવા સર્વસામાન્ય કેટલા યે નિયમો જૈન સંસ્કૃતિએ ઘડી કાઢ્યા છે.[૧૩૧]

### સાંપડો અને સાંપડી

પુસ્તકને જમીન ઉપર ન મૂકતાં 'સાંપડા કે સાપડી' ઉપર મૂકીને વાંચવામાં આવે છે, જેથી પુસ્તકને જમીન ઉપરની ધૂળ કે કોઇ અપવિત્ર વસ્તુ લાગે નહિ તેમજ ચોમાસાની ઋતુમાં પુસ્તકને એકાએક જમીન ઉપરના ભેજની અસર થાય નહિ. આ સાધનનો પ્રચાર આપણે ત્યાં મોગલોના સહવાસથી થયો હોય એમ લાગે છે. મોગલ પ્રજા આને 'રીઆલ' નામથી ઓળખે છે. કેટલાક આને 'રીલ' પણ કહે છે. આપણે ત્યાં કેટલાક આને સાંપડા કે 'સાપડી' તરીકે ઓળખે છે અને કેટલાક 'ચાપડા' તરીકે પણ ઓળખે છે. સાંપડો, સાંપડી શબ્દો સં० सम्पुटक અને सम्पुटिका શબ્દો ઉપરથી આવ્યાનો સંભવ વધારે છે, જેનો ઉલ્લેખ સંવત ૧૩૧૩માં લખાએલી તાડપત્રીય પ્રતિમાંની आराधना[૧૩૨]માં મળે છે. સાંપડો, સાપડી શબ્દોનો ઉલ્લેખ સંવત ૧૩૬૯મા તાડપત્ર પર લખાએલી अतिचार[૧૩૩]ની પ્રતિમાં મળે છે. 'ચાપડો' શબ્દ ચપટા અર્થવાચક चिप्पिट શબ્દ ઉપરથી બની શકે, તેમ છતાં એને લગતો કોઇ પ્રાચીન ઉલ્લેખ અમે ક્યાય જોયો નથી. અર્થની દૃષ્ટિએ બંને નામો સંગત થઇ શકે છે. ફરક માત્ર એટલો જ છે કે સાંપડો નામ છુટા કરીને ઊભા રાખેલા સંપુટાકાર સાંપડા સાથે સંગત છે, જ્યારે 'ચાપડો' નામ ભેગા કરીને ચપટા રાખેલા સાથે બંધ બેસે છે. સાંપડો મોટો હોય ત્યારે તેને 'સાંપડો' કહેવામાં આવે છે અને એ નાનો હોય ત્યારે તેને 'સાપડી' તરીકે સંબોધવામા આવે છે. આ સાંપડાઓ સામાન્ય રીતે સાગ, સીસમ વગેરે લાકડાના બને છે, પરંતુ જે લોકો ધનાઢ્ય અથવા શોખીન હોય છે તેઓ ચંદનના પણ બનાવે છે, એટલું જ નહિ પણ એના ઉપર અદ્ભુત કોતરકામ પણ કરવામાં આવે છે.

### કવળી

આનો ઉપયોગ દરરોજ વાંચવાના પુસ્તકને લપેટવા માટે થાય છે. પુસ્તક વાંચતાં ઊઠવું હોય ત્યારે પુસ્તકને આથી વીંટી રાખવાથી પુસ્તકનાં પાના ઊડવાનો ભય રહેતો નથી તેમજ

---

૧૩૧ જુઓ ટિપ્પણી નં ૧૩૦.

૧૩૨ જુઓ ટિપ્પણી નં. ૧૩૦ (ख).

૧૩૩ જુઓ ટિપ્પણી નં ૧૩૦ (ग-घ)

સાધારણ રીતે બંધનની પણ આવશ્યકતા રહેતી નથી. ચોમાસાના ભેજની અસર પાનાંને ન થાય એ માટે પુસ્તક ઉપર બંધન હોવા છતાં અંદરના ભાગમાં આને વીંટી રાખવામાં આવે છે. આનો ઉપયોગ ચૌદમી સદી પહેલાંથી થવાના પ્રાચીન ઉલ્લેખો મળે છે. આ કવળી, વાંસની પાતળી સળીઓ અથવા ચીપોને એક પછી એક ગૂંથવાથી બને છે, જે આજકાલ ચીના લોકો ચીપો ગૂંથીને બનાવેલાં કૅલેન્ડરો બજારમાં વેચે છે,—જેને લોકો ઘરની ભીંતો ઉપર શોભા માટે લટકાવી રાખે છે,—તેને આબાદ મળતી હોય છે. આ ગૂંથેલી વાંસની સળીઓ ઉપર રેશમી કે સુતરાઉ કપડું મઢવામાં આવે છે અને તેને 'કવળી' તરીકે ઓળખવામાં આવે છે. આનું પ્રાચીન નામ 'કમલી' અને 'કબલી' મળે છે.[૧૩૪] એ નામ સં. कम्बिकावली અથવા कम्ब्याली ઉપરથી બનેલું છે.

## કાંબી

'કાંબી' શબ્દ સં. कम्बिका ઉપરથી આવ્યો છે. આ કાંબી તદ્દન ચપટી વાંસની ચીપ જેવી હોય છે અને તે હાથીદાંત, અકીક, ચંદન, સીસમ, સાગ વગેરે અનેક જાતની બને છે. પુસ્તક વાંચતી વખતે અક્ષર ઉપર હાથનો અંગુઠો વગેરે રહેતા પરસેવાથી અક્ષરો અથવા પુસ્તક બગડે નહિ એ માટે આને પાના ઉપર મૂકી તેના ઉપર અંગુઠો વગેરે રાખવામાં આવે છે.

આ બધાં સાધનો સિવાય બીજાં ઘણાં સાધનો અને તેના ઉપયોગનો અમે અગાઉ ઉલ્લેખ કરી ચૂકયા છીએ જેની પુનરાવૃત્તિ અમે અહીં નથી કરતા.

## પુસ્તકવાચન

અહીં પુસ્તકરક્ષણને લગતાં સાધનોની જે નોંધ આપવામાં આવી છે એ ઉપરથી જૈન શ્રમણોની પુસ્તક વાચવા માટેની ચીવટનો આપણને ખ્યાલ આવી શકે છે. અર્થાત્ પુસ્તકનું અપમાન થાય નહિ, તે બગડે નહિ, તેનાં પાનાં વળે કે ઊડે નહિ, પુસ્તકને શરદી ગરમી વગેરેની અસર ન લાગે એ માટે પુસ્તકને પાઠાંની વચમા રાખી તેના ઉપર કવળી અને બંધન વીંટાળી તેને સાપડા ઉપર રાખતા. જે પાનાં વાચનમાં ચાલુ હોય તેમને એક પાટી ઉપર મૂકી, તેને હાથનો પરસેવો ન લાગે એ માટે પાનું અને અંગુઠાની વચમાં કાંબી કે છેવટે કાગળના ટુકડા જેવું કાંઇ રાખીને વાચતા. ચોમાસાની ઋતુમાં શરદીભર્યા વાતાવરણના સમયમા પુસ્તકને ભેજ ન લાગે અને તે ચોંટી ન જાય એ માટે ખાસ વાચનમાં ઉપયોગી પાનાને બહાર રાખી બાકીના પુસ્તકને કવળી, કપડું વગેરે લપેટીને રાખતા.

## પુસ્તકનાં સાધનો અને જૈનો

સામાન્ય રીતે પુસ્તકનું દરેક નાનુંમોટું સાધન,—જેવું કે ખડિયો, કલમ, ગ્રંથી, પાટી-પાઠાં, દોરો, કવળી. સાંપડા-સાંપડી, કાંબી, બંધન અને તેના ઉપર વીંટવાની પાટી, દાબડા વગેરે,—ગમે તેટલું સાદું બનતું હોય તેમ છતાં પણ ઘણાખરા જૈનો એ દરેક સાધનને કિંમતીમાં

---

૧૩૪ જુઓ ટિપ્પણી નં ૧૩૦.

કિંમતી મજબૂત, કલામય અને સારામાં સારૂં બનાવતા હતા, એ અમે ઉપર તે તે પ્રસંગે જણાવવા છતાં પ્રસંગોપાત ફરી પણ જણાવીએ છીએ.

**ઉંદર, ઉધેઈ, કંસારી, વાંતરી આદિ જીવજંતુઓ**

જ્ઞાનભંડારોમાંનાં પુસ્તકોને ઘણા વખત સુધી હેરફેર કરવામાં ન આવે તેવે સમયે તેની આસપાસ ધૂળકચરો વળતાં અથવા તેને બહારના કુદરતી વિષમ વાતાવરણની અસર લાગતાં તેમાં સ્વાભાવિક રીતે જ ઉધેઈ, વાંતરી, કંસારી વગેરે જીવોની ઉત્પત્તિ થઇ જાય છે, જે પુસ્તકોને કાણાં કરી નાખે છે અને ખાઇ જાય છે. આ બધા જીવજંતુથી પુસ્તકોને બચાવવા માટે તેમાં ઘોડાવજના ભૂકાની પોટલીઓ કે એના નાનાનાના ટુકડાઓ મૂકવામાં આવતા અથવા કપૂર વગેરે મૂકવામાં આવતું, જેની ગંધથી પુસ્તકોમાં જીવાત પડતી નથી. ઘોડાવજનું સં. નામ उग्रगन्धा છે. આ વસ્તુમાં તેલનો ભાગ હોય છે એટલે સીધી રીતે જ જો આના ભૂકાની પોટલીઓને પુસ્તક ઉપર મૂકવામાં આવે તો તેથી પુસ્તક ચિકાશવાળું અને કાળાશપડતું થઇ જાય છે. આજકાલ જેમ પુસ્તકમાં જીવાત ન પડે એ માટે ફિનાઇલની ગોળીઓનો ઉપયોગ કરવામાં આવે છે તેમ જૈન જ્ઞાનભંડારોમાં એ માટે ઘોડાવજ વગેરેનો ઉપયોગ કરતા અને અત્યારે પણ કરવામાં આવે છે.

ઉદર આદિથી પુસ્તકની રક્ષા કરવા માટે પુસ્તક રાખવાના પેટી-પટારા, કબાટ, દાબડા આદિ એવા મજબૂત અને પૅક રહેતા કે જેમાં એ પ્રવેશ કરી શકે નહિ.

**બહારનું કુદરતી ગરમ અને શરદ વાતાવરણ**

બહારના કુદરતી વાતાવરણમાં અમે તડકો અને શરદી બંનેનો સમાવેશ કરીએ છીએ. આ બંનેથી પુસ્તકોને શી શી અસર થાય છે અને તે બદલ શું કરવું જોઇએ એ અહીં જણાવીએ છીએ.

## પુસ્તકોનું તડકાથી રક્ષણ

પૂર્વે એકવાર અમે નિર્દેશ કરી ચૂક્યા છીએ કે પુસ્તકોને સીધી રીતે તડકામાં મૂકવાથી એ કાળાં અને નિઃસત્ત્વ બની જાય છે તેમ વળી પણ જાય છે, અને ફરીથી પણ એ વાતનું પુનરાવર્તન કરી જણાવીએ છીએ કે પુસ્તકોને ક્યારેય પણ સીધા તડકામાં ન મૂકવા. પુસ્તકમા ચોમાસાની શરદી પેસી ગઇ હોય અને તેના ચોંટી જવાનો ભય રહેતો હોય તો તેને ગરમ વાતાવરણની અસર થાય તેમ છુટાં કરી છાંયડામા મૂકવાં, પણ તડકામાં તો હરગિઝ ન મૂકવાં. તડકાની પુસ્તક ઉપર શી અસર થાય છે એનો અનુભવ મેળવવા ઇચ્છનારે આપણાં ચાલુ પુસ્તકોને તડકામા મૂકી જોવાં, જેથી ખ્યાલ આવી શકશે કે એની કેવી ખરાબ દશા થાય છે.

## પુસ્તકોનું શરદીથી રક્ષણ

હસ્તલિખિત પુસ્તકોની શાહીમા ગુંદર પડતો હોઈ ચોમાસાની ઋતુમાં વરસાદની જલમિશ્રિત શરદી—ભેજવાળી હવા લાગતાં તે ચોંટી જાય છે. એ શરદીથી અથવા ચોંટવાથી બચાવવા માટે પુસ્તકોને મજબૂત રીતે બાંધીને રાખવાં જોઇએ. જૈન લેખકવર્ગમાં અથવા જૈન મુનિઓમાં એક કહેવત પ્રસિદ્ધ છે કે 'પુસ્તકોને શત્રુની પેઠે મજબૂત જકડીને બાંધવાં'. આનો આશય એ છે

કે મજબૂત બંધાએલાં પુસ્તકોમાં શરદી દાખલ થવા ન પામે. અધ્યયન-વાચન આદિ માટે બહાર રાખેલાં પુસ્તકનાં આવશ્યકીય પાનાં બહાર રાખી બાકીના પુસ્તકને રીતસર બાંધીને જ રાખવું જોઇએ અને બહાર રાખેલાં પાનાંને પણ હવા ન લાગે એ માટે કાળજી રાખવી જોઇએ. ચોમાસાની ઋતુમાં ખાસ કારણ સિવાય જૈન જ્ઞાનભંડારો એકાએક ઉઘાડવામાં નથી આવતા તેનું કારણ માત્ર એ જ છે કે પુસ્તકોને ભેજવાળી હવા ન લાગે.

## ચોંટી જતાં પુસ્તકો માટે

કેટલાંક હસ્તલિખિત પુસ્તકોની શાહીમાં,—શાહી બનાવનારની અણસમજ અથવા બિન-કાળજીને લીધે,—ગુંદર વધારે પ્રમાણમાં પડી જવાથી જરા માત્ર શરદી લાગતાં તેના ચોંટી જવાનો ભય રહે છે. આવે પ્રસંગે એવા પુસ્તકના દરેક પાના ઉપર ગુલાલ છાંટી દેવો-ભભરાવવો, જેથી તે ચોંટશે નહિ.

## ચોંટી ગએલાં પુસ્તક માટે

કેટલાંક પુસ્તકોને વધારે પ્રમાણમાં શરદી લાગી જવાથી એ ચોંટીને રોટલા જેવાં થઇ જાય છે. તેવાં પુસ્તકોને ઉખેડવા માટે પાણીઆરામાંની હવાવાળી સૂકી જગ્યામાં અથવા પાણી ભર્યાં બાદ ખાલી કરેલી ભીનાશ વિનાની છતાં પાણીની હવાવાળી માટલી કે ઘડામાં જલમિશ્રિત શરદી લાગે તેમ મૂકવાં. આ હવા લાગ્યા પછી ચોંટી ગએલા પુસ્તકનાં પાનાંને ધીરેધીરે ઉખેડવાં. જો પુસ્તક વધારેપડતું ચોંટી ગયું હોય તો તેને વધારે પ્રમાણમાં શરદી લાગ્યા પછી ઉખેડવું, પણ ઉખેડવા માટે ઉતાવળ કરવી નહિ. આ સિવાય એક ઉપાય એ પણ છે કે જ્યારે ચોમાસાની ઋતુમાં પુષ્કળ વરસાદ વરસતો હોય ત્યારે ચોંટી ગએલા પુસ્તકને ભેજ લાગે તેમ મકાનમાં ખુલ્લું મૂકી દેવું અને ભેજ લાગ્યા પછી ઉપરની જેમ ઉખેડવું. ઉખેડ્યા પછી પાછું ફરીથી તે ચોંટી ન જાય તે માટે તેના દરેક પાના ઉપર ગુલાલ છાંટી દેવો. આ ઉપાય કાગળના પુસ્તકો માટે છે.

તાડપત્રીય પુસ્તક ચોંટી ગયું હોય તો એક કપડાને નીતરે તેમ પાણીથી ભીંજાવી તેને પુસ્તકની આસપાસ લપેટવું. જેમજેમ પાનાં હવાતાં જાય તેમતેમ તેને ઉખેડતા જવું. તાડપત્રીય પુસ્તકની શાહી પાકી હોઈ તેની આસપાસ પાણી નીતરતું કપડું વીંટવાથી તેના અક્ષરો ભૂંસાઇ જવાનો કે ખરાબ થવાનો ભય હોતો નથી. માત્ર ઈરાદાપૂર્વક અક્ષર ઉપર ભીનું કપડું ઘસવું જોઇએ નહિ. આ પાનાં ઉખેડતા તેની શ્લક્ષ્ણ ત્વચા એકબીજા પાના સાથે ચોંટીને તૂટી ન જાય એ માટે કાળજી રાખવી. તાડપત્રીય પુસ્તક ઉખેડવા માટે આ ઉપાય અજમાવવાથી એ પુસ્તકનું સત્ત્વ ઊડી જાય છે અને એ તદ્દન અલ્પાયુ થઇ જાય છે. અમારા અનુભવ પ્રમાણે આ રીતે ઉખેડેલું તાડપત્રીય પુસ્તક પચીસ પચાસ વર્ષથી વધારે ટકી શકે એવો સંભવ નથી.

## પુસ્તકની રક્ષા અને લેખકો

પુસ્તકોનું શાથી શાથી રક્ષણ કરવું એ માટે કેટલાક લેખકોએ હસ્તલિખિત પુસ્તકોના અંતમાં જુદીજુદી જાતના સંસ્કૃત શ્લોકો લખેલા હોય છે, જે ઉપયોગી હોઈ અહીં આપવામાં આવે છેઃ

जलाद् रक्षेत् स्थलाद् रक्षेत्, रक्षेत् शिथिलबन्धनात् । मूर्खहस्ते न दातव्या, एवं वदति पुस्तिका ॥
अग्ने रक्षेत् जलाद् रक्षेत्, मूषकेभ्यो विशेषतः । कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥
उदकानिलचौरेभ्यो, मूषकेभ्यो हुताशनात् । कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥

આ સિવાય જ્ઞાનભંડારને રાખવાનાં સ્થાનો ભેજરહિત હોવાં જોઇએ એ કહેવાની જરૂરત ન જ હોય.

**જ્ઞાનપંચમી અને જ્ઞાનપૂજા**

ઉપર અમે પુસ્તકો અને જ્ઞાનભંડારોને જે જે વસ્તુઓથી હાનિ પહોંચે છે તેનો તેમજ તેનાથી જ્ઞાનભંડારોને કેમ બચાવવા એ વિષેનો ઉલ્લેખ કર્યો હવે એ જ્ઞાનભંડારોની રક્ષા માટે જૈન સંસ્કૃતિએ એક ખાસ પર્વની,—જેનું નામ 'જ્ઞાનપંચમી' કહેવાય છે તેની,—જે યોજના કરી છે એનો અહીં પરિચય આપવામા આવે છે.

જૈન સંપ્રદાયમાં કાર્તિક શુક્લ પંચમીના દિવસને 'જ્ઞાનપંચમી' તરીકે ઓળખવામાં આવે છે. આ દિવસનું માહાત્મ્ય દરેક મહિનાની શુક્લ પંચમી કરતા વધારે ગાવામાં આવ્યું છે, એનુ કારણ એ છે કે વર્ષાઋતુમા જ્ઞાનભંડારોમા પેસી ગએલી થોડી કે ઘણી ભેજવાળી હવાથી પુસ્તકોને નુકસાન ન પહોંચે અને સાધારણ રીતે પુસ્તકો તેમની મૂળ સ્થિતિમાં ચાલુ ટકી રહે એ માટે તેમને તાપ દેખાડવો જોઇએ; તેમજ ચોમાસાની ઋતુમાં જ્ઞાનભંડારોને,—ભેજવાળી હવા ન લાગે એ માટે,—બંધબારણે રાખેલા હોઈ તેની આસપાસ વળેલ ધૂળકચરાને સાફ કરવો જોઇએ, જેથી ઉધેઈ આદિ જીવજંતુઓની ઉત્પત્તિ ન થાય; તદુપરાંત પુસ્તકમાં જીવાત વગેરે ન પડે એ માટે મૂકેલી ઘોડાવજ આદિની પોટલીઓ વર્ષ આખરે નિર્માલ્ય બની ગઇ હોઇ તેને બદલવી જોઇએ; પુસ્તક રાખવાનાં મકાન, દાબડા, કબાટ, પાટી-પાઠાં, બંધન વગરે ખરાબ થઇ ગયાં હોય તેને સુધારવાં કે બદલવાં જોઇએ. આ બધુ કરવા માટે સૌથી વધારે અનુકૂળ અને વહેલામાં વહેલો સમય કાર્તિક મહિનો ગણાય, જ્યારે શરદ ઋતુની પ્રૌઢાવસ્થા હોઈ સૂર્યનો તીખો તાપ હોવા ઉપરાત ભેજવાળી હવાનો તદ્દન અભાવ હોય છે. 'વિશાળ જ્ઞાનભંડારોના હેરફેરનું શ્રમભર્યું તેમજ ખરચાળ કાર્ય સદાય અમુક એકાદ વ્યક્તિને કરવુ કંટાળાજનક તેમજ અગવડતાભર્યું થાય'–જાણી કુશળ જૈનાચાર્યોએ કાર્તિક શુક્લ પંચમીને દિવસે પ્રાપ્ત થતી અપૂર્વ જ્ઞાનભક્તિ અને જ્ઞાનપૂજાનું રહસ્ય, તેનાથી થતા લાભો આદિ સમજાવી એ તિથિને 'જ્ઞાનપંચમી' તરીકે ઓળખાવી એનું માહાત્મ્ય વધારી દીધું અને જૈન પ્રજાને જ્ઞાનભક્તિ-સાહિત્યસેવાના માર્ગ તરફ દોરી. જૈન જનતા પણ તે દિવસને માટે પોતાના સંપૂર્ણ ગૃહવ્યાપારનો ત્યાગ કરી યથાશકય આહારાદિકનો નિયમ, પૌષધવ્રત આદિ સ્વીકારી જ્ઞાનરક્ષાના પુણ્ય કાર્યમાં સહાયક થવા લાગી, એટલું જ નહિ પણ જ્ઞાનપૂજાને બહાને જ્ઞાનભંડાર અને પુસ્તકને માટે ઉપયોગી એવા સાધનો પણ હાજર થવા લાગ્યાં જે ઉદ્દેશથી ઉક્ત પર્વનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે એને તો આજની જનતાએ પોતાના સ્વભાવ પ્રમાણે અભરાઈ ઉપર મૂક્યુ છે; અર્થાત્ જ્ઞાનભંડારો તપાસવા, તેમાંનો કચરો વાળી સાફ કરવો, પુસ્તકોને તડકો દેખાડવો, બગડી કે ચોંટી ગએલાં પુસ્તકો સુધારવા, તેમાં જીવાત ન પડે એ માટે મૂકેલી ઘોડાવજ

વગેરેના ભૂકાની નિર્માલ્ય પોટલીઓ બદલવી, જ્ઞાનભંડાર અને પુસ્તકોને ઉપયોગી સાધનો વગેરે હાજર કરવાં આદિ કશું જ ન કરતાં માત્ર 'સાપ ગયા અને લીસોટા રહ્યા' એ કહેવત મુજબ આજકાલ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની વસ્તીવાળાં ઘણાંખરાં નાનાંમોટાં નગરોમાં થોડાંઘણાં જે કામચલાઉ પુસ્તકો હાથ આવ્યાં તેને આડંબરથી ચંદરવા-પૂંઠિયાની વચમાં ગોઠવી તેના અતિસાધારણ પૂજાસત્કારથી જ માત્ર સંતોષ માનવામાં આવે છે. 'જ્ઞાનપંચમી' પર્વના ઉપરોક્ત મૌલિક રહસ્ય અને તે દિવસના કર્તવ્યને વિસારવાને કારણે આજ સુધીમાં આપણા સંખ્યાબંધ જ્ઞાનભંડારો ઉધેઈ આદિના ભક્ષ્ય બની ચૂક્યા છે.

## જ્ઞાનપંચમીનો આરંભ

પ્રસ્તુત 'જ્ઞાનપંચમી' પર્વનો આરંભ અમારા અનુમાન મુજબ પુસ્તકલેખનના આરંભની સાથેસાથે થવાનો સંભવ વધારે છે. એટલે એ પર્વની ઉત્પત્તિ, સ્થવિર આર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ જેવા પ્રૌઢ અને પ્રતિભાસંપન્ન જૈન સ્થવિરોના વિશાળ દીર્ઘદર્શીપણાને જ આભારી છે એમ અમે એ દિવસના ઉદ્દેશ અને વ્યવસાયને ધ્યાનમાં લઈ ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ.

### પારિભાષિક શબ્દો

પ્રસ્તુત નિબંધમાં લેખનકળા સાથે સંબંધ ધરાવતાં અનેકવિધ સાધનો અને તેનાં પારિભાષિક નામ વગેરેનો તે તે સ્થળે વિસ્તૃત પરિચય આપ્યા પછી જે કેટલાક ઉપયોગી પારિભાષિક શબ્દો રહી જાય છે તેમનો અહીં પરિચય આપવામાં આવે છે:

૧ હસ્તલિખિત પુસ્તકને 'પ્રતિ' નામથી ઓળખવામાં આવે છે. આ 'પ્રતિ' શબ્દ 'પ્રતિકૃતિ' શબ્દ ઉપરથી ટૂંકાઈને બન્યાનું કહેવામાં આવે છે. ૨ હસ્તલિખિત પુસ્તકની બે બાજુએ રખાતા માર્જીનને 'હાંસિયો' કહેવામાં આવે છે અને તેની ઉપરનીચેના ભાગમા રખાતા માર્જીનને 'જિબ્ભા' (સં. जिह्वा=प्रा. जिब्भा=ગૂ० જીભ) તરીકે ઓળખવામાં આવે છે. ૩ પુસ્તકના હાંસિયાની ઉપરના ભાગમા ગ્રંથનું નામ, પત્રાંક અધ્યયન, સર્ગ, ઉચ્છ્વાસ વગેરે લખવામાં આવે છે તેને 'હૂંડી' કહે છે. ૪ ગ્રંથના વિષયાનુક્રમને 'બીજક' નામથી ઓળખવામાં આવે છે. ૫ પુસ્તકની અંદર અક્ષર ગણીને ઉલ્લિખિત શ્લોકસંખ્યાને 'ગ્રંથાગ્રં०' કહે છે અને પુસ્તકના અંતમા આપેલી ગ્રંથની સંપૂર્ણ શ્લોક-સંખ્યાને 'સર્વાગ્રં०' અથવા 'સર્વગ્રંથાગ્રં०' નામથી ઓળખવામાં આવે છે. ૬ જૈન મૂળ આગમો ઉપર રચાએલી ગાથાબદ્ધ ટીકાને 'નિર્યુક્તિ' કહેવામાં આવે છે. ૭ જૈન મૂળ આગમ અને નિર્યુક્તિ એ બંને ઉપર રચાએલી વિસ્તૃત ગાથાબદ્ધ વ્યાખ્યાને 'ભાષ્ય' અને 'મહાભાષ્ય' નામથી ઓળખવામાં આવે છે. કેટલીક વાર મૂળ આગમ ઉપર નિર્યુક્તિ અને ભાષ્ય હોય એના ઉપર વિસ્તૃત ગાથાબદ્ધ ટીકા રચવામાં આવે છે તેને 'મહાભાષ્ય' નામથી ઓળખવામા આવે છે. કેટલીક વાર ભાષ્ય અને મહાભાષ્ય સીધી રીતે મૂળ સૂત્ર ઉપર પણ લખવામાં આવે છે. એકંદર રીતે નિર્યુક્તિ, ભાષ્ય અને મહાભાષ્ય એ ગાથાબદ્ધ ટીકાગ્રંથો છે. ૮ મૂળસૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય અને મહાભાષ્ય ઉપરની પ્રાકૃત-સંસ્કૃતમિશ્રિત ગદ્યબંધ ટીકાને 'ચૂર્ણી' અને 'વિશેષચૂર્ણી' નામથી ઓળખવામાં આવે છે. ૯ જૈન આગમાદિ ગ્રંથો ઉપર જે નાનીમોટી સંસ્કૃત વ્યાખ્યાઓ હોય છે તેને વૃત્તિ, ટીકા, વ્યાખ્યા,

વાર્ત્તિક, ટિપ્પનક, અવચૂરિ, અવચૂર્ણી, વિષમપદવ્યાખ્યા, વિષમપદપર્યાય આદિ નામો આપવામાં આવે છે. ૧૦ જૈન આગમ વગેરે ઉપર લખાતા ચાલુ ગૂજરાતી, મારવાડી, હિન્દી વગેરે ભાષાના અનુવાદોને 'સ્તબક', 'ટબો' કે 'ટબાર્થ' નામથી ઓળખાવામાં આવે છે. ૧૧ જૈન મૂળ આગમોની ગાથાબદ્ધ વિષયાનુક્રમણિકાને તેમજ સંક્ષિપ્ત વિષયવર્ણનાત્મક ગાથાબદ્ધ પ્રકરણને કેટલીક વાર પ્રાકૃત-સંસ્કૃત મિશ્રિત સંક્ષિપ્ત વ્યાખ્યાને પણ 'સંગ્રહણી' નામ આપવામાં આવે છે.

## ઉપસંહાર

પ્રસ્તુત નિબંધ જૈન સંસ્કૃતિના શ્વેતાંબર અને દિગંબર એ બે પ્રધાન અને આદરણીય વિભાગો પૈકી શ્વેતાંબર વિભાગને લક્ષીને જ લખવામા આવ્યો છે. અમારી આંતરિક ઇચ્છા હતી કે પ્રસ્તુત નિબંધ જૈન સંસ્કૃતિના બંને માન્ય વિભાગોને અનુલક્ષીને લખાય; પરંતુ અમારી પાસે દિગંબરીય લેખનવિભાગને લગતી જોઇએ તેટલી સાધનસામગ્રી હાજર ન હોવાને લીધે અમે અમારી એ ઇચ્છાને પાર પાડી શક્યા નથી, એ માટે અમે અતિ દિલગીર છીએ. અમે ખાત્રીપૂર્વક માનીએ છીએ કે દિગંબર જૈન સંસ્કૃતિએ લેખનકળા અને તેનાં સાધન વગેરેના સંબંધમાં કેટલી યે નવીનતા આણેલી છે; એટલે એને લગતા ઉલ્લેખ અને પરિચયના અભાવમાં અમારો પ્રસ્તુત નિબંધ અપૂર્ણ જ છે. અમારો દૃઢ સંકલ્પ છે કે ભાવિમાં શ્વેતાંબર અને દિગંબર ઉભય જૈન સંસ્કૃતિને અનુલક્ષીને 'જૈન લેખનકળા' વિષયક સર્વાંગપૂર્ણ નવીન નિબંધ લખવો. જો પ્રસંગ મળશે અને ભાવી હશે તો જરૂર અમે અમારી આ ઇચ્છાને પાર પાડીશું, એટલું કહી અમે અમારા 'જૈન લેખનકળા' વિષયક આ નિબંધને સમાપ્ત કરીએ છીએ.

॥ जयति स्याद्वादिप्रवचनम् ॥

## પૂર્તિ

[૧] 'જૈન લેખનકળા'વિષયક નિબંધના પૃષ્ઠ ૩૫માં 'ઓળિયું—તેની બનાવટ અને ઉત્પત્તિ' વિભાગમાં અમે જણાવ્યું છે કે 'ઓળિયા'ને મારવાડી લહિયાઓ 'ફ્રાંટિયુ' એ નામથી ઓળખે છે, પણ એનો વાસ્તવિક અર્થ શો છે એ સમજાતું નથી.' આ સંબંધમાં અમારા માનીતા લેખક શ્રીયુત ગોવર્ધનદાસ લક્ષ્મીશંકર ત્રિવેદીનું કહેવું છે કે 'ફ્રાંટ'નો અર્થ 'વિભાગ' થાય છે. જે સાધનથી લખવા માટે પાનામાં ફ્રાંટ-વિભાગ—લીટીઓ દોરી શકાય એ સાધનનું નામ 'ફ્રાંટિયુ'.

[૨] પૃષ્ઠ ૩૮માં 'તાડપત્ર ઉપર લખવાની શાહી'ના 'પ્રથમ પ્રકાર'માં 'कसीसं=કસીસું' એટલે 'હીરાકસી' સમજવું.

[૩] પૃષ્ઠ ૪૧ની ટિપ્પણી નં. ૫૬માં અમે 'સ્વાગનો' અર્થ 'ટંકણખાર' આપ્યો છે તેને બદલે કેટલાક 'ખડિયો ખાર' એમ પણ કહે છે. આ બંને ખાર ગરમી ને પવનથી ફુલાવેલા સમજવા.

[૪] પૃષ્ઠ ૪૫માં હિંગળોકને ધોવા માટે અમે 'સાકરના પાણી'નો પ્રયોગ જણાવ્યો છે તેને બદલે 'લીંબુના રસ'થી ધોવાનો પ્રયોગ વધારે માફક છે એમ અમારો લેખક કહે છે. હિંગળોકમાં પારો હોઈ લખતી વખતે ગુરુપણાને લીધે હિંગળોક સાથે પારો એકદમ નીચે ઊતરી પડે છે. એ પારો અશુદ્ધ હોઈ કાળાશપડતો દેખાય છે. લીંબુનો રસ એ અશુદ્ધ પારાને શુદ્ધ બનાવે છે જેથી તેમાની કાળાશ નાબુદ થઈ જાય છે. પરિણામે હિંગળોક શુદ્ધ અને લાલ સુરખ બની જાય છે.

[૫] પૃષ્ઠ ૪૬-૪૭માં 'ચિત્રકામ માટે રંગો' વિભાગમા અમે રંગોની બનાવટના કેટલાક પ્રકારો આપ્યા છે તે કરતાં વધારાના બીજા ઘણા પ્રકારો અમને મળી આવ્યા છે જે આ નીચે આપીએ છીએ

"અથ ચીત્રામણમાં રંગ ભર્યાની વિધિ :॥

(૧) સફેદો ટાંક ૪, પાવડી (પીઉડી) ટાંક ૧, સિંદુર ટાંક ०॥—ગોરો રંગ હોઈ. (૨) સફેદો ટાંક ૪, પોથી ગલી ટાંક ૧—પારીક રંગ હોઈ. (૩) સિંદુર ટાંક ૧, પાવડી ટાંક ०॥—નારંગી રંગ હોઈ. (૪) હરતાલ ટાંક ૧, ગુલી ટાંક ०॥—નીલો રંગ હોઈ. (૫) સફેદો ટાંક ૧, અળતો ટાંક ૧॥—ગુલાબી રંગ હોઈ. (૬) પ્યાઉડી (પીઉડી) ટાંક ૧, ગુલી ટાંક ૧—પાન રંગ હોઈ (૭) સફેદો ટાંક ૧, ગલી ટાંક ૧—આકાશી રંગ હોઈ. (૮) સફેદો ટાંક ૧, સિંદુર ટાંક ૧—ગેહુ રંગ હોઇ. (૯) સિંદુર ટાંક ૧, સફેદો ટાંક ૪, પોથી ટાંક ૧—ગેહુ રંગ હોઈ. (૧૦) જંગાલ ટાંક ૧, પ્યાવડી ટાંક ૧—સુવાપંખા રંગ હોઈ. (૧૧) અમલસારો ગંધક ટાંક ૪, ગુલી ટાંક ૨—આસમાની રંગ હોઈ. (૧૨) હિંગુલ ટાંક ૧, ગુલી ટાંક ૨, પોથી રતિ ૧, સફેદો ટાંક ૧—બેંગણી રંગ હોઈ. (૧૩) સફેદો ટાંક ૪, પેવડી (પીઉડી) ટાંક ૨—પંડુરો રંગ હોઈ (૧૪) ગુલી ટાંક ૧, પેવડી ટાંક ૨, અળતો ટીપાં ૩, સ્યાહીરા ટીપા ૩, સિંદુરરા ટીપા ૩—આંબા રંગ હોઈ. (૧૫) સ્યાહી ટાંક ૧, પોથી ટાંક ૧—કસ્તૂરી રંગ હોઈ. (૧૬) સિંદુર ટાંક ૪, ગુલી ટાંક ૩—પાષી રંગ

હોઈ. (૧૭) સફેદો ટાંક ૩, અંબા રંગ ટાંક ૧—અરગજા રંગ હોઈ. (૧૮) પેઆવડી (પીઉડી) ટાંક ૨, પોથી ટાંક ૨—ચોષા રંગ હોઈ. (૧૯) સફેદો ટાંક ૩, પ્યાવડી ટાક ૧,—ગોહું રંગ હુઈ તે ઘાલિઈ ત્યારે કાષ્ઠ રંગ હુઈ. (૨૦) સફેદો સિંદુર ભેલીઈ—મુગલી રંગ હુઈ. (૨૧) ગેરુ સફેદો ભેલીઈ—મુગલી રંગ હુઈ. (૨૨) સફેદો પ્યાવડી ભેલીઈ—ગોરો રંગ હુઈ. (૨૩) સિંદુર હરતાલ ભેલીઈ—ગોહું રંગ હુઈ. (૨૪) પેવરી (પીઉડી) ગુલી ભેલીઈ-નીલો રગ હુઈ. (૨૫) હરતાલ ગુલી ભેલીઈ—અંબપત્ર રંગ હુઈ (૨૬) સફેદો ગુલી ભેલીઈ—આસમાની રંગ હુઈ. (૨૭) સફેદો પેવરી ગેરુ ભેલીઈ—જટા રંગ હુઈ. (૨૮) સિંદુર પ્યાવડી ભેલીઈ—નર રંગ હુઈ. (૨૯) સફેદો ગુલી સિંદુર ભેલીઈ—અબજિ રંગ હુઈ. (૩૦) સફેદો હરતાલ ગુલી ભેલીઈ—હસ્તિ રંગ હુઈ. (૩૧) સફેદો સિંદુર હરતાલ ભેલીઈ—હસ્તિ રંગ હુઈ. (૩૨) ગુલી સ્યાહી સિંદુર હરતાલ સફેદો ભેલીઇ—પેવરી રંગ હુઈ. ઇતિ સમાપ્ત."

ઉપરોક્ત 'ચિત્રકામ માટે ઉપયોગી રંગો'ની નોધનું જૂનું પાનુ જૈન મૂર્તિઓની અંગરચના કરવામા નિપુણ મારા શિષ્ય મણિલાલ લક્ષ્મીચંદ પાડે પાસેથી મળ્યુ છે.

"ચિત્રામણના રંગની વિધિઃ (૧) પહાડનો વાનો (રંગ)—મિમિ, વાની. (૨) ભભુતીના રંગ—ગુલી, ખડી, થોડો અળતો. (૩) મેઘવર્ણ—ગુલી, ખડી. (૪) વેંગણીઓ રગ—ગુલી, અળતો. (૫) ધૂમ્રનો રગ—ગુલી થોડી, ખડી, અળતો થોડો. (૬) પિસ્તાનો રંગ—ખડી, સિંદુર, થોડો અળતો. (૭) ગોરો રંગ—ખડી, સિંદુર, અળતો. (૮) ધૂંધલા પહાડી—ગુલી થોડી, ખડી, અળતો અલ્પ. (૯) ઘઉનો રંગ—હરતાલ, સિંદુર, ખડી. (૧૦) કાળો રીંગણીઓ રગ—ગળી ઘણી, અળતો થોડો. (૧૧) નીલ ચાસનો રગ—ટીકોડી, જગાલ. (૧૨) સ્ત્રીનો રંગ—હરતાલ, સફેદો. (૧૩) નીલો રંગ—ગળી, હરતાલ. (૧૪) ગુલાબી રંગ—સફેદો, અળતો. (૧૫) ગોલીગો નીલો—ટીકોડી, ગુલી.

આ રંગોના પ્રકારોમા જ્યાં માપ લખ્યુ નથી ત ઘણું, થોડું તે થોડું, બીજુ તોલ—માપ લખ્યું નથી તે કારીગરને ઠીક પડે તેમ લે. તોલ હોય પણ રગ જૂનો હોય તો ફેર પડે".

ચિત્રરંગોનું આ પાનુ અમને અમારા લેખકરત્ન શ્રીયુત ગોવર્ધનદાસ લક્ષ્મીશંકર ત્રિવેદીના સંગ્રહમાંથી મળ્યુ છે.

[૬] પૃષ્ઠ ૫૫માં 'લેખકના સાધનો' વિભાગમા અમે લેખકોને પુસ્તકલેખનમા ઉપયોગી સાધનોને લગતો 'कुपी १ कज्जल २ केश०' શ્લોક આપ્યો છે તેને લગભગ મળતું એક કવિત મળી આવ્યું છે, જે અહીં આપીએ છીએ:

> 'મસી-કાજલ' માંહિ મેલી ૧, ઘોલ 'કાચલી' ઘાતિ ૨.
> કટકો એક 'કાબલિ' ગ્રહ ૩, 'કાગલિ' ગુજરાતિ ૪.
> સુરંગિ 'કાળી' સમી ૫, 'કાંઠારી લેખણ' કાલિ ૬.
> 'કપો' ઊંચો કરે ૭, 'કડિ' બેવડી વાલિ ૮.
> કરી નીચી 'કલાઈ' ૯, કરી 'કર બે' ૧૦ નૈ 'કીકી' મલે ૧૧.
> ઇગ્યાર 'કકા' વિન એક હાં, અક્ષર એક ન નીકલે. ૧.

# પરિશિષ્ટ ૧

## 'જૈન લેખનકળા' વિષયક નિબંધમાં આવતાં

## લેખનકળાનાં સાધનો, સંકેત આદિને લગતાં નામો અને શબ્દોની અનુક્રમણિકા

[આવા ગોળ (    ) કૌંસમાં આપેલા અંકો ટિપ્પણાંક સૂચક છે]


અક્ષરાત્મક અંકો ૬૧,૬૨,
૬૫,૬૯
અક્ષરાંકો ૬૨,૬૪,૬૫,૭૧,૭૨
અગુરુત્વક ૨૮
અગ્રમાત્રા ૪૯(૬૭),૫૦,૫૧
અધોમાત્રા ૫૦,૫૧
અન્યાક્ષરવાચનદર્શક ચિહ્ન
૮૪, ૮૫
અન્વયદર્શક ચિહ્ન ૮૪,૮૮
અબજિ રંગ ૧૨૦
અમદાવાદી (કાગળ) ૩૦(૪૫)
અરગજા રંગ ૧૨૦
અરમઈક (લિપિ) ૮
અરવાલ (કાગળ) ૩૦(૪૧)
અર્ધું ઓખડા દાબડા
૧૦૦,૧૦૨
અવચૂરી ૧૧૮
અવચૂર્ણી ૧૧૮
અવતરણ ૩૪
અષ્ટગંધ ૪૫
અંકલિપિ ૭-૮ (૭)
અંકવિદ્યા ૧૧
અંબપત્ર રંગ ૧૨૦
આકાશી રંગ ૪૭, ૧૧૯
આશાતના ૧૧૦,૧૧૧
આસમાની રંગ ૪૭,૭૧
૧.૯,૧૨૦
આંકણી ૨૮,૩૭,૫૫,૧૧૧
આંખ ૫૫
આંબા રંગ ૧૧૯
ઉગ્રગંધા ૧૧૪
ઉજમણું ૯૧
ઉતરી ૧૧૧ (૧૩૦ ख)
ઉત્તરી શૈલી ૯,૧૦
ઉદ્યાપન ૯૧
ઊર્ધ્વમાત્રા ૫૦,૫૧
એકપદદર્શક ચિહ્ન ૮૪,૮૭
ઓળિયું ૨૪,૩૨,૩૫,૩૬,
૫૬,૧૧૧
'ૐ નમઃ સિદ્ધં'ની પાટી
૫૮ (૭૩)
ઔષધલિપિ ૮ (૭)
કક્કાની પાટી ૫૮ (૭૩)
કચ્છપી પુસ્તક ૨૨,૨૩,૭૨
કટ્ટિ ૫૫
કટિ ૧૨૦
કતરણી ૫૫
કદૂગલ ૨૯
કપડાની પટ્ટી ૯૮
કપડું ૨૧(૨૨),૨૪,૨૫(૩૦),
૨૬ (૩૩) ૨૮,૨૯,૩૧,
૯૦,૧૧૨
કપૂર ૧૧૪
કબલી ૧૧૧ (૧૩૦ ख), ૧૧૩
કબાટ ૧૦૩,૧૧૪,૧૧૬
કબૂતરનું પીછું ૮૨
કમલી ૧૧૧(૧૩૦ग-घ),૧૧૩
કર બે ૧૨૦
કલમ ૩૨,૩૩,૩૪,૩૫,
૫૫,૫૬,૧૧૩
કલાઈ ૧૨૦
કલ્પડઉ ૩૨ (૪૭)
કલ્મદાન ૫૫
કવલિઆ ૧૧૧ (૧૩૦ क)
કવલી ૧૧૨,૧૧૩
કસ્તૂરી રંગ ૧૨૦
કંઘો ૧૨૦
કંબિકા ૧૯,૩૬,૩૭,૧૧૩
કંબિકાવલી ૧૧૩
કંબ્યાલી ૧૧૩
કાગદ ૨૯
કાગલિ ૧૨૦
કાગળ ૧૨,૨૨,૨૪,૨૫(૩૦),
૨૬,૨૮,૨૯,૩૦(૪૧,૪૨,૪૩,
૪૪,૪૫),૫૫,૭૧
કાગળના દાબડા ૧૦૧
કાગળનાં પુસ્તક ૬૯,૭૦,
૭૧,૭૬,૯૭
કાગળની ચીપ ૯૮
કાચલી ૧૨૦
કાજલ ૫૫,૧૨૦
કાઠું ૩૨
કાતર ૫૫
કાતંત્ર વ્યાકરણ પ્રથમ
પાદની પાટી ૫૮ (૭૩)
કાનપુરી (કાગળ) ૩૦
કાનોદર્શક ચિહ્ન ૮૪,૮૫
કાશ્મીરી (કાગળ) ૩૦ (૪૪)
કાશ્મીરી લહિયા ૫૬
કાષ્ઠ ૫૫

કાષ્ઠપટ્ટિકા ૨૨,૨૪,૩૨(૪૬)
કાષ્ઠરંગ ૧૨૦
કાળાં બરૂ ૩૩(૪૮)
કાળી શાહી ૩૭,૩૮,૩૯,૪૦
૪૧,૪૨,૭૦,૭૧,૭૨,૭૩
કાળો રગ ૪૬
કાળો રીંગણીઓ રગ ૧૨૦
કાંકરો ૫૫
કાંઠારી લેખણ ૧૨૦
કાંડું ૩૨ (૪૭)
કાંબલિ ૧૨૦
કાંબળ ૫૫
કાંબી ૧૯ ૨૮,૩૨(૪૭),૩૭
૫૫,૯૦,૯૮,૧૧૧,૧૧૩,૧૨૦
કાંસ્યપત્ર ૨૭ (૩૫)
કીકી ૫૫,૧૨૦
કુબડીનો પત્થર ૫૫
કુલ ૧૩ (૧૧)
કુશ ૫૫
કૂપાણિકા ૫૫
કેડ ૫૫
કેશ ૫૫
કોટરી ૫૫
કૌટિલીય (લિપિ) ૬-૭ (૭)
ક્રમણ ૫૫
ખડિયો ૧૯,૨૦,૨૪,૪૬,
૫૫,૯૦,૧૧૧,૧૧૩
ખરતરગચ્છીય લિપિ ૪૮(૬૫)
ખરતાડ ૨૯
ખરોષ્ઠી (લિપિ) ૪,૫,૮,
૯,૧૮
ખંભાતી (કાગળ) ૩૦
ખારેકી રગ ૪૭
ખિસકોલીના વાળ ૮૨
ગણુ ૧૩ (૧૧)
ગુટકા ૨૩,૧૦૨
ગુલાબી રંગ ૪૭,૧૧૯,૧૨૦
ગુલાલ ૧૧૫
ગુજરાતી લેખકોની લિપિ ૪૮
ગેરુ ૮૨,૮૩
ગોરો રંગ ૪૭,૧૧૯,૧૨૦
ગોહીરો નીલો (રગ) ૧૨૦
ગોઝું રગ ૧૧૯,૧૨૦
ગંડી પુસ્તક ૨૨,૨૩,૭૨
ગ્રથાગ્ર૦ ૧૦૭,૧૧૭
ગ્રંથિ ૧૯,૨૦,૨૮,૧૧૩
ઘઉંનો રંગ ૧૨૦
ઘૂંટો ૩૧,૮૨
ઘોડાવજ ૧૧૪,૧૧૬
ઘોડાવજના ભૂકાની
પોટલી ૧૧૪,૧૧૬,૧૧૭
ચંદનના દાબડા ૧૦૨
ચાણુક્યી લિપિ ૬-૭ (૩)
ચાપડો ૧૧૨
ચામડાના દાબડા
૨૮ (૩૬),૧૦૨
ચામડાની પટ્ટી ૨૮(૩૬),૧૦૨
ચામડાની પાટી ૨૮ (૩૬)
ચામડું ૨૮ (૩૬),૧૦૦,૧૦૨
ચાંદીની શાહી ૩૭,૪૪,૫૫
ચાંલ્લા ૭૦
ચિત્રાકૃતિ ૬૧,૭૦,૭૧
ચૂર્ણિ ૧૧૭
ચૈત્ય ૧૦૪,૧૦૬ (૧૧૮)
ચૈત્યવાસી મુનિઓનાં
સ્થાન ૧૦૬ (૧૨૦)
ચોરઅક ૭૧
ચોખા રગ ૧૨૦
છરી ૫૫
છદણ ૨૦
છાદણ ૨૦
છેદપાટી પુસ્તક ૨૨,૨૪
જટા રંગ ૧૨૦
જિબ્ભા ૧૧૭
જીભ ૧૧૭
જુજબળ ૩૫
જુજવળ ૨૪,૩૨,૩૫
જૈનલિપિ ૪૮
જ્ઞાનપંચમી ૧૧૬,૧૧૭
જ્ઞાનપૂજા ૯૧,૧૧૬
ઝલમલ ૩૨(૪૭),૯૪(૧૧૦ख)
ટબાર્થ ૧૧૮
ટબો ૧૧૮
ટિપ્પણાં ૨૭ (૩૩), ૩૧
ટિપ્પનક ૨૬ (૩૩), ૧૧૮
ટિપ્પનકદર્શક ચિહ્ન ૮૪,૮૮
ટીકા ૭૦,૭૧,૧૧૭
ઠવણી ૩૨(૪૭),૧૧૧ (૧૩૦ख)
ઢાંકણ ૧૯,૨૦
તજીઆં બરૂ ૩૩
તલ ૨૯
તાડપત્ર ૧૧,૨૧,૨૨,૨૪,૨૫
(૨૯,૩૧), ૨૬ (૩૨), ૨૭
(૩૪), ૨૮,૨૯ (૩૮,૩૯),
૩૮,૭૧,૯૦,૧૦૨
તાડપત્રીય પુસ્તક ૬૯,૭૦,
૭૬,૯૭
તામ્રપત્ર ૨૪,૨૭ (૩૫), ૨૮
તાલ ૨૯
ત્રિપાટ ૭૨,૭૩,૭૬
ત્રિપાઠ ૭૨,૭૩,૭૬
દક્ષિણી શૈલી ૯,૧૦
દગડી હરતાલ ૮૨
દસ્તરી ૧૧૧ (૧૩૦ घ)
દાતાસી લિપિ ૮ (૭)
દાબડા ૨૮,૯૦,૯૮,૯૯,૧૦૧,
૧૦૨,૧૧૧,૧૧૩,૧૧૪,૧૧૬
દેવનાગરી(લિપિ)૧૮,૫૮(૭૩)

દોરી ૧૧૧ (૧૩૦ ख)
દોરો ૧૯,૩૨ (૪૭), ૩૬,૭૧, ૮૨,૮૩,૯૮,૧૧૩
દોલતાબાદી (કાગળ) ૩૦
ધૂમ્રનો રંગ ૧૨૦
ધૂંધલો પહાડી (રંગ) ૧૨૦
ધોળાં બરૂ ૩૩
ધોળો રંગ ૪૭
નર રંગ ૧૨૦
નાગરી (લિપિ) ૧૮,૨૧
નારંગી રંગ ૪૭,૧૧૯
નિર્યુક્તિ ૧૧૭
નીલ ચાસનો રંગ ૧૨૦
નીલો રંગ ૪૭,૧૧૯,૧૨૦
પગ ૫૫
પટારા ૧૦૩,૧૧૪
પટ્ટિકા ૯૦
પટ્ટી ૧૦૧
પડિમાત્રા ૪૭,૪૯ (૬૭), ૫૦
પતિતપાઠદર્શક ચિહ્ન ૮૪
પતિતપાઠવિભાગદર્શક-ચિહ્ન ૮૪
પનું ૧૧
પત્ર ૧૧,૧૯,૨૧ (૨૨)
પથ્થર ૨૪,૨૮ (૩૭)
પથ્થરપાટી ૧૦૬
પદચ્છેદદર્શકચિહ્ન ૮૪,૮૬
પર્ણ ૧૧
પહાડનો વાનો રંગ ૧૨૦
પંચપાટ ૭૨,૭૩,૭૬
પંચપાઠ ૭૨,૭૩,૭૬
પંડુરો રંગ ૧૧૯
પાટલીપુત્રી વાચના ૧૫
પાટી ૧૯,૫૫,૫૬,૫૮,૯૯, ૧૦૦,૧૦૧,૧૦૨,૧૧૧(૧૩૦ ग-घ-ङ),૧૧૩,૧૧૬
પાઠપરાવૃત્તિદર્શકચિહ્ન ૮૪,૮૫
પાઠભેદદર્શકચિહ્ન ૮૪,૮૬
પાઠાનુસંધાનદર્શકચિહ્ન ૮૪,૮૬
પાઠાં ૧૯,૯૯,૧૦૦,૧૧૧-(૧૩૦ ख),૧૧૩,૧૧૬
પાદવિભાગદર્શક ચિહ્ન ૮૭
પાન રંગ ૧૧૯
પાનું ૧૧,૧૯
પીસ્તાનો રંગ ૧૨૦
પીંછી ૮૨
પીળો રંગ ૪૭,૭૧
પૂઠાં ૧૯,૩૨ (૪૭),૯૯,૧૦૦, ૧૦૨
પૂર્વપદપરામર્શકચિહ્ન ૮૪,૮૬
પૃષ્ઠિમાત્રા ૫૦ (૬૭), ૫૧
પેટી ૧૦૩,૧૧૪
પેપાયરસ ૧૧ (૯),૨૫ (૨૯)
પેવરી રંગ ૧૨૦
પોથી ૯૮,૯૯,૧૧૧ (૧૩૦ग-घ)
પૌષધશાલા ૧૦૪,૧૦૫ (૧૧૫), ૧૦૬ (૧૧૮)
પ્રતિ ૧૧૭
પ્રથમાદર્શ ૧૦૮ (૧૨૬)
પ્રશસ્તિ ૧૦૮
પ્રાકાર ૩૫
ફાંટિયું ૩૫
ફૂદડી ૨૦,૨૮
બરૂ ૩૨
બંધન ૯૦,૧૦૦,૧૦૧,૧૧૧, ૧૧૩,૧૧૬
બીઆરસ ૩૯ (૫૩),૪૩
બીજક ૧૧૭
બ્રાહ્મી (લિપિ) ૪ (૫), ૫,૧૦ (૮), ૧૮,૨૧
બ્રાહ્મી દેવનાગરી (લિપિ),૪૭ (૬૪),૪૮
બ્રાહ્મી નાગરી (લિપિ)૩૨,૬૬
બ્રાહ્મી બંગલા(લિપિ)૪૭(૬૪)
ભભુતીનો રંગ ૧૨૦
ભલે મીંડુ ૫૯,૬૧,૭૦,૭૧
ભંડકિયાં ૧૦૩
ભાષ્ય ૧૧૭
ભિક્ષુસંઘાટક ૧૩ (૧૨)
ભુગળિયા (કાગળ) ૩૦
ભૂર્જપત્ર ૨૪,૨૭ (૩૪), ૨૮
ભોજપત્ર ૧૧,૨૧,૨૨,૨૭ (૩૪), ૨૮
મષી ૧૯,૨૦,૩૭,૪૫,૪૬
મષીભાજન ૨૦,૪૬
મસી-કાજલ ૧૨૦
મહાભાષ્ય ૧૧૭
માથાનો વાળ ૩૩,૫૫
માથુરી વાચના ૧૬
મારવાડી લહિયા ૩૫
મારવાડી લેખકો ૫૬
મારવાડી લેખકોની લિપિ ૪૮
મુખવસ્ત્ર ૧૧૨
મુખવસ્ત્રિકા ૧૧૨
મુગલી રંગ ૧૨૦
મુષ્ટિપુસ્તક ૨૨,૨૩,૭૨
મૂલદેવી લિપિ ૬–૭ (૭)
મેઘવર્ણું (રંગ) ૧૨૦
મોરપગલું ૮૪
યક્ષકર્દમ ૪૫
યતિઓની લિપિ ૪૮
રંગ ૩૭,૪૬,૪૭
રીઆલ ૧૧૨
રીલ ૧૧૮
રૂપેરી પુસ્તક ૬૯,૭૫ (૯૨)
રૂપેરી રંગ ૪૬
રૂપેરી શાહી ૩૭,૪૪,૭૨,૭૪
રેખાલિપિ ૮ (૭)

રેશમી કપડું ૨૮
રૌપ્યપત્ર ૨૪,૨૭(૩૫),૨૮
રૌપ્યાક્ષરી પુસ્તક ૭૪,૭૫ (૯૨),૧૦૨
લાકડાના દાબડા ૧૦૧,૧૦૨
લાકડાની પાટી ૧૯,૨૧,૨૩ (૨૮), ૨૮, ૩૨, ૯૯, ૧૦૦, ૧૦૨,૧૨૧
લાક્ષારસ ૪૦ (૫૫), ૪૨
લાલ રંગ ૪૬
લાલ શાહી ૩૭,૪૪,૪૫,૭૧, ૭૨,૭૩
લિપિ ૧૮,૪૭,૪૮,૪૯,૫૦
લિપ્પાસણુ ૧૮,૪૬
લિપ્યાસન૧૯,૨૦,૨૪,૪૬(૬૨)
લીલો રગ ૪૭
લેખણુ ૧૯,૨૧,૨૪,૩૨,૩૩, ૩૪,૬૦,૧૧૧
લેપ્યાસન ૪૬ (૬૨)
વતરણું ૩૪
વરગી હરતાલ ૮૨
વર્ણુતીરક ૩૫
વસતિ ૧૦૪,૧૦૫,(૧૧૫) ૧૦૬ (૧૧૬,૧૧૭)
વસ્ત્ર ૨૨
વહી ૧૧૧ (૧૩૦ ઘ)
વાક્યાર્થસમાપ્તિદર્શકચિહ્ન ૮૭
વાચના ૧૪ ૧૫,૧૬
વાદળી રંગ ૭૩
વાર્ત્તિક ૧૧૮
વાલ્લભી વાચના ૧૬,૧૮
વાંસનાં બરૂ ૩૩
વિભક્તિ-વચનદર્શકચિહ્ન ૮૪,૮૭
વિભાગદર્શકચિહ્ન ૮૪,૮૭
વિશેષચૂર્ણી ૧૧૭
વિશેષણુ-વિશેષ્યસંબંધ-દર્શકચિહ્ન ૮૪,૮૮
વિષમપદપર્યાય ૧૧૮
વિષમપદવ્યાખ્યા ૧૧૮
વીટાંગણું ૩૨ (૪૭)
વૃત્તિ ૧૧૭
વેંગણી રગ ૧૧૯,૧૨૦
વ્યાખ્યા ૧૧૭
શણીઆ (કાગળ) ૩૦
શબ્દાત્મક અંકો ૬૬
શબ્દાંકો ૬૭,૬૯
શાહી ૧૯,૨૦,૨૪,૨૬,૩૭.૩૮, ૩૯,૪૦,૪૧,૫૫,૯૦
શૂડ ૭૨,૭૩
શૂઠ ૭૨,૭૩
શૂન્યલિપિ ૮–૯ (૭)
શૂન્યાંક ૬૬
શ્રીતાડ ૨૯,૯૩ (૧૦૩)
ષારીક રગ ૧૧૯
ષાષી રંગ ૧૨૦
સફેદો ૪૭,૮૧,૮૨
સર્વગ્રંથાગ્રં૦ ૧૦૭,૧૧૭
સહદેવી લિપિ ૮ (૭)
સગ્રહણી ૧૫,૧૧૮
સંઘ ૧૩ (૧૧)
સંઘસમવસરણુ ૧૪
સંઘસમવાય ૧૪,૧૫,૧૬.૧૭, ૧૮
સઘાટક ૧૩ (૧૨).૧૪ (૧૬), ૧૫ (૧૮)
સપુટક ૧૧૧ (૧૩૦ ख).૧૧૨
સપુટફલક ૨૨,૨૩
સંપુટિકા ૧૧૧ (૧૩૦ ख),૧૧૨
સાહેબખાની (કાગળ) ૩૦
સાંકળ ૧૯,૨૦
સાંપડી ૧૧૧(૧૩૦ग),૧૧૨, ૧૧૩
સાંપડો ૧૧૧(૧૩૦ग),૧૧૨, ૧૧૩
સાંપુડા ૧૧૧ (૧૩૦ ઘ)
સાંપુડી ૧૧૧ (૧૩૦ ઘ)
સુયાપંખા રંગ ૧૧૯
સુવર્ણપત્ર ૨૪,૨૭ (૩૫)
સુવર્ણાક્ષરી પુસ્તક ૨૩ (૨૭), ૭૪, ૭૫ (૯૩, ૯૪, ૯૫), ૯૨,૧૦૨
સૂક્ષ્માક્ષરી પુસ્તક ૭૬
સૂતરનો દોરો ૯૮
સૂપાટિકા ૨૨ (૨૬)
સેમેટિક ૪ (૪)
સોઇયા ૨૧,૩૨,૪૧
સોનેરી પુસ્તક ૬૯,૭૪ (૮૯)
સોનેરી રગ ૪૬
સોનેરી શાહી ૩૭,૪૪,૭૨, ૭૪,૭૫,૭૬
સ્તબક ૧૧૮
સ્ત્રીનો રગ ૧૨૦
સ્થૂલાક્ષરી પુસ્તક ૭૬
સ્વર-વ્યજનની પાટી ૫૮ (૭૩)
સ્વરસંધ્યશદર્શક ચિહ્ન ૮૪,૮૬
હરતાલ ૪૭,૭૩,૮૧,૮૨,૮૩
હરિત રગ ૧૨૦
હંસપગલું ૮૧,૮૪
હાંસિયો ૭૧(૮૫),૭૩,૧૧૭
હિંગળોક ૨૪,૪૬,૭૦,૭૧,૭૩
હુંડી ૭૧(૮૬),૧૧૭

# પરિશિષ્ટ ૨

## 'જૈન લેખનકળા' નિબંધમાં આવતાં વિશેષ નામોની અનુક્રમણિકા


અક્ખરપુટ્ઠિયા (લિપિ) ૬ (૭ क)
અચ્યુપ્તશ્રેષ્ઠિવસતિ ૧૦૫(૧૧૫ च), ૧૦૬
અજમેર ૪(૩), ૭૫(૯૨ ग)
અજયપાલ ૧૦૯
અજાહરા ૧૦૯
અજિતનાથ ૧૦૩
અણહિલપાટક ૧૦૫ (૧૧૫ क-ख-ग-घ-ङ-च), ૧૦૬ (૧૧૯ ख)
અણહિલવાડ ૧૦૫(૧૧૫ग), ૧૦૭ (૧૨૨ क)
અણહિલ્લપુરપત્તન ૨૬(૩૩), ૫૧(૬૮), ૫૩(૭૧), ૧૦૬(૧૧૯ ग)
અણહિલ્લવાડપત્તણ ૧૦૬ (૧૧૯ ग)
અન્યાક્ષારિણી લિપિ ૪(૫)
અનિમિત્તી (લિપિ) ૬ (૭ ख)
અનુદ્રુતલિપિ ૪(૫)
અનુલોમલિપિ ૪(૫)
અપરગૌડાદિલિપિ ૪(૫)
અભયચંદ્ર ૨૬ (૩૩)
અભયદેવ ૯૪(૧૦૯)
અભિનંદન ૧૦૩
અમદાવાદ ૩૦, ૫૩ (૭૨), ૬૫, ૯૭
અમરવિજયજી ૭૫ (૯૩)
અમેરિકા ૧૨
અરબી ૪(૪), ૬
અરમઈક ૪(૪)
અરવાલ ૩૦(૪૧)
અર્બુદાચલ ૯૩ (૧૦૪)
અવંતીપતિ ૨(૧)
અશોક ૪ (૩), ૫ (૬)
અસુરલિપિ ૪(૫)
અહમ્મદાવાદ ૯૪ (૧૦૯ रू)
અંકપલ્લવી ૮(૭)
અંકલિપિ ૬ (૭ क)
અંગલિપિ ૪(૫)
અંગુલીયલિપિ ૪(૫)
અંતકખરિયા (લિપિ) ૬ (૭ क)
અંતરિક્ષદેવલિપિ ૪(૫)
અંબાલાલ ચુનીલાલનો ભંડાર પાલીતાણા ૯૪(૧૧૦ ख)
આએસરમુનિગૃહ ૧૦૬ (૧૨૦)
આગમગચ્છીય ૯૪
આગમિક ૯૧(૯૯ क)
આગ્રા ૯૭
આદંસલિપિ ૬ (૭ क)
આફ્રિકા ૪(૪)
આભડવસાકવસતિ ૧૦૫ (૧૧૫ छ), ૧૦૬
આમ્રભટ ૯૩
આયાસલિપિ ૬ (૭ क)
આરબ ૨૫(૨૯)
આર્યક્ષેત્ર ૧ (૧), ૨ (૧)
આર્યસંસ્કૃતિ ૫૭
આશાપૂરવસતિ ૧૦૫(૧૧૫ ह), ૧૦૬
આશાવરસૌવર્ણિ'વસતિ ૧૦૫(૧૧૫ ख)
આસા ૧૦૬(૧૧૮)
આસાવલ્લિ ૧૦૬ (૧૧૯ ग)
આહોર ૯૭
આંધ્ર ૨ (૨)
આંબડ ૯૩
ઇન્ડિયન મ્યુઝિયમ ૪ (૩)
ઈડર ૧૦૯
ઈથિઓપિક્ ૪(૪)
ઈરાનવાસી ૮
ઉગ્રલિપિ ૪(૫)
ઉચ્ચત્તરિયા(લિપિ) ૬ (૭ क)
ઉર્જ્યત ૧૦૬(૧૧૮)
ઉડિયા(લિપિ) ૧૦
ઉડ્ડી (લિપિ) ૬ (૭ ख)
ઉત્ક્ષેપલિપિ ૪ (૫)
ઉત્ક્ષેપાવર્ત્તલિપિ ૪ (૫)
ઉત્તરકુરુદ્વીપલિપિ ૪ (૫)
ઉત્તરી શૈલી ૯
ઉદયપ્રભસૂરિ ૯૨
ઉદેપુર ૯૭
ઉના ૧૦૯
ઉયઅંતરિકિખયા (લિપિ) ૬ (૭ क)
ઉયંતરકરિયા (લિપિ) ૬ (૭ क)
ઉર્દૂ ૬
ઊપકેશવંશીય ૧૦૬ (૧૧૮)
ઊર્ધ્વધનુર્લિપિ ૪ (૫)
ઋષભદેવ ૪(૬), ૧૦૩
ઋષિતપસ્તપ્તલિપિ ૪(૫)
એન. સી. મહેતા ૨૭(૩૩)
એરીઅન ૨૨ (૨૩)
એલેકઝાંડર ૨૨(૨૩)

એશિયા ૪(૪),૨૫(૨૯)
એશિયાઇ ૬(૭ग)
ઓસવાલ જ્ઞાતીય ૯૨
ઔદીચ્ય જ્ઞાતીય ૫૧(૬૮)
ઔષધપલ્લવી ૮(૭)
કચ્છ ૨૪,૫૪(૭૨),૯૭
કચ્છૂલિપાર્શ્વનાથ ૨૬(૩૩)
કનડી ૧૦
કનારિલિપિ ૪(૫)
કમલસયમોપાધ્યાય ૫૪
કર્ણાટક ૩૨
કર્પૂરવિજયજી ૫૪(૭૨)
કર્માશાહ ૯૩
કલકત્તા ૯૭
કલિગ લિપિ ૧૦
કલિગાધિપતિ ૨૧
કલ્યાણમલજી ઢઢ્ઢા ૭૫(૯૨ग)
કસ્તૂરભાઈ મણિભાઈ ૬૫(૭૮)
કાગજીપુરા ૩૦
કાનપુર ૩૦
કાન્હા ૯૪(૧૦૮)
કાયસ્થ ૫૧(૬૮),૫૨(૬૯क)
કાલૂ ૯૪(૧૦૬)
કાશી ૯૭
કાશ્મીર ૩૦
કાસહ્રદીયગચ્છ ૫૩(૬૯ग)
કાંતિવિજયજી (પ્રવર્ત્તક) ૨૬
(૩૩),૩૬,૫૨,૫૪(૭૨),૭૫
(૯૨ख,૯૩)
કિઅ-લુ-સે-ટો ૫
કિન્નરલિપિ ૪(૫)
કીરી (લિપિ) ૬(૭ख)
કીર્ત્તિવિજયોપાધ્યાય ૫૪
કુગિઅર ૨૫(૨૯)
કુટિલલિપિ ૧૦,૬૦
કુમરસિંહ ૯૧(૯૯क)
કુમારપાલદેવ ૩૭,૭૪(૮૯ख),
૯૨,૧૦૯
કુમારપાલસુશ્રાવક ૫૩(૬૯घ)
કેશીયવીરજિનભવન ૧૦૬
(૧૧૯ख)
કોડાય ૯૭
કોડાયનો ભંડાર ૫૪(૭૨)
ખડ્લિક ૨૭(૩૪)
ખરતરગચ્છ ૪૮(૬૫),૯૧
(૧૦૦ख),૯૩(૧૦૫)
ખરોષ્ટ્રિયા (લિપિ) ૬(૭क)
ખરોષ્ઠ ૪,૫,૯
ખરોષ્ઠી (લિપિ) ૪(૫)
ખહિલાયરિય ૧૬(૧૯क-ख)
ખંભાત ૨૫(૨૯),૩૦,૫૩,૫૪,
૯૭,૧૦૫
ખારવેલ ૨૧
ખાસ્યલિપિ ૪(૫)
ખેડા ૯૭
ખેતસિંહ ૯૧(૧૦૦क)
ખેતા ૨૭(૩૩)
ખોતાન ૩૨(૪૬)
ગણાવર્તલિપિ ૪(૫)
ગણિઅલિપિ ૬(૭क)
ગરુડલિપિ ૪(૫)
ગંધર્વલિપિ ૪(૫) ૬(૭क)
ગંધાર બન્દિર ૯૪(૧૧૦ख)
ગંભૂતા ૧૦૬(૧૧૯क)
ગાયકવાડ ઓરિયૅન્ટલ
ઈન્સ્ટીટ્યુટ વડોદરા
૨૩,૨૮,૭૬
ગાંધાર ૯
ગાંભૂ ૧૦૫
ગાંભૂ-ચૈત્ય ૧૦૬(૧૧૯क)
ગુજરાત ૨૪,૨૯,૪૬,૭૫
(૯૩),૯૭
ગુજરાનવાલા ૯૭
ગુણભદ્ર ૨૬(૩૩)
ગુણચિક ૨૭(૩૩)
ગુપ્તલિપિ ૧૦,૬૦
ગુરુમુખી (લિપિ) ૧૦
ગોવર્ધનદાસ લક્ષ્મીશંકર
ત્રિવેદી ૫૨
ગોષ્ઠિક ૨૬(૩૩)
ગૌરી ૨૬(૩૩)
ગ્રંથલિપિ ૧૦
ઘોઘા ૯૭,૧૦૯
ઘોસુંડા ૩૦
ચક્રલિપિ ૪,(૫)
ચંચળબહેનનો ભંડાર
અમદાવાદ ૫૩(૭૨)
ચતુરવિજયજી ૫૨
ચંદ્રગુપ્ત ૨૨(૨૪)
ચપકનેરવાસી ૨૭(૩૩)
ચાઈનીઝ ૧૮
ચાણુક્ય ૬(૭ग)
ચાણક્કી (લિપિ) ૬(૭ख)
ચારિત્રવિજયજી ૬૫(૭૮)
ચાહડ ૧૦૬(૧૧૮)
ચિત્તોડ ૧૧૦
ચિત્રકૂટ ૯૧(૧૦૦क),૧૦૬
(૧૧૮)
ચીન ૫
ચીનીલિપિ ૪(૫).૫
ચીબાગ્રામ ૨૬(૩૩)
ચૈત્ય ૧૦૪,૧૦૬
ચૌખંબા સીરીઝ ૭(૭)
છત્તાવલ્લીપુરી ૧૦૬(૧૨૦)
છાડામત્રી ૯૫(૧૧૨)
છાણી ૯૭
છાહડ ૯૧(૧૦૧क)
જકખી (લિપિ) ૬(૭ख)

જગતશેઠ ૭૬(૯૫)
જગસિંહ ૯૧(૧૦૦ क)
જયતુંગિદેવ ૧૦૬(૧૧૮)
જયસિંહદેવ ૫૩(૭૧), ૧૦૬ (૧૧૯ ख)
જયાનંદસૂરિ ૯૪
જલ્હણ ૫૩(૬૯ ङ)
જવણાણિયા (લિપિ) ૬(૭ क)
જવણાલિયા (લિપિ) ૬(૭ क)
જવણી (લિપિ) ૬(૭ ख)
જસવિજયજી ૨૬(૩૩)
જસવીર ૯૧(૯૯ )
જસા ૨૬(૩૩)
જંબૂશ્રાવક ૧૦૬(૧૧૯ क)
જાન ૫૨(૬૯ क)
જામનગર ૯૭(૧૦૮)
જાલૂ ૯૧(૯૯ क)
જાલોર ૯૭
જિનકુશલસૂરિ ૫૩(૬૯ घ)
જિનચંદ્રગણિ ૧૦૭(૧૨૨ क)
જિનચંદ્રસૂરિ ૫૩(૬૯ घ)
જિનભદ્રસૂરિ ૯૩(૧૦૫)
જિનરાજસૂરિ ૯૩(૧૦૫)
જિનવલ્લભસૂરિ ૧૦૬(૧૧૮)
જિનેશ્વરસૂરિ ૧૦૬(૧૧૮), ૧૦૮(૧૨૮ ख)
જેસલમેર ૨૫(૨૯), ૫૨(૬૯), ૯૭, ૧૦૯, ૧૧૦
જેસલમેર કિલ્લાનો ભંડાર ૯૧(૧૦૦ ख), ૯૭
જૈનશ્રમણસંસ્કૃતિ ૩
ઝડિયાલા ૯૭
ટિબ્બેટન ૧૮
ડભોઈ ૯૭
ડુંગર ૨૬(૩૩)
ડોસા વોરા ૭૬(૯૫)
ઢિરહઇયા (લિપિ) ૬(૭ क)
તક્ષશિલા ૯
તપગચ્છના શ્રીપૂજ્યનો ભંડાર ૭૫(૯૪)
તપગચ્છનો ભંડાર (પાટણ) ૫૩(૭૨)
તપાગચ્છીય ૯૩
તરુણપ્રભ ૯૧(૧૦૦ ख)
તામિલ લિપિ ૧૦
તિલ્હી ૨૬(૩૩)
તુરક્કીલિપિ ૬(૭ ख)
તુર્કસ્તાન ૭
તેજપાલ ૯૨
તેજા ૨૭(૩૩)
તેલુગુ ૧૦
ત્રિસ્તુતિક ૫૪, ૫૯(૭૩)
ત્સ-કી ૫
થરાદ ૧૦૫
દકિખણાવહ ૧૪(૧૩)
દક્ષિણ ૨૪, ૭૫(૯૩)
દક્ષિણી લિપિ ૪(૫)
દક્ષિણી શૈલી ૯
દરદલિપિ ૪(૫)
દરાપરા ૯૭
દર્શનવિજયજી ૬૫(૭૮)
દવિડી(લિપિ) ૬(૭ ग)
દશોત્તરપદસંધિલિખિત-લિપિ ૪(૫)
દાનવિમલજી ૭૫(૯૨ ख)
દામિલિલિપિ ૬(૭ क)
દાયિક ૧૦૮(૧૨૮ क)
દિલ્હી ૩૦
દેદા ૧૦૬(૧૧૮)
દેવકૃષ્ણ ૭૭(૯૬)
દેવર્ધિગણિક્ષમાશ્રમણ ૧૪(૧૫), ૧૬, ૧૭, ૧૮, ૧૧૭
દેવલિપિ ૪(૫)
દેવશાના પાડાનો જૈન ભંડાર અમદાવાદ ૭૫, (૯૩, ૯૪)
દોસાઉરિયાલિપિ ૬(૭ क)
દોહટ્ટિ-દોહડિ વસતિ ૧૦૫(૧૧૫ ग), ૧૦૬
દોહડિ શ્રેષ્ઠિ ૯૪(૧૦૯ क)
દ્રવિડ ૨(૧)
દ્રાવિડ લિપિ ૪(૫)
દ્વિરુત્તરપદસંધિલિખિત-લિપિ ૪(૫)
ધરણાશાહ ૯૩(૧૦૫)
ધરણીધરશાલા ૧૦૬(૧૧૮)
ધરણીપ્રેક્ષણાલિપિ ૪(૫)
ધર્મઘોષસૂરિ ૯૧(૯૯ क)
,, ૯૩(૧૦૪)
ધર્મચંદ્ર ૧૦૮(૧૨૫)
ધર્મદેવ ૧૦૬(૧૧૮)
ધર્મસાગરોપાધ્યાય ૯૪(૧૦૯)
ધવલક્કપુર ૧૦૬(૧૧૭)
ધવલભંડસાલિકૃત પાર્શ્વ-સ્વામિજિનભવન ૧૦૬(૧૧૯ ग)
ધંધુકા ૧૦૫
ધાંધલ ૯૧(૧૦૦ क)
ધોળકા ૧૦૫, ૧૦૬
નટપદ્ર ૭૭(૯૬)
નડી (લિપિ) ૬(૭ ख)
નયકીર્ત્તિ ૧૦૭(૧૨૨ ख)
નયવિજય ૫૩, ૫૪(૭૨)
નરચંદ્રસૂરિ ૨૬(૩૩)
નલક ૧૦૬(૧૧૮)
નદુરબાર નિવાસી ૯૩, ૯૪(૧૦૬)
નાગાર્જુન ૧૬(૧૯ ख)

નાગર ૫૧
નાગરી(લિપિ) ૬(૭ख),૧૮, ૬૦
નાગરીપ્રચારિણી (ત્રૈમાસિક) ૧૬(૨૦)
નાગલિપિ ૪(૫)
નાગાર્જુનાચાર્ય ૧૪(૧૩), ૧૬,૧૭
નાગેંદ્રગચ્છીય ૯૨
નાગોર ૯૭
નાગોરીગચ્છ ૭૫(૯૨ ख)
નાડીવાલગચ્છ ૭૫(૯૨ ख)
નાથાલાલ છગનલાલ ૭૫(૯૫)
નાલંદીય બૌદ્ધ વિશ્વ-વિદ્યાલય ૯૬(૧૧૩)
નિઆર્કસ ૨૨(૨૬)
નિક્ષેપલિપિ ૪(૫)
નિર્ણયસાગરપ્રેસ ૧૦૪
નિર્ણયસાગરીય ૭(૭)
નૂહ ૮(૪)
નેપાલ ૪(૩),૧૩(૧૨), ૧૬(૧૮)
નેમિચંદ્ર સૌવર્ણિક પૌષધ-શાલા ૧૦૫(૧૧૫ क)
નેમિનાથ ૧૦૦
પટણા ૩૦(૪૧)
પદમાઈ ૯૪(૧૦૯ ख)
પર્યુષણાપર્વ ૭૬
પર્વત ૯૪(૧૦૭,૧૦૮)
પશ્ચિમી (લિપિ) ૧૦,૬૦
પહરાઈયા (લિપિ) ૬(૭ क)
પહારાઈયા (લિપિ) ૬(૭ क)
પાટણ ૨૫(૨૯),૨૬(૩૩), ૨૮(૩૮),૩૧,૫૦(૬૭), ૫૨(૬૯),૫૫,૬૫,૯૭, ૧૦૫,૧૦૯
પાટણનિવાસી ૪૭(૬૩), ૪૮(૬૫)
પાટલિપુત્ર ૧૫
પાડલિપુત્ત ૧૫(૧૮)
પાદરા ૯૭
પાદલિખિત લિપિ ૪(૫)
પારસી (લિપિ) ૬(૭ ख)
પાર્શ્વસાધુ ૧૦૬(૧૧૬ क)
પાલનપુર ૯૭,૧૦૫,૧૦૬
પાલનપુરવાસી ૭૫(૯૫)
પાલી ૯૭
પાલીતાણા ૯૭
પાલ્હણ ૯૧(૯૯ क)
પિપ્રાવા ૪(૩)
પુક્ખરસારિયા(લિપિ)૬(૭क)
પુણ્યોપાય (શ્રમણ) ૧૨
પુષ્કરસારી (લિપિ) ૪(૫)
પુષ્પલિપિ ૪(૫)
પૂના ૨૫(૨૯),૫૩(૭૨), ૯૧(૯૯ क)
પૂર્વવિદેહલિપિ ૪(૫)
પેથડદેવ-શાહ-મંત્રી ૯૨,૯૩(૧૦૪),૯૪(૧૦૮)
પોરવાડ ૨૮(૩૭),૯૨
પોલિંદીલિપિ ૬(૭ क)
પૌષધશાલા ૧૦૮,૧૦૯
પ્રક્ષેપલિપિ ૪(૫)
પ્રભાસપાટણ ૧૦૯
પ્રહ્લાદનપુર ૧૦૬(૧૧૬)
પ્રાગ્વાટ ૨૭(૩૩),૨૮(૩૭), ૯૨,૯૩
પ્રાક્ષિચાગોત્ર ૯૧(૯૯ ख)
ફારસી ૬
ફિનિશીઅન ૪(૪)
બકુલ-નંદિકશ્રેષ્ઠિવસતિ ૧૦૬(૧૧૭)
બર્મીઝ(લિપિ) ૧૮(૨૧)
બંગલિપિ ૪(૫)
બંગલાલિપિ ૧૦,૬૦
બંગાળ ૯૭
બંભી (લિપિ) ૬(૭ क)
બાડમેર ૯૭
બાલુચર ૯૭
બાહડ ૯૩
બિહાર ૩૦(૪૧)
બીકાનેર ૯૭
બીજોલ્યાં ૨૮(૩૭)
બુદ્ધદેવ ૪(૩)
બુદ્ધિસાગરસૂરિનો ભંડાર ૫૩(૭૨)
બુરાનપુર ૭૫(૯૨ ख)
બૌદ્ધ શ્રમણસંસ્કૃતિ ૩
બ્રહ્મદેશ ૨૫,૨૯,૩૨
બ્રહ્મવલ્લીલિપિ ૪(૫)
બ્રહ્મા ૪
બ્રાહ્મણ ૫૧(૬૮)
બ્રાહ્મી ૪(૬)
બ્રાહ્મી(લિપિ) ૪(૫),૫, ૧૦(૮),૧૮,૨૧
ભક્તિવિજયજી ૫૩(૭૨),૫૪
ભદ્રબાહુ ૧૩(૧૨),૧૪(૧૩, ૧૬),૧૫,૧૬(૧૮)
ભરૂચ ૯૭
ભાભાના પાડાનો ભંડાર (પાટણ) ૫૪(૭૨)
ભાવડાર ગચ્છ ૯૧(૯૯ ख)
ભાવદે ૨૭(૩૩)
ભાવદેવસૂરિ ૯૧(૯૯ ख)
ભાવનગર ૫૩(૭૨),૯૭
ભાવનગર સંઘનો ભંડાર ૯૪(૧૦૬)
ભાંડારકર ઈન્સ્ટીટ્યુટ પૂના ૫૩(૭૨)

ભીમ ૯૧ (૧૦૦ क)
ભીમમંત્રી ૫૨ (૬૯ क)
ભુવનતુંગસૂરિ ૯૫ (૧૧૨)
ભૂચલિવી ૬ (૭ क-ख)
ભૃગુકચ્છ ૫૨ (૬૯ ख), ૯૩ (૧૦૪)
ભોગવયતા (લિપિ) ૬ (૭ क)
ભોજક ૫૧
ભોજદેવ ૫૧
ભોજક ૯૧ (૯૯ ख)
ભૌમદેવલિપિ ૪ (૫)
મગધ ૧૮,૪૭
મગધલિપિ ૪ (૫)
મગધવાસિની ૪૭
મણિલાલ પાંડયે ૪૭(૬૩)
મથુરા ૧૬ (૧૯ ग)
મદનાગ ૫૩ (૬૯ ग)
મદ્રાસ ૨૫,૨૯
મધુરા ૧૬ (૧૯ क)
મધ્યપ્રદેશી ૧૦
મધ્યભારત ૧૨
મધ્યાક્ષરવિસ્તરલિપિ ૪ (૫)
મનુષ્યલિપિ ૪ (૫)
મહાગિરિ ૧૪ (૧૩)
મહાત્મા ૫૧
મહારાષ્ટ્રી ભાષા ૪૨
મહાવીર ૧,૪ (૩),૧૦૩
મહીસમુદ્રગણિ ૯૩
મહુરા ૧૬ (૧૯ ख)
મહોરગલિપિ ૪ (૫)
મટનમંત્રી ૯૨
મંડપદુર્ગ ૯૩ (૧૦૪)
મંડલીક ૯૪ (૧૦૮)
માણિક્ય ૧૦૮ (૧૨૮ क)
મારવાડ ૨૪,૩૫,૫૮ (૭૩), ૭૫ (૯૩),૯૭
માલવિણી (લિપિ) ૬ (૭ ख)
માલૂ ૯૧ (૯૯ क)
માલ્હૂવસતિ ૧૦૬ (૧૧૬)
માહવ ૧૦૮ (૧૨૬ ख)
માહેસરી લિપિ ૬ (૭ क)
માળવા ૭૫ (૯૩),૯૭
માંગરોળ ૯૭
માંગલ્યલિપિ ૪ (૫)
માંડવગઢ ૯૩
મિસર ૧૧ (૯)
મુર્શિદાબાદનિવાસી ૭૬ (૯૫)
મુંડારા ૯૭
મુંબાઇ ૯૭
મૂલદેવ ૬ (૭ ग)
મૂલદેવી (લિપિ) ૬ (૭ ख)
મૃગચક્રલિપિ ૪ (૫)
મૅગૅસ્થિનિસ ૨૨ (૨૪)
મેડતા ૫૩ (૭૦)
મેવાડ ૨૪,૨૮ (૩૭),૭૫ (૯૩), ૯૭
મોઢજ્ઞાતીય ૫૧ (૬૮),૯૪ (૧૦૭)
મોતીચંદજી યતિ ૯ (૭)
મોદીનો ભંડાર (પાટણ) ૯૧ (૯૯ ख),૯૪ (૧૦૭)
મોહનલાલજીનો ભંડાર ૫૪ (૭૨), ૭૫ (૯૩)
મૌર્યવંશી ૨૨ (૨૪)
યક્ષદેવ ૧૦૬ (૧૧૯ क)
યક્ષલિપિ ૪ (૫)
યશોભદ્રસૂરિ ૯૧ (૯૯ क)
યશોવિજયોપાધ્યાય ૫૩ (૭૨), ૧૦૮ (૧૨૭)
યારકંદ ૨૫ (૨૯)
યુક્તપ્રાંત ૯૭
યુરોપ ૨૫ (૨૯)
યુરોપવાસી ૧૧ (૯),૧૨ (૯),૨૮ (૩૬)
રકખસી (લિપિ) ૬ (૭ ख)
રતલામ ૯૭
રત્નપ્રભસૂરિ ૨૬ (૩૩)
રત્નસિંહ ૯૧ (૧૦૦ ख)
રાજપૂતાના મ્યુઝીઅમ ૪ (૩)
રાજેન્દ્રસૂરિ ૫૪,૫૬ (૭૩)
રાણિગ ૯૧ (૯૯ क)
રાધનપુર ૯૭
રામકુશલ ૭૫ (૯૨ ख)
રામચન્દ્ર ૨૬ (૩૩)
રાંતેજ ૫૦ (૬૭),૧૦૯
રૂપાદે ૫૩ (૭૦)
રેખાપલ્લવી (લિપિ) ૮ (૭)
રોમનલિપિ ૬૧
લાટલિવિ ૬ (૭ ख)
લાડી ૨૭ (૩૩)
લીંબડી ૨૫ (૨૯),૯૭
લીંબડી જ્ઞાનભંડાર ૫૪ (૭૨), ૭૫, (૯૩,૯૪), ૯૧ (૯૯ क), ૯૪ (૧૦૬)
લીંબા ૨૬ (૩૩)
લેખપ્રતિલેખલિપિ ૪ (૫)
લોલાક ૨૮ (૩૭)
લોલિગ ૨૮ (૩૭)
વઇરસામી ૧૪ (૧૩)
વજ્રલિપિ ૪ (૫)
વજ્રસ્વામી ૧૪ (૧૩)
વહ્રેણુન્તુ લિપિ ૧૦
વડલી ૪ (૩)
વડોદરા ૯૭
વઢવાણકેંપ ૯૭
વર્ધમાનસ્વામી ૨ (૧)
વલહિનયરી ૧૬ (૧૯ ख)
વલ્લભીપુર ૧૪ (૧૫), ૧૬ (૧૯ ग)

વસતિ ૧૦૪,૧૦૬
વસ્તુપાલ ૨૫(૨૯),૭૪(૮૯ क),
૯૨
વાગ્ભટ ૯૩,૧૦૯
વાધાક ૨૭(૩૩)
વાડીપાર્શ્વનાથનો ભંડાર
પાટણ ૭૫(૯૩)
વાયુમરુલિપિ ૪(૫)
વાલભ્યાન્વય ૫૧(૬૮)
વિક્રમસિંહ ૯૧(૧૦૦ ख)
વિક્ષેપલિપિ ૪(૫)
વિક્ષેપાવર્ત્તલિપિ ૪(૫)
વિજયકમલસૂરિ ૭૫(૯૩)
વિજયધર્મસૂરિ ૭૫(૯૩)
વિજયધર્મસૂરિ જ્ઞાનભંડાર
૭૫(૯૨ क),૭૬(૯૫)
વિજયસિંહસૂરિ ૯૧(૯૯ ख)
વિજયસેનસૂરિ ૯૨
વિદ્યાધરવંશ ૫૩(૬૯ ग)
વિદ્યાનુલોમલિપિ ૪(૫)
વિદ્યાવિજયજી ૭૫(૯૨ क)
વિનયવિજયજી ૫૪
વિમલગણિ ૧૦૮(૧૨૬ क)
વિમલદાસ ૯૪(૧૦૯ ख)
વિમલશાહ ૯૩
વિમિશ્રિતલિપિ ૪(૫)
વિવેકરત્નસૂરિ ૯૪
વિધ્યાચલ ૧૦
વીર ૪(૩)
વીર-ગૌતમ ૯૩(૧૦૪)
વીરજિનમંદિર૧૦૬(૧૧૯ग-घ)
વીરપંડિત ૫૩(૬૯ ग)
વીરા ૯૧(૯૯ ख)
વીલ્હણદે ૯૧(૯૯ ख)
વીંઝી ૨૬(૩૩)
વેણુતિયા (લિપિ) ૬(૭ क)
વૈદિક સંસ્કૃતિ ૩
વ્રાંનપુર ૭૫(૯૨ ख)
શકારિ લિપિ ૪(૫)
શત્રુંજય ૧૦૬(૧૧૮)
શારદાલિપિ ૧૦,૬૦
શાસ્ત્રાવર્ત્તલિપિ ૪(૫)
શાહાબાદ ૩૦(૪૧)
શાંતિનાથ ભંડાર ખંભાત ૫૩
(૬૯),૯૭
શિવપુરી ૯૭
શૂન્યપલ્લવી-લિપિ ૮(૭)
શેમ ૪(૪)
શ્રીહર્ષ ૫૧
સત્યસૂરિ ૯૪
સમરથ ઋષિ ૭૫(૯૨ ख)
સર્વદેવ ૩૨(૪૬)
સર્વભૂતરુદ્રગ્રાહિણીલિપિ૪(૫)
સર્વસત્સગ્રહણી લિપિ ૪(૫)
સર્વસારસગ્રહણી લિપિ ૪(૫)
સર્વૌષધનિષ્યંદ લિપિ ૪(૫)
સલખણપુર ૯૧(૯૮ क)
સલ્હાક ૧૦૬(૧૧૮)
સહજપાલ ૯૪(૧૦૯ ख)
સંખ્યાલિપિ ૪(૫)
સંઘનો ભંડાર પાટણ ૨૬
(૩૩),૩૧,૧૦૮(૧૨૭)
સંઘવીના પાડાનો ભંડાર
પાટણ ૨૫(૨૯),૨૬(૩૩),
૨૮(૩૮),૫૦(૬૭),
૫૨(૬૯),૬૫,૯૭
સંપ્રતિરાજ ૧(૧),૨(૧)
સંભવનાથ ૧૦૩
સાઈંયા ૯૩(૧૦૫)
સાગરલિપિ ૪(૫)
સાધુપૂર્ણિમાપક્ષીય ૨૬(૩૩)
સારાભાઈ નવાબ ૯(૭)
સિદ્ધપાલકવિચક્રવર્ત્તિ-
પૌષધશાલા ૧૦૫
(૧૧૫ घ),૧૦૬
સિદ્ધરાજ જયસિંહદેવ ૫૧,
૫૨(૬૯ ख) ૯૨,૧૦૬
(૧૧૯ ग)
સિદ્ધસેનસૂરિ
૧૦૮,(૧૨૮ ख),૧૧૦
સિદ્ધસૂરિ મઠનો ભંડાર
૫૪(૭૨)
સિનોર ૯૭
સિધવિયા (લિપિ) ૬(૭ ख)
સિંહલ ૩૨
સિંહાલિક ૯૮
સીરિયા ૨૨(૨૪)
સીરીઆક ૪(૪)
સુખલાલજી ૪૬(૬૨)
સુમતિસૂરિ ૫૩(૬૯ ग)
સુરગિરિ ૯૩(૧૦૪)
સુરત ૯૭
સુહસ્તિ ૧૪(૧૩)
સેલ્યુકસ ૨૨(૨૪)
સોમજી ઋષિ ૭ ૮-૯(૭)
સોમસુંદર ૯૪
સોલણ ૯૧(૯૯ क)
સૌરાષ્ટ્ર ૧૮,૪૭,૪૮
સૌવર્ણિક ૧૦૫
સ્કંદિલાચાર્ય ૧૪(૧૩),૧૬
(૧૯ ग),૧૭
સ્ટાઈન ૨૭(૩૪)
સ્તંભનીર્થ ૫૧(૬૮),૫૨(૬૯ क)
હરા ૯૧(૯૯ ख)
હંસલિપિ ૬(૭ ख)
હંસવિજયજી પુસ્તકસંગ્રહ
વડોદરા ૭૪(૮૮),૭૫(૯૩)

| | | | | |
|---|---|---|---|---|
| હાસલદે | ૯૧ (૯૯ ख) | હિમ્મતવિજયજી | ૪૮ | હેમચન્દ્ર ૨૫(૨૯),૩૭,૭૪,૯૨ |
| હિપ્પુ | ૪(૪) | હૂણલિપિ | ૪ (૫) | હેમચન્દ્ર મલધારી ૫૩ (૭૧) |


# પરિશિષ્ટ ૩

## ‘જૈન લેખનકળા’ નિબંધમાં સાક્ષીરૂપે આવતાં પુસ્તકોનાં નામોની યાદી

[ચોકડી ચિહ્નવાળા ગ્રંથો આ નિબંધમાં સાક્ષીરૂપે નથી પણ એ ગ્રંથોના નામો પ્રસંગવશાત આવેલાં છે.]


| ગ્રંથ | કર્તા / વિગત | પૃષ્ઠ |
|---|---|---|
| અતિચાર | (સં. ૧૩૬૯માં લખેલી તાડપત્રીય પ્રતિ) | ૧૧૧(૧૩૦ ग),૧૧૨ |
| અતિચાર | (સં. ૧૪૬૬માં લખેલી કાગળની પ્રતિ) | ૧૧૧(૧૩૦ घ),૧૧૨ |
| × અધ્યાત્મગીતા | દેવચદ્ર (૧૮મો સૈકો) | ૭૬(૯૫) |
| અનુયોગદ્વારસૂત્ર | આર્યરક્ષિત | ૧૭(૨૧),૬૬(૭૯ग) |
| ,, ચૂર્ણી | જિનદાસમહત્તર | ૨૧(૨૨ क) |
| ,, ટીકા | હરિભદ્રાચાર્ય | ૨૧(૨૨ ख) |
| અપભ્રંશ પાઠાવલી | મધુસૂદન ચી. મોદી સંપાદિત | ૬૭(૮૧ क) |
| અભિધાનરાજેન્દ્ર | ત્રિસ્તુતિક આચાર્ય રાજેન્દ્રસૂરિ | ૨૩(૨૬ ख) |
| અરિષ્ટનેમિચરિત પ્રાકૃત | રત્નપ્રભાચાર્ય (સં. ૧૨૩૩) | ૧૦૬(૧૧૯ घ),૧૦૭(૧૨૨ घ) |
| અર્થદીપિકા | રત્નશેખરસૂરિ (સં. ૧૪૯૬) | ૬૯(૮૪ छ) |
| × અષ્ટક | હરિભદ્રસૂરિ | ૫૪(૭૨) |
| × અષ્ટસહસ્રી વિવરણ | યશોવિજયોપાધ્યાય | ૫૩(૭૨) |
| × અસ્પૃશદ્ગતિવાદ | ,, | ૫૪(૭૨) |
| × અંગવિદ્યા | | ૯૩(૧૦૫) |
| આગમિકવસ્તુવિચારસારપ્રકરણવૃત્તિ | હરિભદ્રસૂરિ બૃહદ્‌ગચ્છીય (સં. ૧૧૭૨) | ૧૦૫(૧૧૫ ङ) |
| × આદેશપટ્ટક | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| આરાધના | (સં. ૧૩૩૦માં લખેલી તાડપત્રીય પ્રતિ) | ૧૧૧(૧૩૦ ख),૧૧૨ |
| × આલોચનાપત્ર | | ૫૪(૭૨) |
| આવશ્યકચૂર્ણી | જિનદાસ મહત્તર | ૧૩ (૧૨),૧૪ (૧૩),૧૬(૧૮) |
| આવશ્યકનિર્યુક્તિભાષ્ય | | ૪(૬) |
| આવશ્યકટીકા | હરિભદ્રસૂરિ | ૨૧(૨૨ च) |
| × આવશ્યકવૃત્તિ | મલયગિરિ | ૫૩(૭૦) |
| × ઇંડિકા | ઍરિયન્ | ૨૨(૨૩) |
| × ઇંડિકા | મૅગૅસ્થિનિસ | ૨૨(૨૪) |
| × ઉત્તરાધ્યયનસૂત્ર | | ૭૫(૯૪) |
| ઉત્તરાધ્યયનસૂત્રપાઇયટીકા | વાદિવેતાલ શાંતિસૂરિ (૧૧મો સૈકો) | ૬૬(૭૯ ख) |
| ઉત્તરાધ્યયનસૂત્ર લઘુવૃત્તિ | નેમિચન્દ્રસૂરિ(સં.૧૧૨૯) | ૩૨(૪૬),૯૪(૧૦૯क),૧૦૫(૧૧૫ग) |
| × ઉન્નતશિખરપુરાણ | | ૨૮(૩૭) |
| ઉપદેશતરંગિણી | રત્નમન્દિરગણિ | ૨૫(૩૦),૭૪(૮૯ ख),૯૨,૯૩(૧૦૩) |

| | | |
|---|---|---|
| × ઓઘનિર્યુક્તિ સટીક | ટી. દ્રોણાચાર્ય | ૯૩(૧૦૫) |
| × ઔપપાતિક સૂત્ર | | ૯૫(૧૧૨) |
| × કચ્છૂલી રાસ | | ૨૬(૩૩) |
| × કર્મપ્રકૃતિ અવચૂરિ (અપૂર્ણ) | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| × કર્મપ્રકૃતિ ટીકા | ,, | ૫૩(૭૨) |
| × કર્મસ્તવ-કર્મવિપાકટીકા | | ૫૨(૬૯),૫૩(૬૯ ग),૧૦૬(૧૧૮) |
| કલ્પકિરણાવલી | ધર્મસાગરોપાધ્યાય (૧૭મો સૈકો) | ૯૪(૧૦૯ ख) |
| × કલ્પચૂર્ણી | | ૫૨(૬૯),૫૩(૬૯ घ) |
| કલ્પભાષ્ય | સંઘદાસગણિ ક્ષમાશ્રમણ | ૧૨(૧૦),૯૩(૧૦૫) |
| × કલ્પસૂત્ર | | ૭૫(૯૧,૯૩),૭૬,૯૪(૧૧૦ क-ख) |
| ,, ભાષાંતર | રાજેન્દ્રસૂરિ ત્રિસ્તુતિક | ૫૯(૭૩) |
| × ,, સુબોધિકાટીકા | વિનયવિજયોપાધ્યાય (સ. ૧૬૯૬) | ૭૫(૯૨) |
| × કલ્યાણકપટ્ટક | | ૨૮(૩૭) |
| કહાવલી | ભદ્રેશ્વરસૂરિ | ૧૬(૧૯ ख) |
| કાતંત્રવ્યાકરણ | | ૫૯(૭૩) |
| કાત્યાયનશ્રૌતસૂત્ર | | ૬૬(૮૦ ग) |
| કામસૂત્ર સટીક | વાત્સ્યાયન ટી. જયમંગલ | ૬(૭ ग) |
| × કાલિકાચાર્યકથા | | ૭૫(૯૩),૭૬,૭૭ |
| કુમારપાલપ્રબન્ધ | જિનમંડનગણિ (સ ૧૪૯૨) | ૨૫(૩૦),૭૪(૮૯ क),૯૨(૧૦૧) |
| × કૂપદૃષ્ટાંતવિશદીકરણ | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| કૂર્મશતક | ભોજરાજ | ૨૮(૩૭) |
| × ગણધરસાર્ધશતકવૃત્તિ | | ૫૨(૬૯),૫૩(૬૯ ड) |
| × ગીતગોવિંદ | | ૭૭ |
| × ગુરુતત્ત્વવિનિશ્ચય સ્વોપજ્ઞટીકાયુક્ત | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| ગુર્વાવલી | મુનિસુંદરસૂરિ (૧૫મો સૈકો) | ૬૬(૮૧),૬૯(૮૪ घ-छ) |
| ગ્રહલાઘવ | ગંગેશ | ૬૬(૮૧),૬૭(૮૨) |
| ચન્દ્રપ્રભચરિત્ર પ્રાકૃત | યશોદેવ (સ. ૧૧૭૮) | ૧૦૬(૧૧૯ ग) |
| ચાણક્યનીતિ | | ૬૦(૭૩) |
| છંદઃશાસ્ત્ર | પિંગલાચાર્ય | ૧૦૪ |
| × છંદોનુશાસન | હેમચંદ્રાચાર્ય | ૯૩(૧૦૫) |
| જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિટીકા (પ્રમેયરત્નમંજૂષા) | શાંતિચંદ્રગણિ (સ. ૧૬૬૦) | ૬૯(૮૪ ड),૧૦૮(૧૨૫) |
| × જંબૂસ્વામિરાસ | યશોવિજયોપાધ્યાય (સ ૧૭૩૯) | ૫૪(૭૨) |
| જિનાગમસ્તવન | જિનપ્રભસૂરિ (૧૫મો સૈકો) | ૧૧૦(૧૨૯ ख) |
| જીતકલ્પસૂત્ર ભાષ્ય | જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ | ૬૨,૭૨(૮૭) |
| × જીવસમાસવૃત્તિ | મલધારી હેમચંદ્ર (૧૨મો સૈકો) | ૫૩(૭૧) |
| જીવાનુશાસનટીકા (સ્વોપજ્ઞ) | દેવસૂરિ (૧૧૬૨) | ૧૪(૧૬) |

| | | |
|---|---|---|
| × જીવાભિગમસૂત્રવૃત્તિ | | ૯૩(૧૦૫) |
| જૈન કૉન્ફરન્સ હેરલ્ડ | | ૯૪(૧૦૭) |
| જૈન સાહિત્યસંશોધક | સંપાદક જિનવિજય | ૯૪(૧૦૬),૧૦૪(૧૧૪) |
| × જ્ઞાતાધર્મકથાંગ | | ૯૪(૧૦૭) |
| ,, ટીકા | અભયદેવાચાર્ય (સં ૧૧૨૦) | ૧૦૭(૧૨૪ ख) |
| જ્ઞાનપંચમી સ્તવન | જિનવિજય (સં. ૧૭૯૩) | ૧૧૧(૧૩૦ ह) |
| જ્ઞાનસારટીકા | દેવચન્દ્ર (સં ૧૭૯૬) | ૬૯(૮૪ च) |
| × જ્ઞાનાર્ણવ | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| જ્યોતિષ્કરંડકટીકા | મલયગિરિ (સૈકો ૧૨મો) | ૧૬(૧૯ ग) |
| × તપપટ્ટક | | ૨૮(૩૭) |
| × તિઙન્તાન્વયોક્તિ * | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| તૈત્તિરીય બ્રાહ્મણ | | ૬૬(૮૦ ख) |
| ત્રિભુવન સ્વયંભૂ | સ્વયંભૂકવિ (દશમો સૈકો) | ૬૭(૮૧ क) |
| ત્રિશતી (ગણિતાદિવિષયક સંગ્રહગ્રન્થ) | | ૬૫(૭૮) |
| × ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર | હેમચન્દ્રાચાર્ય | ૨૬(૩૩),૯૧(૧૦૦ ख) |
| દશવૈકાલિક ચૂર્ણી | | ૧૩(૧૦),૧૫(૧૭ ग) |
| ,, ટીકા | હરિભદ્રાચાર્ય | ૨૨(૨૫ क) |
| × દશાર્ણભદ્રસ્વાધ્યાય | | ૫૪(૭૨) |
| દાનાદિ પ્રકરણ | સૂરાચાર્ય (૧૨મો સૈકો) | ૯૦(૯૮),૧૧૦(૧૨૯ क) |
| × દ્રવ્યગુણપર્યાયરાસટબો સ્વોપજ્ઞ | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| દ્રૌપદીસ્વયંવરનાટક પ્રસ્તાવના | સિદ્ધપાલ (૧૩મો સૈકો) પ્ર. જિનવિજય | ૧૦૫(૧૧૫ घ) |
| × ધર્મવિધિપ્રકરણ સટીક | | ૨૬(૩૩) |
| × ધર્મસંગ્રહટિપ્પન | યશોવિજયોપાધ્યાય | ૫૩(૭૨) |
| નવતત્ત્વભાષ્યવિવરણ | યશોદેવ (સં. ૧૧૭૪) | ૧૦૬(૧૧૯ ख) |
| × નવસ્મરણ | | ૭૫(૯૫) |
| નંદીચૂર્ણી | | ૧૪(૧૪),૧૬(૧૯ क) |
| નાગરીપ્રચારિણી પત્રિકા | | ૧૬(૨૦) |
| નિરયાવલિકાવૃત્તિ | શ્રીચન્દ્રસૂરિ (સ. ૧૨૩૮) | ૧૦૫(૧૧૫ छ) |
| × નિશાભુક્તિવિચારપ્રકરણ | યશોવિજયોપાધ્યાય | ૫૪(૭૨) |
| નિશીથચૂર્ણી | જિનદાસ મહત્તર | ૧૫(૧૭ ख),૨૧(૨૨ग-घ),૨૨(૨૫ ख), ૫૨(૫૯),૯૪(૧૧૦ ख) |
| નિશીથ ભાષ્ય | | ૧૨(૧૦),૧૫(૧૭ क) |
| × ન્યાયખંડખાદ્ય | યશોવિજયોપાધ્યાય | ૫૩(૭૨) |
| × ન્યાયાલોક | ,, | ૫૩(૭૨) |
| પન્નાવણાસૂત્ર | શ્યામાર્ય | ૬(૭ क) |
| પર્યંતારાધના | સોમસૂરિ | ૧૧૧(૧૩૦ क) |

| | | |
|---|---|---|
| પંચસિદ્ધાંતિકા | વરાહમિહિર | ૬૬ (૮૧) |
| પંચાશકટીકા | અભયદેવાચાર્ય (સં.૧૧૨૪) | ૧૦૬ (૧૧૭) |
| પાક્ષિકસૂત્રટીકા | યશોદેવસૂરિ (સં.૧૧૮૦) | ૯૧ (૯૯ क),૧૦૫ (૧૧૫ क) |
| × પારિજાતમંજરીવિજયશ્રીનાટિકા | રાજકવિ મદન | ૨૮ (૩૭) |
| પુરાતત્ત્વ ત્રૈમાસિક | | ૯૪ (૧૦૮) |
| પૃથ્વીચંદ્રચરિત્ર | જયસાગર (સં.૧૫૦૩) | ૧૦૬ (૧૧૬) |
| × પ્રતિમાશતક | યશોવિજયોપાધ્યાય | ૫૪ (૭૨) |
| પ્રભાવકચરિત્ર | પ્રભાચંદ્રસૂરિ (૧૩૩૪) | ૯૨ (૧૦૧) |
| × પ્રમાણપરીક્ષા | | ૮૯ |
| × પ્રમેયકમલમાર્તંડ | પ્રભાચંદ્ર | ૨૯ (૩૮) |
| પ્રશ્નોત્તરરત્નમાલિકાટીકા | (સં.૧૨૪૩) | ૬૯ (૮૪घ) |
| પ્રાચીનગુજરાતીગદ્યસંદર્ભ | જિનવિજયજી સંપાદિત | ૩૬ (૫૧) |
| પ્રાચીનજ્ઞાનભંડારોના રિપોર્ટ | | ૯૫ |
| ફા યુઅન્ ચુ લિન્ (ચાઈનીઝ બૌદ્ધ વિશ્વકોશ) | | ૪ |
| બંધસ્વામિત્વવૃત્તિ | બૃહદ્‌ગચ્છીય હરિભદ્રસૂરિ (સં ૧૧૭૨) | ૧૦૫ (૧૧૫ ख) |
| બૃહટ્ટિપ્પનિકા | (૧૫મો સૈકો) | ૧૦૪ (૧૧૪) |
| બૃહત્કલ્પ | ભદ્રબાહુ | ૧ (૧) |
| ,, ટીકા | મલયગિરિ-ક્ષેમકીર્તિ (૧૨મોઅને૧૪મોસૈકો) | ૧ (૧),૨૨ (૨૬) |
| ,, ભાષ્ય | સંઘદાસગણિ | ૧(૧) |
| ,, સટીક | ભદ્રબાહુ-સંઘદાસ-મલયગિરિ-ક્ષેમકીર્તિ | ૬૨ (૭૪),૭૮ (૯૭) |
| ભગવતીસૂત્ર સટીક | ટી અભયદેવાચાર્ય (સં ૧૧૨૮) | ૫(૬),૧૦(૮), ૧૮,૭૫(૯૪), ૧૦૫(૧૧૫च),૧૦૭(૧૨૪क),૧૦૮ (૧૨૬क,૧૨૮क) |
| × ભગવદ્‌ગીતા | | ૨૩ |
| ભારતીયપ્રાચીનલિપિમાલા | ગૌરીશંકર હીરાચંદ ઓઝાજી | ૩ (૨),૬૨,૬૬ |
| ભાવપ્રકરણાવચૂરિ | વિજયવિમલ (સં.૧૬૨૩) | ૬૯ (૮૪ङ) |
| મન્હજિણાણ સજ્ઝાય | | ૯૧ (૯૮) |
| મહાવીરચરિત્ર પ્રાકૃત | ગુણચંદ્રસૂરિ (સં ૧૧૩૯) | ૧૦૫(૧૧૫ग),૧૦૬(૧૨૦), ૧૦૮(૧૨૬ख) |
| યોગદૃષ્ટિસમુચ્ચય | હરિભદ્રાચાર્ય | ૯૧ (૯૮) |
| × યોગવિંશિકાટીકા | યશોવિજયોપાધ્યાય | ૫૩ (૬૨) |
| યોગશાસ્ત્રટીકા | હેમચંદ્રાચાર્ય | ૧૭ |
| રાજપ્રશ્નીયસૂત્ર | | ૧૮,૪૬,૯૫ (૧૧૨) |
| ,, ટીકા | મલયગિરિ (૧૨મો સૈકો) | ૧૯,૨૦,૪૬ (૬૨) |
| લલિતવિસ્તર | | ૪(૫),૫(૬),૬(૭) |
| × લલિતવિગ્રહરાજનાટક | સોમેશ્વર કવિ | ૨૮ (૩૭) |

| | | |
|---|---|---|
| લીંબડી જૈનજ્ઞાનભંડારનું લીસ્ટ | મુનિચતુરવિજયજી સંપાદિત | ૭૬ (૯૫) |
| લેખપદ્ધતિ | (ગાયકવાડ ઓ.એ.સી.માં પ્રકાશિત) | ૫૪ |
| લેખિનીવિચાર | | ૩૪ |
| વસુદેવહિંડી | સંઘદાસગણિવાચક (વિ૦ ૬ ઠો સૈકો) | ૨૭ (૩૩), ૭૮ (૯૭) |
| વસ્તુપાલચરિત્ર | જિનહર્ષ | ૯૨, ૯૩ (૧૦૩, ૧૦૪), |
| × વિચારબિંદુ | યશોવિજયોપાધ્યાય | ૫૩ (૭૨) |
| વિજ્જાહલ્લ | | ૫૪ |
| વિશેષાવશ્યક ટીકા | મલધારી હેમચન્દ્ર | ૬ (૭ ख) |
| વીરનિર્વાણસંવત ઔર જૈનકાલગણના | કલ્યાણવિજય | ૧૬ (૨૦) |
| વૃત્તરત્નાકર | | ૬૬ (૮૧), ૬૯ (૮૪ क-ख ग), ૧૦૪ |
| × વૃંદાવનયમકાદિ કાવ્યો | | ૯૧ (૧૦૦ क) |
| વ્યવહારપીઠિકા ટીકા | મલયગિરિ | ૨૧ (૨૨ ङ) |
| ,, ભાષ્ય | | ૯૪ (૧૦૬) |
| શતપથ બ્રાહ્મણ | | ૬૬ (૮૦ क) |
| × શાલિભદ્રરાસ | | ૭૬ (૯૫) |
| × શીતલજિનસ્તવન | દેવચન્દ્ર | ૭૬ (૯૫) |
| શીલદૂત | | ૬૬ (૮૧ ख) |
| શ્રાવકપ્રતિક્રમણવૃત્તિ | પાર્શ્વસાધુ (સં. ૮૨૦) | ૧૦૬ (૧૧૯ क) |
| શ્રાવકાતિચાર | ૧૪૬૬માં કાગળ ઉપર લખેલ | ૩૬ (૫૧) |
| શ્રીપાલરાસ | યશોવિજયોપાધ્યાય | ૩૩ (૪૭) |
| શ્રેયાંસનાથચરિત્ર પ્રાકૃત | અજિતસિંહસૂરિ | ૧૦૭ (૧૨૨ ख), ૧૦૮ (૧૨૮ ग) |
| સન્મતિતર્કસટીક | | ૭૮ (૯૭) |
| ,, પ્રસ્તાવના (ગુજરાતી) | પં૦ સુખલાલજી–બેચરદાસજી | ૬૬ |
| × સમકિતના ૬૭ બોલની સઝાય | યશોવિજયોપાધ્યાય | ૫૪ (૭૨) |
| × સમયસારપ્રકરણસટીક | | ૧૦૮ (૧૨૭) |
| સમવાયાંગસૂત્ર ટીકા | અભયદેવ | ૫ (૬), ૬ (૭ क), ૭ (૭) |
| સમ્યક્ત્વ કૌમુદી | | ૬૭ (૮૪ च) |
| × સર્વસિદ્ધાંતવિષમપદપર્યાય | | ૯૩ (૧૦૫) |
| × સવાસો ગાથાનું સ્તવન | યશોવિજયોપાધ્યાય | ૫૪ (૭૨) |
| × સંગ્રહણી ટિપ્પનક | | ૨૬ (૩૩) |
| × સિદ્ધહેમવ્યાકરણલઘુવૃત્તિ | હેમચન્દ્રાચાર્ય | ૯૨ |
| સિ૦ હે૦ | ,, | ૫૭ |
| સુકૃતસાગર | | ૯૩ (૧૦૪) |
| સુમતિનાથચરિત્ર પ્રાકૃત | સોમપ્રભ | ૧૦૫ (૧૧૫ घ) |
| સૂત્રકૃતાંગસૂત્ર | | ૬૬ (૭૯ क), ૯૧ (૯૯ ख) |
| × ,, ,, ટીકા | શીલાંકાચાર્ય | ૯૪ (૧૦૬) |

| | | |
|---|---|---|
| × સૂર્યપ્રજ્ઞપ્તિસટીક | મલયગિરિ | ૯૩(૧૦૫) |
| × સ્તુતિચતુર્વિંશતિકાસટીક | બપ્પભટ્ટિ | ૨૫ (૩૦) |
| × સ્થવિરાવલીપટ્ટક | | ૨૮ (૩૭) |
| સ્થાનાંગસૂત્રટીકાગતગાથાટીકા | | ૨૨ (૨૬) |
| × સ્નાતસ્યાસ્તુતિસટીક | | ૫૪ (૭૨) |
| સ્યાદ્વાદમંજૂષા | યશોવિજયોપાધ્યાય | ૫૪ (૭૨) |
| × હરકેલિનાટક | વિગ્રહરાજ | ૨૮ (૩૭) |
| × હેતુબિંદુટીકા | | ૮૫ |
| × હૈમ ધાતુપાઠ | હેમચન્દ્રાચાર્ય | ૫૪ (૭૨) |


# પરિશિષ્ટ ૪

## વિદ્વદ્વર્ય શ્રીયુત સુખલાલજીની પ્રશ્નમાળા

૧ લેખન ક્યારથી શરૂ થયુ? તે પહેલાં લેખનની ગરજ શી રીતે સરતી?

૨ સૌથી પહેલાં શેના ઉપર લખાતુ અને તેનાં સાધનોમાં ક્રમે વિકાસ કેવી રીતે થયો?

૩ ગ્રંથસંગ્રહ ક્યારથી થવા માંડ્યા હશે? જૂનામાં જૂનો ગ્રંથસંગ્રહ કયો, ક્યાં અને કેવો?

૪ ભારતમાં સૌથી પ્રથમ ગ્રંથસંગ્રહ ક્યાંનો અને કોનો? તેમજ તે પહેલાં વિદ્વાનો શું કરતા?

૫ સાર્વજનિક ગ્રંથસંગ્રહની શરૂઆત કોણે અને ક્યારે કરી?

૬ ગુજરાતમાં જૂનામાં જૂનો ગ્રંથસંગ્રહ ક્યાં અને કયો હશે? બીજા પ્રાંતોના ગ્રંથસંગ્રહ વિષે પણ એ જ પ્રશ્ન

૭ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરભારતના જુદાજુદા ભાગો, જુદાજુદા સ્થળો, વિશિષ્ટ શહેરો, સંપ્રદાયો અને ધર્મમઠો તેમજ વિદ્યાપીઠોના ગ્રંથસંગ્રહમાં સામ્ય અને વૈષમ્ય શું હતું અને છે?

૮ ગ્રંથો રાખવાનાં જૂનાં સ્થળો અને પેટી પટારા વગેરેની ખાસ વિશેષતા ગુજરાતમાં શી હતી? પુસ્તક-રક્ષણ માટે કઈ કઈ જાતિની ખાસ કાળજી લેવાતી? તાડપત્ર વધારેમાં વધારે કેટલું ટકી શકે છે અને અત્યારે વધારેમાં વધારે જૂનું તાડપત્ર કઈ સાલનું મળે છે? કાગળનાં પુસ્તકો વિષે પણ એ જ પ્રશ્ન.

૯ કોઈ વિદ્વાન ગ્રંથ રચે ત્યારે તેની પ્રાથમિક નકલો કોણ કરતા? શિષ્યો, સહાધ્યાયીઓ કે લહિયાઓ? એ નકલો જુદાજુદા સ્થળે કે જુદાજુદા વિદ્વાનોને મોકલાવાતી?

૧૦ છાપખાના પહેલાં તાડપત્ર કે કાગળ ઉપર લખવાના દર શો શો હતો? અને તે દરમાં કઈ વખતે કેટ-કેટલો ઉમેરો કે ઘટાડો થયો છે?

૧૧ કાશી કે કાશ્મીર જેવા દૂર કે નજીક સ્થાનથી ભણી આવનાર પુસ્તકો લખી કે લખાવી સાથે લાવતા કે ફેરવતા?

૧૨ ગ્રંથસંગ્રહની કે પુસ્તકોની પૂજા ક્યારથી શરૂ થઈ લાગે છે? તે શરૂ થવાનું બીજ શું હશે?

૧૩ પુસ્તકો અને ભંડારો ઉપર કઈકઈ સત્તા દરમિયાન આફત આવી અને તે શી શી અને તે તે આફતો-માંથી બચવા તેના માલીકોએ શા શા ઈલાજો લીધા?

૧૪ પુસ્તકોના ભંડારો માટે કયો દેશ સુરક્ષિત મનાતો અને હતો? તેની રક્ષિતતાનાં શાં કારણો હતાં? એ કારણોમાં હવાપાણીનું શું સ્થાન છે? અગ્નિથી બચાવવા કે જળથી બચાવવા શા શા ઈલાજો લેવાતા કે લેવાયોગ્ય ગણાતા?

૧૫ હિંદુસ્તાનમાં બીજા દેશોથી ગ્રંથો લખાઈ આવ્યા છે? અગર અહીંથી બીજા ક્યાકયા દેશોમાં ગયા છે?

# ચિત્રકળા વિભાગ


| | |
|---|---|
| ૧ પ્રાચીન ચિત્રોનું કલાતત્ત્વ | શ્રી રસિકલાલ છો. પરીખ |
| ૨ પશ્ચિમ ભારતની મધ્યકાલીન ચિત્રકળા | શ્રી રવિશંકર મ. રાવળ |
| ૩ ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ | શ્રી સારાભાઇ મ. નવાબ |
| ૪ નાટ્યશાસ્ત્રનાં કેટલાંક સ્વરૂપો | શ્રી ડોલરરાય ર. માંકડ |
| ૫ સંયોજના ચિત્રો | શ્રી મંજુલાલ ર. મજમુદાર |
| ૬ સંગ્રહણીસૂત્રનાં ચિત્રો | મુનિશ્રી ધર્મવિજયજી |

# પ્રાચીન ચિત્રોનું કલાતત્ત્વ

પ્રાચીન ચિત્રકળાનું રહસ્ય કઈ રીતે સમજાય? આ પ્રશ્નનો હવે વ્યવસ્થિત વિચાર થવાની જરૂર છે. સમગ્ર પ્રાચીન શિલ્પના પરિશીલન માટે હવે સ્પષ્ટ પદ્ધતિની શોધ થવી જોઇએ.

અત્યાર સુધી પ્રાચીન શિલ્પનું નિરૂપણ નમૂનાઓનાં અથવા તેમની છબિઓનાં નિરીક્ષણથી થતું આવ્યું છે. શિલ્પ માત્રને સમજવાની આ સહજ પદ્ધતિ છે. શિલ્પની ભાષા આંખ બરાબર ઉકેલતી હોય ત્યાં તો નિરીક્ષણ માત્ર પણ પર્યાપ્ત ગણાય. પણ બીજા યુગ કે દેશની શિલ્પભાષા તેના અપરિચયના કારણે ભાવકને ભાવ અર્પવા અસમર્થ થાય ત્યારે એકલું નિરીક્ષણ પર્યાપ્ત નથી. વાણીના કરતાં રેખા, રંગ ઇત્યાદિ વધારે વ્યાપક છે તેથી બીજા દેશકાળની વાણીના જેવું મૌન રંગ-રેખા ધારણ કરતાં નથી, અને તેથી અજાણી વાણીના સાહિત્ય જેટલું તેમનું નિરૂપણ અ-સંભવિત થતું નથી. તોપણ રંગ-રેખાની ભાષાના જ્ઞાન વિના શિલ્પીના ભાવનો બોધ કરાવવામાં તે અસમર્થ છે.

રંગ-રેખાની પણ ભાષા છે. જગતમાં દેખાતાં રૂપોમાં રંગ-રેખા હોય છે તેના અનુકરણથી તે તે રૂપ સૂચવે તે ઉપરાંત શિલ્પીઓના ભાવનું વાહન બનતા અને બનવા તેમનામાં વિશિષ્ટ અર્થભાર આવે છે. શબ્દાર્થના સંબંધ માટે સમયપદ વપરાય છે તેનો અહીં અતિદેશ કરી કહી શકાય કે રંગ-રેખાનો પણ 'સમય' હોય છે. આ રંગ-રેખાનો સમય સમજ્યા વિના તેમનાથી સાકાર થતી કલાનો ભાવ સમજવો, આસ્વાદ લેવો કે વિવેચન કરવું એ આંધળાના ગોળીબાર જેવું છે.

રંગ-રેખાનો સમય શબ્દાર્થના સમય જેટલો મૂળ પ્રકૃતિને છોડીને દૂર ગએલો નથી. ગાય શબ્દ અને તેથી સૂચવાતા અર્થ અને વસ્તુ વચ્ચે ભાષાશાસ્ત્રીઓ કાંઈક ભૂતકાળમાં રહેલો સાદૃશ્ય-સંબંધ બતાવી શકે, પણ વ્યવહારમાં તેવું કાંઇ સાદૃશ્ય સમજાતું નથી અને તેથી 'સમય'થી જ અર્થ ગ્રહણ કરવો પડે છે. રંગ-રેખામાં એવું નથી. મૂળ પ્રકૃતિને સાદૃશ્યના સંબંધથી સૂચવવાની શક્તિનો શિલ્પીઓ ઉપયોગ કરે છે. પણ અનેક શિલ્પીઓ આ સાદૃશ્યને પોતાના ભાવનું વાહન બનાવવા એવાં રૂપો આપે છે કે તે રૂપોના અર્થ અને ભાવ કેવળ સાદૃશ્યના સંબંધથી આપણને સમજાય નહિ. આ સમજવાને શિલ્પીઓના 'સમય' સમજવા જોઇએ. આ 'સમય' યુગેયુગે બદલાય છે. તેથી આપણે પ્રાચીન કાળનાં શિલ્પનો, આવા 'સમય'ના અજ્ઞાનથી, ભાવબોધ કરી શકતા નથી; અથવા તે ચમત્કારી હોય તો કાંઇની કાંઈ કલ્પનાઓ કરીએ છીએ, જેનાં અનેક ઉદાહરણો આપણા શિલ્પના ઇતિહાસકારો અને વિવેચકોનાં લખાણોમાં અને ભાષણોમાં મળી આવે છે.

પ્રાચીન શિલ્પીઓનો 'સમય' સમજવા તેમની કૃતિઓ જોવી જરૂરની છે; પણ તેનો ઉકેલ કરવા તે શિલ્પીઓનાં ધ્યેયો કયાં હતાં, તે કેવો આસ્વાદ આપવા ઇચ્છતા હતા, કોની પ્રશંસા ઇચ્છતા હતા, કોને ખુશ કરવા ઇચ્છતા હતા, તેમનાં સાધનો કેવાં હતાં અને તેનો તે કેવી રીતે ઉપયોગ કરતા હતા આદિ જાણવાની જરૂર છે. આવા જ્ઞાનથી સજ્જ થઈ ચિત્રોનું નિરીક્ષણ કરવામાં

આવે ત્યારે જ યોગ્ય પરીક્ષણ થઇ શકે. આવા જ્ઞાનના અભાવને લઇને આ ક્ષેત્રમાં થએલું ઘણું કામ ફરી કરવાની જરૂર જણાય છે, કારણકે પૂરતી સામગ્રીના અભાવે અપાએલા ઘણા અભિપ્રાયો ભ્રામક દેખાય છે. સુભાગ્યે આ જાતની થોડીક સામગ્રી આપણને પ્રાચીન શિલ્પગ્ર-થોમાં મળે છે, પણ તેનું સંશોધન કરવાની જરૂર છે. આ કાર્યમાં પ્રાચીન પરંપરા પ્રમાણે કામ કરનારા શિલ્પી-ઓની મદદ મળે તો વિશેષ લાભ થાય.

. . . . .

આ ગ્રન્થમાં જે ચિત્ર-છબિઓ ઉદાહરણરૂપે આપેલી છે તેનું કલાની દૃષ્ટિએ નિરૂપણ કરતાં પહેલાં ઉપરનું સ્પષ્ટીકરણ આપવાનું કારણ એ છે કે નિપુણ મનાતા ચિત્રવિવેચકોને પણ આ ચિત્રકળા સમજવામાં વિઘ્નો નડયા છે. તેમા મુખ્ય વિઘ્ન આ ચિત્રકારોનાં લક્ષ્યનું અજ્ઞાન છે.

પ્રથમ દૃષ્ટિપાતે આ ચિત્રો તેમનો રંગચમત્કાર અથવા વર્ણચમત્કાર અર્પે છે. 'શો સરસ રંગ છે! શી ભભક છે! કેટલી સભરતા છે! કેટલી શ્રીમંતાઈ છે!' ઇત્યાદિ ઉદ્‌ગારો એ ચિત્રો જોતાં જ ઊઠે છે. વેલબુટ્ટાઓનો શણગાર પણ ધ્યાન ખેંચે છે. પ્રાણીઓ પણ ઠીક લાગે છે. પરંતુ માણસોનાં—સ્ત્રી-પુરુષોનાં ચિત્રો જોતાં મનમાં છાનો છાનો એવો અભિપ્રાય ઊઠે છે કે આ ચિત્રકારોને કાંઈ આવડતું નથી! આથી આ ચિત્રકલા વિષે અભિપ્રાય ઊતરવા માંડે છે! 'ઠીક છે; સાધારણ છે!' ઇત્યાદિ મત ઉચ્ચારાય છે, કારણો શોધાય છે, ઇતિહાસ તપાસાય છે! આ તો ધનિકોએ, વાણીઆ-ઓએ, જૈનોએ પોષેલી કલા! તેમની સ્થૂલ કલારુચિને સંતોષનારી કલા! તેમની શ્રીમંતાઇને આગળ ધરતી સોના-મોતીની કલા!

આવો અભિપ્રાય બાંધનાર તે શિલ્પકારોને અને તે કલાપોષક ધનિકોને અન્યાય કરે છે, તે ઇતિહાસને પણ કલુષિત કરે છે. પ્રથમ તો પૈસાદારોની મરજી પ્રમાણે બધું થવું જોઇએ એ આજના યુગની મહાન શોધ તે દિવસના ધનિકોએ કરી ન હતી; અને ધનિકો ઇચ્છે તે પ્રમાણે પોતાની કલાને નમાવવાની ફરજ તે યુગના શિલ્પીઓએ સ્વીકારી ન હતી! એટલે ઐતિહાસિક દૃષ્ટિએ શોધ કરવી હોય તો ખોળવું એ જોઇએ કે આ શિલ્પીઓનાં ધ્યેયો શાં હતા અને તેમના ભાવકોની કઇ અપેક્ષાઓ હતી?

વિષ્ણુધર્મોત્તરપુરાણના 'ચિત્રસૂત્ર'ના નીચેના બે શ્લોકો વિચારો. તેમાથી થોડાક ઉકેલ થશે.

> रेखां प्रशंसन्त्याचार्या वर्तनां च विचक्षणाः ।
> स्त्रियो भूषणमिच्छन्ति वर्णाढ्यमितरे जनाः ॥ ११ ॥
> इति मत्वा तथा यत्नः कर्तव्यश्चित्रकर्मणि ।
> सर्वस्य चित्तग्रहणं यथास्यान्मनुजोत्तम ॥ १२ ॥ [अ ४१]

રેખાને આચાર્યો વખાણે છે, અને વર્તનાને વિચક્ષણો; સ્ત્રીઓ ભૂષણ ઇચ્છે છે અને બીજા માણસો—સાધારણ માણસો રંગની ભભક ઇચ્છે છે. આ પ્રમાણે સમજીને ચિત્રકર્મમાં તેવી રીતે યત્ન કરવો, જેથી, હે મનુજોમાં ઉત્તમ! સર્વનું ચિત્ત ગ્રહણ થાય—સર્વને આનંદ આપે.

બધાને મનોહર લાગે તેવી રીતે ચિત્રો કરવાનો આ શ્લોકોમાં ઉપદેશ છે. રેખા, વર્તના,

ભૂષણ અને વર્ણાઢ્યતા—આ ચારે અંગો ચિત્રમાં અભિપ્રેત છે, પણ કોને શું વધારે ગમે છે તેનું પણ સૂચન છે. દરેક ચિત્રકાર જે પોતાની કલાને વફાદાર છે તેનું ધ્યેય તો ચિત્રકલાના આચાર્યોની —ચિત્રકારોની શ્રેણીમાં ઉત્તમ સ્થાને વિરાજતા કલા અને શાસ્ત્રના વિદ્વાનોની—પ્રશંસા પામવાનું હોય. તેને 'ડિગ્રી' તો આચાર્યોની પ્રશંસાથી જ મળે. આથી તેનું ધ્યાન 'રેખા' તરફ સવિશેષ રહે છે. પ્રાચીન ચિત્રકારનું નૈપુણ્ય એટલે રેખાનું નૈપુણ્ય! બીજાં અંગો તેનામાં નથી એમ નથી, પણ આધારભૂત તો રેખા છે.

આવો જ ભાવાર્થ વામનના કાવ્યાલંકારસૂત્રવૃત્તિમાં આપેલા નીચેના શ્લોકમાં દેખાય છે.

यथा विच्छिद्यते रेखा चतुरं चित्रपण्डितैः।
तथैव वागपि प्राज्ञैः समस्तगुणगुम्फिता॥ [अधि. ३. अ. १. सू. २५]

જેમ ચિત્રપંડિતોથી રેખા ચતુરાઈથી વિવિધ રીતે દોરાય છે તેમ જ વિદ્વાનોથી વાણી પણ બધા ગુણોથી ભરેલી નિરૂપાય છે.

આ શ્લોકમાં પણ ચિત્રપંડિતોની ચતુરાઈ રેખા દોરવામાં કહેલી છે.

ચિત્રકારોનું આ ધ્યેય મનમાં રાખી આ ગ્રંથમાં ઉદાહૃત થએલી ચિત્રકલાનું પરીક્ષણ કરવામાં આવે તો તેનું સ્વારસ્ય બરાબર સમજાશે. આમાં મનોહર રંગની ભભક છે તે તો સર્વસ્વીકૃત છે. તેનું 'ઇતર જનોને' આનંદ આપનારૂ અંગ સમૃદ્ધિથી ભરેલું છે. પણ આથી વિશેષ જો તેમાં કાંઈ ન હોય તો તે કલાને સાધારણ વર્ગમા જ મૂકવી પડે. ચિત્રકાર પોતે આવી વાહવાહથી મનમાં આપણને 'પ્રાકૃત' તરીકે ઓળખી લે. એ તો પોતાનું રેખાનૈપુણ્ય બતાવવા ઇચ્છે છે. આ ચિત્રોનું રેખાનૈપુણ્ય તપાસો. વિવિધ યુગોની કલા છે, વિવિધ પ્રકારના ભાવો છે, છતા લગભગ નિરપવાદ રીતે તેમા રેખાનું પ્રભુત્વ દેખાય છે.

પણ અહીંઆં બીજો પ્રશ્ન ઉદ્ભવે છે: 'રેખાનૈપુણ્ય પણ ચિત્રકારનું સાધન છે. તે દ્વારા ચિત્રકાર શું સાધે છે? આ રેખાથી સધાતી આકૃતિઓ કેવી છે! આમાંની ઘણી માનવ-આકૃતિઓ બેહુદી નથી લાગતી? આ ચહેરાઓ આવા કેમ છે?

ભારતીય ચિત્રકારોને માનવો ચીતરવાની આવડત ન હતી એમ તો કોઇ ખુલાસો નહિ આપે. ગૂજરાતના આ ચિત્રકારોને તેની આવડત નહિ હોય તે પણ તેમાં રહેલું રેખાનું પ્રભુત્વ જોનાર માનશે નહિ. ચિત્રમાં 'સાદશ્ય' લાવવાની નિપુણતા તેમને સુસાધ્ય હતી. પણ આ સાદશ્યવાળાં ચિત્રોમા તેમની ચિત્રકલા સમાપ્ત થતી ન હતી. ચિત્રોનો આ એક પ્રકાર હતો અને તેને ચિત્રસૂત્રકાર 'સત્ય' એવી પારિભાષિક સંજ્ઞા આપે છે.

यत्किंचिल्लोकसादृश्यं चित्रं तत्सत्यमुच्यते॥

જેમાં કંઈક લોકસાદશ્ય હોય તે ચિત્ર 'સત્ય' કહેવાય છે.

તે તે પદાર્થની પ્રતિકૃતિ સાધી જે ચિત્રો દોરવામાં આવતાં તે બધાંનો આમાં સમાવેશ થતો હશે. પણ આ ઉપરાત ચિત્રકારો બીજી રીતે પણ ચિત્રો દોરતા. આપણે જાણીએ છીએ કે વૃક્ષ, વેલ, પત્ર, પુષ્પ આદિના ચિત્રણમાં કેટલાંક ચિત્રોમાં પ્રતિકૃતિ હોય છે તો કેટલાંકમાં કેવળ

સૂચન લઇ તેમાંથી વિવિધ મનોહર આકૃતિઓ ઉપજાવીને દોરવામાં આવે છે. કોતરકામમાં પણ આવું હોય છે. આમાં ઉદ્દેશ તે તે મૂળ વસ્તુ સૂચવવાનો હોતો નથી, પણ આકારોની મનોહર રચનાઓ કરવાનો હોય છે. પ્રતિકૃતિની લોલુપતા છોડી દઇ આકારરચનાના સૌષ્ઠવમાં રાચતી ચિત્રકલા એ કોઈ હલકી પ્રતિની કલા નથી. કેટલાક આધુનિક કલાવિવેચકોને મતે તો પ્રકૃતિમાં રાચતી ચિત્રકલા પ્રાકૃત છે, ખરી ચિત્રકલા તો કેવળ આકારથી ભાવ ઉત્પન્ન કરનાર ચિત્રમાં વસેલી છે. *

આધુનિક મત ગમે તે હોય, પણ પ્રાચીન ચિત્રોમાં (અને પ્રતિમાવિધાનમા પણ) એક એવો પ્રકાર દેખાય છે કે જે પ્રતિકૃતિને આવશ્યક મર્યાદાની ઉપેક્ષા કરી તે તે ભાવ સાધવા સમર્થ થાય છે. આમા ઘણી વાર ભાવક અથવા વિવેચકની પોતાની પૂર્વગૃહીત મર્યાદા તે ભાવ સમજવામા વિઘ્નરૂપ થાય છે; પણ મનને પ્રતિકૃતિની બાલિશતામાંથી જરા મુક્ત કરી આ ચિત્રો જોવામાં આવે તો તે ચિત્રો સમર્થ રીતે ભાવનિષ્પાદક બને છે; અને જરા ઝીણવટથી તપાસવામાં આવે તો જણાય છે કે અમુક ભાવોને એકદમ પ્રતીતિ કરાવતા સૌષ્ઠવો સાધવા માટે પ્રતિકૃતિની મર્યાદા છોડવાની જરૂર દેખાય છે. પ્રાચીન કાળમાં ચિત્રવિધાન અને મૂર્તિવિધાન નૃત્ય અને અભિનયને બહુ અનુસર્યાં છે. જેમ નૃત્ય અને અભિનય શીઘ્રતાથી તે તે ભાવનું ભાન કરાવે છે, તેમ ચિત્રકારનો ઉદ્દેશ પણ શીઘ્રતાથી ભાવ નિષ્પાદન કરવાનો થયો હોય તેમ દેખાય છે. ચિત્રસૂત્રકાર માર્કણ્ડેય સ્પષ્ટતાથી કહે છે विना तु नृत्यशास्त्रेण चित्रसूत्रं सुदुर्विदम्॥ નૃત્યશાસ્ત્ર જાણ્યા વિના ચિત્રસૂત્ર જાણવું ઘણું અઘરૂ છે. (અંહી નૃત્યશાસ્ત્ર નૃત્તનો પણ સમાવેશ કરે છે). વળી જે દૃષ્ટિઓ, ભાવો, અંગોપાંગો, કરો ઇત્યાદિ નૃત્ય તથા નૃત્તમાં જાણવાના હોય છે તે આમાં પણ જાણવાના હોય છે.

दृष्टयश्च तथा भावा अङ्गोपाङ्गानि सर्वशः ।
कराश्च ये महानृत्ते पूर्वोक्ता नृपसत्तम ॥ ६ ॥
त एव चित्रे विज्ञेया नृत्तं चित्र परं मतम् ॥

પ્રાચીન ચિત્રોનો નિરીક્ષક જાણે છે કે લગભગ દરેક ચિત્રમા અમુક મુદ્રા, અમુક કરવર્તના, અમુક દૃષ્ટિ, અમુક પાદચારી, અમુક અભિનય ઇત્યાદિ જોવામાં આવે છે. પણ નૃત્ય અને અભિનયમાં જે 'ગતિ'થી સધાય છે તે ચિત્રમાં 'સ્થિતિ'થી સાધવાનું હોય છે. આ સાધવાને માટે આકારોને જે રીતે રચવા જોઇએ તે રીતે રચવાનો પ્રયત્ન અમુક ચિત્રોમાં દેખાય છે. આવા ચિત્રોની કસોટી એ છે કે તે તે આકારો તે ભાવ સૂચવવા સમર્થ છે કે નહિ, નહિ કે તે આપણને રુચતાં માણસોની પ્રતિકૃતિ છે કે નહિ. સંભવ છે કે કેટલાંક ચિત્રોમાં આવા આકારો કોઇ પણ ભાવની પ્રતીતિ કરાવી શકતા ન હોય અને તેથી કેવળ બેહુદા જ લાગે. આવાં ચિત્રોમાં શૈલીનો દોષ નથી, તે તે ચિત્રકારનુ અસામર્થ્ય દોષપાત્ર છે. વળી કેટલેક ઠેકાણે અમુક આકારનો 'સમય' આપણે ન જાણતા હોઇએ તેથી પણ ભાવપ્રતીતિ ન થાય. ગમે તેમ હોય, પણ આપણાં પ્રાચીન

---

* 'Art' by Clive Bell પ્રકરણ ૧-૩ Significant form and representationની ચર્ચા પૃ. ૨૩ ટિપ્પણ.

ચિત્રોમાં એવાં ઘણાં ચિત્રો છે જે પ્રતિકૃતિની મર્યાદાની ઉપેક્ષા કરે છે અને તેમ કરીને કોઈ એવી વેધક રીતે ભાવપ્રતીતિ કરાવે છે કે જે અન્યથા અશક્ય લાગે. આ ગ્રંથમાં પણ એવાં ઘણાં ઉદાહરણો છે.

ચિત્રસૂત્રકારે જે બીજો પ્રકાર 'વૈણિક' તરીકે વર્ણવ્યો છે તેનો પારિભાષિક અર્થ સ્પષ્ટતાથી કહી શકાતો નથી. પણ તેના નીચેના વર્ણન ઉપરથી એમ લાગે છે કે તે કદાપિ આ જાતનાં નાનાં ચિત્રોનો પ્રકાર હોય. 'વૈણિક' એટલે સંગીત સાથે સંબંધ ધરાવનાર; અને સંગીતમાં નૃત્ય, ગીત, વાદ્ય ત્રણે આવે.

दीर्घाङ्गो सप्रमाणं च सुकुमारं सुभूमिकम् ।
चतुरस्रं सुसम्पूर्ण नदीर्घं नोल्बणाकृतिम ॥
प्रमाणस्थानलम्भाढ्यं वैणिकं तन्निगद्यते ॥

જેમાં અંગો દીર્ઘ હોય છતાં સપ્રમાણ હોય, સુકુમાર, સારી ભોંયવાળું, ચોરસ, સમ્પૂર્ણ, બહુ લાંબું નહિ, સ્થૂલ આકૃતિ ન હોય તેવું પ્રમાણ અને સ્થાનલમ્ભથી યુક્ત તે ચિત્ર વૈણિક કહેવાય છે.

આમાં પહેલું વિશેષણ ખાસ ધ્યાન આપવા જેવું છેઃ સાધારણ કરતાં દીર્ઘ અંગો હોય છતાં સપ્રમાણ હોય. વળી આવા ચિત્રો બહુ દીર્ઘ ન હોય તે પણ વિચારવા જેવું છે. આ વર્ણન આ ગ્રંથનાં અનેક ચિત્રોને લાગુ પડે તેવું છે. સભવ છે કે આ ચિત્રપ્રકાર વૈણિક હોય!

સંક્ષેપમાં, સર્વ જનનાં મન હરણ કરનાર અંગો ભૂષણ, વર્ણાઢ્યતા ઇત્યાદિ તો આ ચિત્રોમાં પ્રથમ દૃષ્ટિએ જ પ્રતીત થાય છે; પણ તેમનાં સપ્રમાણ રેખાનૈપુણ્ય અને અંગવિન્યાસની ચતુરાઇથી આ ચિત્રો કોઇ અલૌકિક રીતે ભાવદર્શન કરાવે છે; અને આ રીતે કલા માત્રનું પરમ ધ્યેય— રસાસ્વાદનો આનંદ સાધવામાં ગૂજરાતના આ ચિત્રકારો સમર્થ દેખાય છે.

રસિકલાલ છો. પરીખ

# પશ્ચિમ ભારતની મધ્યકાલીન ચિત્રકળા

આઠમા સૈકાથી અજંતાની ચિત્રકળાની ગંગા કાળસાગરમાં લુપ્ત થયા બાદ હિંદુસ્તાનમાં ચિત્રકળાના તે પછીના અંકોડા ક્યાં યે પણ મળી આવતા હોય તો તે દસમાથી અઢારમા સૈકા સુધી સાહિત્ય સંસ્કૃતિ અને ધર્મના ઘેરા રંગે ફૂલતીફાલતી રહેલી, તાડપત્રો અને હસ્તલિખિત ગ્રન્થોમાં સચવાતી આવતી, કલ્પસૂત્રોની ચિત્રકળામાં છે. ભારતના મધ્યકાળના ઇતિહાસમાં ગૂજરાત અનુપમ સ્થાન ભોગવતું હતું તે વખતે તેની ભાગ્યલક્ષ્મીના સ્વામીઓ ગુર્જર નરેશો અને જૈન મુત્સદ્દીઓ હતા; એટલે તેમણે સ્થાપત્ય અને ઇતર કલાઓનો સમાદર કરી ઇતિહાસમાં અમર પગલાં પાડ્યાં છે. એમના યુગનાં સ્થાપત્યસર્જનો અને શિલ્પસામગ્રીઓ તેમજ હસ્તલિખિત ગ્રંથોની સંખ્યાબંધ પ્રતો જોઇએ છીએ ત્યારે એમ જ લાગે છે કે તે યુગના માનવીઓ જો કેવળ રાજ્યો જીતવામાં, લડાઇઓ કરવામા અને વહેમ તથા કુસંપમા જ જીવન ગાળતા હોત તો આવું પ્રફુલ્લ કલાસર્જન તેમને હાથે થવું અશક્ય જ હોત. પણ આઘેથી કાળનાં ચિત્રો જોનારને પ્રજાએ એ વચલા ગાળાઓમા કેવી નિરાંત, શાતિ અને સુખ-સંસ્કૃતિભરી જિંદગી માણી છે તેનો ખ્યાલ આ સ્વસ્થતાભરી, ચિંતનશીલ અને રંગસૌરભવાળી કલાસામગ્રીનો થાળ જોવાથી જ આવે તેમ છે. રાજાની સભામાં દેશદેશના પંડિતોનું સન્માન થાય છે; જૈન મુનિઓ અને બ્રાહ્મણ પંડિતોના વાદવિવાદો જામે છે અને તે પર સમસ્ત પ્રજા નજર માંડી રહે છે; તે વાદના પડઘા ચોદિશ ફેલાય છે; પંડિતો અને મુનિઓ સંસ્કૃતિના પાયા સ્થિર કરવા સ્થાપત્ય અને કળાનો સાથ મેળવે છે; રુદ્રમહાલય, સોમનાથ, ઝીંઝુવાડા ને ડભોઇનાં રોનકદાર ક્ષાત્રરૂપનાં મહાલયો પાછળ રાજ્યભંડાર ખુલ્લા મુકાય છે, તો એ જ રાજ્યના મુત્સદ્દીઓ મોટી પૌષધશાળાઓ, પાઠશાળાઓ અને જિનમંદિરોથી નગરોને રૂપાવે છે; સામાન્ય માણસો પણ 'યથાદેહે તથા દેવે' એ બુદ્ધિથી સાધારણ દેવકાર્યમાં પણ પોતાના વૈભવ પ્રમાણે છૂટથી ખર્ચતા દેખાય છે; વાંચવાના ધાર્મિક ગ્રંથો નેત્રને નિત્ય દર્શનપ્રિય રહે એ હેતુથી શ્રીમાનોનો કળાપ્રેમ તે ઉપર ઘરેણાં જેટલી જ નકશી અને શોભા કરાવી રહ્યો છે;—આવુંઆવું જનસમુદાયે પોતાના ઉપયોગ માટે કેટલું કર્યું હશે તે તો એ યુગના માનવીઓ જ જાણી શકે; પણ જૈન ધર્મે જે સાતત્ય અને ધર્મબુદ્ધિથી એવા સમૃદ્ધ ગ્રંથો ભંડારોમાં સંઘર્યા છે તે આપણને તે સમયનાં લોકરૂચિ અને સંસ્કાર થોડાંઘણાં સાક્ષાત કરાવી શકે છે.

ખંભાત અને પાટણમાના તાડપત્રોના ચિત્રોને મધ્યકાળના નમૂનાઓમાં સૌથી અગ્રસ્થાન આપી શકાય. તેની એકએ પ્રતો જ ઉપલબ્ધ હોવા છતાં જે વસ્તુ આપણી સામે રજુ થાય છે તે ઉપરથી ખાત્રી થાય છે કે એ કાળના સમાજમાં ચિત્રકળા કોઇ આગલી પેઢીઓથી સચવાતી, ઉછેરાતી અને માન પામતી હોવી જ જોઇએ; નહિતો એ ગ્રંથોનાં ચિત્રોમા જે રૂઢ થએલી પાકી શૈલીનો ઉપયોગ થયો છે તે ઉપલબ્ધ ન હોત. આ કળા અનાડી કે અણઘડ હાથમાં જન્મેલી નથી, પરંતુ અનેક પ્રકારનાં કૌશલ્યપૂર્વક રંગ અને રેખાની સજીવતા તથા રૂચિરચનામાં કાબેલ થએલા

માનવીઓએ સિદ્ધ કરેલી શૈલી છે એમ આપણે સ્વીકારવું પડે છે. એની મુખ્ય ખૂબી તો સરળ રેખામાં આબેહૂબ કથાનિરૂપણ કરવાની તેની શક્તિમાં છે. વાઙ્મય સાથે ચિત્રકળા કેવો તાલ મેળવે છે એ દર્શાવવામાં આ શૈલી અવધિ કરી નાખે છે. આકૃતિઓ અને રંગોના અનેક સંકેતપૂર્ણ પ્રયોગો દ્વારા એ ચિત્રોમાં સાહિત્ય, વિચાર અને દૃષ્ટિને ઉદ્દીપન કરે એવી એક નવી જ જાતની બિછાત બની રહે છે. જેઓ હાથમાં કલમ કે પીંછી લઇ જરાપણ આકૃતિ દોરી શકતા હશે તેમને તો આ ચિત્રોની ભૂમિકાની સમતોલ રંગભરણી ઉપાડ કે ઊંડાણના પ્રયત્ન વગર આનંદસમાધિમાં ગરકાવ કરશે. આજ સુધી આ ચિત્રોનો મોટામાં મોટો સમુદાય જૈન ધર્મના ગ્રંથોમાથી મળી આવ્યો હતો, એટલે તેને માત્ર ધર્મનાં સાંકેતિક સ્વરૂપો અથવા નિશાનીઓ જેવાં ગણી લઇ કલાના ઇતિહાસમાં તેનું સ્થાન નિર્ણિત કરવામાં આવ્યું નહોતું; પરંતુ જ્યારે ગુજરાત, માળવા અને રજપૂતાનામાંથી બીજા સંપ્રદાયો ને સાહિત્યગ્રંથોમાંથી પણ આ જ ચિત્રશૈલીના નમૂના હાથ લાગ્યા ત્યારે કલાનિષ્ણાતો સામે એક સળંગ ચિત્રપરંપરા તરવરવા લાગી અને આ ચિત્રોમાં કલામર્મવાળાં સ્વરૂપો સમાએલાં દેખાયાં.

કલ્પસૂત્રો જેવાં જ લક્ષણોવાળી કળા વસંતવિલાસ અને શ્રી બાલગોપાળસ્તુતિમાં પણ યોજાએલી છે, તે ઉપરથી ખાત્રી થાય છે કે મુગલ કળા ખીલી તે પહેલાં ગુજરાત, માળવા અને મારવાડના પ્રદેશોમા આ ચિત્રશૈલીનો ઠીકઠીક પ્રચાર થઈ રહ્યો હશે. આ કળાનો પરિચય માત્ર શ્રીમાનો જ ભોગવતા નહિ હોય, પણ લોકરંજની કળા તરીકે તે પ્રજાજીવનમાં પણ સ્થાન પામી હશે એ તે સમયનાં છૂટાં ચિત્રામણો, વસ્ત્રો અને કોતરકામો ઉપરથી સમજાય છે; એટલેકે કળાકારો અને તેમની ચિત્રસામગ્રી લોકપરિચિત અને લોકરૂચિની જ હતી.

આ ચિત્રો ઝડપથી દોરાએલાં લાગે છે; એટલેકે જેટલી ઝડપથી આપણે લખાણનો અક્ષર ખેંચીએ એટલી ઝડપથી આ ચિત્રકારો આંખ, નાક, માથું, હાથ, પગ અથવા વસ્તુઓ ચીતરી શકે છે. એમ પણ માની શકાય કે આ ચિત્રકર્મ માટે ખાસ ચૂંટી કાઢેલા કેટલાક આધારભૂત આકારો નક્કી થઇ ગયા હશે. આ બાબતમાં તે અજંતા કે રાજપૂત ચિત્રકળાથી કેવળ ભિન્ન લક્ષણ બતાવે છે.

અજંતાનો કલાકાર કોઇ સમર્થ કવિની પેઠે પોતાની રેખામાં ઊર્મિદર્શન અને પ્રસંગનું વાતાવરણ સહજમાં લપેટી લે છે. વાચા અને અર્થનો સંયોગ કરવાની કવિની શક્તિ જેમ વખણાય છે તેમ જ અજંતાની રેખા એ માત્ર રેખા નથી; એનો આલેખક એ રેખાપણું ભુલાવીને સ્વરૂપ ભાવ અને પદાર્થનો સાક્ષાત પરિચય કરાવે છે. તે ઘૂટેલા આકારોનો દાસ નથી બનતો; તેની માનસિક સૃષ્ટિને જ આગળપડતી લાવવા તેની રેખાવલીઓ ગમે તેવી છટામાં વહે છે. એ સૌષ્ટવ રાજપૂત ચિત્રકળામાં નથી જ; પણ તે સાથે જ નવી રંગપૂરણી અને પોતાના દેશકાળ તેમજ સમાજના આબેહૂબ વૃતાંત અને વ્યવહાર સરળ ચિત્રકવિતામાં રજુ કરવાનું માન તેને જ મળે છે. અજંતાની કળાને સુસંસ્કૃત પંડિતોની વાણી કહીએ તો રાજપૂત કળામાં સમાજગાયકોની સુરાવટ અને જમાવટ છે. વસ્તુ સાદી, પણ રાગનો મધુરો લય જેવી મિઠાશ આપે છે એવાં એ ચિત્રો છે. પણ તે પૂર્વેની આ મધ્યયુગની ભારતીય કળા એ લક્ષણોથી વંચિત છે. એનું કોઈ ચોક્કસ કારણ

જડતું નથી. અજંતા સાથે તેનો સંબંધ શોધાનો નથી. તેનાં ચિત્રનિરૂપણનું ધોરણ ઇરાની કે અજંતાની કે બીજી કોઈ કળા જોડે બેસતું નથી. એટલે જ માની શકાય છે કે કોઇ જૂના કાળથી ઘૂંટાતી ઘડાતી જુદી જ ચિત્રસરણી તરીકે તેનું સ્થાન અનોખું જ રહે છે.

ખંભાતનાં તાડપત્રો પરની આકૃતિઓના મરોડ સહેજ પણ અજંતાનો નિર્દેશ બતાવે છે; એટલે કદાચ કોઇ અટૂલો કલાકાર તે અંશો લઈ આવ્યો હોય એમ મનાય. તે સિવાય બહુ કલ્પના દોડાવીએ તો પ્રાચીન ઇજિપ્તના ભિતચિત્રોમાં જ તેનાં મૂળ શોધી શકાય. ઇજિપ્તનાં એ ચિત્રોમાં ઊર્મિ કરતા વૃત્તાંતનિરૂપણ ઉપર જ બરોબર ચોટ રાખવામાં આવે છે. તે જ પ્રમાણે કલ્પ-સૂત્રોનાં ચિત્રો જોઇએ છીએ ત્યારે ચિત્ર જોઈને જ વૃત્તાંત સમજાવા લાગે છે. ઇજિપ્તનાં ચિત્રોમાં રાજા કે વિશેષ શક્તિ અથવા સ્થાન ભોગવનાર સ્વરૂપોને બીજાં પાત્રો કરતા મોટા બતાવવામાં આવ્યાં છે. તે જ પ્રમાણે કલ્પસૂત્રોમાં કોઇ પણ જાતના ચિત્રસંયોજનનો વિચાર કર્યા વિના મુખ્ય પાત્ર મોટું જ ચીતરવામાં આવે છે. આ ચિત્રો ઝડપથી ખેંચી કાઢેલાં દેખાય છે, તેથી ચીતરનારની અનાવડત છે એમ તો કહી શકાય તેવું નથી. ચીતરનાર જે કાંઇ ચીતરે છે તેમાં માનવ દેહ વિષે તે સંપૂર્ણ સમજ રજુ કરી શકે છે. જાતજાતના લોકો, તેમની હીલચાલ તેમજ મુદ્રાઓ તેને સુપરિચિત છે. વૃત્તાંત પર સચોટ લક્ષ્ય અને એકધારૂં ચિત્રાંકન એ તેનાં પ્રધાન લક્ષણ છે. તે વાહવાહ માટે ચિત્રકામ કરતો લાગતો નથી, પણ કોઇ રીતે ચિત્રમાંથી જ હકીકત પ્રકટ કરી શકાય તેની મથામણ તે કરે છે. એટલેકે વાંચતાં ન આવડતુ હોય તેને પણ એ પાનાંમાંથી જાણવાનું અને જોવાનું મળી રહે અને ધર્મપ્રચારની સાર્થકતા સધાય.

ચિત્ર અને લિપિ બંને પવિત્ર આનંદજનક નેત્રવિહાર બની રહે તે માટે પ્રયત્નો કરવામાં આ ગ્રંથો શોભા-સમૃદ્ધિની ટોચ રજુ કરે છે. ઘૂંટેલી કાળી, ભૂરી કે લાલ ભોય ઉપર અક્ષરો અને ચિત્રોની તકતીઓ યોગ્યરીતે સાચવીને હાંસીઆમાં જે વેલપટ્ટીઓ અને આકૃતિની વાડીઓ ભરી દીધી છે તેની તોલે આવે એવી પ્રાચીન પ્રતો જાણવામાં નથી. ધર્મના પવિત્ર ગ્રંથો માટે આવો સમાદર કુરાન, બાઇબલ, ગીતા વગેરેના શ્રીમત માલિકો અને ધર્માધીપોએ બતાવ્યો છે; પણ કલ્પસૂત્રોની આવૃત્તિઓ સાથે હરીફાઈ કરી શકે એવો સમૂહ ભાગ્યે જ મળશે. (આ કથન માત્ર બહાર પડેલાં પુસ્તકોને આધારે છે.)

જૈન કલ્પસૂત્રોના હાંસીઆની ચિત્રસામગ્રી ઉપર તો હિંદના જાણીતા કલાવિવેચકોનું પણ ધ્યાન ખેંચાયુ જણાયું નથી. તેનું કારણ આજ સુધી જોઇએ તેટલા પ્રમાણમા કેટલીક અસલ વસ્તુઓ કોઇની જાણમાં પણ નહોતી એ કહી શકાય. હાસીઆની એ અપૂર્વ કલાસમૃદ્ધિને દુનિયા આગળ રજુ કરવાનું માન આ 'જૈન ચિત્રકલ્પદ્રુમ'ના સંપાદક શ્રી સારાભાઈ નવાબને જ છે. જે નમૂના તેમણે પ્રાપ્ત કરી પ્રકટ કર્યા છે તે માટે કળાના ઇતિહાસમાં તેમનુ માન અને સ્થાન કાયમને માટે સ્વીકારવું પડશે. આ હાંસીઆની ચિત્રકળા જ એ યુગના માનવીઓની સર્જનશક્તિ અને અપ્રતિમ શોભાશક્તિના સંપૂર્ણ પુરાવા છે. કેવળ બે કે ચાર રંગમાં, આખા યે ગ્રંથના એકેએક પાને જુદીજુદી વેલપટ્ટીઓ, અભિનયભર્યાં પ્રાણીઓ તથા મનુષ્યોને ચીતરનારો ચિતારો આજના કળાકારને કસોટી

આપે એવો છે. તેનું આશ્ચર્યકારક, વિપુલ અને વૈવિધ્યપૂર્ણ સર્જન અજંતાના ભંડારને પડકારે એવું છે. લૂંટાતાં, ચોરાતાં, વેચાતાં વધેલો પણ સંસ્કૃતિનો આ થાળ એટલો બધો સમૃદ્ધ છે કે આજના કલ્પનાકૃતિઓ (designs) માગનારાઓની ભૂખને તે સહજમા સંતોષે છે.

ઘણી વખત ગ્રંથનાં પાનાંઓમાં હાંસીઆમા એક ખૂણા પર લહીઆએ ચિત્રપ્રસંગની ટૂંકી નોંધ કરેલી જણાય છે. તે ઉપરથી લાગે છે કે અક્ષરો લખનાર પોતાનું કામ પૂરૂં કરી ચિતારાને ખાલી જગ્યાઓ ભરવા સોંપી દેતો હશે; એટલે ચિતારો કવિતાની પાદપૂર્તિની પેઠે પ્રસંગના સૂચક આકારોવાળી વેલપટ્ટીઓ અને ચિત્રો ઉમેરવાનું કામ કરતો હશે. કવિતાની કડીઓ છંદમા બંધાતી આવે તેવી રૂપ અને આકૃતિમાળાઓની સમતોલ વહેંચણી કરતો તે છેવટના પાના સુધી પાઠ અને ચિત્રોનો એકસરખો રસ સાચવી લે છે. આવી એકધારી યોજનાવાળાં પ્રકાશનો આજના સાધનસંપન્ન યુગમાં પણ વિરલ છે.

ધાર્મિક ચિત્રોમા કથાપ્રસંગનાં પાત્રોના સ્વરૂપો આદ્ય કલાગુરુએ બાંધેલાં તેનાં તે જ સાચવવાનો સંપ્રદાય આગ્રહપૂર્વક પળાતો હોય તેમ લાગે છે, કારણકે તેમાં ભાગ્યે જ નવો પ્રકાર નજરે પડે છે. છતાં ક્વચિત્ ચકોર કળાકારો નવી ઊર્મિ અને છટા બતાવ્યા વિના રહેતા નથી; અને જ્યાંજ્યાં કંઇક સામાજિક વાતાવરણ બતાવવાનું હોય છે ત્યાંત્યાં તો તેમણે અવશ્ય છૂટ લઇને પોતાનો સમાજ ઉતાર્યો છે.

શ્રીપાલ રાસનાં ચિત્રો એ રીતે ચિત્રકારની સમકાલીન સૃષ્ટિનુ ચિત્ર છે. (જુઓ નં. ૨૮૮થી ૨૯૭) આ ચિત્રોની ચિત્રકળાની કદર કરતા સાથેસાથે તેમણે જે સાહિત્યો * અને ક્રિયાઓથી આ પ્રતો તૈયાર કરી હશે તે પણ આશ્ચર્યકારક પ્રકાર ગણાવો જોઇએ. તાડપત્રોને ચૂંટીને ચિત્ર યોગ્ય સફાઈ પર લાવવાં તેમજ ચિરસ્થાયી બનાવવાં, અને વિવિધ રંગો ઉખડી ન જાય એવી ક્રિયાથી ભૂમિકા પર તેમને સલગ્ન કરવા એ બધી વાતો આજના કલાકારને મહાન ભેદો જ રહેવાની. આજે ચિત્રના ચિરંજીવપણા માટે સાધનો કે રંગોની લેશમાત્ર પરવા કોઇ રાખતું નથી. તેઓને સૈંકડો વર્ષોથી તેમના સર્જકોની પ્રતિભાની સાખ પૂરતા આ નમૂના શરમમાં નાખે એવા છે. આ બાબતમા તો કુશલ વૈજ્ઞાનિકો, કલાકારો અને પ્રાચીન શાસ્ત્રવિશારદોનું મંડળ એકાગ્ર થઇ કામે લાગે તો જ પુનરુદ્ધાર થઇ શકે.

જૂનાં ચિત્રો બધાં યે સરખી ઉચ્ચ કક્ષાના નથી. છતાં યે દરેક ચિત્રકાર વૃત્તાંતની સચ્ચાઇ અને ચિત્રનું ચિરંજીવપણું સાચવવાનો પ્રયત્ન કર્યા વિના તો રહ્યો નથી. ગમે તેવાં કાલા બોબડાં લાગતાં આ ચિત્રોમાં શૈલીનું અનુકરણ, ઘૂંટણ અને કેટલાક આકારોનાં બીબા બરોબર સચવાયાં હોય છે. એટલે આપણને વૃત્તાંતનો ઉકેલ જરા યે મુશ્કેલ પડતો નથી. વૃત્તાંત સાથે આપણને રિવાજો, વસ્ત્રો, ઘરો, ઉપકરણો વગેરેનો સારામાં સારો ખ્યાલ મળે છે. બારમીથી અઢારમી સદી સુધીનું લોકજીવન જોવું હોય તો આમાં મળી શકે.

આ ચિત્રોની બીજી ખૂબી એ છે કે સાધારણમા સાધારણ માણસને પણ ચિત્ર સમજાય એવી

---

* સાહિત્યો અને ક્રિયાઓ માટે જુઓ મુનિશ્રી પુણ્યવિજયજીનો 'ભા. જૈ. શ્ર. સંસ્કૃતિ અને લેખનકળા' વિષેનો લેખ.–સંપાદક

રીતનો તેમાં પ્રયોગ કરવામાં આવ્યો છે. તડકો હોય ત્યારે આખું ચિત્ર પીળા રંગમાં જ ચીતર્યું હોય. રાત્રિ હોય ત્યારે ભૂરા રંગ પર જ ચીતરાયું હોય. ઘરમાં રાત્રિ હોય અને દીવો ચીતર્યો હોય તો બધું લાલ ભૂમિ ઉપર આલેખ્યું હોય. વળી પ્રસંગ પ્રમાણે ઋતુ કાળ દર્શાવતાં માણસો અને જનાવરોથી આપણે બધું તરત અટકળી શકીએ છીએ. નદી સરોવર કે કુંડ, તેના પાણીનાં વમળોની રેખાઓથી જ સમજાઇ જાય. વૃક્ષો ફળો વનસ્પતિઓ વગેરે બરોબર ઓળખાય તેમ તેનાં પાન થડ વગેરે ચીતરાએલાં નજરે પડે છે. વાસ્તવિક દર્શન કરતા આ લાક્ષણિક દર્શન ચિત્રણના નિયમોમાં વધુ ઉપયોગી ગણાયું છે.

આજ સુધી ભારતીય ચિત્રકળાના ઇતિહાસમાં ગુજરાતનો નામોલ્લેખ નહોતો, પરંતુ મધ્ય યુગના આ ચિત્રકળાના નમૂના માત્ર ગુજરાતમા જ મળ્યા હોવાથી ગુજરાતને તેથી ગૌરવ પ્રાપ્ત થયું છે. આ પ્રાચીન ચિત્રાકૃતિઓની છાયા રાજપૂત કળામાં કેમ ઊતરી અને મુગલ કળાને સમૃદ્ધ કરવામાં આનુવંશિક ઉપકાર કેવી રીતે થયો તેના અંકોડા તો હજી બેસાડવાના રહે છે જ; તોપણ જે સ્થાપત્યરચનાઓ અને વસ્ત્રો આ ચિત્રોમાં દેખાય છે તે આજે પણ નહિ બદલાએલા સમાજમાં નજરે પડે છે.

ચતુર દૃષ્ટિવાળા કલાવિવેચકો આ કળાના નમૂના જોતાં જ તેની potency—સર્જક અને પ્રેરક શક્તિ સ્વીકારશે, એટલું જ નહિ પણ દેશની કળાને તેમાથી નવો માર્ગ જડશે એમ માનવું ભૂલભરેલું નહિ ગણાય. આજે કળા એટલે શાળાપાઠિત વસ્તુ નહિ, પણ પ્રજાની ઊર્મિ અને ઉલ્લાસમાંથી સર્જાએલી નવસૃષ્ટિ એમ સ્વીકારીએ તો નવસર્જનના પાયામાં યે આ કળાનાં તત્ત્વો ઉપયોગી થઇ પડવાના જ.

રવિશંકર મ. રાવળ

॥ श्री वीतरागाय नमः ॥

# ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઈતિહાસ[1]

## પ્રસ્તાવ

**નામ**

આ નિબંધને ઉપર પ્રમાણે નામ આપવાનો ઉદ્દેશ દેશની એકતાના સ્થાને સાંપ્રદાયિક તત્ત્વ ઉપર ભાર મૂકવાનો નથી. ભારતવર્ષની સમગ્ર કલામાં ભાવના અને ઉદ્દેશનું અમુક પ્રકારનું ઐક્ય છે; છતાં તેના સમયયુગોની દૃષ્ટિએ, રાજ્યકર્તા પ્રજાની દૃષ્ટિએ, ધાર્મિક સંપ્રદાયની દૃષ્ટિએ, આશ્રયદાતાઓની દૃષ્ટિએ ભેદ પાડી પ્રકારો બનાવવામા આવે છે. ઉદાહરણ તરીકે હિંદુ કલા, ઇસ્લામી કલા, રાજપુત કલા, મોગલ કલા, બૌદ્ધ કલા ઇત્યાદિ. આવી ભેદદૃષ્ટિઓ તે તે કૃતિઓના સમુદાયની સમજણ અને તેમનો રસાસ્વાદ આપવામાં સમર્પક બને તો તે કલામીમાંસામાં અસ્થાને છે તેમ નહિ ગણાય. અત્યાર સુધી કલાના જે પ્રકારો પાડવામાં આવ્યા છે તે આ દૃષ્ટિએ કેટલા યોગ્ય છે તે ભારતીય કલાના વિવેચકોએ વિચારવા જેવો પ્રશ્ન છે.

અમે આ ગ્રંથમાં આપેલી મોટા ભાગની કલાકૃતિઓના સમુદાયને ઉપરના નામથી અંકિત કરીએ છીએ તેનાં કારણો નીચે પ્રમાણે છે:

(૧) આ કલાકૃતિઓના નિર્માણ તથા સંગ્રહ ગુજરાત (પ્રાચીન વ્યાપક અર્થમાં)માં થએલા છે અને તેના કલાકારો મોટા ભાગે ગુજરાતના વતની હતા.

---

૧ આ વિષયમાં આજ પર્યંત નીચે મુજબના લેખો લખાયા છે.

ગુજરાતી ભાષામા—

(૧) શ્રીયુત જિનવિજયજી–'વિજયસેનસૂરિને આગ્રાના સંઘે મોકલેલો સચિત્ર સાંવત્સરિક પત્ર' જૈ. સા સંશોધક વર્ષ ૧લું ઈ.સ ૧૯૨૨, પૃ. ૨૧૨–૨૧૭.

(૨) શ્રીયુત નાનાલાલ ચમનલાલ મહેતા–'જૈન પ્રતિમાવિધાન અને ચિત્રકલા' જૈ. સા. સંશોધક વર્ષ ૩જું ઈ.સ. ૧૯૨૯, પૃ. ૫૮–૬૧.

(૩) શ્રીયુત રવિશંકર મહાશંકર રાવળ–'હિંદી કલા અને જૈનધર્મ' જૈન સા. સંશોધક વર્ષ ૩જું ઇ સ. ૧૯૨૯, પૃ. ૭૯–૮૧.

(૪) શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈ–'જૈન સંસ્કૃતિ–કલાઓ' જૈ. સા. સં. ઇતિહાસ ઈસ. ૧૯૩૩, પૃ. ૭૯૩–૮૦૭.

અંગ્રેજી ભાષામાં—

૫ W. Norman Brown in 'Indian Art and Letters' 1929 London p. 16.

૬ „ in 'Eastern Art' Philaledphia U S.A 1930 pp. 167-206.

૭ „ in 'Paranassus' November 1930 p. 34-36.

૮ „ in 'The Story of Kalak' 1933 Washington pp. 13-24.

૯ „ in 'Paintings of the Jain Kalpa-Sutra' 1932 Washighton U S.A.

(૨) એને જૈનાશ્રિત એટલા માટે કહી કે આ કૃતિઓમાં આવેલા વિષયો જૈનધર્મના કથા-પ્રસંગોમાંથી લીધેલા છે, તેમનું નિર્માણ કરાવનાર આશ્રયદાતાઓ મોટા ભાગે જૈનધર્મી હતા અને આ કૃતિઓની સાચવણી જૈનોએ સ્થાપેલા ગ્રંથભંડારોમાં થએલી છે. પરંતુ એ કલાકારો પોતે કયા ધર્મના હતા તેનો નિર્ણય કરી શકાતો નથી; કેટલાક વૃદ્ધ યતિઓ અને જૈન સાધુઓ આજે પણ સારી અને સુંદર ચિત્રાકૃતિઓનું નિર્માણ કરતા જોવામાં આવે છે તેથી માનવાને કારણ રહે છે કે એ કલાકારો મોટા ભાગે જૈનો હશે; પરંતુ કેટલાક જૈનેતરો પણ હશે.

તેથી જોકે કલાકારની દૃષ્ટિએ આ કલામાં રહેલું શિલ્પ ગુજરાતી શિલ્પ છે, છતાં આ શિલ્પે જે રૂપ ગ્રહણ કર્યું છે તેમાં જૈન વિષયો અને જૈન આશ્રયદાતાઓની રુચિ નિયામક બન્યાં છે. આ કલાને બરાબર સમજવામા તથા તેનો આસ્વાદ લેવામાં જૈન વિષયોને લગતી તથા તેના આશ્રયદાતાઓ વિષેની માહિતી ઉપકારક થઇ પડે છે. એમ પણ કહી શકાય કે આ વિના આ કલાની સમજણ બહુ જ અધૂરી રહે. પણ ઉપર કહ્યુ તેમ શિલ્પ તો ગુજરાતી જ છે એ વિસરવાનું નથી; કેમકે ઇતર સંપ્રદાયના વિષયો નિરૂપતી જે થોડીક કૃતિઓ મળી છે તેમાં પણ એ શિલ્પ જ રમી રહેલું છે.

---


૧૦ A.K. Coomarswamy in 'Journal of Indian Art' No. 127 London 1914.
૧૧ „ in 'Catalogue of Indian Collection in the Museum of Fine Art' Part 4 Boston 1924.
૧૨ „ in 'History of Indian and Indonasian Art' pp 119-121. 1927
૧૩ „ in 'Bull Mus of Fine Arts' Boston. p. 7 1930.
૧૪ „ in 'Eastern Art' pp. 236-240. 1930.
૧૫ O. C. Gangoly in 'Ostasiatische Zeitschr' N.F. 2, 1925.
૧૬ „ in 'Quart Journ. Andhra Historical Research Society' Vol. IV. p. 86 88.
૧૭ „ in 'Indian art and Letters' p 104-115, 1930.
૧૮ „ in 'Malavia Commemoration Vol' 1932 pp. 285-289.
૧૯ Ajit Ghose in 'Statesman' 26 Aug. 1928 Calcutta.
૨૦ Nahar and K Ghose in 'Epitome of Jainism' 1917.
૨૧ H. Von Glasenapp, final plate in his 'Jainsmus Berlin' Germany, 1925.
૨૨ N C. Mehta in 'Rupam' pp. 61-65, 1925 Calcutta.
૨૩ „ in 'Studies in Indian Painting' pp. 15-28, 1927 Bombay.
૨૪ „ in 'Gujarati Painting in the Fifteenth Century. A Further Essay on Vasanta Vilasa' 1931 London.
૨૫ „ in 'Indian Art and Letters' p. 71-78, 1932.
૨૬ M.R. Majmudar· ' Some Illustrated Mss. of Gujarat school of Painting" in Seventh Oriental Conference, 1933.

હિંદી ભાષામાં—

૨૭ श्रीयुत नानालाल चमनलाल महेता—'भारतीय चित्रकला' पृ. २४-३६, इ. स १९३३ अलाहाबाद.

સંગ્રહ

ઈતર ધર્મી પરદેશીઓ આક્રમણમાં મળેલા વિજયના મદથી ઉન્મત્ત થઇ ભારતીય સંસ્કૃતિના સ્મારક રૂપ શિલ્પ અને સાહિત્યભર્યા ગ્રંથોનો નાશ કરતા ત્યારે જૈન મહાજનોએ આ શિલ્પ અને સાહિત્ય બચાવવા સમર્થ પ્રયત્ન કર્યો હતો. તેના પરિણામે આજે ઘણું સાહિત્ય (કેવળ જૈન જ નહિ એવું) બચવા પામ્યું છે. મુંબાઈ ઈલાકાના તેમજ યૂરોપ-અમેરિકાના સંગ્રહસ્થાનોમાં અત્યારે એકત્રિત થએલી હિંદની હસ્તલિખિત પ્રતિઓની તપાસ કરવામાં આવે તો જણાશે કે તેમાં સારો હિસ્સો ગુજરાતમાંથી ગએલો છે; અને તેમાં યે જૈન યતિઓ પાસેથી મળેલું ઘણું હશે બ્યુહ્લર, પીટર્સન અને ભાણ્ડારકર ઇત્યાદિ સારો ફાલ મેળવવા આ તરફ સવિશેષ દૃષ્ટિ રાખતા. આ ઉપરાત હજી પણ જેસલમીર, પાટણ, અમદાવાદ, ખંભાત, વડોદરા, છાણી, સુરત ઇત્યાદિ સ્થળોમાં અમૂલ્ય ગ્રંથરત્નો સચવાઇ રહેલાં છે; અને અત્યારે એ મળવાં દુર્લભ થયા છે તેનું કારણ જેટલે અંશે એ સાચવનારાઓની સાંપ્રદાયિક સંકુચિતતા છે તેનાથી વિશેષ એ સંકુચિતતાને સ્થાન આપનાર કેટલાક પ્રતો સંઘરનારા અને તેને વેચી નાખનારા વિદ્વાનોની અપ્રામાણિકતા છે. આવી અપ્રામાણિકતાના દાખલા લોભી જૈન યતિઓના જ છે એમ નથી; આધુનિક કેળવણી પામેલા કેટલાક કહેવાતા વિદ્વાનોએ પણ આ ધંધો કર્યો છે.

આ ગ્રંથમા જે ચિત્રો છાપવામા આવ્યાં છે તેમાના ઘણાંખરાં ઉપર જણાવેલાં સ્થાનોના ગ્રંથભંડારોમાં સચવાઇ રહેલી પ્રતિઓમાથી લીધેલાં છે. આ સ્થળે તે સર્વ પ્રાચીન અને અર્વાચીન ગ્રંથભંડારીઓનો અમે જાહેર આભાર માનીએ છીએ.

**જૈન સાહિત્યમાં ચિત્રકલાની પરંપરા**

જૈનોની માન્યતા પ્રમાણે, ચોવીસ તીર્થંકરો પૈકી પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ (યુગાદિપ્રભુ) સ્વામીએ આ ઉત્સર્પિણી કાળની શરૂઆતમા પોતાના રાજ્યાભિષેક પછી, જ્યારે કલ્પવૃક્ષોમાથી ઇચ્છિત વસ્તુનું આપવાપણું નષ્ટ થયુ તે સમયે, પોતાની રાજ્યઅવસ્થામા જગતને વ્યાવહારિક કાર્યોમા ઉપયોગમા આવે તેને માટે, પોતાના ભરતાદિક પુત્રોને પુરુષની બોતેર કળાઓ[૨] તથા બ્રાહ્મી અને સુંદરી

---

૨ પુરુષની બોતેર કળાઓ—

૧ લેખન, ૨ ગણિત, ૩ ગીત, ૪ નૃત્ય, ૫ વાદ્ય, ૬ પઠન, ૭ શિક્ષા, ૮ જ્યોતિષ, ૯ છંદ, ૧૦ અલંકાર, ૧૧ વ્યાકરણ, ૧૨ નિરુક્તિ, ૧૩ કાવ્ય, ૧૪ કાત્યાયન, ૧૫ નિઘંટુ (શબ્દકોશ), ૧૬ અશ્વારોહણ, ૧૭ ગજારોહણ, ૧૮ હાથી-ઘોડા કેળવવાની વિદ્યા, ૧૯ શાસ્ત્રાભ્યાસ, ૨૦ રસ, ૨૧ મંત્ર, ૨૨ યંત્ર, ૨૩ વિષ, ૨૪ ખનિજ, ૨૫ ગંધવાદ, ૨૬ પ્રાકૃત, ૨૭ સંસ્કૃત, ૨૮ પૈશાચિક, ૨૯ અપભ્રંશ, ૩૦ સ્મૃતિ, ૩૧ પુરાણ, ૩૨ અનુષ્ઠાનશાસ્ત્ર, ૩૩ સિદ્ધાંત, ૩૪ તર્ક, ૩૫ વૈદક, ૩૬ વેદ, ૩૭ આગમ, ૩૮ સંહિતા, ૩૯ ઇતિહાસ, ૪૦ સામુદ્રિક, ૪૧ વિજ્ઞાન, ૪૨ આચાર્યકવિદ્યા, ૪૩ રસાયન, ૪૪ કપટ, ૪૫ વિદ્યાનુવાદ, ૪૬ દર્શનસંસ્કાર, ૪૭ ધૂર્તશંબલક ૪૮ મણિકર્મ ૪૯ વૃક્ષના રોગનું ઓસડ જાણવાની વિદ્યા, ૫૦ ખેચરી વિદ્યા, ૫૧ અમરીકલા, ૫૨ ઇન્દ્રજાળ, ૫૩ પાતાલસિદ્ધિ, ૫૪ યંત્રક, ૫૫ રસવતી, ૫૬ સર્વકરણી, ૫૭ ઘર-મંદિરાદિનુ શુભાશુભ લક્ષણ જાણવાની વિદ્યા (શિલ્પવિદ્યા), ૫૮ જુગાર, ૫૯ ચિત્રોપલ, ૬૦ લેપ, ૬૧ ચર્મકર્મ, ૬૨ ધારેલું પત્ર છેદવાની વિદ્યા (પત્રચ્છેદ), ૬૩ નખછેદ, ૬૪ પત્રપરીક્ષા, ૬૫ વશીકરણ, ૬૬ કાષ્ઠઘટન, ૬૭ દેશભાષા, ૬૮ ગારુડ, ૬૯ યોગાંગ, ૭૦ ધાતુકર્મ, ૭૧ કેવલિવિધિ, ૭૨ શકુનરૂત.

નામની પોતાની બે પુત્રીઓને સ્ત્રીઓની ચોસઠ કળાઓ[3] સંસારી પ્રાણીઓના ઉપકાર ખાતર બતાવી.

**પ્રાચીન અવશેષો**

જૈનાશ્રિત કલાના મહત્ત્વપૂર્ણ બહુ જ જૂના અવશેષો હાલ મળી આવતા નથી. મધ્ય ભારતમાં આવેલા રામગઢના પર્વતમાંની જોગીમારની ગુફાઓમાંનાં ભિત્તિચિત્રોના અવશેષો મૂળે જૈન હોય એમ જણાય છે.[4] ઓરિસ્સામાં ભુવનેશ્વર નજીકની જૈન ગુફાઓમાંની એકમાં જૈન ચિત્રકળાના કંઇક અવશેષો હજી છે. મહાન પલ્લવરાજ મહેન્દ્રવર્મા પહેલો કે જે ઇ.સ. ૬૦૦થી ૬૨૫ની આસપાસ થયો હતો અને જે પોતાને 'ચિત્રકારપુલિ' એટલે ચિત્રકારોમાં વાઘ જેવો—અર્થાત્ ચિત્રકારોના રાજા જેવો ગણાવતો તેના વખતનાં એટલે ઇ.સ.ની સાતમી શતાબ્દીનાં સીત્તનવાસલનાં ભિત્તિ-ચિત્રો પણ જૈન હોવાનું સાબિત થએલું છે.[5]

પ્રાચીન જૈન સાહિત્ય મધ્યેના ઉલ્લેખો ઉપરથી જણાય છે કે પ્રાચીન ભારતમાં ચિત્રકળા મૃત અવસ્થામાં નહોતી. સમાજમાં તેનો સંતોષકારક આદર અને પ્રચાર હતો. લોકો ચિત્રવિદ્યાને પ્રસન્નતાથી શીખતા. ચિત્રકળા ઘણા વિસ્તારમાં પ્રચલિત હતી. સ્ત્રીપુરુષો રાજકુમાર-રાજકુમારીઓ વગેરેનો તે પ્રત્યે અનુરાગ હતો, એટલું જ નહિ પણ વ્યવહારૂ રૂપમાં યે આ કળાનું શિક્ષણ તેઓ પ્રાપ્ત કરતા. રાજાઓ અને શ્રીમંતો મોટી ચિત્રશાળાઓ સ્થાપતા.

**પ્રાચીન જૈન સાહિત્યમાં ચિત્રકળાના મળી આવતા ઉલ્લેખો**

(૧) શ્વેતામ્બર જૈનોના માન્ય આગમ ગ્રંથોમા અગીઆર અંગ[6] પૈકીના ચોથા 'સમવાયાંગ સૂત્ર'ના

---

૩ સ્ત્રીઓની ચોસઠ કળાઓ—

૧ નૃત્યકળા, ૨ ઔચિત્ય (આદરસત્કાર આપવાની કળા), ૩ ચિત્રકળા, ૪ વાદિત્રકળા, ૫ મંત્ર, ૬ તંત્ર, ૭ ધનવૃષ્ટિ ૮ ફલાકૃષ્ટિ (ફળ તોડવાની કળા), ૯ સંસ્કૃત જલ્પ, ૧૦ ક્રિયાકલ્પ, ૧૧ જ્ઞાન, ૧૨ વિજ્ઞાન, ૧૩ દંભ, ૧૪ પાણી થંભવાની કળા, ૧૫ ગીતમાન, ૧૬ તાલમાન, ૧૭ આકારગોપન (અદૃશ્ય કળા), ૧૮ બગીચા બનાવવાની કળા, ૧૯ કાવ્યશક્તિ, ૨૦ વક્રોક્તિ કળા, ૨૧ નરલક્ષણ, ૨૨ હાથીઘોડાની પરીક્ષા, ૨૩ વાસ્તુસિદ્ધિ, ૨૪ તીવ્રબુદ્ધિ, ૨૫ શકુનવિચાર, ૨૬ ધર્માચાર, ૨૭ અંજનયોગ, ૨૮ ચૂર્ણયોગ, ૨૯ ગૃહિધર્મ, ૩૦ સુપ્રસાદનકર્મ (રાજી રાખવાની કળા), ૩૧ કનકવૃદ્ધિ, ૩૨ વર્ણિકાવૃદ્ધિ (સૌંદર્યવૃદ્ધિ), ૩૩ વાક્પાટવ (વાચાળપણુ), ૩૪ કરલાઘવ (હાથચાલાકી), ૩૫ લલિતચરણ, ૩૬ તૈલસુરભિતાકરણ (સુગંધી તેલ બનાવવાની કળા), ૩૭ ભૃત્યોપચાર, ૩૮ ગેહાચાર, ૩૯ વ્યાકરણ, ૪૦ પરનિરાકરણ, ૪૧ વીણાનાદ, ૪૨ વિતંડાવાદ (કારણ વગરનુ લડવું), ૪૩ અંકસ્થિતિ, ૪૪ જનાચાર, ૪૫ કુંભભ્રમ, ૪૬ સારિશ્રમ, ૪૭ રત્નમણિભેદ, ૪૮ લિપિપરિચ્છેદ, ૪૯ વૈદ્યક્રિયા, ૫૦ કામાવિષ્કરણ, ૫૧ રંધન (રાંધવાની કળા), ૫૨ ચિકુરબંધ (કેશ બાંધવાની કળા), ૫૩ શાલીખંડન (ખાંડવાની કળા), ૫૪ મુખમંડન, ૫૫ કથાકથન, ૫૬ કુસુમગ્રથન, ૫૭ વરવેષ, ૫૮ સર્વભાષાવિશેષ, ૫૯ વાણિજ્ય, ૬૦ ભોજ્ય, ૬૧ અભિધાન પરિજ્ઞાન, ૬૨ આભૂષણ યથાસ્થાન વિવિધ પરિધાન, ૬૩ અંત્યક્ષરિકા અને ૬૪ પ્રશ્નપ્રહેલિકા.

૪ અજીત ઘોષ (૧૮).

૫ The Sittanvasal Paintings by A.H. Longhurst in 'Indian Art and Letters' 1932 p.39-40.

૬ અગિયાર અંગો—

૧ આચારાંગસૂત્ર, ૨ સૂત્રકૃતાંગસૂત્ર, ૩ સ્થાનાંગસૂત્ર, ૪ સમવાયાંગસૂત્ર, ૫ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, (ભગવતીસૂત્ર) ૬ જ્ઞાતાધર્મકથાગસૂત્ર, ૭ ઉપાસકદશાંગસૂત્ર, ૮ અંતકૃતદશાંગસૂત્ર, ૯ અનુત્તરોપપાતિક સૂત્ર, ૧૦ પ્રશ્નવ્યાકરણ, ૧૧ વિપાકસૂત્ર.

૭૨મા સમવાયમાં ૭૨ કળાઓનું[૭] વર્ણન કરતાં ત્રીજી કળા તરીકે 'રૂપનિર્માણ'નો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે.

(૨) નાયાધમ્મકહા-જ્ઞાતાધર્મકથા નામના છઠ્ઠા અંગસૂત્રના પહેલા 'ઉક્ખિત્તણાય' નામના અધ્યયનમાં આ પ્રમાણે ઉલ્લેખ છે:[૮]

'તે શ્રેણિક રાજાને ધારિણી નામની બીજી રાણી હતી. તે રાણી શ્રેણિક રાજાને ઇષ્ટ-પ્રિય હતી તે ધારિણી એકદા કોઇ સમયે એવા પ્રકારના વાસગૃહમાં વસતીહતી: ષટ્ કાષ્ઠક-ઘરની બહારના ભાગમાં છ કાષ્ઠનું આવેદક નામનું દ્વારવિશેષ, તથા લષ્ટ એટલે સુંદર, મૃષ્ટ એટલે કોમળ અને સંસ્થિત એટલે વિશિષ્ટ સંસ્થાન(આકાર)વાળા થાંભલા, તથા ઊંચે ઊભી રહેલી અત્યંત શ્રેષ્ઠ શાલભંજિકા (પુતળીઓ) તથા ઉજ્જ્વળ ચંદ્રકાંતાદિક મણિઓ, સુવર્ણ અને કર્કેતનાદિક રત્નોની સ્તૂપિકા (શિખર), તથા વિટંકકપોતપાલી એટલે પારેવાને બેસવાનું સ્થાન, તથા જાલ (જાળીઆં), તથા અર્ધચંદ્ર (અર્ધચંદ્રના આકારવાળા પગથિયાં), તથા નિર્યૂહક (દ્વારની પાસે રહેલા ટોડલા), તથા અંતર (પાનિયાંતર નામનો ઘરનો એક અવયવ વિશેષ), તથા કણકાલિ-એક જાતનો ઘરનો અવયવ, તથા ચંદ્રશાલા (અગાશી અથવા ઉપરનો માળ),—આ સર્વ ઘરના અવયવોની રચનાવાળાએ કરીને સહિત, સરસ અને સ્વચ્છ ધાતૂપલ એટલે ગેરુ વગેરે વડે જેને રંગ કરેલો છે, બહારથી ધોળેલું અને કોમળ પથ્થર વગેરે ઘસીને કોમળ કરેલું છે, જેના અંદરના ભાગમા ઉત્તમ અને પવિત્ર ચિત્રકર્મ કરવામાં આવ્યું છે, વિવિધ પ્રકારનાં પચરંગી મણિ અને રત્નનું ભૂમિતળ બાંધેલું છે, પદ્મના આકારવડે, અશોકાદિક લતાના આકારવડે, પુષ્પની લતાઓ વડે અને માલતી વગેરે શ્રેષ્ઠ પુષ્પની જાતિની આકૃતિઓ વડે જેના ઉલ્લોચનું તળિયું ચીતરેલું છે એવું, તથા વંદન એટલે માંગલિક શ્રેષ્ઠ સુવર્ણના કળશો કે જે ચંદનાદિક વડે પૂજેલા અને મુખ ઉપર સરસ પદ્મવડે આચ્છાદિત કરેલા છે તેવા કળશો વડે જેના દ્વારના પ્રદેશો સુશોભિત છે, પ્રતર નામના સુવર્ણના અલંકારોના અગ્રભાગ ઉપર લટકાવેલી મણિ અને મોતીની માળાઓ વડે સારી રીતે જેના દ્વારની શોભા કરેલી છે, સુગંધી શ્રેષ્ઠ પુષ્પોવડે કોમળ અને સૂક્ષ્મ (ઝીણા) શયનનો ઉપચાર કરવામાં આવેલો હોવાથી હૃદયને

---

૭ જુઓ ટિપ્પણી ૨.

૮ तस्स णं सेणियस्स रन्नो धारिणी नामं देवी होत्था। जाव सेणियस्स रन्नो इट्ठा जाव विहरइ। (सूत्रं ८) तए णं सा धारिणी देवी अन्नया कयाइ तंसि तारिसगंसि छक्कट्ठकलट्ठमट्ठसंठियखंभुग्गयं पवरवरसालभंजिय-उज्जलमणिकणगरयणथूमियविडंकजालद्धचंदणिज्जूहकंतरकणयालिचंदसालियाविभत्तिकलिते सरसच्छधाऊवलवण्ण-रइए बाहिरओ दूमियघट्ठमट्ठे अब्भिंतरओ पत्तसुविलिहियचित्तकम्मे णाणाविहपंचवण्णमणिरयणकोट्टिमतले पउ-मलयाफुल्लवल्लिवरपुप्फजातिउल्लोयचित्तियतले वंदणवरकणगकलससुविणिम्मियपडिपुंजियसरसपउमसोहंतदारभाए पयरगालंबंतमणिमुत्तदामसुविरइयदारसोहे सुगंधवरकुसुममउयपम्हलसयणोवयारे मणहिययनिव्वुइयरे कप्पूरलवंग-मलयचंदनकालागुरुपवरकुंदुरुक्कतुरुक्कधूवडज्झंतसुरभिमघमघंतगंधुद्धुयाभिरामे सुगंधवरगंधिए गंधवट्टिभूते मणि-किरणपणासियंधकारे किं बहुणा? ज्ञा. ध. कथांग. पृ. १२.

જે આનંદ આપનાર છે, કપૂર, લવિંગ, મલયાચળ પર્વતનું ચંદન, કાળાગુરુ, ઉત્તમ કંદુક, તુરુષ્ક એ સર્વે પ્રકારનો ધૂપ ઉવેખવાથી તેનો મનોહર મઘમઘતો સુગંધ ઉત્પન્ન થવાથી જે મનોહર દેખાય છે, મણિનાં કિરણોવડે જેમાંથી અન્ધકારનો નાશ થએલો છે,—ઘણું કહેવાથી શું?'

(૩) વળી આઠમા 'મલ્લિ' અધ્યયનમાં ભિત્તિચિત્રોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છેઃ[९]

---

९ तेणं कालेणं २ कुरुजणवए होत्था हत्थिणाउरे नगरे अदीणसत्तू नामं राया होत्था जाव विहरति, तत्थ णं मिहिलाए कुंभगस्स पुत्ते पभावतीए अत्तए मल्लीए अणुजायए मल्लदिन्नए नाम कुमारे जाव जुवराया यावि होत्था, तते णं मल्लदिन्ने कुमारे अन्नया कोडुंबिय० सद्दावेति २ गच्छह णं तुब्भे मम पमदवणंसि एगं मह चित्तसभं करेह अणेग जाव पच्चप्पिणंति. तते णं से मल्लदिन्ने चित्तगरसेणिं सद्दावेति २ एवं वयासी तुब्भे णं देवा० ! चित्तसभ हावभावविलासविब्बोयकलिएहिं रूवेहिं चित्तेह २ जाव पच्चप्पिणह, तते णं सा चित्त-गरसेणी तहत्ति पडिसुणेति २ जेणे व सयाइं गिहाइं तेणेव उवा० २ तूलियाओ वन्नए य गेण्हंति २ जेणेव चित्तसभा तेणेव उवागच्छंति २ त्ता अणुपविसति २ भूमिभागे विरंचंति २ भूमिं सज्जेंति २ चित्तसभं हावभाव जाव चित्तेउं पयत्ता यावि होत्था, तते णं एगस्स चित्तगरस्स इमेयारूवा चित्तगरलद्धी लद्धा पत्ता अभिसमन्नागया—जस्स णं दुपयस्स वा चउपयस्स अपयस्स वा एगदेसमविपासति तस्स णं देसाणुसारेणं तयाणुरूवं निव्वत्तेति, तए णं से चित्तगरदारए मल्लीए जवणियंतरियाए जालतरेण पायंगुट्ठं पासति तते णं तस्स णं चित्तगरस्स इमेयारूवे जाव सेय खलु ममं मल्लीएवि पायगुट्ठाणुसारेणं सरिसग जाव गुणोववेयं रूवं निव्वत्तितए, एव संपेहेति २ भूमिभागं सज्जेति २ मल्लीएवि पायंगुट्ठाणुसारेण जाव निव्वत्तेति, तते णं सा चित्तगरसेणी चित्तसभं जाव हावभावे चित्तेति २ जेणेव मल्लदिन्ने कुमारे तेणेव २ जाव एतमाणत्तियं पच्च-प्पिणंति, तए णं मल्लदिन्ने चित्तगरसेणिं सक्कारेइ विपुलं जीवियारिहं पीइदाणं दलेइ २ पडिविसज्जेइ, तए णं मल्लदिन्ने अन्नया ण्हाए अंतेउरपरियालसंपरिवुडे अम्मधाईए सद्धिं जेणेव चित्तसभा तेणेव उवा० २ चित्तसभं अणुपविसइ २ हावभावविलासविब्बोयकलियाइं रूवाइं पासमाणे २ जेणेव मल्लीए विदेहवररायकन्नाए तयाणुरूवे णिव्वत्तिए तेणेव पहारेत्थ गमणाए, तए णं से मल्लदिन्ने कुमारे मल्लीए विदेहवररायकन्नाए तयाणुरूवं निव्वत्तियं पासति २ इमेयारूवे अब्भत्थिए जाव समुप्पज्जित्था—एस णं मल्ली विदेहवररायकन्नत्तिकट्टु लज्जिए वीडिए विअड्डे सणियं २ पच्चोसक्कइ, तए णं मल्लदिन्नं अम्मधाई पच्चोसक्कंतं पासित्ता एवं वदासी—किन्नं तुमं पुत्ता! लज्जिए वीडिए विअड्डे सणियं २ पच्चोसक्कइ?, तते णं से मल्लदिन्ने अम्मधाति एवं वदासी—जुत्तं णं अम्मो! मम जेट्ठाए भगिणीए गुरुदेवयभूयाए लज्जणिज्जाए मम चित्तगरणिव्वत्तियं सभं अणुपविसित्तए? तए णं अम्मधाई मल्लदिन्नं कुमारं व०—नो खलु पुत्ता! एस मल्ली, एस णं मल्ली विदे० चित्तगरएणं तयाणुरूवे णिव्वत्तिए, तते णं मल्लदिन्ने अम्मधाईए एयमट्ठं सोच्चा आसुरुत्ते एवं वयासी—केस णं भो चित्तयरए अपत्थियपत्थिए जाव परिवज्जिए जे णं मम जेट्ठाए भगिणीए गुरुदेवयभूयाए जाव निव्वत्ति-एतिकट्टु तं चित्तगरं वज्झं आणवेइ, तए णं सा चित्तगरसेणी इमीसे कहाए लद्धट्ठा समाणा जेणेव मल्लदिन्ने कुमारे तेणेव उवागच्छइ २ त्ता करयलपरिग्गहियं जाव वद्धावेइ २ त्ता २ एवं वयासी एवं खलु सामी! तस्स चित्तगरस्स इमेयारूवा चित्तकरलद्धी लद्धा पत्ता अभिसमन्नागया जस्स णं दुपयस्स वा जाव णिव्वत्तेति तं

'તે કાળે તે સમયને વિષે કુરુ નામે જનપદ-દેશ હતો. તેમાં હસ્તિનાપુર નામે નગર હતું, જ્યાં અદીનશત્રુ નામના રાજા હતા. તે સમયે મિથિલાનગરીમાં કુંભરાજાનો પુત્ર પ્રભાવતીદેવીનો આત્મજ મલ્લિકુમારીનો અનુજ (નાનો ભાઈ) મલ્લદિન્ન નામનો કુમાર યુવરાજ હતો. તે મલ્લદિન્ન કુમારે એકદા કૌટુંબિક પુરુષોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહ્યું: 'હે દેવાનુપ્રિયો! તમે જાઓ, અને મારા ઘરના ઉદ્યાનને વિષે એક મોટી ચિત્રસભા કરો. તે અનેક સ્તંભોવડે સહિત શોભાવાળી કરો.' ત્યાર પછી તે મલ્લદિન્ન કુમારે ચિતારાની શ્રેણિને આ પ્રમાણે કહ્યું: 'હે દેવાનુ-પ્રિયો! તમે મારી ચિત્રસભાને હાવ, ભાવ, વિલાસ અને બિબ્બોકવાળાં રૂપો (ચિત્રો) વડે ચીતરો. ચીતરીને મારી આજ્ઞા પાછી આપો.' તે ચિત્રકારની શ્રેણિએ 'તથા પ્રકારે હો' એમ કહી તેની આજ્ઞા અંગીકાર કરી; અંગીકાર કરીને જ્યાં પોતાનાં ઘર હતાં ત્યાં તેઓ ગયા; જઈને તૂલિકા (પીંછી) અને વર્ણ (જુદીજુદી જાતના રંગ) ગ્રહણ કર્યાં; ગ્રહણ કરીને જ્યાં ચિત્રસભા હતી ત્યાં આવ્યા; આવીને ચિત્રસભામાં પ્રવેશ કર્યો; પ્રવેશ કરીને ભૂમિના વિભાગોની વહેંચણી કરી, વહેંચીને પોતપોતાની ભૂમિને સજ્જ (ચિત્રને યોગ્ય તૈયાર) કરી, સજ્જ કરીને તે ચિત્રસભાને હાવ, ભાવ વગેરે ભાવવાળાં ચિત્રો ચીતરવા માટે પ્રયત્નવાળા થયા. ત્યાં તે બધા ચિતારાઓની મધ્યે એક

---

मा णं सामी ! तुब्भे तं चित्तगरं वज्झं आणवेह ! तं तुब्भे णं सामी ! तस्स चित्तगरस्स अन्नं तयाणुरूवं दंडं निव्वत्तेह, तए णं से मल्लदिन्ने तस्स चित्तगरस्स संडासगं छिंदावेइ २ निव्विसयं आणवेइ, तए णं से चित्तगरए मल्लदिन्नेणं णिव्विसए आणत्ते समाणे सभंडमत्तोवगरणमायाए मिहिलाओ णयरीओ णिक्खमइ २ विदेहं जणवयं मज्झंमज्झेणं जेणेव हत्थिणाउरेनयरे जेणेव कुरुजणवए जेणेव अदीणसत्तू राया तेणेव उवा०२ त्ता भंडणिक्खेवं करेइ २ चित्तफलगं सज्जेइ विदेह० २ मल्लीए पायंगुट्ठाणुसारेण रूवं णिव्वत्तेइ २ कक्खंतरंसि छुब्भइ २ महत्थं ३ जाव पाहुड गेण्हइ २ हत्थिणापुरं नयरं मज्झंमज्झेणं जेणेव अदीणसत्तू राया तेणेव उवागच्छति २ तं करयल जाव वद्धावेइ २ पाहुडं उवणेति २ एवं खलु अहं सामी ! मिहिलाओ रायहाणीओ कुंभगस्स रन्नो पुत्तेणं पभावतीए देविए अत्तएणं मल्लदिन्नेणं कुमारेणं निव्विसए आणत्ते समाणे इह हव्वमागए, तं इच्छामि णं सामी ! तुब्भं बाहुच्छायापरिग्गहिए जाव परिवसित्तए, तते णं से अदीणसत्तू राया तं चित्तगदारयं एवं वदासी–किन्नं, तुमं देवाणुप्पिया ! मल्लदिण्णेणं निव्विसए आणत्ते ?, तए णं से चित्तयरदारए अदीणसत्तूरायं एवं वदासी-एवं खलु सामी ! मल्लदिन्ने कुमारे अण्णया कयाइ चित्तगरसेणिं सद्दावेइ २ एवं व० तुब्भे णं देवाणुप्पिया। मम चित्तसभं तं चेव सव्वं भाणियव्वं जाव मम संडासगं छिंदावेइ २ निव्विसयं आणवेइ, तं एवं खलु सामी ! मल्लदिन्नेणं कुमारेणं निव्विसए आणत्ते, तते णं अदीणसत्तू राया तं चित्तगरं एवं वदासी–से केरिसए णं देवाणुप्पिया ! तुमे मल्लीए तदाणुरूवे रूवे निव्वत्तिए ? तते णं से चित्त० कक्खंतराओ चित्तफलयं णीणेति २ अदीणसत्तुस्स उवणेइ २ एवं व०–एस णं सामी ! मल्लीए वि० तयाणुरूवस्स रूवस्स केइ आगार-भावपडोयारे निव्वत्तिए णो खलु सक्का केणइ देवेण वा जाव मल्लीए विदेहरायवरकण्णगाए तयाणुरूवे रूवे निव्वत्तितए, तते णं अदीणसत्तू पडिरूवजणितहासे दूयं सद्दावेति २ एवं वदासी–तहेव जाव पहारेत्थ गमणयाए (सूत्रं ७३) पृ. १४२–१४३.

ચિતારાને આવા પ્રકારની ચિત્રકર લબ્ધિ (ચિત્રકળા) લબ્ધ થએલી—પ્રાપ્ત થએલી અને વારંવાર સેવવામાં—પરિચયમાં આવેલી હતી કે તે જે કોઈ દ્વિપદ, ચતુષ્પદ કે અપદનો એક અવયવ પણ જુએ તો તેનું તે અવયવને અનુસારે સમગ્ર સત્ય સ્વરૂપ કરી (ચીતરી) શકતો હતો. તે ચિત્રકારના પુત્રે એકદા મલ્લિકુમારીના પગનો અંગુઠો જવનિકા (પડદા)ની અંદર જાળીયા (છિદ્ર)માંથી જોયો. ત્યારે તે ચિત્રકારને આવા પ્રકારનો વિચાર થયો કે: 'આ મલ્લિકુમારીના પણ પગના અંગુઠાને અનુસારે તેની સદૃશ, તેવા જ ગુણે કરીને સહિત એવું તેનું આખું રૂપ મારે નીપજાવવું (ચીતરવું) એ શ્રેયકારક છે.' આ પ્રમાણે તેણે વિચાર કર્યો, વિચાર કરીને પોતાના ભાગનો ભૂમિભાગ સજ્જ કર્યો, સજ્જ કરીને મલ્લિકુમારીના પાદના અંગુઠાને અનુસારે રૂપ ચીતર્યું. ત્યાર પછી તે ચિત્રકારની શ્રેણિએ ચિત્રસભાને હાવ, ભાવ વગેરે સહિત ચીતરી, ચીતરીને જ્યાં મલ્લદિન્નકુમાર હતો ત્યાં આવ્યા, આવીને તેની આજ્ઞા પાછી આપી. મલ્લદિન્નકુમારે તે ચિત્રકાર શ્રેણીનો સત્કાર કર્યો—સન્માન કર્યું, સન્માન કરીને તેમને આજીવિકા લાયક એવું મોટું પ્રીતિદાન-ઈનામ આપ્યું, આપીને તેમને વિસર્જન કર્યા.

અન્યદા મલ્લદિન્નકુમાર સ્નાન કરી, વિભૂષિત થઇ, અંતઃપુર અને પરિવાર સહિત ધાવમાતાને સાથે લઈ જ્યાં ચિત્રસભા હતી ત્યાં આવ્યો, આવીને તેણે ચિત્રસભામાં પ્રવેશ કર્યો, પ્રવેશ કરીને હાવ, ભાવ, વિલાસ અને બિબ્બોક સહિત સ્ત્રી વગેરેનાં સ્વરૂપો (ચિત્રો) જોતો જોતો જ્યાં મલ્લિ નામની વિદેહ રાજાની શ્રેષ્ઠ કન્યાનું તથા પ્રકારનું રૂપ (ચિત્ર) બનાવેલું હતું ત્યાં આવ્યો.

તે મલ્લદિન્નકુમારે મલ્લિ નામની વિદેહ રાજની શ્રેષ્ઠ કન્યાનું તથા પ્રકારનું ચીતરેલું રૂપ જોયું, જોઇને તેને આવા પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો: 'આ તો મલ્લિ નામની વિદેહરાજની શ્રેષ્ઠ કન્યા છે;' એટલેકે તે પોતે જ ઊભી છે. એમ વિચારી તે લજ્જા પામ્યો, વ્રીડા પામ્યો, વ્યર્દિત થયો (અત્યંત લજ્જા પામ્યો); તેથી તે ધીમેધીમે પાછો ફર્યો.

અંબધાત્રીએ મલ્લદિન્નકુમારને પાછો ફરતા જોઈ આ પ્રમાણે કહ્યું: 'હે પુત્ર! કેમ તું લજ્જા પામ્યો થકો ધીમે ધીમે પાછો ફર્યો?'

ત્યારે તે મલ્લદિન્નકુમારે ધાત્રીમાતાને આ પ્રમાણે કહ્યું: 'હે માતા! મારી મોટી બહેન કે જે ગુરુ અને દેવરૂપ માનવા યોગ્ય છે તથા જેનાથી મારે લાજવું જોઇએ તેની પાસે મારે ચિત્રકારની બનાવેલી સભામા પ્રવેશ કરવો શું યોગ્ય છે?' ત્યારે તે ધાત્રીમાતાએ મલ્લદિન્નકુમારને આ પ્રમાણે કહ્યું: 'હે પુત્ર! નિશ્ચે આ મલ્લિ નથી. પરંતુ આ મલ્લિ નામની વિદેહરાજની શ્રેષ્ઠ કન્યા ચિત્રકારે તથા પ્રકારના રૂપવાળી ચીતરેલી છે!'

મલ્લદિન્નકુમાર ધાત્રીમાતા પાસેથી આ અર્થ સાંભળી હૃદયમાં તત્કાળ ક્રોધ કરી આ પ્રમાણે બોલ્યો: 'અરે! કયો તે ચિતારો અપ્રાર્થિત (મૃત્યુ)ની પ્રાર્થના કરનાર, લજ્જા, બુદ્ધિ, લક્ષ્મી અને કીર્તિથી રહિત છે કે જેણે ગુરુદેવ સમાન મારી જ્યેષ્ઠ ભગિનીનું રૂપ ચીતર્યું?' આ પ્રમાણે કહી તેણે તે ચિત્રકારનો વધ કરવાની આજ્ઞા આપી.

તે ચિત્રકારોની શ્રેણિ આ વૃત્તાંતને જાણીને જ્યાં મલ્લદિન્નકુમાર હતો ત્યાં આવી; આવીને

બે હાથ જોડી અંજલિ કરી કુમારને વધાવ્યો; વધાવી આ પ્રમાણે બોલ્યા: 'આ પ્રમાણે નિશ્ચે હે સ્વામી! તે ચિત્રકારને આવા પ્રકારની ચિત્રલબ્ધિ (કળા) લબ્ધ થએલી અને વારંવાર પરિચયમાં આવેલી છે કે જે કોઇ દ્વિપદ વગેરેનું કિંચિત્ પણ રૂપ જુએ તેનું તે સમગ્ર રૂપ બનાવી–ચીતરી શકે છે. તેથી હે સ્વામી! તમે તે ચિતારાના વધનો આદેશ ન આપો! તમે હે સ્વામી! તે ચિત્રકારને બીજો કોઇ યોગ્ય દંડ કરો.'

ત્યાર પછી તે મલ્લદિન્નકુમારે તે ચિત્રકારના સંડાસાને (જમણા હાથનો અંગુઠો અને તેની પાસેની પહેલી—તર્જની આંગળી, જે બે મળીને ચપટી થાય છે તે સંડાસક કહેવાય છે) છેદાવ્યો—કપાવ્યો અને તેને દેશનિકાલની આજ્ઞા આપી.

મલ્લદિન્નકુમારે દેશનિકાલની આજ્ઞા આપવાથી તે ચિત્રકાર પોતાના ભાંડ, પાત્ર, ઉપકરણ વગેરે સામગ્રી સહિત મિથિલા નગરીથી નીકળ્યો; નીકળીને વિદેહ જનપદના મધ્યભાગે થઇને જ્યાં હસ્તિનાપુર નગર હતું, જ્યાં કુરુ નામે જનપદ હતો અને જ્યાં અદીનશત્રુ રાજા હતો, ત્યાં આવ્યો; આવીને પોતાની ભાંડ વગેરે સામગ્રી–વસ્તુઓ મૂકી; મૂકીને એક ચિત્રફલક (ચિત્ર ચીતરવાનું પાટિયુ) સજ્જ કર્યું; સજ્જ કરીને મલ્લિ નામના વિદેહરાજની શ્રેષ્ઠ કન્યાના પાદના અંગુઠાને અનુસારે તે મલ્લિનું સમગ્ર રૂપ ચીતર્યું; ચીતરીને તે ચિત્રફલક પોતાની કાખમાં રાખ્યું; રાખીને ભેટણું ગ્રહણ કર્યું; ગ્રહણ કરીને હસ્તિનાપુર નામના નગરના મધ્ય ભાગે કરીને જ્યાં અદીનશત્રુ રાજા હતો ત્યાં આવ્યો; આવીને તેને બે હાથ જોડી વધાવ્યા; વધાવીને તેની પાસે ભેટણું મૂક્યું; મૂકીને તે ચિત્રકાર આ પ્રમાણે બોલ્યો: 'નિશ્ચે હે સ્વામી! મિથિલા નામની રાજધાનીમાં કુંભરાજાના પુત્ર, પ્રભાવતી-દેવીના આત્મજ મલ્લદિન્ન નામના કુમારે મને દેશનિકાલની આજ્ઞા ફરમાવી, તેથી હું શીઘ્રપણે અહીં આવ્યો છું. તો હે સ્વામી! તમારી બાહુછાયાનો આશ્રિત થયો થકો હું અહીં રહેવાને ઇચ્છું છું.'

આ સાભળીને તે અદીનશત્ર રાજાએ તે ચિત્રકારના પુત્રને આ પ્રમાણે કહ્યું: 'હે દેવાનુપ્રિય! શા માટે તને મલ્લદિન્નકુમારે દેશનિકાલની આજ્ઞા કરી?'

તે ચિત્રકારના પુત્રે અદીનશત્રુ રાજાને પૂર્વવત્ સઘળો વૃત્તાંત કહ્યો. તે સાંભળી અદીનશત્રુ રાજાએ તે ચિત્રકારને આ પ્રમાણે કહ્યું: 'હે દેવાનુપ્રિય! તેં કેવા પ્રકારનું તે મલ્લિકુમારીનું તથા પ્રકારનું રૂપ ચીતર્યું હતું?' તે ચિત્રકારના પુત્રે પોતાની કાખમાંથી તે ચિત્રફલક બહાર કાઢ્યું, બહાર કાઢીને અદીનશત્રુ રાજાની પાસે મૂક્યુ, મૂકીને આ પ્રમાણે કહ્યુ: 'હે સ્વામી! આ મેં તે મલ્લિ નામની વિદેહરાજની શ્રેષ્ઠ કન્યાના તથા પ્રકારના રૂપવાળા સ્વરૂપને કાંઇક આકાર, ભાવ અને પ્રતિબિંબ તરીકે ચીતર્યું છે. પરંતુ કોઇ દેવ કે દાનવ વગેરે મલ્લિ નામની વિદેહરાજની શ્રેષ્ઠ કન્યાનું તેવા પ્રકારનુ રૂપ ચીતરવાને શક્તિમાન નથી.' ત્યાર પછી તે ચિત્ર જોઇને અદીનશત્રુ રાજાએ હર્ષ ઉત્પન્ન થવાથી દૂતને બોલાવ્યો; બોલાવી મલ્લિકુમારીની પોતાને માટે માગણી કરવા મોકલ્યો.

વળી ને જ અધ્યયનમાં મલ્લિની સુવર્ણમૂર્તિનો અધિકાર નીચે પ્રમાણે છે:[૧૦]

---

૧૦ 'तते णं ते जितसत्तुपामोक्खा छप्पिय रायाणो कल्लं पाउब्भाया जाव जालंतरेहिं कणगमयं मत्थयछिड्डं पउमुप्पलपिहाणं पडिमं पासति, एस णं मल्ली विदेहरायवरकण्णत्तिकट्टु मल्लीए विदेह० रूवे य जोव्वणे य

'ત્યાર પછી તે જિતશત્રુ વગેરે છએ રાજાઓ બીજે દિવસે પ્રાતઃકાળે જાળિયામાંથી તે કનકમય, મસ્તક પર છિદ્રવાળી અને કમળના ઢાંકણાવાળી મલ્લિની પ્રતિમા જોવા લાગ્યા, અને 'આ જ મલ્લિ વિદેહરાજની શ્રેષ્ઠ કન્યા છે' એમ જાણી મલ્લિ નામની વિદેહરાજની શ્રેષ્ઠ કન્યાનાં રૂપ, યૌવન અને લાવણ્યને વિષે મૂર્છા (મોહ) પામ્યા અને સ્થિર દૃષ્ટિ વડે તેણીની સામે જોતા જોતા રહ્યા. ત્યાર પછી તે વિદેહ રાજાની શ્રેષ્ઠ કન્યાએ સ્નાન કર્યું, સ્નાન કરી શરીર સ્વચ્છ કરી, સર્વ અલંકારો વડે વિભૂષિત થઇ, ઘણી કુબ્જા દાસીઓ વડે પરિવરેલી સતી જ્યાં તે જાલગૃહ હતું અને જ્યાં તે સુવર્ણની પ્રતિમા હતી ત્યાં આવી. આવીને તે સુવર્ણ પ્રતિમાના મસ્તક ઉપરથી તે ઢાંકેલું કમળ લઇ લીધું.

(૪) તેરમા 'મંડુક્ક' નામના અધ્યયનમાં નંદ મણિયારની કથામા લોકોના આરામને માટે રાજગૃહ નગર બહાર શ્રેણિક રાજાની અનુમતિથી એક મોટી ચિત્રસભા બંધાવ્યાનો ઉલ્લેખ મળી આવે છે.[૧૧]

'ત્યાર પછી તે નંદ મણિયાર શ્રેષ્ઠીએ પૂર્વ દિશાના વનખંડમાં એક મોટી ચિત્રસભા કરાવી. તે અનેક સેંકડો સ્તંભોથી શોભતી થઈ. પ્રાસાદિક, દર્શનીય, અભિરૂપ અને પ્રતિરૂપ બની. તે ચિત્રસભામાં ઘણા કૃષ્ણ અને શુકલ વર્ણવાળા કાષ્ઠકર્મ—લાકડાની પુતળી વગેરે, પુસ્તકર્મ–વસ્ત્રના પડદા વગેરે, ચિત્રકર્મ, લેપ્યકર્મ–માટીનાં પૂતળાં વગેરે, માળાની જેમ સૂત્રવડે ગૂંથેલા–ગ્રંથિતકર્મ, પુષ્પની માળાના દડાની જેમ વેષ્ટિત કર્મ, સુવર્ણાદિકની પ્રતિમાની જેમ પૂરણ કર્મ અને રથાદિકની જેમ સંઘાત–સમૂહના કર્મ વગેરે મનોહર કરાવ્યાં. તેને જોનાર મનુષ્યો એકબીજાને તે તે કર્મો દેખાડતા દેખાડતા વર્ણન કરતા હતા. એવી તે ચિત્રસભા રહેલી હતી.'

(૫) 'ઉત્તરાધ્યયન સૂત્ર'ના પાંત્રીસમા અધ્યયનમાં આ પ્રમાણે ઉલ્લેખ છે:[૧૨]

'ચિત્રવાળા મકાનમાં ભિક્ષુ (સાધુ) રહેવા મનથી પણ ઇચ્છે નહિ.'

(૬) પ્રભુ મહાવીર પછી ૯૮મા વર્ષે સ્વર્ગવાસ પામેલા આર્યશય્યંભવસૂરિ વિરચિત 'દશવૈકાલિક સૂત્ર'માં પણ ભિત્તિચિત્રનો ઉલ્લેખ કરેલો છે:[૧૩]

---

लावण्णे य मुच्छिया गिद्धा जाव अज्झोववण्णा दिट्ठीए पेहमाणा २ चिट्ठंति, तते णं सा मल्ली वि० ण्हाया जाव पायच्छित्ता सव्वालंकार० बहूहिं खुज्जाहिं जाव परिक्खित्ता' जेणेव जालघरए जेणेव कणयपडिमा तेणेव उवाग० २ तीसे कणगपडिमाए मत्थयाओ तं पउमं अवणेति

११ 'तते णं से णंदे पुरच्छिमिल्ले वणसंडे एगं महं चित्तसभं करावेति अणेगखंभसयसंनिविट्ठं पा०, तत्थ णं बहूणि किण्हाणि य जाव सुक्किलाणि य कट्ठकम्माणि य पोत्थकम्माणि चित्त० लिप्प० गंथिमवेढिमपूरिमसंघातिम० उवदसिज्जमाणाइं १ चिट्ठंति, ज्ञाताधर्मकथा–पृ. १७९.

१२ मणोहरं चित्तहरं मल्लधूवेण वासिअं। सकवाडं पंडुरुल्लोअं मणसावि न पच्छए ॥ ४ ॥

, ઉત્તરાધ્યયન અ. ૩૫ શ્લો. ૪

१३ चित्तभित्तिं न निज्झाए नारिं वा सुअलंकिअं। भक्खरं पिव दट्ठूणं दिट्ठिं पडिसमाहरे ॥

દશવૈકાલિક અ ૮ ગાથા ૪

'ભીંતના ચિત્રને-ચિત્રમાં રહેલ નારીને અથવા ખૂબ અલંકૃત જીવતી જાગતી સ્ત્રીને નહિ જોવી, અને જોવામાં આવે તો સૂર્યના સામેથી જેમ તરત નજર પાછી ખેંચી લઇએ છીએ તેમ ખેંચી લેવી.'

(૭) મહાવીર પછી છઠ્ઠી પાટે થએલા આર્યભદ્રબાહુસ્વામીએ[૧૪] રચેલા 'કલ્પસૂત્ર'માં નીચે મુજબ ચિત્રવાળા ભરેલા પડદાનો ઉલ્લેખ જોવામાં આવે છે.[૧૫]

'પોતાથી લગભગ નજીકમાં અનેક જાતનાં મણિરત્નોથી શોભિત, દર્શનીય, શ્રેષ્ઠ વસ્ત્રની પેદાશ માટે પંકાએલી શહેરમાં તૈયાર થએલી-બનેલા, કોમળ રેશમના દોરાથી ભરેલી રચનાવાળી, વરૂ, બળદ, ઘોડો, મનુષ્ય, મગર, પક્ષીઓ, સર્પ, કિન્નરદેવો, રૂરૂ નામના હરણો, અષ્ટાપદ, ચમરી ગાયો, સંસક્ત (શિકારી જનાવરવિશેષ), હાથી, વનવેલડીઓ, પદ્મલતા આ બધાની રચનાવાળી એવી અંદરના ભાગની જવનિકા (અંતઃપુરની આડમાં રાખવાનો પડદો) નખાવે છે.'

(૮) શ્રીમાન આર્યરક્ષિતસૂરિ 'અનુયોગદ્વારસૂત્ર'માં સ્થાપનાવશ્યક સૂત્રનું વર્ણન કરતા નીચે મુજબ જણાવે છેઃ[૧૬]

'સ્થાપનાવશ્યક શું? સ્થાપનાવશ્યક એટલે લાકડામાં કોતરીને જે રૂપ ઘડ્યું હોય, કપડાને તેમજ તાડપત્રાદિને કાપીને કે એકત્ર કરીને રૂપ બનાવ્યું હોય, તાડપત્ર અથવા કપડા ઉપર ચિત્ર દોરીને રૂપ—આકૃતિ તૈયાર કરી હોય, લેપ્ય આકારે રૂપ બનાવ્યું હોય, ગાંઠો વડે આકૃતિ ઉપજાવી હોય, ફૂલ વગેરે વીંટીને આકૃતિ તૈયાર કરી હોય, કપડા વીંટીવીંટીને આકૃતિ તૈયાર કરી હોય, ભરત વડે પિત્તળ આદિની પ્રતિમા બનાવી હોય, અક્ષ-ચંદનક, વરાટક-કોડી આ બધા પૈકી એક હોય કે ઘણાં હોય, સત્ય રૂપમા સ્થાપના હો યહાય કલ્પિતરૂપે સ્થાપના હો, 'આવશ્યક' એ ભાવને દર્શાવતી સ્થાપના હોય તો તે સ્થાપનાવશ્યક છે!'

(૯) વિક્રમની ત્રીજી સદીમાં થએલા શ્રીમાન પાદલિપ્તસૂરિ કૃત 'તરંગલોલા' ઉપરથી અગિયારમી સદીમાં થએલા શ્રીનેમિચંદ્રસૂરિએ સંક્ષેપમાં અવતરેલી કથામાં 'તરંગવતી'ના પોતાના પૂર્વભવના ચિત્રપટો ચીતર્યાનો ઉલ્લેખ મળી આવે છેઃ

'મારી આંતરિક વેદનામા મને અકસ્માત એક નવીન વિચાર સ્ફુરી આવ્યો અને તે અનુસારે મેં કેટલાંક ચિત્રપટો આલેખ્યાં. મારા પાછલા જન્મમાં મારા સ્વામી સાથે રહીને મેં જે અનુભવ લીધો હતો તે પ્રકટ કરવાને વસ્ત્રપટ ઉપર સુંદર પીંછી વડે અનેક ચિત્રો મેં આક્યાં.

૧૪ વીર નિર્વાણ સંવત ૧૭૦ (ઇ સ પૂર્વે ૩૫૭) વર્ષે સ્વર્ગવાસ પામેલા.

૧૫ 'अप्पणो अदूरसामंते नाणामणिरयणमंडियं अहिअपिच्छणिज्जं महग्घवरपट्टणुग्गयं सण्हपट्टभत्तिसयचित्तताणं ईहामिअ-उसभ-तुरग-नर-मगर-विहग-वालग किंनर-रुरु सरभ-चमर-कुंजर-वणलय-पउमलयभत्तिचित्तं अब्भितरिअं जवणिअं अंछावेइ।'

१६ 'से किं तं ठवणावस्सयं?, जण्णं कट्ठकम्मे वा पोत्थकम्मे वा चित्तकम्मे वा लेप्पकम्मे वा गंथिमे वा वेढिमे वा पूरिमे वा संघाइमे वा अक्खे वा वराडए वा एगो वा अणेगो वा सब्भावठवणा वा असब्भावठवणा वा आवस्सएतिठवणा ठवणा ठविज्जइ से तं ठवणावस्सयं (सू. १०)

અમે એકઠાં સસ્નેહ કેમ રહેતાં, કેમ ચરતાં, મારા સહચરને કેમ બાણ વાગ્યું, પારધિએ કેમ એમને અગ્નિસંસ્કાર કીધો, હું પોતે તેમની પાછળ કેમ સતી થઈ, એ બધા દેખાવોનાં મેં ચિત્રો ચીતર્યાં. વળી ગંગા ને તેની પાસેનું ભર્યું તળાવ ને નદીનાં બળવાન મોજાં ને તેના ઉપરનાં સૌ જળપક્ષીઓ ને તેમાં યે વળી ખાસ કરીને ચક્રવાકો એ સૌનાં પણ ચિત્રો આંક્યાં. વળી હાથી ને તેની પાછળ પડેલો ધનુર્ધારી પારધિ પણ ચીતર્યો. ફૂલે ખીલેલું કમળતળાવ અને વિવિધ ઋતુનાં ખીલેલાં ફૂલોએ લચકાતાં વિશાળ ઝાડવાળું વન પણ ચીતર્યું. અને એ જુદાંજુદા ચિત્રની ચિત્રમાળાની સામે કલાકોના કલાકો બેસીને મારા હૈયાનો હાર જે ચક્રવાક તેના સામું એકી ટશે નિહાળી રહેતી.' શ્લોક ૪૫૫–૪૬૩

(૧૦) વિક્રમની છઠ્ઠી સદી પહેલાના 'वसुदेवहिण्डी' નામના પ્રાકૃત કથાગ્રંથમાં નીચે મુજબના ઉલ્લેખો કરવામાં આવ્યા છે:

'ચિત્રમાં ચીતરેલી યક્ષની પ્રતિમાની–મૂર્તિની જેમ એક ચિત્તનિશ્ચલ બેઠી છે.'[૧૭]

યક્ષે કહ્યું: 'દુરાચારી ઋષિઘાતીઓ મૂઆ'. એમ બોલીને લેપ્યકર્મ મનુષ્યની જેમ સ્તંભિત કર્યા.[૧૮]

(૧૧) જિનદાસ મહત્તર કૃત 'આવશ્યક ચૂર્ણિ' પ્રથમ ભાગમાં આ પ્રમાણે ઉલ્લેખ છે:[૧૯]

'ચિત્રકાર માપ્યા સિવાય પાછળથી ચિત્રને પ્રમાણયુક્ત તૈયાર કરે છે અથવા તેટલો રંગ તૈયાર કરે છે જેટલાથી ચિત્ર પૂરૂં દોરી શકાય.'

(૧૨) વિ.સં. ૯૨૫માં શીલાકાચાર્ય (શીલાચાર્ય) એ દસ હજાર પ્રાકૃત શ્લોક પ્રમાણ 'ચઉપન મહાપુરુષ ચરિયં' ગદ્યમાં રચ્યું છે. તેમાં ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુના જીવનચરિત્રમાં તેમને વૈરાગ્ય પામવાના પ્રસંગમાં નીચે મુજબ ભિત્તિચિત્રનો ઉલ્લેખ કરેલો છે:

'એકદા વસંતઋતુમાં લોકોના ઉપરોધથી પાર્શ્વકુમાર ઉદ્યાનની શોભા જોવા માટે ગયા. ત્યાં લતા, દ્રુમ, પુષ્પો અને કૌતુકાદિક જોતા પ્રભુએ જ્યાં ઊંચા તોરણો બાંધેલાં છે એવા એક મોટા પ્રાસાદને જોયો, એટલે ભગવંતે તેમાં પ્રવેશ કર્યો. ત્યા ભીંત ઉપરનાં ચિત્રો જોતાં અદ્દભુત રાજ્ય અને રાજીમતિનો ત્યાગ કરીને સંયમશ્રીને વરનાર એવા શ્રીનેમિજિનના ચિત્રને જોઇને પ્રભુએ વિચાર કર્યો કે મારે પણ આ અસાર સંસારનો ત્યાગ કરવો ઉચિત છે.'

(૧૩) શ્રી હેમચન્દ્રસૂરિ વિરચિત 'પરિશિષ્ટપર્વ'ના આઠમા સર્ગમા શ્રી સ્થૂલભદ્રજી ચાતુર્માસ કોશા વેશ્યાને ત્યાં ચિત્રશાળામાં રહ્યાનો ઉલ્લેખ નીચે પ્રમાણે મળી આવે છે:

'અન્યદા વર્ષાઋતુ આવતાં સ્થૂલભદ્ર મુનિ પોતાના ગુરુ શ્રી સંભૂતિવિજયજીને વંદન કરીને બોલ્યા કે 'હે ભગવન્! કોશા વેશ્યાને ઘેર કામશાસ્ત્રમાં કહેલાં એવાં વિચિત્ર પ્રકારનાં ચિત્રોથી

---

૧૭ 'चित्तकम्म लिहिआ विव जक्खपडिमा एक्कचित्ता अच्छइ।' पत्र ७२.

૧૮ 'जक्खेण भासिया—

'दुराचारा! रिसिघायगा! विणट्ठ'त्ति भणंतेण थंभिया लेप्पकम्मनरा इव। पत्र ८८.

૧૯ चित्तकारो पच्छा अमवेतूणं पमाणजुत्तं करेति,

तत्तियं वा वण्णयं करेति जत्तिएणं समप्पति। आवश्यक चूर्णी भाग १. पृ. ५५७.

શોભાયમાન ચિત્રશાળામાં વિશેષ તપઃકર્મ કરતો અને ષડ્રસ ભોજન કરતો હું ચાર માસ પર્યંત રહીશ, એવો હું અભિગ્રહ કરું છું.'

ઉપરોક્ત ગ્રંથો સિવાય ચિત્રકળા માટેના બીજા સેંકડો ઉલ્લેખો જૈન સાહિત્યના ગ્રંથોમાં મળી આવે છે, પરંતુ વિસ્તારભયથી આટલી નોંધથી સંતોષ માનવો પડ્યો છે.

## ગુજરાતની જૈન સંસ્કૃતિ

'સજાવ્યા જેને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર'—ન્હાનાલાલ

ગરવી ગૂર્જરભૂમિ પોતાની સુંદરતા અને સમૃદ્ધિને માટે જગતના જાણીતા પ્રદેશોમાં ઘણા જૂના જમાનાથી–ઇતિહાસના પ્રારંભકાળથી જ વિખ્યાત થએલી છે. ગૂર્જરભૂમિ એટલે સૌંદર્ય અને સમૃદ્ધિશાળી ભૂમિઓની જાણે રાણી. એની જમીન રસવતી અને નદીઓ નીરવતી, એનાં વનો રાજવૃક્ષોથી ઘેરાએલાં અને એના ક્ષેત્રો સુધાન્યોથી છવાએલા, એનું જલ આરોગ્યકર અને પવન આલ્હાદકર, એનું વાતાવરણ સૌમ્ય અને ઋતુમાન સર્વાનુકૂળ—એવીએવી પ્રાકૃતિક વિશિષ્ટતાઓને લીધે એ ભૂમિની આકર્ષકતા અન્ય ભારતીય દેશોની અપેક્ષાએ ઘણી મોહક થઇ પડી છે. એના શિરોભાગ તરફ આવી રહેલો હિમાલયના લઘુ ભ્રાતા જેવો અર્બુદાચલ પોતાના પ્રત્યંત પર્વતોવાળા પરિવારથી, એ ભૂમિને જાણે મુકુટધારિણી બનાવી રહ્યો છે. એના વક્ષઃસ્થળ ઉપર વહેતી સરસ્વતી, શ્વભ્રમતી (સાબરમતી), મહી, નર્મદા અને તાપી જેવી સરિતાઓએ પોતાની ઉજ્જ્વલ જલધારાઓથી એને 'પંચસરહારધારિણી'ની ઉપમા અપાવી છે. રત્નાકર સમુદ્રે પોતાના પ્રચંડ કલ્લોલોથી એના પાદતલનું પ્રક્ષાલન કરી એને પૂણ્યભૂમિની પદવી પ્રાપ્ત કરાવી છે. પ્રાચીન સમયના 'અહિંસા પરમો ધર્મ'ના આદ્ય સંસ્થાપક યુગાદિદેવ શ્રી ઋષભનાથ (જૈનોના ચોવીસ તીર્થંકર પૈકીના પ્રથમ તીર્થંકર), નૈષ્ઠિક બ્રહ્મચર્યનો અનુભૂત આદર્શ આપનાર યાદવકુલતિલક શ્રી નેમિનાથ (જૈનોના બાવીસમા તીર્થંકર), કર્મયોગનો સક્રિય માર્ગ ઉપદેશનાર વાસુદેવ શ્રીકૃષ્ણ વગેરે દિવ્ય પુરષોએ પોતાના પાદસ્પર્શથી એ ભૂમિને પવિત્રતાની મુદ્રા સમર્પી છે. જૈન, બ્રાહ્મણ, બૌદ્ધ, ખ્રિસ્ત, જરથોસ્ત અને ઇસ્લામ જેવા જગતના સર્વ પ્રધાન ધર્માનુયાયીઓને ઉદાર આશ્રય આપી એ ભૂમિએ ધર્મભૂમિની માનવંતી કીર્તિ મેળવી છે. એના શિરોભાગ તરફ આવેલી અર્બુદાચલની પર્વતમાળા, નિમ્નભાગ તરફ આવેલી મહાસમુદ્રની વિચિમાળા, દક્ષિણપાર્શ્વ તરફ આવેલી નર્મદા તાપી જેવી નદીની જોડી,—આમ પૃથ્વીતલ ઉપરની પર્વત, સિંધુ, રણ અને નદી જેવી વિશિષ્ટ વિભૂતિઓના પરિકરથી પરિવૃત થએલી આ ભૂમિ જાણે કોઇ દિવ્યશક્તિધારિણી દેવી હોય તેવી શોભે છે.

ગૂર્જરભૂમિની આવી સુંદરતા અને સુભગતાને સાંભળી ઠેઠ ઇતિહાસકાળથી લઈ વર્તમાન શતાબ્દીના આરંભ સુધીમાં અનેક પ્રજાવર્ગો એનો ઉપભોગ કરવા કે આશ્રય લેવા આકર્ષાયા છે.

પૌરાણિક યાદવોથી લઇ કોંકણી પેશ્વાઓ સુધીના શક્તિશાલી ભારતીય રાજન્યોએ આ ભૂમિને પોતાના સામ્રાજ્યની સામ્રાજ્ઞી બનાવવા માટે મહાન પ્રયત્નો કર્યા છે, તેમજ યવનો અને ગ્રીકોથી લઈ બ્રિટિશો સુધીના વિદેશીય રાજ્યલોલુપ રાજવર્ગોએ પણ એ સુંદરીના સ્વામી થવા માટે અનેક કષ્ટો અને દુઃખો વેઠ્યા છે.

રાજ્યલોલુપ ક્ષત્રિયોની માફક ધનલોલુપ વૈશ્યો પણ આ ભૂમિની આરાધના કરવા ઓછા નથી આવ્યા. યવન, ચીની, ગ્રીક, પારસિક, ગાંધાર, કંબોજ, માલવ વગેરે પ્રાચીન જગતના વૈશ્યો તેમજ ડચ, વલંદા, પોર્તુગીઝ, ફ્રેંચ, જર્મન અને અંગ્રેજ અમેરિકન વગેરે અર્વાચીન દુનિયાના સોદાગરો પોતાનું દારિદ્ર્યદુઃખ દૂર કરવા માટે હમેશાં આ ભૂમિના કૃપાકટાક્ષની આશા કરતા રહ્યા છે.[20]

'સજાવ્યા જૈને રસશણગાર'—કવિવર ન્હાનાલાલની આ ઉક્તિ યથાર્થ જ છે. જૈનોએ આ ભૂમિને અને તેની પર્વતમાળાઓને જગતમા જેની જોડ નથી તેવા કળાના ઉત્તમ નમૂના સમા ભવ્ય પ્રાસાદોથી અલંકૃત કરેલી છે. જ્યાં નજર નાખો ત્યાં આ ભૂમિની વિશિષ્ટતા રૂપ જૈન પ્રાસાદો શોભી રહ્યા છે. જૈન સંસ્કૃતિ અને તેના અજોડ 'અહિંસા પરમો ધર્મ'ના સિદ્ધાંતની છાયા સમસ્ત ગૂર્જરપ્રજાના જીવન સાથે એટલી બધી વણાઈ ગઇ છે કે ગિરિગુફાથી શરૂ કરી સમૃદ્ધ શહેરો લગીના આ ભૂમિના કોઈ પણ ભાગમાં વસનાર ગૂર્જરપુત્ર તેની અસરમાંથી મુક્ત નથી. લગભગ આખા યે ગુજરાતમા પ્રજાના નૈતિક જીવન ઉપર જૈન ધર્મે ઊંડી અસર કરી છે. ગુજરાતની મહાજન સંસ્થાઓના વિકાસમા જૈનોનો ફાળો ઘણો મોટો છે. પ્રાચીન કાળથી હમેશાં તેઓ રાજકીય અને નાણાં વિષયક બાબતોમાં મોખરે રહ્યા છે.

યાદવકુળતિલક, બાળબ્રહ્મચારી, તીર્થંકર અરિષ્ટનેમિ અને તેમના પિતરાઈ ભાઇ શ્રીકૃષ્ણની બેલડીએ નૈષ્ઠિક બ્રહ્મચર્યયુક્ત સાધુજીવન અને નિષ્કામ કર્મયોગના આદર્શો ગૂર્જરસંતાનો પાસે મૂક્યા. આ ઉચ્ચ આદર્શોનો વારસો મેળવનાર અને તેને જીવનમા ઉતારી પ્રગતિ સાધનાર પ્રજાનો, તે પછીના લગભગ ત્રણ હજાર વર્ષનો રસિક ઇતિહાસ આજ લગી અણશોધ્યો પડ્યો છે. ત્યાર બાદ જૈન રાજર્ષિ ચંદ્રગુપ્ત મૌર્યે આ પ્રદેશ જીતી લઈ મહાન મૌર્ય સામ્રાજ્ય સાથે જોડી દીધો. તેના પ્રપૌત્ર મહારાજા સંપ્રતિએ ગૂર્જરસંતાનોને જગતના અજોડ સંત પ્રભુ મહાવીરના 'અહિંસા પરમો ધર્મ'ના પાઠ ભણાવ્યા અને આ પુણ્યભૂમિને અસંખ્ય જૈન પ્રાસાદોથી વિભૂષિત કરી. આ અણમોલા પાઠ ગૂર્જરસંતાનોએ સુંદર રીતે વિકસાવ્યા અને ભવિષ્યને માટે જેવા ને તેવા જાળવી રાખ્યા.

કાળાંતરે મૌર્ય સામ્રાજ્ય નબળું પડી નાનાંનાના રાજ્યોમા વહેંચાઇ ગયું. આર્યાવર્તમાં બળવાન બનેલો બૌદ્ધ ધર્મ ગુજરાતમાં પણ આવ્યો અને થોડા વખત માટે જૈન જ્યોતને ઝાંખી કરી. થોડા સમયમાં જૈનાચાર્ય શ્રી ધનેશ્વરસૂરિએ વલ્લભિપુરના સૂર્યવંશી મહારાણા શીલાદિત્યને ઉપદેશ આપી, જૈન ધર્મને રાજ્યધર્મ બનાવ્યો. અને તેની પાસે શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો. વલ્લભિપુર જૈન ધર્મનું કેન્દ્ર બન્યું. એક સમયે ત્યાં ૮૪ જિનમંદિરો જૈન ધર્મનો વિજયધ્વજ ફરકાવી રહ્યા હતા.

---

૨૦ જુઓ પુરાતત્ત્વ વર્ષ ૫મું પૃ. ૧–૩

જૈન સંઘનું બંધારણ કરવા અને જૈન શાસ્ત્રોનો પુનરુદ્ધાર કરવા વીર નિર્વાણ સંવત ૯૮૦માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના નેતૃત્વ નીચે એક મહાપરિષદ પણ અહીંઆં મળેલી.

સમય જતાં વલ્લભિપુરનું પણ પતન થયું. વઢીયાર પરગણામાં મહાતીર્થ શ્રીશંખેશ્વરની છાયામાં આવેલા પંચાસરના ચાવડા રાજા બળવાન થયા. તેમની સમૃદ્ધિથી લલચાઈ કલ્યાણ નગરના રાજા ભૂવડે એ વખત ચઢાઈ કરી ચાવડારાજ જયશિખરીને હરાવી માર્યો અને ગૂર્જર ભૂમિ ઉપર પોતાની સત્તા સ્થાપી. પણ આથી કાંઈ ચાવડા વંશના ઐશ્વર્યનો અંત આવ્યો નહિ. યુદ્ધના અંત પહેલાં વનમાં મોકલી દીધેલી જયશિખરીની ગર્ભવતી રાણી રૂપસુંદરીએ ચંદુર ગામ પાસે વનરાજ નામના બાલકને જન્મ આપ્યો. આ ઉત્તમ લક્ષણોવાળા બાલકને જૈનાચાર્ય શ્રીશીલગુણસૂરિએ વણોદમાં એક શ્રાવિકાને ત્યાં આશ્રય અપાવ્યો. ગુરુની સંભાળ નીચે યોગ્ય ઉમરે પહોંચતાં જ બહાદુર વનરાજે સ્વપરાક્રમ અને ચાંપા વાણીઆના નામથી પ્રસિદ્ધ ચંપક શ્રેષ્ઠિની કિંમતી સલાહ તથા બહાદુરી, શ્રીદેવી શ્રાવિકાના આશીર્વાદ અને અણહિલ રબારી જેવાં ગૂર્જર સંતાનોની સહાનુભૂતિથી સોલંકીઓને હાંકી કાઢચા અને જૈન જ્યોતિષીઓએ આપેલા શુભ મુહૂર્તે પાટણ શહેર વસાવી ત્યાં રાજધાની કરી.

ગુજરાતના આ પાટનગર ઉપર શ્રીશીલગુણસૂરિના શિષ્ય જૈનાચાર્ય શ્રીદેવચંદ્રસૂરિના આશીર્વાદ ઢળ્યા. ગાદી ઉપર સ્થિર થતાં જ ગુરુના ઉપકારનો બદલો વાળવા મહારાજા વનરાજે પંચાસરથી ગુરુ મહારાજને નિમંત્રી સમસ્ત ગૂર્જર સામ્રાજ્ય તેમના ચરણે ધર્યું. અકિંચન મુનિરાજે સદ્ધર્મ સમજાવી ધર્માર્થે ઉપયોગ કરવા તે સામ્રાજ્ય વનરાજને પાછું સોંપ્યુ. ગુરું મહારાજની ઇચ્છાનુસાર પંચાસરા પાર્શ્વનાથનું ભવ્ય દેરાસર પાટનગરમા બંધાવ્યુ. જૈનોના હાથે અને તેમની મદદથી સ્થપાએલા આ પાટનગરના અને તેના મહારાજ્યના સાત સો વર્ષના ઇતિહાસમાં જૈન-સંસ્કૃતિનું સ્થાન મહત્ત્વનું કહી શકાય.

જૈનાચાર્યના આશીર્વાદ પામેલી પાટણની ગાદી ઉપર આવનાર ચાવડા, સોલંકી અને વાઘેલા રાજાઓમા જૈન ધર્મ બહુમાન પામ્યો. મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવનું જૈન ધર્મ તરફનુ આસ્તિકતાનું વલણ તથા ગુર્જરેશ્વર કુમારપાળનો જૈનધર્મસ્વીકાર ઇતિહાસપ્રસિદ્ધ છે. આ સમય દરમ્યાન ચંપક શ્રેષ્ઠિ, મંત્રી વિમલ, મહેતા મુન્જાલ, ઉદયન મંત્રી, સાંતૂ મહેતા, મહામાત્ય વસ્તુપાલ, સેનાપતિ તેજપાલ વગેરે જૈન મંત્રીશ્વરો તથા દંડનાયકો, શ્રીવર્ધમાનસૂરિ, શ્રીહરિભદ્રસૂરિ, મલધારી શ્રીહેમચંદ્રસૂરિ, શ્રીઆમ્રદેવસૂરિ, શ્રીશાંતિસૂરિ, શ્રીસૂરાચાર્ય વગેરે જૈન વિદ્વાનો અને ગુજરાતના સર્વાંગ સંપૂર્ણ 'સિદ્ધહૈમવ્યાકરણ'ના રચનાર કલિકાલસર્વજ્ઞ મહારાજ શ્રીહેમચંદ્રસૂરિ જેવા મહાનાયકો થઈ ગયા. આ સમય દરમ્યાન પ્રાંતભરમા રાજ્યાશ્રયથી, મંત્રીઓના ખર્ચે અગર શ્રેષ્ઠિઓની લક્ષ્મી વડે હજારો ભવ્ય ચૈત્યો ગુજરાતમા ઠેરઠેર બંધાયા તથા ગ્રંથભંડારો સ્થપાયા, જેમાંના કેટલાકની જોડી તો જગતભરમા મળવી મુશ્કેલ છે.

છેલ્લા સોલંકી રાજા ભીમદેવ બીજાના સમયમાં મુસલમાન સત્તા ભારતમાં સ્થપાઇ અને જે ભીમદેવના હાથે પોતે સખત હાર ખાધી હતી તે જ ભીમદેવને માહોમાંહેના કુસંપ અને અવિચારી-

પણાથી નબળો પડેલો જોઇ મુસલમાનોએ પાટણ ઉપર આક્રમણ કર્યું અને રાજપૂત સત્તાને સખત ફટકો માર્યો. મુસલમાનોએ પાટણ જીત્યું, પણ ગુજરાતમાં સ્થિર થઈ તે રાજસત્તા સ્થાપી શક્યા નહિ.

પાટણની સત્તા નબળી પડતાં જ વીરમંત્રી વસ્તુપાલ અને સેનાપતિ તેજપાલના પ્રયત્નના પરિણામે ધોળકાના વાઘેલા રાણા વીરધવલની સત્તા મજબૂત થઇ. સેંકડો અજોડ પ્રાસાદો અને હજારો લોકોપયોગી કામો કરી ચક્રવર્તી કરતાં પણ વધારે કીર્તિ મેળવનાર આ બે ભાઇઓએ સમસ્ત ગુજરાતને ફરીથી આર્ય સત્તા નીચે આણ્યું. આખા ભારતવર્ષમાં જે વખતે ઈસ્લામ સત્તા સર્વોપરિ હતી, દિલ્હી, કનોજ, અજમેર, બંગાળા અને બિહાર જેવાં મોટા રાજ્યો હારીને જ્યારે ઇસ્લામ સામ્રાજ્યનો એક ભાગ બન્યાં હતાં ત્યારે આ બે ભાઇઓએ ગુજરાતને સ્વતંત્ર બનાવ્યું, એટલું જ નહિ પણ દિલ્હીના સુલતાનની સવારી થતાં ગુજરાતમા તે લશ્કર પ્રવેશ કરે તે પહેલાં જ આરાવલી ડુંગરોમાં તેમનો સામનો કરી બાદશાહના અજેય લશ્કરને જીતી લીધું. પાછળથી તક મળતાં બાદશાહની માતાની સરભરા કરી બાદશાહ સાથે મૈત્રી બાંધી, અને તેની પાસેથી સરસ આરસ પથ્થરો માગી લઈ તેની જૈન મૂર્તિઓ ઘડાવી જૈન ધર્મનો ઉત્કર્ષ કર્યો.

ગુજરાતના છેલ્લા સ્વતંત્ર હિંદુ રાજા વાઘેલા રાણા કર્ણદેવના પ્રધાન માધવ અને કેશવ નામે નાગર બ્રાહ્મણો હતા. કમનસીબે કર્ણદેવની નીતિ બગડી અને માધવને દગો દઇ તેને રાજધાનીથી દૂર કરી કર્ણદેવ તેની સ્ત્રીને બળાત્કારે ઉપાડી ગયો. માધવથી આ ન સહન થયું અને કર્ણદેવના વેરનો બદલો વાળવા તેણે દિલ્હીના ખૂની બાદશાહ અલ્લાઉદ્દીનનો આશ્રય લીધો. માધવની મદદ, ગુજરાતનો કુસંપ અને કર્ણદેવના દુષ્ટ સ્વભાવને લીધે ગુજરાત પડ્યું. સેંકડો વર્ષ સુધી અસાધારણ કુનેહ અને બહાદુરીથી જૈન મંત્રીઓએ જાળવી રાખેલી ગુજરાતની સ્વતંત્રતા નષ્ટ થઇ.

ગૂર્જર ભૂમિને મુસલમાનોનો—અલ્લાઉદ્દીન ખીલજીના હસ્તનો સ્પર્શ થયો ત્યારથી ગુજરાત નવા જગતમાં દાખલ થયું. વિજય મળવાથી ઉન્મત્ત થએલા ધર્મઝનૂની મુસલમાનો પાણીના રેલાની માફક ગુજરાતના દરેકે દરેક ભાગમાં ફરી વળ્યા. પ્રાણીમાત્રને અભય આપનાર જૈન સંસ્કૃતિથી પોષાએલો અને તેનાથી સમૃદ્ધ બનેલો ગુજરાતનો બગીચો સુકાવા લાગ્યો. છેલ્લા છસો વર્ષના શાંતિના યુગમાં સ્થપાએલાં અનેક ભવ્ય શહેરો, સુંદર પ્રતિમાઓ, ભવ્ય પ્રાસાદો અને કળાના અદ્વિતીય નમૂનાઓ, ધાર્મિકતાની ઝનૂની ભાવનાઓને લીધે ધર્મઝનૂની મુસલમાનોએ સારાસારનો વિચાર કર્યા વિના નષ્ટ કર્યાં. સર્વ પ્રાચીનતાઓ મૂળમાંથી જ ખળભળી ઊઠી. સર્વને આઘાત થયો—પૂર્વે કદી નહિ થએલો એવો પ્રબળ આઘાત થયો. જીવન બદલાયું—જીવનના માર્ગ બદલાયા; સાહિત્ય બદલાયું—સાહિત્યની ભાષા બદલાઇ. આ બધું એ કાળમા થયું. સ્વતંત્ર ગુજરાતના પરાધીન જીવનનો આરંભકાળ તે આ જ. ઉલગખાનના[૨૧] પગલાંની સાથે જ આ નવા અનુભવનો આરંભ થયો હતો અને તે દિન-પ્રતિદિન વિશ્રામ પામતો હતો.

---

૨૧ જિનપ્રભસૂરિ જણાવે છે કે 'વિ. સં. ૧૩૫૬માં સુલતાન અલ્લાઉદ્દીનનો નાનો ભાઇ ઉલગખાન દિલ્હી નગરથી ગુજરાત પર ચઢ્યો.' વિવિધ તીર્થકલ્પ. પા. ૩૦.

સત્તાહીન થએલા જૈનો અને તેમને વારસામાં મળેલાં સ્થાપત્ય, કળા તથા જ્ઞાન પણ આ નાશમાંથી મુક્ત રહ્યાં નહિ. જૈન મંત્રીશ્વરો, મહારાજાઓ અને શ્રેષ્ઠિઓએ બંધાવેલા સેંકડો પ્રાસાદો ઝનૂની મુસલમાનોએ તોડી નાખ્યા. જૈન, શૈવ કે વૈષ્ણવ મંદિરો જમીનદોસ્ત થયાં. તેના સુંદર પથ્થરો અને કારીગરીના નમૂનાઓ મસ્જિદોનાં ચણતરોમાં ખડકાયા. સેંકડો જૈન મૂર્તિઓના ભુક્કા થઇ તેનાં પગથિયાં બનાવાયાં. આ સર્વનાશમાંથી પણ સમયસૂચક જૈનોએ જેટલું બન્યું તેટલું બચાવ્યું. બની શકે તેટલી પ્રતિમાઓને પ્રાસાદોમાંથી ખસેડી જમીનમાં ભંડારી; ગ્રંથભંડારોને પણ છુપાવ્યા.

ધીમેધીમે મુસલમાનોને સ્થાયી થવા માટે પ્રજા સાથે ભળવાની જરૂર પડી. તેથી તેમની સાથે સહકાર કરીને જૈનોએ ફરી રાજ્યપ્રકરણમાં ઝંપલાવ્યું. વ્યાપારી તરીકેની તેમની ગુજરાત ઉપરની સત્તા, તેમના નીતિમય જીવનની પ્રતિષ્ઠા અને કુનેહથી મુસલમાનો પણ તેમના ઉપર મુગ્ધ થયા. બાદશાહી અંતઃપુરોમાં કોઈ ન જઇ શકે ત્યાં પણ જૈન ઝવેરીઓ અમુક હદ સુધી જવા લાગ્યા. રાજ્યની સારી જગ્યાઓ ઉપર પણ નીમાવા લાગ્યા. રાજકારણમાં સત્તાધારી બનતાં જૈનોએ ફરીથી અહિંસાનો વિજયવાવટો ફરકાવવાનો અને તોડી પાડેલા અગર જીર્ણ થએલા જિનપ્રાસાદોનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન આરંભ્યો. તેઓ એટલા બધા સત્તાધારી થયા કે સમરસિંહ જેવાએ તો મૂર્તિપૂજાના કટ્ટર વિરોધી ગુજરાતના સુબા અલપખાનની મદદથી જ શત્રુંજયનો સંઘ કાઢ્યો અને તે તીર્થનો પુનરુદ્ધાર સંવત ૧૩૭૧મા કરાવ્યો.

તે પછી સં. ૧૪૬૮મા પાટણમાથી ગુજરાતની રાજધાની ખસેડીને તે વર્ષમાં સ્થપાએલા અમદાવાદમાં મુસલમાની પઠાણ સુલતાનો લાવ્યા ત્યા સુધીનો લગભગ એક સૈકાનો ઇતિહાસ અંધકારમય છે.

ગુજરાતનું પાટનગર અમદાવાદ વસાવનાર બાદશાહ અહમદશાહના દરબારમાં ગુણરાજ સંઘવી, ગદા મંત્રી, કર્મણ મંત્રી તથા તેની ગાદી ઉપર આવનાર મહમદશાહ બાદશાહે સન્માનેલા સદા શેઠ (જેઓએ સં. ૧૫૦૮ની સાલમાં પડેલા ભયંકર દુષ્કાળ વખતે અન્નસત્રો–દાનશાળાઓ ખુલ્લા મુકાવ્યાં હતાં) વગેરે જૈન શ્રેષ્ઠિઓ ગુજરાતના પઠાણ સુલતાનોના દરબારમા પણ સારી લાગવગ ધરાવતા હતા.

કાલક્રમે મોગલો આવ્યા અને સમ્રાટ અકબરે ગુજરાતના છેલ્લા પઠાણ સુલતાન બહાદુરશાહ પાસેથી ગુજરાત જીતી લઈ મોગલ સામ્રાજ્ય સાથે જોડી દીધું. એ મહાન સમ્રાટ જૈનોના સંસર્ગમાં આવ્યો અને તેમના સંયમ, તપ, ચારિત્ર્ય તથા શ્રદ્ધાથી તેમના ઉપર મુગ્ધ થયો. સમર્થ જૈનાચાર્ય શ્રીહીરવિજયસૂરિને તેણે ગુજરાતથી પોતાની મુલાકાતે બોલાવ્યા. ગુરુના પ્રવચન અને ચારિત્ર્યથી તે એટલો બધો મુગ્ધ થયો કે મુસલમાન હોવા છતાં અહિંસા ધર્મ સમજ્યો અને વરસના અમુક ભાગ—લગભગ છ માસ અને છ દિવસ—લગી શિકાર અને માંસાહાર બંધ કર્યો, પર્યુષણ દરમ્યાન તેણે દેશભરમાં પ્રાણીસમસ્તને અભય આપવાનુ ફરમાન કાઢ્યું; મહાન ગુરુને 'જગદ્‌ગુરુ'નો માનવંતો ઇલ્કાબ આપ્યો; અને શત્રુંજય, ગિરનાર, આબુજી, સમેતશિખરજી અને તારંગાજી વગેરે તીર્થો ઉપર જૈનોની માલિકી 'યાવચ્ચંદ્ર દિવાકરૌ' સ્વીકારી તે તીર્થો બક્ષિશ આપ્યાં.[૨૨]

---

૨૨ જુઓ 'સૂરીશ્વર અને સમ્રાટ.'

સમ્રાટ અકબર પછી જૈનાચાર્ય શ્રીવિજયસેનસૂરિના હાથ નીચે કેળવાએલો શહેનશાહ જહાંગીર[૨૩] પણ જૈન ધર્મનો એટલો જ પક્ષપાતી બન્યો અને શાહજહાંએ પણ આ ધર્મ તરફ સંપૂર્ણ સહાનુભૂતિ બતાવી પોતાનો પુત્રધર્મ બજાવ્યો.

આ બધાં વર્ષો દરમિયાન પોતાની લાગવગ અને મોગલ શહેનશાહોની સહિષ્ણુતાનો યોગ પ્રાપ્ત થતાં જૈનોએ જોશભેર જીર્ણ પ્રાસાદોનો ઉદ્ધાર અને જરૂર જણાઇ ત્યાં નવાની સ્થાપના કરવા માંડી. ફરી એક વખત ભારતભરમાં જૈન પ્રાસાદોનો અને તેમના અણમોલ સિદ્ધાંત અહિંસાનો પ્રચાર થયો. આજના વિદ્યમાન જૈન પ્રાસાદો પૈકી ઘણા તે સમયના છે.

શાહજહાંનો યુવરાજ ઔરંગઝેબ ધર્મઝનૂની વધારે હતો. પિતાના છત્ર નીચે પોતાની ગુજરાતની સુબાગીરી દરમ્યાન તેણે ધર્મઝનૂનથી પ્રેરાઈ અમદાવાદમાં શાંતિદાસ નગરશેઠનું બંધાવેલું ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર તોડી નાખ્યું. જૈનો અને તેમના નાયક નગરશેઠ આ ન સાંખી શક્યા. તેમણે બાદશાહ પાસે ફરીઆદ નોંધાવી, ઔરંગઝેબ પાસેથી નુકસાન વસુલ કર્યું અને તે પૈસામાથી નવું ચૈત્ય બંધાવ્યું, જે આજે પણ અમદાવાદના ઝવેરીવાડમાં વિદ્યમાન છે.

અનુક્રમે મુસલમાનો પણ ગયા અને મરાઠા તથા અંગ્રેજો ધીમેધીમે જોર ઉપર આવતા ગયા. એ બસો વર્ષનો ઇતિહાસ અંધારામાં છે. પણ જે અદ્વિતીય ગ્રંથભંડારો, સુંદર કલાવશેષો, રમ્ય ચૈત્યો, સ્થાપત્યના સુંદર નમૂના સમ પ્રાસાદો રૂપે અસામાન્ય પ્રતિષ્ઠા અને ગૌરવનો વારસો તેઓ આપણા માટે મૂકી ગયા છે તે ચોક્કસ બતાવે છે કે તેઓ પણ એટલા જ બળવાન અને પ્રતિષ્ઠાવાન હશે.

## ગુજરાતની જૈનાશ્રિત કળા

ચિત્રકળાનાં સર્જન, સંગ્રહ અને રક્ષણમાં ગુજરાતના બ્રાહ્મણ સંપ્રદાયે કે શ્રમણ સંપ્રદાયમા બૌદ્ધ શ્રમણોએ શો ફાળો આપ્યો હતો તેનો ઇતિહાસ સુલભ થયો નથી. પરંતુ શ્રમણ સંપ્રદાયમાં જૈન શ્રમણોએ અને તેમા પણ શ્વેતાંબર જૈન શ્રમણોએ કેવો અને કેટલો મહત્ત્વનો ફાળો આપ્યો છે તેનો અત્રે ટૂંકમા પરિચય કરાવ્યો છે. સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત રવિશંકર રાવળ આ કળા માટે નીચે પ્રમાણે અભિપ્રાય આપે છે:[૨૪]

'હિંદી કળાનો અભ્યાસી જૈન ધર્મને જરા યે ઉવેખી શકે નહિ. જૈન ધર્મ તેને મન કળાનો મહાન આશ્રયદાતા, ઉદ્ધારક અને સંરક્ષક લાગે છે. વેદકાળથી માંડી ઠેઠ મધ્યકાળ સુધી દેવી દેવતાઓની

---

૨૩ શહેનશાહ જહાંગીર તરફથી વિવેકહર્ષગણિને આપેલા અહિંસાના ફરમાનના ચિત્ર માટે જુઓ જૈ સા. સંશોધક વર્ષ ૧ લું ખંડ ૩ જો.

૨૪ જૈન સા. સંશોધક વર્ષ ૩ જુ પા ૭૯–૮૩

કલાસૃષ્ટિના શણગારથી હિંદુ ધર્મ લદાઇ રહ્યો હતો. કાળ જતાં કળા ધીમેધીમે ઉપાસનાના સ્થાનેથી પતિત થઈ ઇંદ્રિયવિલાસનું સાધન બની રહી. તે વખતે જાણે કુદરતે જ વક્ર દૃષ્ટિ કરી હોય તેમ મુસલમાની આક્રમણોએ તેની એ સ્થિતિ છિન્નભિન્ન કરી નાખી. હિંદુ ધર્મે દારિદ્રય તથા નિર્બળતા સ્વીકારી લીધાં; સોમનાથ ખંડેર બની ઊઠ્યું. તે વખતે દેશની કળાલક્ષ્મીને પૂજ્ય અને પવિત્ર ભાવથી આશરો આપનાર જૈન રાજ્યકર્તાઓ તથા ધનાઢ્યોનાં નામ અને કીર્તિ અમર રાખી કળાએ પોતાની સાર્થકતા સિદ્ધ કરી છે. મહમુદની સંહારવૃષ્ટિ પૂરી થતા જ ગિરનાર, શત્રુંજય અને આબુનાં શિખરો પર કારીગરોનાં ટાંકણાં ગાજી ઊઠ્યાં અને જગતમાત્ર વિસ્મયમાં ડરી જાય એવી દેવનગરીઓ ઝળકી ઊઠી. દેશના ધનકુબેરોએ આત્માની રસતૃપ્તિ દેવને ચરણે શોધી. સુગંધ, રૂપ, સમૃદ્ધિ સર્વ ધર્મમાં પ્રગટાવ્યાં અને કળાનિર્માણનું સાચું ફળ, શાંતિ અને પવિત્રતા અનુભવ્યાં. પરિણામે કળા થોડાએક વિલાસી જીવોના એકાંતિક આનંદનો વિષય નહિ, પણ દરેક ધર્મપરાયણ મુમુક્ષુ માટે સર્વકાળ-પ્રફુલ્લિત સુવાસિત પુષ્પ બની રહી. દરેક ધર્મસાધક એ કલાસૃષ્ટિમાં આવી એકાગ્રતા, પવિત્રતા અને મનનું સમાધાન મેળવતો થયો. ધર્મદૃષ્ટિએ દેવાયતનો શ્રીમાનોને માટે દ્રવ્યાર્પણની યોગ્ય ભૂમિ બન્યાં. એ પૈસાથી તેમનો પરિવાર વિલાસથી બચી જઇને ખાનદાનીભર્યો ત્યાગ અને કુલ-ગૌરવ સમજ્યો. એ ધનિકોના નિઃસ્વાર્થ અને ઉદાર દ્રવ્યત્યાગથી દેશમાં કારીગરો અને સ્થપતિઓના કુળો ફૂલ્યાંફાલ્યાં. અસંખ્ય શિલ્પીઓમાથી કોઇ ઇશ્વરી બક્ષિશવાળા હતા તે અદ્‌ભુત મૂર્તિવિધાયક થયા. સ્થાપત્ય કે મૂર્તિ, વેલ કે પૂતળી, દરેકના વિધાનની પાછળ એમની અતિશય ઉચ્ચ માનસવાળી આધ્યાત્મિક જીવનદૃષ્ટિનું ભાન થયા વિના રહેતું નથી. આબુ ઉપરની દેવમહેલાતો, ગિરનાર પરના મોટા ઉદ્દાવના દેરાસરો કે શત્રુંજય પરનાં વિવિધ ઘાટનાં વિમાનો જોનારને આપણા આ યુગની કૃતિઓ માટે શરમ જ આવે છે. જૈન ધર્મને કળાએ જે કીર્તિ અને પ્રસિદ્ધિ અપાવી તેથી હિંદ આખું મગરૂર છે અને એ દરેક ભારતવાસીનો અમર વારસો છે.'

**ગ્રંથસ્થ જૈન ચિત્રકળા**

ગુજરાતની જૈનાશ્રિત કળા જુદાજુદા વિભાગોમાં વહેંચાએલી છે. મુખ્યત્વે કરીને તે જૈન મંદિરોના સ્થાપત્યમા તથા જૈન ધર્મના હસ્તલિખિત ધર્મગ્રંથોમાં મળી આવે છે.

આ બે અંગો પૈકી સ્થાપત્યકળાનો પ્રદેશ બહુ જ વિસ્તૃત હોવાથી તે વિષય ભવિષ્ય ઉપર રાખીને પ્રસ્તુત ગ્રંથમાં તેના એ બે મહત્ત્વના અંગો પૈકીના એક અંગ તેના ધર્મગ્રંથોની કળાનો મળી શકતો ઇતિહાસ આપવાનો મારો ઉદ્દેશ છે.

છેલ્લાં પાચ વર્ષ દરમ્યાન ગુજરાતના મુખ્ય મુખ્ય શહેરોમાં આવેલા જૈન ગ્રંથભંડારો મધ્યેની ચિત્રવાળી હસ્તપ્રતોના અભ્યાસ અને બારીક અવલોકનના પરિણામે જે મારી જાણમાં આવ્યુ છે તેનું ટૂંક વર્ણન અત્રે રજુ કર્યું છે. મારી પહેલાંના કામ કરનારાઓએ તેમને મળેલી અથવા જ્ઞાત થએલી એવી થોડી પ્રતોમા જ પોતાનું ક્ષેત્ર સંકુચિત કર્યું છે.

ભારતની રાજપુત અને મોગલ કળાની પહેલાં, એટલેકે સોળમી સદીના છેલ્લા સમય પહેલાં લઘુ પ્રમાણનાં છબિચિત્રોની બે જાતની ચિત્રકળા મળી આવે છે. આ બે જાતમાંથી એક

જાત, નેપાળ અને ઉત્તર બંગાલ તરફની અગિયારમી સદીના સમયની મળી આવે છે; અને બીજી ગુજરાત, કાઠિયાવાડ અને રાજપુતાના બાજુની અગિયારમી સદીના અંત સમયથી મળી આવે છે. આ બંને જાતની કળાઓમાં એકબીજાનું અનુકરણ કોઇ રીતે થયું હોય, એટલેકે એક-બીજી કળાને સીધો સંબંધ હોય એમ લાગતું નથી; પરંતુ તે બંને કળાઓ પ્રાચીન ભારતવાસીઓએ પોતાની મેળે—સ્વતંત્રરીતે ઉપજાવી કાઢેલી છે. પૂર્વ ભારતની ચિત્રકળા મુખ્યત્વે બૌદ્ધધર્મના ગ્રંથોમાં; અને પશ્ચિમ ભારતની ચિત્રકળા મુખ્યત્વે શ્વેતાંબર જૈનોના હસ્તલિખિત ધર્મગ્રંથોમાં મળી આવે છે. આ ચિત્રકળાને ત્રણ વિભાગમાં વહેંચી નાખવી જોઇએ.

પ્રાચીન સમયની આ ચિત્રકળા તાડપત્રની હસ્તપ્રતોમાં મળી આવે છે અને તાડપત્રની એ ચિત્રકળા બે વિભાગમાં વહેંચાએલી છે. પહેલા વિભાગની શરૂઆત સોલંકી રાજ્યના ઉદયથી થાય છે. મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવના રાજ્યકાળની શરૂઆતમાં જ વિ.સં. ૧૧૫૭ (ઈ.સ.૧૧૦૦) માં ગુજરાતના પ્રાચીન બંદર ભૃગુકચ્છ (ભરૂચ)માં લખાએલી નિશીથચૂર્ણિની પ્રત હજી વિદ્યમાન છે, જે પાટણના સંઘવીના પાડાના ભંડારમાં આવેલી છે. જેના ઉપર તારીખ લખેલી છે તેવી આજ દિન સુધીમા મળી આવેલી 'ગુજરાતની જૈનાશ્રિત ચિત્રકળા'ની સૌથી જૂનામા જૂની ચિત્રવાળી પ્રત આ એક જ છે. પહેલા વિભાગનો અંત પણ એ જ ભંડારની વિ.સં. ૧૩૪૫ (ઈ.સ. ૧૨૮૮)ની સાલમા લખાએલી જુદીજુદી પ્રાકૃત કથાઓની તાડપત્રની પ્રતમાંનાં ચિત્રોથી આવે છે; કારણ કે વિ.સં. ૧૩૫૬ (ઈ.સ. ૧૨૯૯)ની સાલ પછીના ચિત્રોની ચિત્રકળામાં બહારની બીજી કળાઓનું મિશ્રણ થોડે ઘણે અંશે જણાઇ આવે છે. તાડપત્ર પરના ચિત્રોના બીજા વિભાગની શરૂઆત વિ.સં. ૧૩૫૭ (ઇ.સ. ૧૩૦૦)થી થાય છે અને તેનો અંત લગભગ વિ.સં. ૧૫૦૦ (ઇ.સ.૧૪૪૩)ની આસપાસમાં આવે છે. આ બીજા વિભાગના સમય દરમ્યાનની ત્રણ હસ્તલિખિત પ્રતો મારા જાણવામાં આવેલી છે, જેમાંની એક પ્રત ઉપર વિ.સં.૧૪૨૭ (ઇ.સ.૧૩૭૦)ની તારીખ નોંધાએલી છે અને તે અમદાવાદની ઉજમફોઇના ધર્મશાળાના ગ્રંથભંડારમા આવેલી છે.

આ બીજા વિભાગના સમય દરમ્યાનનાં કેટલાક ચિત્રો તો લાકડાની પાટલીઓ કે જે તાડ-પત્રની ઉપર નીચે બાંધવામાં આવતી હતી તેના ઉપર તથા કપડાં ઉપર પણ મળી આવે છે. લાકડાની એવી બે પાટલીઓ વિ.સં. ૧૪૨૫ (ઇ.સ. ૧૩૬૮)માં ચીતરાએલી તારીખની નોંધવાળી મળી આવેલી છે, અને કપડા ઉપરના ચિત્રો વિ.સં. ૧૪૧૦ (ઇ.સ. ૧૩૫૩)થી મળી આવે છે.

ગુજરાતની જૈનાશ્રિત કળાના ત્રીજા વિભાગનાં ચિત્રો મુખ્યત્વે કાગળની હસ્તલિખિત પ્રતોમાં મળી આવે છે. તેની શરૂઆત ઇ.સ. ની પંદરમી સદીની શરૂઆતથી થઇ હોય એમ મારૂં માનવું છે. જોકે રાવ બહાદુર ડૉ. હીરાનન્દ શાસ્ત્રી પાસે એક પ્રત વિ.સં. ૧૧૨૫ની સાલની લખાએલી મેં જોએલી છે; પરંતુ મારી માન્યતા પ્રમાણે તે તારીખ નકલ કરનારે જૂની જે પ્રત ઉપરથી નકલ કરી હશે તેની તે કાયમ રાખેલી છે, જે તે પ્રતમાંનાં ચિત્રો માટે ઉપયોગમાં લેવામાં આવેલી સોનેરી શાહી તથા ચિત્રો દોરવાની ચિત્રકારની રીત ઉપરથી નિષ્પક્ષ નિરીક્ષકને સહેજે જણાઈ આવે છે. તેથી તે પ્રત પંદરમી સદી પહેલાંની નથી જ એમ હું માનું છું. આ ત્રીજા વિભાગની

કળાનો અંત વિક્રમની સોળમી સદીના અંત સમય દરમ્યાન આવે છે, જે વેળા 'ગુજરાતની જૈનાશ્રિત કળા' મુગલ કળા અને પછી રાજપુત કળાની અસર નીચે આવી ગઇ હતી. અને તે પછી અઢારમા સૈકામાં તો સમકાલીન રાજપુત કળા જે લગભગ નષ્ટ થવા આવી હતી તેમાં 'ગુજરાતની જૈનાશ્રિત કળા' સંપૂર્ણપણે સમાઇ ગઈ.

આ ત્રીજા વિભાગના સમય દરમ્યાનનાં જૈન સિવાયનાં બીજાં ચિત્રો વૈષ્ણવ સંપ્રદાયના ગણ્યાગાંઠ્યા ધર્મગ્રંથોમાં મળી આવે છે. પરંતુ પંદરમી સદી પહેલાંનાં ગ્રંથસ્થ ચિત્રો જૈન શ્વેતાંબર કોમના ધર્મગ્રંથોમાં જ મળી આવે છે, અને આ જ કારણથી આ કળાને કેટલીક વખત 'જૈન' અગર 'શ્વેતાંબર જૈન' કળાના નામથી સંબોધવામાં આવેલી છે.

કેટલાક વિદ્વાનો આ કળાને 'ગુજરાતી કળા'ના[૨૫] નામથી ઓળખાવે છે. પરંતુ પ્રસ્તુત ગ્રંથમાં રજુ કરેલા પુરાવાઓ ઉપરથી આપણે જાણી શકીશું કે આ કળાનો વિકાસ એકલા ગુજરાતમાં જ નહિ પણ પશ્ચિમ ભારતના દરેક પ્રદેશોમાં થએલો હતો. ઉ.ત. સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રીહંસવિજયજીના વડોદરાના સંગ્રહમાં આવેલી કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રત વિ.સં. ૧૫૨૨માં રાજપુતાનામાં આવેલા યવનપુર (જોનપુર)માં લખાએલી છે. બીજી એક સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રત વડોદરામા વયોવૃદ્ધ ગુરુદેવ પ્રવર્તક શ્રીકાંતિવિજયજીના સંગ્રહમાં છે, તે માળવામાં આવેલા મંડપદુર્ગ (માંડવગઢ)માં લખાએલી છે. ત્રીજી પ્રત ઉત્તરાધ્યયન સૂત્રની સંવત ૧૫૨૯માં મંડપદુર્ગમાં લખાએલી અમદાવાદના દેવસાના પાડાના ઉપાશ્રયમાં આવેલા શ્રી દયાવિમલજી શાસ્ત્રસંગ્રહમાં આવેલી છે. આ સિવાય બીજી ઘણી પ્રતો માંડવગઢ વગેરેમાં લખાએલી મળી આવે છે. આ તથા બીજા પુરાવાઓ ઉપરથી આ કળાને 'ગુજરાતી કળા'ને બદલે આપણે અગાઉ જણાવી ગયા તેમ 'ગુજરાતની કળા' (પ્રાચીન વ્યાપક અર્થમાં) તરીકે સંબોધવી વધારે વાસ્તવિક છે. આ કળાનો પ્રચાર આખા પશ્ચિમ ભારતમાં થવાનું એક કારણ એ પણ હોય કે પ્રાચીન ગુજરાતના સ્વતંત્ર હિંદુ રાજવીઓના અજેય બાહુબળના પ્રતાપે તે મુલકો ગુજરાત પ્રદેશની છાયા નીચે હોવાથી સંભવિત છે કે ગુજરાતના ચિત્રકારો ત્યાં જવાને લીધે આ કળાનો પ્રચાર પશ્ચિમ ભારતના સઘળા પ્રદેશોમાં થયો હોય. બીજું કારણ એ છે કે આ કળાના પ્રાચીન સમયના તાડપત્રના જે નમૂનાઓ મળી આવ્યા છે તે સઘળા જ મુખ્યત્વે કરીને ગુજરાતના પ્રાચીન પાટનગર અણહિલપુર પાટણ તથા તે વખતના પ્રખ્યાત બંદર ભૃગુકચ્છ (ભરૂચ)ના છે.

ગુજરાતની આ જૈનાશ્રિત કળાનો સંપ્રદાય ભારતીય ચિત્રકળાના ઇતિહાસ માટે બહુ જ મહત્ત્વનો છે. તેનું એક કારણ તો એ છે કે આ ચિત્રકળાના નાના અગર મોટા દરેક ચિત્રે કેટલા યે સૈકાઓ સુધી અજંતા, બાઘ અને એલોરાની ગુફાઓનાં ભિત્તિચિત્રોની પરંપરા જાળવી રાખી છે. બીજી બાજુ કે જે સ્વચ્છતા અને સુંદરતામા ઘણી જ આગળપડતી અને પ્રખ્યાતિમાં આવેલી રાજપુત અને મુગલકળાની તે જન્મદાત્રી છે; ત્રીજી બાજુએ કેટલાક દાખલાઓમા તેની સાથે

---

૨૫ જુઓ ટિ. ૧, લેખ નં. ૨૨-૨૩-૨૪-૨૫-૨૬.

ઇરાની કળાનું પણ મિશ્રણ થએલું છે.

ગુજરાતની જૈનાશ્રિત કળાનાં નાનાં છબિચિત્રોની આટલી બધી ઉપયોગિતા હોવા છતાં તેના તરફ બહુ જ ઓછું ધ્યાન આપવામાં આવ્યું છે તેમજ તેના ઉપરનાં બહુ જ થોડાં લખાણો પ્રસિદ્ધીમાં આવેલા હોવાથી હજુસુધી કેટલાક વિદ્વાનોને આ કળા તદ્દન અજ્ઞાત છે.

અજાણ રહેવાનું એક કારણ એ પણ છે કે જૈન ગ્રંથભંડારો સિવાય ભારતનાં મ્યૂઝિયમોમાં તેમજ પાશ્ચાત્ય પ્રદેશોમાં તેની જે પ્રતો જોવામાં આવે છે તે, મળી આવતી પ્રતોમાંના સોમા ભાગની પણ નથી. ભારતના જૈન ગ્રંથભંડારો, જૈન સાધુઓ તથા જૈન ધનાઢ્યોના ખાનગી સંગ્રહોમાં બધી મળાને હજારો હસ્તપ્રતો હજુ અણશોધી પડી છે. બીજું કારણ વસ્તુના અજ્ઞાતપણાને લીધે તેના વહીવટદારોની તે નહિ બતાવવાની સંકુચિતતા છે. કેટલાક દાખલાઓમાં આ સંકુચિતતા વ્યાજબી પણ છે.[૨૬]

આ ગુજરાતની જૈનાશ્રિત કળાના નમૂનાઓ પરદેશમાં મુખ્યત્વે કરીને નીચેનાં સ્થળોએ આવેલા છે:[૨૭]

ઈંગ્લેંડના બ્રિટીશ મ્યૂઝિયમમા, ઇંડિયા ઑફિસની લાયબ્રેરીમાં, રૉયલ એશિયાટિક સોસાએટીની લાયબ્રેરીમાં, બૉડલીઅન લાયબ્રેરીમા, કેમ્બ્રિજ યુનિવર્સિટીની લાયબ્રેરીમાં, જર્મનીમાં **Staats Bibliothek** અને મ્યૂઝિયમ **fur Volkernkunde** બંને બર્લિનમાં, ઑસ્ટ્રિયામા વીએનાની યુનિવર્સિટીની લાયબ્રેરીમાં અને ફ્રાન્સમાં **Strasbourg** ની લાયબ્રેરીમાં. કદાચ થોડી-ઘણી ઇટાલીના ફ્લૉરેન્સની લાયબ્રેરીમાં પણ હોય. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં ખાસ કરીને બૉસ્ટન મ્યૂઝિયમમાં કે જ્યાં ભારતીય જૈન ગ્રંથભંડારો બાદ કરીએ તો પરદેશમા આ કળાનો સારામાં સારો સંગ્રહ છે. વૉશિંગ્ટનમાં ફ્રીઅર ગૅલેરી ઑફ આર્ટમાં, ન્યૂ યૉર્કમા મેટ્રોપૉલિટન મ્યૂઝિયમ અને ડેટ્રૉઇટના આર્ટ મ્યૂઝિયમમાં તથા ઘણા અમેરિકન ધનકુબેરોના ખાનગી સંગ્રહોમાં આવેલા છે. આ પ્રમાણે પશ્ચિમના પ્રદેશોમાં બહુ જ થોડી જગ્યાઓએ પ્રતો ગએલી હોવાથી પણ ઘણા પાશ્ચાત્ય વિદ્વાનો આ ગુજરાતની જૈનાશ્રિત ચિત્રકળાથી અજાણ્યા હોવાનું સંભવી શકે છે. પરંતુ હવે એવો સમય આવી લાગ્યો છે કે ભારતીય ચિત્રકળાના અભ્યાસીઓને આ કળાથી અજ્ઞાત રહેવાનું પાલવી શકે જ નહિ.

ગુજરાતની આ જૈનાશ્રિત કળાને, જે મુખ્યત્વે નાનાં છબિચિત્રોની કળા છે તે જેના ઉપર ચીતરવામાં આવી છે, તેના પ્રકાર પ્રમાણે જો વહેંચી નાખવામા આવે તો તે ચાર વિભાગમાં વહેંચાઇ જાય છે. આ ચાર વિભાગમાં પહેલા વિભાગની કળાના બધાં ચિત્રો તાડપત્રની હસ્તલિખિત પ્રતો ઉપર ચીતરેલા કાયમ છે, જે ચિત્રોને આપણે ઉપર બે વિભાગમા વહેંચી નાખ્યાં છે. બીજા વિભાગના

---

૨૬ આ કળાના થોડાએક ઐતિહાસિક મહત્ત્વના નમૂનાઓ ઉદાર ભાવે ગુજરાતના એક સુપ્રસિદ્ધ કળાવિવેચકને કોઈ પણ જાતની જામીનગીરી વગર પ્રસિદ્ધ કરવા આપેલા, તે વર્ષો થયા તે તે નમૂનાઓ આપનારને પાછા સોંપવામાં આજદિન સુધી આવ્યા નથી. આવા બીજાં પણ કેટલાંક કારણોને લીધે વહીવટદારો સકુચિતતા બતાવે છે.

૨૭ જુઓ ટિ. ૧, લેખ નં. ૮ પૃષ્ઠ ૧૩.

ચિત્રો તાડપત્રની પ્રતોની ઉપર નીચે બાંધવામાં આવતી લાકડાની પાટલીઓ ઉપર ચીતરેલા જોવામાં આવે છે. ત્રીજા વિભાગનાં ચિત્રો કપડાં ઉપર અને ચોથા વિભાગનાં કાગળ ઉપર ચીતરાએલાં મળી આવે છે. પાછળના ત્રણ વિભાગનાં ચિત્રોને આપણે ઉપર ત્રીજા વિભાગમા સમાવી દીધાં છે. તેનું કારણ લાકડા તથા કપડાં ઉપરના ચિત્રો માત્ર ગણ્યાગાંઠ્યાં મળી આવ્યાં છે તે છે. તાડપત્રની કળાને આપણે 'પ્રાચીન કળા'ના નામથી સંબોધન કર્યું છે. ઈ.સ.નું ચૌદસો પચાસમું વર્ષ તાડપત્રની કળા તથા કાગળની કળાના ભાગલા વહેંચવા માટે યોગ્ય હોય એમ મને લાગે છે. પ્રાચીન તાડપત્ર ઉપરની નાનાં છબિચિત્રોની કળા ઇ સ.ના પંદરમા સૈકા ઉત્તરાર્ધ પછી તદ્દન લુપ્ત થઇ ગઇ હોય એમ દેખાય છે.

**કળાની દૃષ્ટિએ આ કળાનું વિવેચન**

કળાનિર્માણની દૃષ્ટિથી ગુજરાતની જૈનાશ્રિત કળા એ નાનાં છબિચિત્રોની કળા છે અને તે બહુ જ મજાનો વિષય છે. નાનાં બૌદ્ધ છબિચિત્રોના આલેખનનું અનુકરણ તેમા નથી. ભારતીય ચિત્રકળાના ઇતિહાસમાં સુંદર કળાનિર્માણ અર્થે અગાઉના એક પણ દૃષ્ટાંત વિના મૂળ બનાવટ નહિ, પણ તેના ઉપયોગ સારૂ ગુજરાતની જૈનાશ્રિત કળાને માન ઘટે છે. પ્રાચીન ગુજરાતની આ કળા એ ગંભીર કળા છે;–તેમજ શારીરિક અવયવોનું યથાર્થ દિગ્દર્શન કરાવનારી આ કળા ઘણી જ સુંદર ચિત્રકળાની રચના સારૂ પંકાએલી છે, એટલું જ નહિ પણ કળાની નિપુણતા ઉપરાત તેની અંદર અત્યંત હાર્દિક ખુબી રહેલી છે. થોડાંએક ચિત્રો જોકે કઠોર અને ભાવશૂન્ય હોય તેમ લાગે છે, તોપણ કેટલીક વખત મુખમુદ્રાલેખન અને લાવણ્યમાં તે ચડી જાય છે. ચિત્રના રંગોની પસંદગી તો ઘણા ઊંચા પ્રકારની છે. તાડપત્ર ઉપરની કળા બહુ જ ઊંચી કક્ષાની છે, જોકે તેના વિષયો બહુ મર્યાદિત છે. પાછળથી તેરમા સૈકાની એક પ્રતમાં તો કુદરતી દૃશ્યો પણ ચીતરેલા મળી આવ્યા છે.[૨૮] ચૌદમા સૈકાના અંત ભાગમાં આ કળાના સૌથી ઉત્તમમાં ઉત્તમ નમૂનાઓ મળી આવ્યા છે, કાગળ ઉપરની કળા પણ કેટલાક દાખલાઓમાં બહુ જ ઊંચી કક્ષાની છે. જાજરમાન સુવર્ણમય અથવા રક્તવર્ણ પૃષ્ઠભૂમિ ઉપર આલેખેલા આસમાની, શ્વેત તેમજ વિવિધ રંગો બહુ જ આનંદ આપે છે. ખરેખર ગુજરાતની જૈનાશ્રિત કળાનું જો કોઇ ખાસ મહત્ત્વનું લક્ષણ હોય તો તે ખાસ શોભાયમાન ચિત્રોથી હસ્તપ્રતો શણગારવાનું હતું. ચળકતા સુવર્ણરંગી અને વિધવિધ રાતા રંગના સુંદર રંગથી રંગવાની કળા કળાકારની ખુબીમાં ગૌણ ન હતી પણ તે તો તેનો મુખ્ય પાયો હતો. વળી અલંકાર અને શારીરિક અવયવોની દરેક ઝીણવટમા માપ અને આકારનું ચોક્કસ જ્ઞાન ચિત્રકારની અલંકરણ કરવાની તીવ્ર લાલસાથી અંકાએલું છે.

યદ્યપિ ચિત્રકારે તેજ અને છાયાનો ઉપયોગ ચિત્રને ઉઠાવવામાં–બહાર પડતાં દેખાવામા–કર્યો નથી. તોપણ એમ માની લેવું નહિ કે કળાકારે ત્રણ જગ્યામા–લંબાઇ ઊંડાઈ અને પહોળાઇમા અવગાહતી મૂર્તિઓ (plastic form)ને દોરવાને જરા યે પ્રયત્ન કર્યો નથી. આ દેખાવ ભરાવદાર

૨૮ જુઓ ચિત્ર નં ૫૨–૫૪–૫૫

અંગો દોરીને, વખતે દાઢી આદિ વળાંકને પ્રમાણ કરતાં વધારીને તેઓ કરતા; અને ચિત્ર આપણે બાજુએથી જોતા હોઇએ તેવું બતાવતી વેળા તો કળાકાર બંને આંખોને એવી રીતે દોરતો કે આપણને છબિ તદ્દન સપાટ જ લાગે.

**ચિત્ર ચીતરવાની રીત**

'ગુજરાતની જૈનાશ્રિત કળા'ના ત્રણે વિભાગ દરમ્યાનનાં ચિત્રો સામાન્ય રીતે મળતાં દેખાય છે; જોકે પ્રતો બનાવવાના પ્રકાર જુદીજુદી રીતના દેખાય છે. મુખ્યત્વે લખનાર અને ચીતરનાર વ્યક્તિઓ અલગ અલગ હોય તેમ લાગે છે, તોપણ કેટલાક દાખલાઓમાં લખનાર ને ચીતરનાર એક પણ હોય છે. આજે પણ વયોવૃદ્ધ આચાર્ય મહારાજશ્રી જયસૂરીશ્વરજી પોતાની જાતે જ પ્રતો લખે છે અને તેમાં ચિત્રો ચીતરે છે. અક્ષરો લખનાર ચિત્ર ચીતરનાર માટે અમુક જગ્યા છોડી દેતો. આ વાત પ્રતોની બારીક તપાસ કરવાથી જણાઇ આવે છે. પ્રતના અક્ષરો ચિત્રોની જગ્યા છોડીને ધારાબદ્ધ ચાલ્યા આવતા દેખાય છે. કેટલાક દાખલાઓમાં ચિત્રકારની સમજ ખાતર હાંસીઆમાં પ્રસંગને લગતું લખાણ પણ લખેલું મળી આવે છે, કે જેને ચિત્રકાર મુખ્યત્વે અનુસરતો. બહુધા લખનાર પોતાનું કામ પૂરૂં કરતો ત્યારે તે પ્રત ચિત્રકારને સુપ્રત કરતો હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે. નાનાં ચિત્રોના આલેખનમાં પત્ર ઉપર ખાસ રાખેલી જગ્યામાં તાડપત્ર ઉપર લાલ રંગ અને કાગળ ઉપર પ્રવાહી સુવર્ણની શાહી અથવા સુવર્ણનાં ઝીણામાં ઝીણાં પાનાં (વરખ કે જેનો આજે પણ જૈન મંદિરોમાં જિનમૂર્તિની અંગરચના કરવા માટે ઉપયોગ કરવામા આવે છે), જેટલી જગ્યામા ચિત્ર દોરવાનુ હોય તેટલી જગ્યામા, પ્રથમ લગાડવામાં આવતા. તેની પાછળની પૃષ્ઠભૂમિ મોટે ભાગે ઘેરા રાતા રંગમા કરવામાં આવતી અને સોના ઉપર રંગની ભૂકી એવી રીતે લગાડવામાં આવતી કે ચિત્ર પોતે સુવર્ણમય જ લાગે. બાહ્ય રેખાઓ અને આંખો, આંખના પોપચાં, કાન, આંગળીઓ વગેરે પછીથી કાળા રંગમાં રંગવામા આવતાં હતાં. જૈન છબિચિત્રો આ રીતે દોરવાનું પરિણામ એ આવ્યુ કે સ્ત્રી અને પુરુષોની મુખાકૃતિઓ, તેમના વસ્ત્રો અને પુષ્પાદિથી રચેલા બીજા અલંકારો જાણે સોનાથી સપાટ ચીતરેલાં હોય એમ જણાય છે. ચિત્રને જ્યારે આપણે બાજુ ઉપરથી તપાસતા હોઇએ ત્યારે જણાય છે કે આવી છબિના ચહેરામાં નાકને કેટલીક વખત લાલ રંગથી રંગવામા આવતું હતું.

આ રીતે ચિત્ર તો સંપૂર્ણ દોરાતું; પણ હવે તેમાં રગ પૂરવાને પીછી ઉપર આસમાની રંગ લેવાતો અને વસ્ત્ર તથા બીજા ભાગો ઉપર તે જરૂર પૂરતો મૂકવામા આવતો; તેમજ મનુષ્ય અને પ્રાણીઓના શરીરના ગોળ ભરાવદાર ભાગો જેવી કેટલીક જગ્યાઓ એ જાડી પીછીથી રંગ પૂરીને તે પ્રમાણમાં ઘટ્ટ–સ્થૂલ દેખાય તેમ કરાતું. શ્વેત ખાલી જગ્યાઓ કોઇક વાર ઇરાદાપૂર્વક રાખવામાં આવતી, પણ ક્યારેક સુવર્ણનાં પાનાં ચોટાડતાં અકસ્માતથી પણ રહી જતી. તેમજ સાધુઓના સફેદ કપડાં બતાવવા માટે મોતીના રંગ જેવો ધોળો રંગ ક્યારેક સાધુઓના કપડાં ચીતરવામાં વપરાતો.

બહુ જ ઓછા પ્રસંગે એક પાંચમો રંગ વપરાશમાં લેવાતો. એ રંગ તે બહુ જ સુંદર ઘેરો મોરથુથા જેવો લીલો રંગ. પ્રાચીન હસ્તપ્રતોના ચીતરનારાઓના રંગસંભારમાં આ સિવાય બીજા

કોઈપણ રંગો મળી આવતા નથી. પણ પછીના વખતની કાગળના સમયની હસ્તપ્રતોમાં કેટલીકવાર સુવર્ણરંગની જગ્યા પીળા રંગે અને રાતા રંગની પૃષ્ઠભૂમિની જગ્યા આસમાની રંગે લીધેલી લાગે છે.

જૈનાશ્રિત કળાનાં નાનાં છબિચિત્રો દોરવામાં શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગ દોરવાની રચના વાસ્તવિક તુલના ઉપર બાંધવામા આવતી હતી. શિલ્પકળાના શૃંગાર આમાં મુખ્ય ભાગ ભજવે છે.

કોતરકામવાળી ઉપસેલી વેલો અને છોડવાઓ કા તો એક જ શૈલીના બનાવાતા અગર કુદરત ઉપરથી પણ બનાવવામાં આવતા. પશુઓ અને પક્ષીઓનાં ચિત્રો, ખાસ બ્લુ રંગથી રંગેલા રાજહંસો, સફેદ રંગના હાથીઓ, ઘોડાઓ, હરણો, વિવિધ જાતનાં નૃત્યચિત્રો વગેરે, કિનારીની ઉપર તથા આજુબાજુના હાંસીઆઓમાં શોભા આપનારા પદાર્થો તરીકે યોજવામાં આવતા. તેમજ જૈનધર્મની પવિત્ર આઠ નિશાનીઓ–અષ્ટ મંગળ–તથા ચૌદ સ્વપ્નાદિનો પણ તેવી જ જાતનો ઉપયોગ કરવામાં આવતો.

આ કળાનાં આ નાનાં છબિચિત્રોનું અસ્તિત્વ ન હોત તો આપણને તે જૂના કાળનો પરિચય નહિવત્ અથવા બહુ જ અલ્પ હોત. આ ચિત્રો તે સમયના જીવનનું અને સંસ્કારનું જે જ્ઞાન આપણને પૂરું પાડે છે તે બહુ જ કિંમતી છે. ખરેખર આપણે તે ઉપરથી જન્મથી માંડી મરણ પર્યંતના–સમસ્ત જીવનના દરેક ભાગનું વિશ્વસનીય અને બહુવિધ દૃશ્ય પ્રાપ્ત કરી શકીએ છીએ.

આવાં નાનાં છબિચિત્રોમાં ચીતરાએલી વ્યક્તિઓનાં ચહેરાની તાદૃશ્યની કે તેમના ચારિત્ર્યની તેમા છાપ પાડવાની શક્તિ ચિત્રકારોમાં હોય એમ ઇચ્છવું વધારે પડતું ગણાય. વસ્તુતઃ સર્વ મહાપુરુષો અને સાધુઓ, દેવો અને દેવીઓ, રાજાઓ અને રાણીઓ, સુભટો અને સ્ત્રીપુરુષો જે પ્રાચીન ચિત્રકારોએ ચીતર્યાં છે તે જાણે એક ચોક્કસ બીબામાંથી નીકળ્યા હોય તેવાં જણાય છે.

સુપ્રસિદ્ધ કલામર્મજ્ઞ ડૉ.આનંદ કુમારસ્વામી આ કળાને નીચેનાશબ્દોમા અભિનંદનઆપે છેઃ[૨૯]

'That the handling is light and casual does not imply a poverty of craftsmanship (the quality of roughness in 'primitives' of all ages seems to unsophisticated observers a defect), but rather perfect adequacy–it is the direct expression of a flashing religious conviction and of freedom from any specific material interest. This is the most spiritual form known to us in Indian painting, and perhaps the most accomplished in technique, but not the most emotional nor the most intriguing. Human interest and charm, on the other hand, are represented in Ajanta painting and in late Rajput art.' અર્થાત્–'હથોટી હળવી અને આકસ્મિક હોય તેટલા ઉપરથી કળા-વિધાનની દીનતા છે એવો અર્થ નીકળતો નથી (દરેક યુગની શરૂઆતનાં ચિત્રોની સ્થૂલતા નિષ્પક્ષ નિરીક્ષકને ખામી રૂપ દેખાય છે), ઉલટું પૂર્ણ સંયોજન જણાય છે; કારણકે તે સતેજ ધર્મશ્રદ્ધા અને

૨૯ ટિ. ૧. લેખ નં. ૧૧.

જડ વસ્તુ પરના રાગની મુક્તિના સીધા પરિણામરૂપ છે. ભારતીય ચિત્રકળાનું આ અતિ ધાર્મિક સ્વરૂપ છે, અને તે જો કે બહુ ભાવનાત્મક કે અટપટું નથી તોપણ વિધાનમા સંપૂર્ણ છે. બીજી બાજુ, અજંતાનાં ચિત્રોમાં અને પાછળની 'રાજપૂત કળા'માં માનુષી રસ અને સૌંદર્ય પ્રતિષ્ઠિત કરેલાં છે.'

**આ કળાની ખાસ વિશિષ્ટતાઓ**

**આ** કળાનાં ચિત્રોની ખાસ વિશિષ્ટતાઓ તો તેનાં સ્ત્રી અને પુરુષ બંનેના ચહેરાની રીતો બહુ જ જુદા પ્રકારની છે તે છે, અને વળી તે સાથે તેની આંખો બહુ જ અજાયબીભરી હોય છે. પ્રાચીન તાડપત્રના સમય દરમ્યાન ચહેરાઓ હમેશાં બેમાંથી એક તરફ, બે તૃતીયાંશ અગર કાંઇક વધારે પડતા ચીતરેલા હોય છે. પછીના—કાગળના—સમય દરમ્યાન આગળની આંખ હમેશાં સંપૂર્ણ દોરવામાં આવતી કે જે પોર્ટ્રેટની ખાલી જગ્યા રોકતી. મિ. ઘોષ સમજાવે છે કે આ ફેરફાર ચિત્રકારની ઇચ્છા મુજબ થતો, કારણકે તે એમ બતાવવા માગતો કે પોતે આ કાંઇ સાદું ચિત્ર ચીતરતો નથી, પરંતુ તેનો ઇરાદો એક સાંપ્રદાયિક ચિત્ર તૈયાર કરવાનો છે.'[30] આ દલીલ ગમે તેમ હોય, પણ તેના કરતાં મેં અત્રે રજુ કરેલી દલીલ વધારે યોગ્ય હોય તેમ મને લાગે છે. હાલમાં શ્વેતાંબર મંદિરોમાં મોટે ભાગે દરેક મૂર્તિ ઉપર, મૂર્તિના પથ્થરમાં કોરેલાં મૂળ ચક્ષુઓ ઉપરાંત વધારાનાં સ્ફટિકનાં ચક્ષુઓનો (કે જેનો આકાર લંબગોળ જેવો અને બંને ખૂણાઓ અણીવાળા હોય છે તેનો) ઉપયોગ વધારે ભક્તિ—બહુમાનતા દેખાડવા માટે કરવામાં આવે છે. આ સ્ફટિકનાં ચક્ષુઓ મૂર્તિની મૂળ કુદરતી આંખો ઉપર અરધો ઇંચ અગર તેથી વધારે આગળ ઉપસી આવતા દેખાય છે, અને જ્યારે મૂર્તિને એક બાજુ ઉપરથી જોવામાં આવે ત્યારે જૂના ચિત્રોમા જેવી રીતની પોર્ટ્રેટની આંખો ચીતરવામાં આવેલી હોય છે તેને બરોબર મળતી દેખાય છે. અત્યાર સુધી જાણમાં આવેલા આ કળાના નમૂનાઓ જૈન શ્વેતાંબર સંપ્રદાયની પ્રતોમાં ચીતરેલા દેખાય છે અને મુખ્યત્વે તીર્થંકરોના, દેવદેવીઓનાં અને પ્રખ્યાત ધર્મગુરુઓનાં જેવા હોય છે, તેવાં ચક્ષુ જ શ્વેતાંબર જૈન મંદિરોના સ્થાપત્યમાં છે એટલે મારી માન્યતા મુજબ તો આ જૈનાશ્રિત કળામાં જે ઉપસેલાં ચક્ષુઓ દેખાય છે તે અને શરીરના બીજા અવયવો જેવાં કે નાક, કાન, આંખોની ભમરો વગેરે સઘળાં યે અંગોપાંગોમાં ચિત્રકારે શ્વેતામ્બર જૈન મંદિરોના સ્થાપત્યનું જ અનુકરણ કરેલું હોય તેમ સ્પષ્ટ ભાસે છે એક બાજુ તીર્થંકરો, દેવદેવીઓ, સાધુઓ અને દેરાસરની અંદરની બાજુમાં કોતરેલી નર્તકીઓની એ મૂર્તિઓ તથા બીજી બાજુ આપણાં ચિત્રો કે જે અહીંઆ રજુ કરવામાં આવ્યાં છે (જુઓ ચિત્ર, પ્લેટ ૨ આ. નં. ૨–૭) એ બંનેની વચ્ચે દેખાતી સરખામણી મારી આ દલીલને મજબૂત પુરાવો આપે છે.

જોકે પંદરમા સૈકાની વૈષ્ણવ સંપ્રદાયની હસ્તપ્રતોમાના તેમજ એલોરાની ગુફાની કૈલાસના હિંદુ મંદિરનાં ભિત્તિચિત્રોના ચહેરાઓ પણ તે જ જાતની વિશેષતા દર્શાવે છે. વૈષ્ણવ સંપ્રદાયની હસ્તપ્રતોનાં ચિત્રોમાં આ જાતની જે વિશેષતા જોવામાં આવે છે તે બહુ મહત્ત્વની નથી, કારણકે તે બધાં કાગળ ઉપર છે અને જૂનામા જૂના તાડપત્રના નમૂના કરતાં યે કેટલાક સૈકા

---

૩૦ ટિ. ૧ લેખ નં. ૧૯.

પછીનાં છે. એલોરાનાં ભિત્તિચિત્રોની તારીખ કદાચ દસમી અગર અગીઆરમી સદીની હશે. ગમે તેમ હોય, તોપણુ તે આપણી દલીલને બરાબર બંધબેસતાં નથી. ચિત્રકારોએ તેમાં ફક્ત ચહેરાઓના ચક્ષુઓની સમાનતા સિવાય બીજી વિશેષતાઓ, જેની આપણે ઉપર ચર્ચા કરી ગયા, તેની રજુઆત તે ચિત્રોમાં કરી દેખાતી નથી. ચહેરાઓનાં ચક્ષુઓની આ રીત, જ્યાં સુધી મારી જાણમાં છે ત્યાં સુધી, અજંતા, બાઘ, સીતાનવાસલ અને એલોરાની જૈન (દિગંબર) ગુફાઓમાં પણ દેખાતી નથી; અને કાંચીવરમના સ્થાપત્યનિર્માણવાળા દિગંબર મંદિરમાં પણ (કે જ્યાં બે જાતનાં ભિત્તિચિત્રો છે, એક જાતનાં શિખરની નીચેની છત ઉપર અને બીજાં દિવાલો ઉપર) નથી. દિગંબર જૈનો મૂર્તિઓને વધારાનાં ચક્ષુઓથી શણગારતા નહિ હોવાથી તેમને દેવમંદિરની મૂર્તિઓની નકલ કરવાની હોય જ નહિ કે જેવી રીતે શ્વેતાંબરો શણગારે છે. આના માટે આપણે હજુ વળી આગળ વધીને કહી શકીએ કે શ્વેતાંબર ચિત્ર ચીતરનાર ચિત્રકારોએ જે પ્રમાણે મનુષ્યનો ચહેરો ચીતર્યો તેનું માત્ર અનુકરણ જ ગુજરાતના વૈષ્ણવ ચિત્ર ચીતરનાર ચિત્રકારોએ કર્યું નહિ કે મિ. ઘોષ કહે છે તેમ પોતાની સ્વાભાવિક ઇચ્છાથી. પણ જૈન મંદિરોમાં આવેલી મધ્યકાળની જિનમૂર્તિઓ ઉપરથી તે રીતને તેઓ અનુસર્યા હોય તે જ વધારે યુક્તિસંગત લાગે છે. એ ઉપરાંત જ્યાંજ્યા નાના છબિચિત્રોના ચહેરાઓ બીજા એવાં ચક્ષુઓવાળા હોય છે તે સઘળા શ્વેતાંબર જિનમૂર્તિના અનુકરણ રૂપે હોય તેમ માલૂમ પડે છે. ટુંકાણમા, આ પ્રથાનું મૂળ શ્વેતાંબર મંદિરોના સ્થાપત્યમાં સમાએલું છે. આ ઉપસેલાં ચક્ષુઓની પ્રથા શ્વેતાંબર મંદિરોમાં ક્યારથી શરૂ થઇ તે શોધી કાઢવું મુશ્કેલ છે; તોપણુ તે સંબંધમાં મેં મારી જાતે અમદાવાદમાં મળેલા જૈન સાધુ સંમેલન વખતે બે વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ જૈનાચાર્યોની મુલાકાત લીધી હતી અને તેઓશ્રી તરફથી મને જે ખુલાસો મળ્યો હતો તે અક્ષરશઃ નીચે પ્રમાણે છેઃ

'એવા ચક્ષુઓની પ્રથા ક્યારથી શરૂ થઇ તે નિશ્ચિતપણે કહી શકાય નહિ, પરંતુ આ પ્રથા ઘણી પ્રાચીન હોવાનું જૂની જિનમૂર્તિઓ તથા ચિત્રો ઉપરથી અનુમાન થઇ શકે છે. સૌથી પ્રથમ ચક્ષુઓ કોડીનાં વપરાતાં હતાં. તે પછી હાલમાં મેવાડ, મારવાડ આદિ પ્રદેશોમાં વપરાય છે તેવા મીનાકારી (ચાંદીનાં પતરાં ઉપર રંગકામ કરેલા) ચક્ષુઓએ કોડીનું સ્થાન લીધુ. સમય જતાં મીનાકારી ચક્ષુઓની સુલભતા સઘળા સ્થળે નહિ હોવાથી તેનુ સ્થાન સ્ફટિકના ચક્ષુઓએ લીધુ હોય એમ લાગે છે. મૂર્તિ ઉપર સ્ફટિક સીધો ટકી શકે નહિ, તેથી તેને પકડી રાખવા માટે ચાંદીના પતરાનાં ખોખાં તૈયાર કરી તેને સોનાથી રસાવી તેની અંદર સ્ફટિકના ચક્ષુઓ મૂકવામાં આવે છે. આથી તેનું કદ સ્થૂલ થઈ જઇ ચક્ષુઓ ઉપસેલાં (ઉપનેત્રો જેવા) દેખાય છે. કેટલેક ઠેકાણે આજે મૂર્તિઓ પર ચક્ષુઓ ચોંટાડવામાં બહુ બેદરકારી બતાવવામા આવે છે, તેથી જેમ બને તેમ ચક્ષુઓ દર્શન કરનારને વધારે આલ્હાદકારી અને આત્મરમણતા તરફ વધુ ને વધુ ખેંચવાને સહાયકારી થાય તે માટે જિનમૂર્તિને તે બરાબર બધબેસતાં રહે તેવું ધ્યાન દેવાની આવશ્યકતા છે.'

વળી આ ચિત્રો મધ્યેની પુરુષ તથા સ્ત્રીની આકૃતિઓના કપાળમાં ● આવા આકારનું, પુરુષોના કપાળમાં U આવા આકારનું અને કેટલાક દાખલાઓમાં ≡ ત્રણ લીટીઓ સહિતનું તિલક જોવામા આવે છે. સ્ત્રીના કપાળમાં ● આવા પ્રકારનું જે તિલક જોવામા આવે છે તે

પ્રજામાં આજે પણ જેમનું તેમ ચાલુ છે; પરંતુ પુરુષોના કપાળમાં U આવા પ્રકારનું જે તિલક જૂનાં ચિત્રોમાં જોવામાં આવે છે તે પ્રથા તે સમયના રીતરિવાજોનું સમર્થન ભલે કરતી હોય, પરંતુ આજે તે જૈનોમાંથી નાબૂદ થએલી હોવા છતાં પણ તેનું અનુકરણ વૈષ્ણવ સંપ્રદાયમાં જેમનું તેમ કાયમ રહ્યું છે. પ્રાચીન જૈન વિષયો સંબંધીનાં ચિત્રોમા તેમજ અમદાવાદમા નાગજી ભુદરની પોળના દેરાસરના ભૂમિગૃહમાં આવેલી વિ.સં. ૧૧૦૨ (ઇ.સ. ૧૦૪૫)ની ધાતુની જિનમૂર્તિના તથા પંદરમા સૈકાના ધાતુના બે પંચતીર્થના પટોમાંની જિનમૂર્તિના કપાળમાં પણ આવા U પ્રકારનું તિલક મળી આવતું હોવાથી આપણે સહેજે અનુમાન કરી શકીએ છીએ કે પંદરમી સોળમી સદી સુધી તો ગુજરાતનાં પુરુષપાત્રો, પછી તે જૈન હો કે વૈષ્ણવ, પોતાના કપાળમાં આવા U પ્રકારનું તિલક કરતા હોવા જોઇએ. તે પ્રથા કયારે નાબૂદ થઇ તેનું ખરેખરૂં મૂળ શોધી કાઢવું મુશ્કેલ છે, પરંતુ એટલું તો ચોક્કસ છે કે મિ. મહેતા કહે છે તેમ. પ્રાચીન ચિત્રોમાં મળી આવનાં આવા U પ્રકારનાં તિલકો કોઇ સંપ્રદાયનાં દ્યોતક નહોતા[31] તીર્થંકરોનાં ચિત્રોમાં બંને પ્રકારનાં તિલકો મળી આવે છે. સાધુ અગર સાધ્વીના કપાળમાં કોઈ પણ જાતનું તિલક જોવામાં આવતું નથી. સાધુઓ અને સાધ્વીઓનાં કપડાં પહેરવાની રીત તદ્દન જુદી જ દેખાઇ આવે છે, કારણકે સાધુઓનો એક ખભો અને માથાનો ભાગ તદ્દન ખુલ્લો-વસ્ત્ર વગરનો હોય છે; જ્યારે સાધ્વીઓનો પણ માથાનો ભાગ ખુલ્લો હોવા છતા તેઓનું ગરદનની પાછળ અને આખું શરીર કાયમ કપડાથી આચ્છાદિત થએલું હોય છે. પ્રાચીન ચિત્રોમા રાજમાન્ય વિદ્વાન સાધુઓ સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા દેખાય છે, તે એ સમયની પ્રથાની રજુઆત ચિત્રકારે ચિત્રમા કરી બતાવ્યાની સાબિતી છે.[32]

મોગલ સમય પહેલાના એક પણ જૂના ચિત્રમા સ્ત્રીઓના માથા ઉપર ઓઢણું અગર સાડી ઓઢેલી જણાતી નથી. સ્ત્રીઓ ચોળી પહેરે છે, પણ તેઓના માથાનો ભાગ તદ્દન ખુલ્લો હોય છે. આ ઉપરથી ગુજરાતમા સ્ત્રીઓએ માથે ઓઢવાનો ચાલ મોગલ રાજ્ય પછીથી શરૂ થએલો હોય એમ લાગે છે. મોગલ સમય પહેલાંના દરેક ચિત્રમા સ્ત્રીઓની માફક પુરુષોને પણ લાંબા વાળ હોય છે અને તેઓએ અંબોડા વાળેલા જૂના ચિત્રોમા દેખાઇ આવે છે. વળી પુરુષો દાઢી રાખતા અને કાનમા આભૂષણો પણ પહેરતા.[33] સ્ત્રીઓએ માથે ઓઢવાનો અને પુરુષોએ ચોટલા તથા દાઢી કાઢી નખાવવાનો રિવાજ મોગલ રાજ્ય અમલ પછીથી જ ગુજરાતમાં પડેલો હોય એમ લાગે છે.

---

૩૧ જુઓ ટિ. ૧. લેખ નં. ૨૩

૩૨ 'એક દિવસ પ્રાતઃકાળને વિષે કુમારપાળ ૭૨ સામંતો, ૩૬ રાજકુળો અને બીજા અનેક કવિ, વ્યાસ, પુરોહિત, રાજગુરુ, મંત્રી વગેરે પરિજન સહિત રાજસભામા સુવર્ણના પુરુષપ્રમાણ આસન ઉપર બેઠેલો હતો, તેવામાં તેણે કાંચનમય આસન ઉપર બેઠેલા હેમચન્દ્રાચાર્યને કહ્યું. . .'—કુમારપાલ પ્રબંધ ભાષાંતર, પૃષ્ઠ ૧૦૯

૩૩ 'આ પુરુષને માથું તો છે નહિ અને આ બધીઓ એનાં કેશાદિ લક્ષણ કહે છે એ મોટું આશ્ચર્ય છે, એમ વિચારી કુમારપાળે તેમને પૂછ્યું, એટલે તેમણે તેમને કહ્યું કે હે નરોત્તમ સાંભળો . . . પૃષ્ઠે ઘસારો છે તેથી વેણીનુ અનુમાન થાય છે, સ્કંધે ઘસારા છે તેથી કર્ણાભરણની લક્ષ્મી પ્રકટ થાય છે, છાતી બધી ગૌર છે, તે ઉપરથી લાંબી દાઢી હશે એમ જણાય છે વગેરે'
—કુમારપાળ ચરિત્ર ભાષાતર પા. ૪૧ ચારિત્રસુંદરગણિકૃત—(પંદરમી સદી)

## ગુજરાતની તાડપત્રની પ્રાચીન કળા

### તાડપત્રનો સમય [ઇ. સ. ૧૧૦૦ (અગર તેનાથી પ્રાચીન)થી ઈ. સ. ૧૪૦૦ સુધી]

ગુજરાતની પ્રાચીન તાડપત્રની કળાને આપણે બે વિભાગમાં વહેંચી નાખી છે. અગાઉ આપણે જોઇ ગયા કે 'પાટણના ગૂર્જર રાજ્યની સ્થાપના મુખ્યત્વે જૈનોના સહકારથી થએલી છે. જૈન ધર્મ તથા જૈન શ્રમણોને મળતા રાજ્યાશ્રયથી દસમાથી તેરમા શતક સુધીમા જૈન શ્રમણોએ ગુજરાતના પાટનગરમાં તથા અન્ય સ્થળોએ રહીને ઘણા અગત્યના ગ્રંથો રચીને ગુજરાતનું સાહિત્ય ઉત્પન્ન કરેલું છે. જૈન શ્રમણોએ રચેલું સાહિત્ય બાદ કરીએ તો ગુજરાતનું સાહિત્ય અત્યંત ક્ષુદ્ર દેખાશે. સાહિત્યપ્રવૃત્તિ પુસ્તકોના સંગ્રહ વગર અશક્ય છે અને તેથી જ જૈનોએ પોતાના ધાર્મિક સાહિત્ય ઉપરાંત બૌદ્ધ તથા બ્રાહ્મણ ગ્રંથો પાટણ, ખંભાત, જેસલમીર વગેરેનાં સ્થળોએ આવેલા જ્ઞાનભંડારોમાં સંગ્રહેલા હતા; અને આ ભંડારોના લીધે જ બૌદ્ધો તથા બ્રાહ્મણોના પ્રાચીન ગ્રંથો, જે કોઈ પણ ઠેકાણેથી મળે નહિ તેવા, આજે ઉપલબ્ધ થએલા છે.'

ગુજરાતના મહારાજા સિદ્ધરાજ જયસિંહદેવ કે કુમારપાળ પહેલાં જૈન ગ્રંથભંડારો હતા કે નહિ અને હતા તો ક્યાં હતા તેની આજે માહિતી મળી શકતી નથી; છતાં જૈન ગ્રંથો તો છેક વિક્રમની છઠ્ઠી સદીમા લખાયા હતા (દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમયમા) એ નિર્વિવાદ છે; અને પછીથી ભારત પર અનેક વિદેશી હુમલાઓ થયા હતા તેથી, તેમજ છઠ્ઠા, સાતમા ને આઠમા સૈકામાં બૌદ્ધોનું જામેલું જોર, કુમારિલ ભટ્ટ અને ત્યારપછી શંકરાચાર્યનો ઉદ્ભવ, સને ૭૧૨મા આરબોનું સિંધ દેશનુ જીતી લેવું વગેરે અનેક કારણોથી અગ્નિ, જલ અને જંતુઓના ઉપદ્રવને વશ થઈ તે ઘણે ભાગે નાશ થયા હતા. વિ. સં. ૯૨૭માં લખાએલી કલ્પસૂત્રની પ્રત ઉપરથી વિ. સં. ૧૪૨૭માં નકલ કરાએલી તાડપત્રની એક પ્રત અમદાવાદમાં ઉજમફોઇની ધર્મશાળાના ગ્રંથભંડારમાં આવેલી છે. ત્યાર પછી 'ગૂર્જરેશ્વર કુમારપાળે' એકવીસ[34] અને ધોળકાના રાણા વીરધવલના પ્રસિદ્ધ મંત્રી વસ્તુપાલે અઢાર કરોડના ખર્ચે મોટા ત્રણ ભંડારો સ્થાપેલા હતા. પરતુ અત્યંત દિલગીરીની વાત છે કે આ મહત્ત્વના ગ્રંથભંડારો પૈકીનું એક પણ પુસ્તક આજે પાટણના ભંડારોમા જોવામાં નથી આવતું. આના કારણમા ઊતરતા જણાય છે કે કુમારપાળની ગાદીએ આવનાર અજયપાલ જૈનો અને જૈન ધર્મનો એટલો બધો દ્વેષી બન્યો હતો કે જૈન સાહિત્યનો નાશ કરવામાં તેણે પોતાનાથી બનતી બધી કોશિષ કરી હતી. આથી ઉદયન નામના જૈન મંત્રીના પુત્ર આમ્રભટ્ટ તથા બીજાઓ તે સમયે પાટણથી ગ્રંથભંડાર ખસેડી જેસલમીર લઇ ગયા હતા. જેસલમીરના ગ્રંથભંડારો મધ્યેની તાડપત્રની પ્રતો મુખ્યત્વે પાટણની જ છે.'

**પ્રાચીન તાડપત્રની કળાનો પ્રથમ વિભાગ** [વિ. સં. ૧૧૫૭ થી ૧૩૫૬ સુધી]

તાડપત્રની ચિત્ર વગરની જૂનામાં જૂની પ્રત વિ.સં. ૧૧૩૯મા લખાએલી મળી આવી છે, અને

---

૩૪ 'કુમારપાલ પ્રબંધ' ભાષાંતર પા. ૯૬ ૯૭.

મળી આવેલા જૂનામાં જૂના ચિત્રોના નમૂનાઓ શ્વેતાંબર સંપ્રદાયની 'નિશીથચૂર્ણીની' પ્રતમાં કે જે પ્રત પાટણના સંઘવીના પાડાના ભંડારમાં વિ.સં. ૧૧૫૭ (ઈ.સ. ૧૧૦૦)માં ગુજરાતના પ્રાચીન બંદર ભૃગુકચ્છ (ભરૂચ)માં લખાએલી મળી આવી છે. (લેખન વિ. ચિ. નં. ૧૨-૧૩). પછી ખંભાતના શાંતિનાથ ભંડારમાં આવેલી 'જ્ઞાતા અને બીજા ત્રણ અંગસૂત્ર'ની ટીકાવાળી પ્રતમાં બે ચિત્રો મળી આવ્યાં છે (ચિત્ર નં. ૮-૯) જેની તારીખ વિ.સં. ૧૧૮૪ (ઈ.સ. ૧૧૨૭) છે. આ બંને પ્રતો ગુજરાતના પ્રથમ મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવના રાજ્ય અમલ દરમ્યાન લખાએલી છે. ત્યાર પછી બે પ્રતો ગુર્જરેશ્વર કુમારપાળના રાજ્ય અમલ દરમ્યાનની મળી આવી છે. આ બે પ્રતો પૈકીની એક ખભાતના ઉપરોક્ત ભંડારમાથી મળી આવી છે, જેનો લખ્યા સંવત ૧૨૦૦ છે. કુમારપાળના રાજ્યારોહણનો સંવત ૧૧૯૯ ઇતિહાસપ્રસિદ્ધ છે.[૩૫] રાજ્યારોહણના બીજા જ વર્ષે લખાએલી આ પ્રતના છેલ્લા પાના ઉપર એક ચિત્રમાં ત્રણ વ્યક્તિઓ ચીતરેલી છે, (ચિત્ર નં. ૧૦-૧૧) જેમાં બે જૈન શ્રમણોની અને એક બે હાથની અંજલિ જોડીને ઊભેલી ગૃહસ્થની પ્રતિકૃતિ છે. મારી માન્યતા પ્રમાણે આ પ્રતિકૃતિઓ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ તથા તેમના શિષ્ય શ્રીમહેન્દ્રસૂરિની અને ઊભી રહેલી ગૃહસ્થની પ્રતિકૃતિ તે કુમારપાળની હોય એમ લાગે છે. બીજી પ્રત વિ. સં. ૧૨૧૮માં લખાએલી ઓઘનિર્યુક્તિ તથા બીજા છ ગ્રંથોની છે. આ પ્રત વડોદરાથી ચાર જ માઇલ દૂર આવેલા વડોદરા રાજ્યના તાબાના છાણી ગામના જૈન ગ્રંથભંડારમાંથી મળી આવી છે. આ પ્રતમાંના સોળ વિદ્યાદેવી, સરસ્વતી, લક્ષ્મી, અંબિકા તથા કપર્દિ અને અને બ્રહ્મશાંતિયક્ષનાં કુલ મળી એકવીસ ચિત્રો જૈન મૂર્તિવિધાન શાસ્ત્રની દૃષ્ટિએ ઘણા જ મહત્ત્વના છે. (ચિત્ર ન. ૧૬ થી ૩૬ અને ૩૮થી ૪૨). આના પછી. સંવત ૧૨૯૪માં લખાએલી 'ત્રિષષ્ટી શલાકા પુરુષચરિત્ર'ના દસમા પર્વની પ્રતમાં આવેલા છેલ્લાં ત્રણ ચિત્રોનો વારો આવે છે (ચિત્ર નં. ૧૨ થી ૧૪). આ ચિત્રો પૈકીના છેલ્લા એક ચિત્રને બાજુએ રહેવા દઇને બાકીના બે ચિત્રોને કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ તથા કુમારપાળના ચિત્ર તરીકે આજદિન સુધી ઓળખાવવામાં આવેલાં છે. આના પછી ખંભાતના શાન્તિનાથના જ ભંડારમાં આવેલી 'શ્રીનેમિનાથ ચરિત્ર'ની પ્રતમા આવેલા બે ચિત્રો (ચિત્ર ન. ૪૪ ૪૫) કે જેનો સમય વિ.સં. ૧૨૯૮નો છે, તેનો વારો આવે છે. ત્યાર પછી પાટણના સંઘવીના પાડાના ભંડારમાં આવેલી સંવત ૧૩૧૩માં લખાએલી કથારત્નસાગરની તાડપત્રની પ્રતમાંનાં બે ચિત્રો (ચિત્ર નં. ૪૬-૪૭) આવે છે. તે પછી સં. ૧૩૨૭માં લખાએલી 'શ્રાવક પ્રતિક્રમણ ચૂર્ણી'ની તાડપત્રની પ્રત કે જે અમેરિકાના બૉસ્ટન મ્યુઝિયમમા આવેલી છે[૩૬] તે મધ્યેના બે ચિત્રોનો ક્રમ આવે છે. ત્યાર પછી સંવત ૧૩૩૫મા લખાએલી પાટણના સંઘવીના પાડાના ભંડારની જ કલ્પસૂત્ર-કાલકકથાનાં બે ચિત્રો (ચિત્ર નં. ૫૦-૫૧) અને પછી સંઘના ભંડારની વિ.સં. ૧૩૩૬માં લખાએલી પ્રતનાં પાંચ ચિત્રો પૈકીનાં બે ચિત્રો (ચિત્ર નં. ૪૮-૪૯) જે આ ગ્રંથમાં રજુ કરવામાં આવ્યાં છે તે આવે છે. પછી આવે સં. ૧૩૪૫માં લખાએલી સુબાહુ કથા તથા બીજી સાત કથાઓની તાડપત્રની પોથી કે જેમાંનાં ત્રેવીસ ચિત્રો

---

૩૫ 'કુમારપાલ પ્રબંધ' ભાષાંતર પા ૮૬

૩૬ ટિ. ૧ લેખ ન. ૮ તથા ૧૪.

પૈકીનાં આઠ ચિત્રો (ચિત્ર નં. ૫૨ થી ૫૯) અત્રે રજુ કર્યાં છે. ગુજરાતની જૈનાશ્રિત કળાનાં ચિત્રોમાં કુદરતી દશ્યોની રજુઆત પહેલવહેલી આ પ્રતમાં કરેલી માલુમ પડે છે. વળી ખંભાતના શાંતિનાથના ભંડારની 'પર્યુષણા કલ્પ'ની પ્રત મધ્યેનાં બે ચિત્રો પૈકીનું એક ચિત્ર (ચિત્ર નં. ૧૦૪) તથા ઉત્તરાધ્યયન સૂત્રની પ્રત મધ્યેનાં ચારે ચિત્રો (ચિત્ર નં. ૬૨ થી ૬૫) કે જેનો સમય લગભગ તેરમા સૈકાનો હોવાનો સંભવ છે તે પણ અત્રે રજુ કરવામાં આવેલાં છે. અને છેલ્લે પાટણના સંઘવીના પાડાના ભંડારની ઋષભદેવ ચરિત્રની પ્રત મધ્યેનાં બે ચિત્રો (ચિત્ર નં. ૬૦-૬૧) અત્રે રજુ કર્યાં છે. આમ, તાડપત્રની પ્રાચીન કળાના બે વિભાગ પૈકીનો પ્રથમ વિભાગ અત્રે સમાપ્ત થાય છે. આ પ્રથમ વિભાગનાં સઘળાં યે ચિત્રો ગુજરાતના સ્વતંત્ર સોલંકી અને વાઘેલા વંશના હિંદુ રાજવીઓના રાજ્ય અમલ દરમ્યાનમાં ચીતરાએલાં છે, તેથી જ આ ચિત્રોમાં કોઈ પણ જાતનું પરદેશી કળાનું મિશ્રણ જોવામાં આવતું નથી. ગુજરાતની સ્વતંત્ર હિંદુ સત્તાનો અંત વિ.સં. ૧૩૫૬મા ગુજરાતના છેલ્લા હિંદુ રાજવી કરણ વાઘેલાના સમયમાં થયો તે સાથે જ તાડપત્રની પ્રાચીન કળાના પ્રથમ વિભાગનો પણ અંત આવે છે.

**પ્રાચીન તાડપત્રની કળાનો દ્વિતીય વિભાગ** [વિ. સં. ૧૩૫૭ થી ૧૫૦૦]

ગુજરાતની જૈનાશ્રિત કળાના તાડપત્રીય ચિત્રોના દ્વિતીય વિભાગની શરૂઆત વિ.સં. ૧૩૫૭થી થાય છે. પરંતુ જેના ઉપર તારીખ નોંધાએલી છે એવી તાડપત્રની ચિત્રવાળી પ્રત વિ.સં. ૧૪૨૭થી પહેલાંની મળી નથી. ગુજરાતની જૈનાશ્રિત કળાના તાડપત્ર ઉપરનાં સુંદરમાં સુંદર ચિત્રો આ સમય દરમ્યાનનાં જ મળી આવે છે. વિ.સં. ૧૪૨૭માં લખાએલી પ્રત અમદાવાદના ઉજમફોઇની ધર્મશાળાના ગ્રંથભંડારમા આવેલી છે. જેમાં ૭ ચિત્રો ચીતરેલાં છે (ચિત્ર નં. ૬૭થી ૭૨ અને ૭૯ થી ૮૧). આ પ્રત કલ્પસૂત્ર અને કાલકકથાની છે. તેમા ખાસ વિશિષ્ટતા તો એ છે કે તે વિ. સં. ૯૨૭ની પ્રત ઉપરથી નકલ કરાએલી છે, કારણકે નકલ ઉતારનારે તારીખ તેની તે કાયમ રાખી છે. બીજી એક પ્રત આ સમયની, તારીખ વગરની, ઇડરના શેઠ આણંદજી મંગળજીની પેઢીના તાબાના ગ્રંથભંડારમાં આવેલી છે, જેમા લગભગ ચિત્રો ૩૪ છે તેમાંથી ૨૩ ચિત્રો આ ગ્રંથમા રજુ કરવામા આવ્યાં છે. (ચિત્ર નં. ૭૭, ૭૮ તથા ૮૨ થી ૧૦૩ અને ૧૦૯ થી ૧૧૨ સુધી). તાડપત્રની પ્રત ઉપર સોનાની શાહીથી ચીતરેલાં ચિત્રો હજુ સુધી આ એક જ પ્રતમાં મારા જોવામાં આવ્યાં છે. કલ્પસૂત્રના વધુમાં વધુ ચિત્રપ્રસંગો આ પ્રતમાં મળી આવે છે. ત્રીજી એક પ્રત તાડપત્રનાં ચિત્રોમાં સુંદરમા સુંદર ચાર ચિત્રોવાળી 'સિદ્ધહૈમ વ્યાકરણ'ની પાટણના સંઘના વખતજીની શેરીના ભંડારમાં આવેલી છે (ચિત્ર નં. ૧૦૫ થી ૧૦૮). તાડપત્રીય ચિત્રોનો સંપૂર્ણ વિકાસ ઉપરની ત્રણ પ્રતોમાં ઉત્તરોત્તર વધતો દેખાય છે. ઇડરની 'કલ્પસૂત્ર'ની પ્રત તથા પાટણની 'સિદ્ધહૈમ'ની પ્રત ઉપર લખાવ્યાની તારીખ વગેરેનો ઉલ્લેખ કરવામા આવેલો નથી, પરંતુ ગુજરાતની જૈનાશ્રિત કળાના બારીક નિરીક્ષકને તરત જ જણાઇ આવે છે કે ઇડરની પ્રતનાં ચિત્રોમાંનું સંપૂર્ણ રેખાંકન, સોનાની શાહીનો છૂટથી ઉપયોગ અને લિપિનો મરોડ વગેરે સાબિતી આપે છે કે તે ચૌદમી સદીથી વધુ પ્રાચીન તો નથી જ. જ્યારે ચાર 'સિદ્ધહૈમ'ની પ્રતમાનાં ચિત્રો પૈકી બે ચિત્રોમાં મંત્રી કર્મણ તથા તેના ભાઇઓ શા. વિક્રમસિંહ, શા. રાજસિંહ તથા તેના

શ્રી પરિવાર આદિની પ્રતિકૃતિઓ મળી આવી છે. મંત્રી કર્મણે પંદરમી સદીમાં થઈ ગએલા આચાર્યશ્રી સોમજયસૂરિને અમદાવાદથી આવતાં આગ્રહ કરતાં મહીસમુદ્રને વાચક પદ અપાવ્યું હતું (જુઓ ગુરુગણુરત્નાકર કાવ્ય). પરંતુ આ પ્રતની ચિત્રકળા તેરમા અગર ચૌદમા સૈકાથી અર્વાચીન તો નથી જ તેથી પ્રત લખાવનાર કર્મણ બીજા હોવા જોઇએ.

## ગુજરાતની કપડાં ઉપરની જૈનાશ્રિત કળા

આ બીજા વિભાગના સમય દરમ્યાનનાં કપડાં ઉપર ચીતરેલાં ચિત્રો પણ મળી આવે છે. કપડાં ઉપરનાં ચિત્રો પૈકીનું પ્રાચીનમાં પ્રાચીન એક ચિત્ર પાટણના સંઘના ભંડારમાં આવેલી 'ધર્મવિધિપ્રકરણ અને કચ્છૂલી રાસ'ની ખાદીના બે ટુકડા ચોટાડીને તૈયાર કરેલી પ્રતિ ઉપર માત્ર સરસ્વતી દેવીની ચીતરેલી સાદી આકૃતિનું છે (લેખન વિ. ચિ. નં. ૭). આનો લખ્યા સંવત ૧૪૦૮ છે. ત્યાર પછીના ક્રમમાં પ્રવર્તક કાંતિવિજયજીના પ્રશિષ્ય મુનિમહારાજ શ્રીજશવિજયજીના સંગ્રહમાં સંવત ૧૪૫૩ (ઇ.સ. ૧૩૯૬)માં લખાએલો 'સંગ્રહણી'નો કપડાં ઉપરનો પટ આવે છે, જેમાંની આકૃતિઓ બહુ જ ઘસાઈ ગએલી હોવાથી તેના નમૂનાઓ અત્રે રજુ કરી શકયો નથી. પછી મંઘવીના પાડાના ભંડારમાં સંવત ૧૪૯૦(ઈ.સ. ૧૪૩૩)માં ચાપાનેર મુકામે લખાએલા 'પંચતીર્થી પટ'નો વારો આવે છે. એ પટ પાવાગઢ ઉપરનાં જૈન શ્વેતાંબર મંદિરોની તે સમયની હયાતીના ઐતિહાસિક પુરાવા રૂપ છે. મુનિશ્રી પુણ્યવિજયજી પોતાના 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા' નામના લેખના પૃ. ૨૭ ની ફુટનોટ ૩૩માં જણાવે છે તે પ્રમાણે, આ ચિત્રપટનો પરિચય શ્રીયુત એન. સી. મહેતાએ ફોટોગ્રાફ સાથે ઈ.સ. ૧૯૩૨ના 'ઇન્ડિયન આર્ટ ઍન્ડ લેટર્સ'ના પૃષ્ઠ ૭૧-૭૮માં A picture-roll from Gujarat (A.D. 1433) શીર્ષક લેખમાં આપેલો હોવાથી અને તે મૂળ પટ શ્રીયુત મહેતા પાસે જ હોવાથી તેના ચિત્રો અત્રે રજુ કરી શકાયા નથી, પરતુ આ ઐતિહાસિક પટ મુનિશ્રી પુણ્યવિજયજીએ પાછો મંગાવી લઇને ભંડારના વહીવટદારોને સુપ્રત કરવાની જરૂરિયાત છે, કારણકે આજે પાવાગઢ ઉપર એક પણ શ્વેતામ્બર જૈન મંદિર હસ્તીમાં નથી. ઇતિહાસવેત્તાઓએ આ સબંધી તપાસ કરીને પાવાગઢ ઉપરના શ્વેતાંબર સંપ્રદાયનાં જૈન મંદિરોનું સ્થાન દિગંબર જૈન મંદિરોએ ક્યારથી અને ક્યારે લીધું તે બહાર લાવવાની જરૂર છે.

શ્રીયુત મહેતાએ આ ચિત્રપટનો પરિચય કરાવતા જે ગંભીર અને અક્ષમ્ય ઐતિહાસિક ભૂલો કરી છે તે નીચે પ્રમાણે છે:

'But it (Champaner) was once an important military centre of Western Gujarat under its Hindu sovereign Vanaraja Chavada and his famous Jaina minister Shilguna Suri. The inscribed images of both these important personages in the history of Gujarat are preserved in the

**Panchasara temple at Patan.'—Page 72.**[37] અર્થાત્—'તે (ચાંપાનેર), હિંદુ રાજા વનરાજ ચાવડા અને તેના પ્રસિદ્ધ મંત્રી શીલગુણસૂરિના સમયમા પશ્ચિમ ગુજરાતનું એક મહત્ત્વનું લશ્કરી થાણું હતું. આ બંને ઐતિહાસિક અને મહત્ત્વની વ્યક્તિઓની બે મૂર્તિઓ પાટણના પંચાસરા (પાર્શ્વનાથના જૈન) મંદિરમાં છે.'

ગુજરાતના ઇતિહાસથી પરિચિત એકે એક વ્યક્તિ જાણે છે કે જૈનાચાર્ય શીલગુણસૂરિ તે ગૃહસ્થ મંત્રી નહી પણ ત્યાગી જૈન યતિ અને વનરાજના ધર્મગુરુ હતા. તેના પ્રખ્યાત મંત્રીનું નામ તો ચંપક શ્રેષ્ઠિ (ચાંપા વાણીઆના નામથી પ્રસિદ્ધ) હતું, કે જેની બહાદુરીથી વનરાજ અણહિલપુર પાટણની ગાદી સ્થાપી શક્યો હતો અને તેના જ નામ ઉપરથી ચાંપાનેર નામ પાડવામાં આવ્યું હતું. 'આ બંને વ્યક્તિઓની મૂર્તિઓ પાટણના પંચાસરા પાર્શ્વનાથના દેરાસરમાં છે' એમ જે તેઓ જણાવે છે તે વાત પણ બરાબર નથી. પાટણના પંચાસરા પાર્શ્વનાથના જૈન મંદિરમાં જે મૂર્તિઓ છે તે પૈકીની એક આચાર્યશ્રી શીલગુણસૂરિના શિષ્ય શ્રી દેવચંદ્રસૂરિની છે (ચિત્ર. નં. ૩) અને બીજી મહારાજાધિરાજ વનરાજ ચાવડાની છે (ચિત્ર નં. ૭). વનરાજની સાથેની બાજુ ઉપરની જે મૂર્તિને ઘણા વિદ્વાનો તેના મંત્રી ચાંપાની મૂર્તિ તરીકે ઓળખાવે છે તે મૂર્તિ વાસ્તવિકરીતે ચાંપાની નહિ પણ મંત્રી આસાકની છે, જે તેના પુત્ર ઠક્કુર અરિસિંહે કરાવીને ત્યા સ્થાપન કર્યાનો ઉલ્લેખ પ્રસ્તુત મૂર્તિની નીચે જ છે.

વળી પ્રસ્તુત લેખની અંદર પાના ૭૪ ઉપર ચિત્ર નંબર ૪ના પ્રસંગનું વર્ણન કરતાં તેઓ જણાવે છે કે:

**'At the top of the picture on the right is a group of three figures: the man is blowing a pipe, while another is offering a flask (of wine?), and the woman a bunch of flowers.'** અર્થાત્—ચિત્રને મથાળે જમણી બાજુએ ત્રણ આકૃતિઓ છે: એક પુરુષ શરણાઈ વગાડે છે, બીજાના હાથમાં પાનપાત્ર (મદિરાનું?) છે અને સ્ત્રીના હાથમાં ફુલોનો ગુચ્છ છે.'

ઉપરના ચિત્રના પ્રસંગમાં શ્રી મહેતા જમણી બાજુની ત્રણ આકૃતિઓ પૈકીની બીજી આકૃતિના હાથમા 'પાનપાત્ર (મદિરાનું પ્યાલું?)' હોવાનું જણાવે છે તે અસંભવિત—નહિ બનવા જેવી વાત છે. તેમના જેવા (પોતે જ પ્રસ્તુત લેખમાં કહે છે તેમ પોરવાડ જ્ઞાતિમા જન્મ લીધાનું અભિમાન ધરાવનાર) વિદ્વાન મહાશય કે જેઓ નિરંતર જૈનોના સહવાસમાં આવે છે તેમના મગજમાં જિનમંદિરમાં ચીતરેલી આકૃતિના હાથમાં 'મદિરાનું પ્યાલુ?' હોવાની કલ્પના પણ શી રીતે આવી હશે તેની કાઇ સમજણ મને પડતી નથી. વાસ્તવિક રીતે એ ત્રણે આકૃતિઓના હાથમાં જિનપૂજાની સામગ્રી જ છે અને તે નીચે મુજબ છે:

'ત્રણ આકૃતિઓ પૈકી એક પુરુષ આકૃતિના હાથમા તો શરણાઇ (એક જાતનું વાજીંત્ર)

---

૩૭ ટિ. ૧ લેખ નં. ૨૫

છે તે આપણે ઉપર જણાવી ગયા. બીજી આકૃતિના હાથમાં પાનપાત્ર—ઝારી—પૂજન માટેનો કલશ (કે જે જિનમૂર્તિના અંગે પ્રક્ષાલન કરવા માટે આજે પણ ઉપયોગમાં લેવામાં આવે છે તે) છે અને ત્રીજી આકૃતિના હાથમાં ફૂલોનો ગુચ્છ છે.'

**વસંતવિલાસ**

વિ. સં. ૧૫૦૮માં લખાએલું 'વસંતવિલાસ' નામનું એક શૃંગારિક સચિત્ર કાવ્ય મૂળે કોઈ જૈન ગ્રંથભંડારનું અગર કોઈ જૈન સાધુ પાસેનું ખીજડાની પોળના એક શાસ્ત્રીની પોથીઓ વેચાતી હતી તેની સાથે ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષરરત્ન દીવાન બહાદુર શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવને મળી આવ્યું હતું. આ કાવ્ય ખેળવાળા સુંવાળા કપડાના ચીરા ઉપર આસરે ચોરાશી તકતીમાં ઉતારેલું છે. પ્રત્યેક તકતીના આરંભે જૂની ગુજરાતીમાં એક તૂક તથા તે પછી કેટલાક સંસ્કૃત પ્રાકૃત શ્લોક આપેલા છે, અને તે ઉતારાની નીચે પ્રસંગને લગતું ગુજરાતની જૈનાશ્રિત કળાની ઢબનું ચિત્ર આલેખેલું છે.[૩૮] કાવ્યની નકલ ધોળી ભોંય ઉપર લાલ, કાળી તથા ભૂરી શાહીથી અને ક્વચિત કિરમજી ભોંય ઉપર સોનેરી શાહીથી, પડિમાત્રા વાળી જૈન દેવનાગરી લિપિમાં ઉતારેલી છે. લાલ, કાળી અને ભૂરી શાહીનાં લખાણ સુવાચ્ય છે, પરંતુ સોનેરી શાહીને ઘસારો લાગ્યો હોવાથી એનું લખાણ ઝાંખું પડી ગયું છે. આરંભની છએક તકતીઓ નાશ પામી છે. ઓળીઆને છેડે નીચે પ્રમાણે પ્રશસ્તિ લખેલી છે:

शुभं भवतु लेखक-पाठकयो ॥छ॥छ॥ श्री गूर्जर श्रीमालवंसे साहश्रीदेपालसुत-साहश्रीचंद्रपाल-आत्लपठनार्थं॥ श्रीमन्नृप-विक्रमार्क-समयातीत संवत १५०८ वर्षे महामांगल्य-समाद्रपद शुदि ५ गुरौ अद्येह श्रीगूर्जरधरित्र्यां महाराजाधिराजस्य पातशाह-श्रीअहमदसाहकुतुबदीनम्य विजय-राज्ये श्रीमदहम्मदावाद-वास्तुस्थाने आचार्य-रत्नागरेण लिखितोऽयं वसंत विन्दास:॥छ॥छ॥

આ પટ કપડાના લાંબા ટીપણા રૂપે લખેલો છે. આજે પણ કેટલાક વૃદ્ધ જ્યોતિષીઓ ટીપણા રૂપે જન્મોત્રીઓ તૈયાર કરે છે. આ પટની લંબાઈ ૩૬॥ ફુટ અને પહોળાઈ ડાબા હાથ તરફ એક ઇંચ તથા જમણા હાથ તરફ પોણા ઇંચના હાસીઆ સુદ્ધાં ૯-૨ ઇંચ છે.

'વસંતવિલાસ ચમક ચમક થતી ચાંદણીના જેવું કાવ્ય છે. એ નરસિંહ મહેતાના સમયની જૂની ગુજરાતીમાં રચાએલું છે. કવિની બાની અત્યંત મધુર અને ભાવભરી છે. ઉજ્જવળ શબ્દાલંકાર અને અર્થાલંકાર તેના માધુર્યનું અને રસનું પોષણ કરે છે. શૈલી સંસ્કારી છે. રસિક કર્તાનું નામ નથી મળતું એટલો મનને અસંતોષ રહે છે.'[૩૯]

પ્રસ્તુત કાવ્ય અમદાવાદમાંથી મળી આવેલી એક પ્રતને આધારે સૌથી પ્રથમ 'ગુજરાત શાળાપત્ર'ના ૩૧મા પુસ્તકમાં ઇ.સ. ૧૮૯૨મા, પા. ૮૯ થી ૯૫, ૧૧૩ થી ૧૧૬, ૧૩૫ થી ૧૩૮, ૧૬૨ થી ૧૬૭ તથા ૧૯૩ થી ૧૯૬ ઉપર કકડે કકડે દી.બ. કેશવલાલ ધ્રુવે છપાવ્યુ હતું. ત્યાર

---

૩૮ આ ચિત્રોને સ્થાનિક (ગુજરાતની) શૈલીના ચિત્રો તરીકે સર્વથી પ્રથમ ઇ.સ ૧૯૨૨મા સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત રવિશંકર રાવળે ઓળખાવ્યાં હતાં. જુઓ 'હાજીમહમ્મદ-સ્મારક-ગ્રંથ' પા. ૧૮૮.

૩૯ જુઓ 'વસંતવિલાસ' નામનો દી. બ ધ્રુવનો 'હાજીમહમ્મદ-સ્મારક-ગ્રંથ'માંનો લેખ, પા. ૧૮૭–૧૮૮.

પછી બીજી એક પ્રત ડેક્કન કૉલેજના સરકારી સંગ્રહમાંથી **વસંતવિલાસ** ના એકલા કાવ્યની તેઓએ પાછળથી મેળવી, અને તેના આધારે ઇ.સ. ૧૯૨૨માં 'હાજીમહમ્મદ-સ્મારક ગ્રંથ'માં પાના ૧૮૭થી ૧૮૮માં બધા યે શ્લોકો અર્થ સાથે પ્રસિદ્ધ કર્યા. આ પટનાં ચિત્રોની 'ગુજરાતની કળા' તરીકે સૌથી પ્રથમ શ્રીયુત રવિશંકર રાવળે તે જ લેખની સંપાદકીય નોંધમાં ઓળખાણ કરાવી. વળી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી ઇ.સ. ૧૯૨૭માં પ્રસિદ્ધ કરવામાં આવેલા 'પ્રાચીન ગુર્જર કાવ્ય' નામના ગ્રંથમાં પાના ૧૫થી ૨૩માં બીજી પ્રત મેળવીને શુદ્ધ કરી તૈયાર કરેલા ૮૬ શ્લોકો મૂળ પ્રાચીન ગુજરાતી ભાષામાં અને પ્રસ્તુત ગ્રંથના પરિશિષ્ટમાં **વસંતવિલાસ** ના પટમાં ઉતારેલા સંસ્કૃત-પ્રાકૃત શ્લોકો પાના ૧૪૫ થી ૧૫૮માં તેઓએ પ્રસિદ્ધ કર્યા.

ધ્રુવ સાહેબનો આ પટ તથા તેઓના પ્રસ્તુત લેખોનો મુખ્ય આધાર લઇને શ્રી નાનાલાલ સી. મહેતાએ આ ટીપણાની કળા ઉપર પહેલવહેલો એક લેખ અંગ્રેજી ભાષામાં Rupam ત્રૈમાસિકના ઇ.સ. ૧૯૨૫ના અંક ૨૨ અને ૨૩ના પાના ૬૧થી ૬૫માં પ્રસિદ્ધ કર્યો; ત્યાર પછી બીજો લેખ The Studies in Indian painting નામના ગ્રંથના બીજા પ્રકરણમાં Secular Painting in Gujarat—XVth Century નામનો પાના ૧૫થી ૨૮માં લખ્યો; અને ત્રીજો વિસ્તૃત લેખ Gujarati Painting in the Fifteenth century નામના India Sociey તરફથી ઇ.સ. ૧૯૩૧માં પ્રસિદ્ધ થએલા પુસ્તકમાં લખ્યો અને એ રીતે આ પટનાં ચિત્રોની ઓળખાણ જગતને કરાવી.

પ્રસ્તુત લેખોમાં આ બંને વિદ્વાન મહાશયો તરફથી આ ચિત્રો ચીતરાવનારને તથા તેના કાવ્યના કર્તાને, તે જૈન હોવા છતાં જૈનેતર સાબિત કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, જે નીચે પ્રમાણે છે:

૧ 'આ શૃંગારી કાવ્યનો કર્તા અંધારપછેડો ઓઢી અગોચર રહ્યો છે, તેથી તેની જાતભાત વિષે કલ્પના કરવી જોખમભરેલી છે; તથાપિ વસંતવિલાસમાં કડીએ કડીએ જે જીવનનો ઉલ્લાસ ઉભરાઇ જાય છે તે ઉપરથી અટકળ થાય છે કે તે કવિ સંસારથી કંટાળેલો વિરાગી નહિ, પણ વિશ્વના વૈભવમાં પરિપૂર્ણ રસ લેનારો રાગી પુરુષ હશે. વસંતના વર્ણનનું કાવ્ય હોવા છતાં તેણે તેને ફગુ સંજ્ઞા આપી નથી; ત્યમ વળી સમગ્ર કાવ્યમાં કોઇપણ સ્થળે જૈન ધર્મનો સુવાસ સ્ફુરતો નથી. તેથી એ જૈનેતર એટલે વૈદિક કવિ હોય. પ્રસ્તુત કાવ્યની ચોત્રીસમી કડીની છાયા પંડિત કવિ રત્નેશ્વરના દ્વાદશ માસમાં દૃષ્ટિ ખેંચે છે.'[૪૦]

2 'Men and Women decorated the ears with Karna-Phool (large circular ear-rings) and both put Vaishnavite symbols on the forehead.—Mehta (23) p. 20. અર્થાત્-પુરુષો અને સ્ત્રીઓએ કર્ણફૂલથી કાનને શણગારેલા છે અને બંનેના કપાળ ઉપર વૈષ્ણવતાનું ચિહ્ન (જોવામા આવે) છે.

પ્રસ્તુત ઉલ્લેખોમાં આ કાવ્યના કર્તા સંબંધી માન્યવર ધ્રુવ સાહેબ આપણી સામે એક

---

૪૦ પ્રાચીન ગૂર્જર કાવ્યની પ્રસ્તાવના પા. ૧૪-૧૫

કલ્પના રજુ કરે છે કે 'વસંતવિલાસમાં કડીએ કડીએ જે જીવનનો ઉલ્લાસ ઉભરાઇ આવે છે તે ઉપરથી અટકળ થાય છે કે તે કવિ સંસારથી કંટાળેલો વિરાગી નહિ પણ વિશ્વના વૈભવમાં પરિપૂર્ણ રસ લેનારો રાગી પુરુષ હશે.' તેઓશ્રીની આ કલ્પનાનો સ્વીકાર કરતાં પહેલાં આપણે ઉપલબ્ધ જૈન સાહિત્યકૃતિઓમાં જૈન ત્યાગીઓએ આવી જાતનાં શૃંગારિક કાવ્યોની રચના કરેલી મળી આવે છે કે નહિ તે પહેલાં તપાસી લઇએ.

૧ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનાં પ્રાચીન જૈન કથાનકોના ગ્રંથોમાં શૃંગારરસનું અદ્દભુત વર્ણન કરેલું મળી આવે છે.

૨ સોળમા સૈકામાં થએલા વાચક કુશલલાભે 'ઢોલા મારવણીની કથા' સંવત ૧૬૧૭ના વૈશાખ સુદ ૩ ને ગુરુવારના રોજ અને 'માધવાનલ કામકુંડલા ચોપાઇ-રાસ'[૪૧]ની રચના રાવલ હરરાજજીના કુતૂહલ ખાતર કરી છે. આ બંને કૃતિઓમાં શૃંગારસની જમાવટ કોઇ અદ્વિતીય પ્રકારની છે.

૩ સંવત ૧૬૧૪માં શ્રી જયવંતસૂરિએ શીલવતીના ચરિત્રરૂપે (અભિનવ) શૃંગારમંજરી એ નામની છટાદાર શૃંગારિક કૃતિ રચી છે.

૪ સંવત ૧૬૩૯માં કવિ બિલ્હણની પચાશિકા નામની પ્રેમકથા વર્ણવવા સારંગે ચોપાઇની રચના કરી છે.

૫ ઉપરોક્ત બધી યે કૃતિઓને ટપી જાય એવી કોકશાસ્ત્ર (કોક ચઉપચઇ)ની રચના નર્બુદાચાર્ય નામના જૈન યતિએ (સાધુપણામાંથી પતિત થયા પછી યતિપણામાં) કરી છે.

પ્રસ્તુત નોંધો ઉપરાંત આગળ કહેવામાં આવશે તે અનુસાર જૈનોમાં તેની ખ્યાતિ પણ વધારે હોવાથી તેનો કર્તા જૈન જ હોય તેમાં કશું જ અસંભવિત નથી; એટલે દી. બ. ધ્રુવ સાહેબ તથા શ્રીયુત મહેતાની કલ્પના અસ્થાને હોય એવું સ્પષ્ટ ભાસે છે.

જેમ કુશલલાભ વાચકે રાવલ હરરાજજીના કુતૂહલ ખાતર 'માધવાનલ કામકુંડલા ચોપાઇ-રાસ' તથા 'ઢોલા મારવણીની કથા' રચી, તેમજ સંભવે છે કે 'વસંતવિલાસ' કાવ્યના લેખક આચાર્ય રત્નાગરે પણ આ કૃતિની રચના ચંદ્રપાલની વિનતિથી તેના પઠનાર્થે પ્રાચીન સંસ્કૃત-પ્રાકૃત કાવ્યોનો આધાર લઇને પ્રાચીન ગુજરાતી ભાષામાં કરી હોય; કારણકે 'આદિનાથ જન્માભિષેક' નામની એક નાની કૃતિ કે જે તે જ સમયના વિદ્યમાન કવિ 'દેપાલ ભોજક' વિરચિત સ્નાત્રપૂજા સાથે મિશ્રિત થઇ ગએલી છે, તેના ઉપરથી આચાર્ય રત્નાગરમાં કવિતાશક્તિ હતી તેમ પુરવાર થાય છે.

માન્યવર દી. બ. ધ્રુવ સાહેબની બીજી કલ્પના એ છે કે 'તેણે (તેના રચનારે) તેને પ્રાચીન જૈન કવિઓની માફક 'ફગુ' સંજ્ઞા આપી નથી.'

'ફગુ' સંજ્ઞા આપવાની આવશ્યકતા જેવું અહીં તેને જણાયું નહિ હોય, કારણકે આ કાવ્યમાં વસંત ઋતુની અંદર નાયક-નાયિકાના વિલાસનું વર્ણન મુખ્ય ભાગ ભજવે છે અને કવિ બાલચંદ્ર વિરચિત 'વસંતવિલાસ'[૪૨] નામની કૃતિ તેની સન્મુખ હોવાથી 'ફગુ'ને બદલે 'વસંતવિલાસ'

---

૪૧ જુઓ 'આનંદ કાવ્ય મહોદધિ' મૌક્તિક ૭ મું

૪૨ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ નં ૭ મો.

નામ જ રાખવાનું તેના રચનારે યોગ્ય ધાર્યું હશે એમ સહેજે કલ્પના થઈ શકે તેમ છે.

તેઓશ્રીની ત્રીજી કલ્પના એ છે કે 'સમગ્ર કાવ્યમાં કોઇપણ સ્થળે જૈન ધર્મનો સુવાસ સ્ફૂરતો નથી, તેથી એ જૈનેતર એટલે વૈદિક કવિ હોય.'

આખા કાવ્યમાં જૈન ધર્મનો કોઇપણ સ્થળે સુવાસ સ્ફૂરતો નથી એટલે એનો કર્તા જૈનેતર કવિ હોય તેમ માનવાની કાંઇ પણ જરૂર નથી, કારણકે તેમાં જેમ જૈન ધર્મનો સુવાસ સ્ફુરતો નથી તેમ વૈદિક ધર્મનો નામનિર્દેશ પણ સમગ્ર કાવ્યમાં મળી આવતો નથી.

વળી તેઓશ્રી ઠેઠ સત્તરમા સૈકામાં થએલા જૈનેતર કવિકૃત દ્વાદશ માસ, ફાગણ, કડી ૩ માંની નીચે મુજબની છાયા માત્ર ઉપર આપણું ધ્યાન ખેંચીને આ શૃંગારિક કાવ્યના કર્તા જૈનેતર હોવાની એક ચોથી કલ્પના કરે છે:

'કેસુ કુસુમની પાંખડી (વાંકડી થઈ પેર)
જાણે મન્મથ આંકડી રાંકડીને કરે કેર.'

પરંતુ જૈન સાધુ રત્નમંદિરગણિ કૃત 'ઉપદેશતરંગિણી' કે જેની એક પ્રત પૂનાના ડેક્કન કૉલેજના સરકારી સંગ્રહમાં (એટલેકે આ 'વસંતવિલાસ' કાવ્ય લખાયા પછી અગીઆરમે વર્ષે જ લખાએલી) સંવત ૧૫૧૯ના ચૈત્ર સુદી ૨ ના દિવસે લખાએલી[૪૩] છે તેમાં આ કાવ્યની ૭૮મી ટૂક

'સખિ ! અલિ ચરણુ ન ચાંપઈ ચાંપઈ લિઈ નવિ ગન્ધ,
રૂડઈ દોહગ લાગઈ આગઈ ઈસુ નિબન્ધુ.' ૭૮

થોડા નજીવા ફેરફાર તથા કાવ્યના નામ સાથે અવતરણ તરીકે પાના ૨૬૮ ઉપર લીધેલી છે:

वसन्तविलासेऽपि—

'અલિયુગ ! ચરણુ ન ચાંપએ, ચાંપએ અતિ હિ સુગન્ધ
રૂડએ દોહગ લાગએ આગએ એહ નિબન્ધ. ॥ ૫ ॥

પ્રસ્તુત સમકાલીન અવતરણ ઉપરથી તેઓશ્રીની આ કલ્પના પણ નિર્મૂળ ઠરે છે અને આ શૃંગારિક કાવ્યના કર્તા તરીકે જૈન જ હોવાની આપણી દલીલોમા એક વધારે દલીલ મળી આવે છે.

વળી તેઓશ્રી જાતે જ 'પ્રાચીન ગુર્જર કાવ્ય'ની પ્રસ્તાવનાના પાના ૧૩ ઉપર જણાવે છે કે 'પ્રસ્તુત પ્રતમાં આરભની ૭ તકતી નાશ પામી હોવાથી તથા બચેલી તકતીમાંથી કેટલીક દુર્વાચ્ય નીવડવાથી 'વસંતવિલાસ'ની બીજી હાથપ્રત મેં પૂનાના સરકારી સંગ્રહમાંથી મેળવી હતી. તે પ્રત પોથીના આકારમા હતી. એમાં કુલ પત્ર આઠ, પૃષ્ઠ વાર લીટી અગિયાર અને દરેક લીટીમાં અક્ષર અડતાળીસ હતા. ગ્રંથમાન બસેં પચીસ શ્લોક આપ્યું હતું. પ્રત જૈન દેવનાગરી લિપિમાં ઉતારેલી હતી. તે સુવાચ્ય હતી, પણ બહુ શુદ્ધ ન હતી. ઓળીઆની અને પોથીની ગુજરાતી તૂકો લગભગ સમાન હતી. . . . . આ બે પ્રતો ઉપરાંત સુરતના સાહિત્ય પ્રદર્શનમા રજુ થએલી એક જૈન પોથીમાંથી 'વસંતવિલાસ'ની કેટલીક ગુજરાતી કડીઓ જૂની ગુજરાતીના રસિયા સહૃગત

૪૩ 'ઉપદેશતરંગિણી' પ્રસ્તાવના પાનુ ૨.

મણિલાલ બકોરભાઈ વ્યાસે મારા ઉપર ઉતારીને મોકલી હતી, તેનો પણ મેં સંશોધનમાં ઉપયોગ કર્યો છે.'

તેઓશ્રીનું આ કથન પણ મારી માન્યતાને વધારે પુષ્ટિકર્તા છે, કારણકે સંશોધનકાર્યમાં જે બે પોથીઓનો ઉપયોગ કરવામાં આવ્યો તે બે પોથીઓ પણ જૈન પોથીઓ જ હતી અને તેથી આ કાવ્યનો કર્તા મૂળે જૈન અને તેનો પ્રચાર પણ જૈનોમાં વધારે હોવાની મારી અટકળ સાચી ઠરે છે.

લખાણની તારીખ ભાદરવા સુદ ૫ ને મહામાંગલ્ય પંચમી તરીકે ઓળખાવી છે. ભાદરવા સુદ ૫ ને આજે પણ મહામાંગલ્ય પંચમી તરીકે જૈનોમાં ગણવામાં આવે છે; તેનું કારણ એ છે કે જૈન સંપ્રદાયનાં મહામંગલકારી પર્યુષણા પર્વની સમાપ્તિ ભાદરવા સુદ ૫ ના રોજ પહેલા થતી હતી, પરંતુ કાલકાચાર્યએ પંચમીની ચતુર્થી કરી ત્યારથી તેની પૂર્ણાહુતિ ભાદરવા સુદ ૪ ના રોજ થાય છે, જે પ્રથા આજે પણ ચાલુ છે. પરંતુ પ્રથાની યાદગીરી નિમિત્તે ભાદરવા સુદ ૫ ના દિવસને મહામાંગલ્ય પંચમી તરીકે જૈન સંપ્રદાયમાં સંબોધવામાં આવે છે, જ્યારે વૈદિક સંપ્રદાયમાં તેને ઋષિપંચમી તરીકે ઓળખવામાં આવે છે.

કાવ્યના લેખક પણ એક જૈન આચાર્ય છે, સામાન્ય સાધુ નહિ. આચાર્યની પાસે ઘણા શિષ્ય સાધુઓ હોય છે. શિષ્યો વગરના સાધુને આચાર્ય જેવી જોખમદાર પદવી જૈન સંપ્રદાયમાં કદાપિ આપવામા આવતી ન હતી. આ બધાં ઉપલબ્ધ સાધનો ઉપરથી મારી માન્યતા એવી છે કે આ કાવ્યના લેખક આચાર્ય રત્નાગર પોતે જ આ કાવ્યના બનાવનાર હોવા જોઇએ. મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજીના 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા'ના લેખમાં જણાવાઇ ગયા મુજબ આચાર્યો તથા વિદ્વાન સાધુઓ ઘણી વખત પોતાની ખાસ કૃતિઓ પોતાના હાથે જ લખતા. વળી 'ઉપદેશતરંગિણી' વગેરેના સમકાલીન અવતરણ ઉપરથી એમ પણ અનુમાન થઇ શકે છે કે આચાર્ય રત્નાગરની આ કૃતિ તે વખતે જૈન સમાજમા બહુ પ્રચલિત હશે. આ સિવાય તેનો લખાવનાર ચંદ્રપાલ પણ જૈન હોવાના પુરાવાઓ મારી પાસે છે, પરંતુ તે વિસ્તારભયથી અત્રે ન આપતાં આટલા જ પુરાવા આપીને સંતોષ માનું છુ.

દિલગીરી માત્ર એટલી જ છે કે આ ઐતિહાસિક કલાકૃતિ ગમે તે રીતે આજે વૉશિંગ્ટનના **Freer Gallery of Art**માં પહોચી ગઇ છે, અને ત્યાં સુરક્ષિત છે.

## ગુજરાતનાં લાકડા ઉપરનાં જૈનાશ્રિત ચિત્રકામો તથા કોતરકામો

આ બીજા વિભાગના સમય દરમ્યાનનાં જ લાકડાં ઉપરના ચિત્રકામો પણ મળી આવે છે. મળી આવેલાં લાકડાં ઉપરનાં જૈન ચિત્રકામો, સૌથી જૂનામા જૂનાં વિ. સં. ૧૪૨૫ના તાડપત્રની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિવિરચિત ઉપદેશમાલાની 'પુષ્પમાલા વૃત્તિ'ની પ્રતની ઉપર નીચેની લાકડાની બે પાટલીઓ ઉપર છે. દરેક પાટલીની લંબાઇ ૩૩ ઈંચ અને પહોળાઇ ૩ ઈંચ છે. આ બંને પાટલીઓ ઉપર ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના પૂર્વના દસ ભવો તથા પંચકલ્યાણકના પ્રસંગો બહુ જ બારીક

રીતે ચીતરાએલા છે. ત્યાર પછી, એક પાટલી કે જેનાં ચિત્રો મોટે ભાગે ઘસાઇ ગએલાં છે તે સંવત ૧૪૫૪માં લખાએલી તાડપત્રની 'સૂત્રકૃતાંગ વૃત્તિ'ની પ્રત ઉપરથી મળી આવે છે તેનો વારો આવે છે, જેમાં પ્રભુ મહાવીરના પૂર્વના સત્તાવીશ ભવો પૈકીના કેટલાક ભવો એક બાજુ ચીતરેલા જણાઇ આવે છે, અને બીજી બાજુ પંચકલ્યાણક ચીતરેલા ઘણાખરા સ્પષ્ટ સચવાઇ રહેલા મળી આવ્યા છે. જો તેની બીજી પાટલી મળી આવી હોત તો પૂર્વના સત્તાવીશ ભવના ચિત્રો પણ મળી આવ્યાં હોત; પરંતુ કાર્યવાહકોની બેદરકારીને લીધે બીજી પાટલીનો સમૂળગો નાશ થયો છે. આ પાટલી પણ નાશ પામતાં પામતા મુનિશ્રી પુણ્યવિજયજીના જોવામાં આવવાથી બચવા પામી છે.

આ સિવાય ગુજરાત પ્રાંતનાં મુખ્ય મુખ્ય શહેરો જેવાં કે અમદાવાદ, પાટણ, રાધનપુર, ખંભાત તથા સુરતનાં જૈન મંદિરોમાં લાકડા ઉપરનાં ચિત્રકામો તથા કોતરકામો જે મારા જાણવામા અને જોવામાં આવ્યાં છે તેનાં ચિત્રો વગેરે વિસ્તારભયથી નહિ આપતાં તેનાં સ્થળોની માત્ર યાદી આપીને જ સંતોષ માનું છું.

**અમદાવાદનાં જૈન લાકડકામો**

૧ માંડવીની પોળમાં શ્રીસમેતશિખરજીની પોળના મૂળ નાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનના દેરાસરમા લાકડામાં કોતરીને સમેતશિખરજીના પહાડની લગભગ પંદર ફૂટ ઊંચાઇની રચના કરવામા આવી છે, જે લગભગ ત્રણસો વર્ષ પહેલાંની છે. સાંભળવા પ્રમાણે પહેલાં તે આખો યે ડુંગર ગોળ ફરતો હતો તેવી રીતની ગોઠવણી હતી. દેરાસરના લાકડાના થાંભલા પરનાં ચિત્રો ઉપર ધૂળના થરના થર જામી જવાને લીધે અસ્પષ્ટ બનેલાં એ ચિત્રો બારીકાઇથી જોનારને આજના વહીવટદારોની તે પ્રત્યેની બેદરકારીની સાક્ષી આપી રહ્યા છે. દસ બાર વર્ષ પહેલાં જ્યારે હું નાનો હતો ત્યારે આ દેરાસરની બહારની ભીંતો ઉપર કેટલાંક સુંદર ચિત્રો મેં મારી નજરે જોએલા હતાં, અને હું ભૂલતો ન હોઉં તો, તેમાના એક ચિત્રમા ઇલાચીકુમાર અને નટડીના પ્રસંગને લગતાં નાટ્યપ્રયોગોનાં ઘણા જ મહત્ત્વનાં ચિત્રો હતાં. બીજા એક ચિત્રમાં મધુબિંદુનાં દૃષ્ટાંતને લગતાં ચિત્રો હતાં અને બીજાં ચિત્રો જૈન ધર્મની કેટલીક કથાઓને લગતા હતાં. આજે જીર્ણોદ્ધારના નામે તેમજ નવીન કરાવવાના મોહે એ સુંદર ચિત્રોનુ નામનિશાન પણ રાખવામાં આવ્યું નથી.

૨ ઝવેરીવાડ વાઘણપોળમા શ્રીઅજિતનાથ (બીજા તીર્થંકર)ના દેરાસરમા લાકડામા કોતરી કાઢેલો એક નારીકુંજર છે, જે આ પુસ્તકમાં આગળ (ચિત્ર. ન. ૧૫૨-૧૫૩માં) રજુ કરવામા આવ્યો છે. પહેલા આ નારીકુંજર જૈનોના ધાર્મિક વરઘોડામા ફેરવવામાં આવતો. તેમા તથા દેરાસરના રંગમંડપમાંની થાંભલીઓ ઉપરની ચારે બાજુની પાટડીઓમા બહુ જ સુંદર લાકડાનુ કોતરકામ આજે પણ વિદ્યમાન છે. આ દેરાસર અમદાવાદના હાલના નગરશેઠના પૂર્વજોએ બંધાવેલુ છે.

૩ ઝવેરીવાડ નિશાપોળમાં વિજયરાજસૂરગચ્છવાળાઓના વહીવટવાળા શ્રી શાંતિનાથ ભગવાન (સોળમા તીર્થંકર)ના દેરાસરમા લાકડાના સુંદર કોતરકામો આવેલાં છે, જે તેના વહીવટદારોએ બહુ જ કાળજીપૂર્વક સંભાળભરીરીતે સુરક્ષિત રાખ્યા હોય તેમ, તે દરેક ઉપર જડી દીધેલા કાચ જોવાથી નિરીક્ષકોને દેખાઇ આવે છે. કાચ ઘણા સંભાળપૂર્વક જડેલા છે કે જેથી તેના ઉપર

ધૂળના થર વગેરે જામીને કોતરકામને નુકસાન ન પહોંચવા પામે.

૪ નિશાપોળમાં જ જગદ્‌વલ્લભ પાર્શ્વનાથના સુપ્રસિદ્ધ દેરાસરના ઉપરના ભાગમાં, ચિંતામણિ પાર્શ્વનાથ તથા સહસ્રફણા પાર્શ્વનાથના ગર્ભદ્વારની બહારની લાકડાની થાંભલીઓ તથા લાકડાની દિવાલો ઉપર મુગલ કળાના સમય દરમ્યાનનાં સુંદર પ્રાચીન ચિત્રો તથા આગળના રંગમંડપની ઘુમટની છતોમાં લાકડાની સુંદર આકૃતિઓના મુગલ સમય દરમ્યાનનાં સંયોજનાચિત્રોનાં કોતરકામો આજે પણ જેવાં ને તેવાં વિદ્યમાન છે. અમદાવાદનાં જૈન મંદિરોનાં લાકડાના કોતરકામો પૈકીનાં સર્વશ્રેષ્ઠ કોતરકામોમાં આ કામની ગણના કરી શકાય. આ જ દેરાસરમાં નીચેના ભૂમિગૃહ (ભોંયરા)માં મૂળ નાયક જગદ્‌વલ્લભ પાર્શ્વનાથની અતિ ભવ્ય પ્રાચીન મૂર્તિ ખાસ દર્શનીય છે. જગદ્‌વલ્લભ પાર્શ્વનાથની એ મૂર્તિની નીચેની બેઠકનું સુંદર સંગેમરમરનું બારીક કોતરકામ સ્થાપત્યની દૃષ્ટિએ આગ્રાના તાજમહેલનાં કોતરકામોને આબેહૂબ મળતું આવે છે. રંગમંડપની બે છતો પૈકીની એક છતમાં જૂના લાલ રંગની પૃષ્ઠભૂમિ ઉપર સુંદર રંગીન પ્રાચીન ચિત્રકામ કરેલું છે, જે મુગલ સમયના ભિત્તિચિત્ર (fresco painting)નો સારો નમૂનો પૂરો પાડે છે. મૂળ નાયક જગદ્‌વલ્લભ પાર્શ્વનાથની આ ભવ્ય મૂર્તિની પ્રતિષ્ઠા સંવત ૧૬૫૯ના વૈશાખ વદ ૬ના દિવસે જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરિના પ્રશિષ્ય શ્રીવિજયદેવસૂરિના વરદ હસ્તે થએલી છે, જે તેની બેઠકના લેખ ઉપરથી સાબિત થાય છે. અમદાવાદના જૈન મંદિરોમાં તેના મૂળ રૂપમાં (કોઈપણ જાતના ફેરફાર સિવાય) સચવાઈ રહેલું આ એક જ પ્રાચીન મંદિર છે.

૫ ઝવેરીવાડમાં શેખના પાડામાં બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્યસ્વામીના દેરાસરમાં લાકડાનું સુંદર કોતરકામ ખાસ દર્શનીય છે.

૬ એ જ શેખના પાડામા દસમા તીર્થંકર શ્રીશીતલનાથ પ્રભુના બીજાં એક દેરાસરમાં રંગમંડપના ઘુમટમાં, ઘુમટ નીચેની છતોમાં. બારસાખમાં તથા થાંભલાઓની કુંભીઓમાં લાકડાનાં બારીક કોતરકામો ખાસ જોવાલાયક છે.

૭ હાજાપટેલની પોળમાં શ્રીશાન્તિનાથની પોળમા સોળમા તીર્થંકર શ્રીશાન્તિનાથના દેરાસરમાં, રંગમંડપના ઘુમટમાં, થાંભલાઓની કુંભીઓમાં તથા રંગમંડપની આજુબાજુ સુંદર કોતરકામો ખાસ દર્શનીય છે. આ કોતરકામો જેવાં લાકડાનાં કોતરકામો ગુજરાતનાં બીજાં જૈન મંદિરોમા વિરલ જ જોવા મળી શકે તેમ છે.

૮ હાજાપટેલની પોળમાં શ્રી રામજી મંદિરની પોળના મૂળ નાયક શ્રી સુપાર્શ્વનાથ (સાતમા તીર્થંકર)ના દેરાસરમાં થાભલાની કુંભીઓનુ કોતરકામ ખાસ કરીને દર્શનીય છે. આ કોતરકામ બહુ જ ઉચ્ચ પ્રકારનું છે. ગુજરાતના આજના કારીગરોમાંથી આ કારીગરીનો ઉદ્યોગ ક્યારથી નષ્ટ થયો તે કોયડો કોઈ કલાસમીક્ષક આ કોતરકામોનો બારીક અભ્યાસ કરીને ન ઉકેલી બતાવે ત્યાં સુધી ગુંચવાએલો જ રહેવાનો.

૯ દેવશાના પાડામાં ખરતરગચ્છના વહીવટવાળું સોળમા તીર્થંકર શ્રીશાંતિનાથ પ્રભુનું દેરાસર છે. તેમાંના મોટા ભાગનાં કોતરકામોનો તો થોડાં વર્ષ અગાઉ જીર્ણોદ્ધારના નામે નાશ

કરવામાં આવ્યો છે; પણ તેમાંથી બચેલાં થોડાં કોતરકામો હજુ હયાત છે. જીર્ણોદ્ધારના નામે આવાં તો કેટલાં યે જિનમંદિરોનાં કોતરકામોનો અમદાવાદના દેરાસરોના વહીવટકર્તા જૈનોએ નાશ કરી નાખ્યો છે. સાંભળવા પ્રમાણે અમદાવાદના હાલના વિદ્યમાન દેરાસરોનો મોટો ભાગ પહેલાંના સમયમાં લાકડાનાં કોતરકામોવાળો હતો; પરંતુ સફાઇદાર (plain) બનાવવાના મોહે અને કળા વિષેની અજ્ઞાન અવસ્થાને લીધે ગુજરાતની પ્રાચીન જૈનાશ્રિત લાકડાં ઉપરની મોટી કળાકૃતિઓનો મોટો સમૂહ નાશ પામ્યો છે.

**પાટણના જૈન મંદિરોનાં લાકડકામો**

૧૦ મણીઆતી પાડામાં શ્રીયુત લલ્લુભાઇ દાંતીના ઘરમાં લાકડાના સુંદર કોતરકામવાળું ઘર-દેરાસર છે.

૧૧ કુંભારીઆ પાડામાં શ્રી ઋષભદેવ સ્વામીના દેરાસરમાં થાંભલાઓની કુંભીઓમા તથા રંગમંડપના ઘુમટની છતમા બહુ જ સુંદર કારીગરીવાળાં કોતરકામો ખાસ દર્શનીય છે. પાટણનાં જૈન મંદિરોનાં લાકડાનાં કોતરકામોમા સૌથી પ્રાચીન કોતરકામો આ હોય એમ મને લાગે છે.

૧૨ કપુર મહેતાના પાડામાં થાંભલાઓની આજુબાજુ લાકડામાં કોતરી કાઢેલી નર્તકીઓ તથા રંગમંડપના ઘુમટની છતનું તેમજ ફરતી પાટડીઓમાંનું લાકડાનું સુંદર કોતરકામ ખાસ દર્શનીય છે.

૧૩ એક બાવાના વૈષ્ણવ મંદિરમાં લાકડાના સુંદર કોતરકામવાળુ પદ્માસન સાથેનું ઘર-દેરાસર આવેલું છે.

અમદાવાદની પેઠે પાટણમાંથી પણ કેટલાં યે સુંદર કોતરકામો જીર્ણોદ્ધારના નામે નાશ પામ્યા હશે. પાટણના વાડીપાર્શ્વનાથના ઓસવાળ મહોલ્લામાં આવેલા દેરાસરનાં સુંદર કોતરકામો આજે અમેરિકાના કળાપ્રેમી ધનકુબેરોએ દ્રવ્યથી ખરીદીને ત્યાંના Metropolitan Museum મા બહુ જ ખૂબીપૂર્વક સુરક્ષિત રાખેલાં છે. મુંબાઇના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમમાં ભોંયતળીએ રાખવામાં આવેલું લાકડાનું જૈન દેરાસર પણ સાંભળવા પ્રમાણે પાટણમાથી જ ગએલું છે.

**રાધનપુરનાં જૈન મંદિરોનાં લાકડકામ[૪૪]**

૧૪ ભાની પોળમાં સોળમા તીર્થંકર શ્રીશાંતિનાથ ભગવાનના દેરાસરમા લાકડાનુ સુદર કોતરકામ આવેલું છે.

૧૫ કડવામતીની શેરીમાં પ્રથમ શ્રીઋષભદેવ પ્રભુના દેરાસરમાં પણ લાકડાનુ સુંદર કોતરકામ છે.

૧૬ પાંજરાપોળમાં આદીશ્વરની શેરીમા આદીશ્વરના દેરાસરમાં લાકડાનું સુંદર કોતરકામ છે.

૧૭ ભોંયરા શેરીમાં બીજા તીર્થંકર શ્રીઅજિતનાથ સ્વામીના દેરાસરમાં લાકડાની દિવાલો ઉપર સુંદર ચિત્રકામ તથા શ્રીચિંતામણિ પાર્શ્વનાથજીના દેરાસરનુ લાકડા ઉપરનું સુંદર કોતરકામ સુરક્ષિત રાખવામાં આવ્યું છે.

૧૮ અખાદોશીની પોળમાં નાના ચિંતામણિ પાર્શ્વનાથનુ દેરાસર પણ લાકડાના સુંદર કોતરકામવાળું છે.

---

૪૪ આ નોંધ મને શ્રી જયંતવિજયજીએ પૂરી પાડી છે.

**ખંભાતનાં જૈન દેરાસરોનાં લાકડાનાં કોતરકામ**[૪૫]

**૧૯** ટેકરી પરના શ્રી સીમંધરસ્વામીના દેરાસરમાં રંગમંડપના ઉપરના ઘુમ્મટના ભાગમાં તથા થાંભલાઓની કુંભીઓ ઉપર તેમજ કુંભીઓને ફરતી, જુદાંજુદાં વાજિંત્રો લઈને ઊભી રહેલી નર્તકીઓ સુંદર રીતે કોતરી કાઢેલી છે.

૨૦ બજારમાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજીના દેરાસરમાં લાકડાનું સુંદર કોતરકામ છે.

૨૧ બોળપીપળાના શ્રીનવપલ્લવ પાર્શ્વનાથજીના દેરાસરમાં લાકડાનું સુંદર કોતરકામ છે.

૨૨ બોળપીપળામાં જ વાઘમાસીની ખડકીમાં શ્રીજા શ્રીસંભવનાથજીના દેરાસરમા લાકડાની સુંદર કારીગરીવાળુ સિંહાસન આજે પણ વિદ્યમાન છે.

**સુરતનાં જૈન દેરાસરોનાં લાકડકામ**

**૨૩** શાહપુરમાં આવેલા શ્રીચિંતામણિ પાર્શ્વનાથજીના દેરાસરમાં લાકડાની ભીંતો ઉપર તથા છતોમાં વિવિધ જાતનાં સુંદર ચિત્રકામો તથા થાભલા ઉપર બારીક કોતરકામો ખાસ પ્રેક્ષણીય છે. આખા ગુજરાનભરમાં લાકડા ઉપરનાં ચિત્રકામ તથા કોતરકામવાળું આવું બીજું એક પણ જૈન મંદિર મારી જાણમાં નથી. ગુજરાતની લાકડા ઉપરની ચિત્રકળા તથા કોતરણીનો અભ્યાસ કરવા ઈચ્છતા પિપાસુની તૃષા તૃપ્ત કરે એટલી વિપુલ સામગ્રી આ જૈન મંદિરમાં ઉપલબ્ધ થાય તેમ છે. ગુજરાતના પત્થરના શિલ્પ માટે દેલવાડાના જૈન મંદિરો અભ્યાસીને માટે જેટલા ઉપયોગી છે તેટલાં જ ગુજરાતની લાકડકામની ચિત્રકળા અને શિલ્પકળા માટે આ જૈન મંદિર ઉપયોગી છે એમ મારું માનવું છે.

૨૪ કાઠિયાવાડમા આવેલા પાલીતાણાના શ્રીયશોવિજયજી જૈન ગુરુકુળમાં લાકડાના કોતરકામવાળું ઘર-દેરાસર છે.

પ્રસ્તુત યાદી સંપૂર્ણ તો નથી જ. કેટલા યે જૈન મંદિરો અને વૈષ્ણવ મંદિરોમાં લાકડાના કોતરકામો હશે જે જાહેરની જાણમાં પણ નહિ હોય. ગુજરાતની કળાના ઇતિહાસની શૃંખલા જોડવા માટે અને તેનો સંપૂર્ણ અભ્યાસ કરવા માટે લાકડા ઉપરના આ કોતરકામો તથા ચિત્રકળાનો અભ્યાસ પણ આવશ્યક છે એમ માનીને મળી શકી તેટલી જૈનાશ્રિત લાકડકામની કળાની યાદી માત્ર અહીં આપીને સંતોષ માનવો પડે છે. યથા સમયે અને યથા સાધને એ કળાનો સંપૂર્ણ અભ્યાસ કરીને એક સ્વતંત્ર ગ્રંથ તૈયાર કરવાનો મારો વિચાર છે, તેથી આ ગ્રંથ વાંચનાર દરેક વાચકને વિનતિ છે કે આ યાદી સિવાયના બીજાં કોઈ લાકડા ઉપરનાં કોતરકામો અને ચિત્રકામો તેઓની જાણમાં આવે તો તે કૃપા કરીને આ ગ્રંથના સંપાદકના સરનામે મોકલી આપે.

## ગુજરાતની કાગળ ઉપરની જૈનાશ્રિત કળા

[વિ સં. ૧૪૬૮ થી ૧૯૫૦ સુધી]

**વિક્રમ** સંવત ૧૪૬૮મા ગુજરાતની રાજધાની અણહિલપુર પાટણથી ખસેડી, તે વર્ષમાં સ્થપાએલા

---

૪૫ આ નોંધ મને શ્રી ચીમનલાલ ડી. દલાલ તરફથી મળી છે

અમદાવાદમાં મુસલમાની સુલતાનો લાવ્યા. હિંદુ સત્તાના અંત અને મુસલમાનોની ચડતીના એ વખતે, ખાસ કરીને ચૌદમા અને પંદરમા શતક લગભગમાં, એક પ્રજાકીય ઉત્થાન થયું જે જીવનના દરેક પ્રદેશને સ્પર્શી વળ્યું. તેનું મહત્ત્વ હજુ પણ પૂર્ણરીતે સમજાયું નથી, કારણકે સામાજિક તેમજ ભૌગોલિક બંને દૃષ્ટિએ તેના પ્રત્યાઘાતો ભારતના દરેક પ્રદેશ ઉપર વિસ્તૃતપણે વેરાયા હતા. મહાકાવ્યોના દિવસો જતા રહ્યા હતા. સાહિત્ય—સામ્રાજ્યમાં એ પંડિતાઇનો જમાનો હતો. અલાઉદ્દીન ખિલજીના સરદારોએ ગુજરાતના હિંદુ રાજ્યને પાયમાલ કર્યું ત્યાર પછી ચાલેલી અંધાધુંધીમાં નાસભાગ કરતા બ્રાહ્મણોએ તો શારદાસેવન તજી દીધું; પણ મંદિરો, પ્રતિમાઓ આદિની આશાતના થવા છતાં જૈન સાધુઓ પોતાના અભ્યાસમાં આસક્ત રહ્યા અને શારદાદેવીને અપૂજ ન થવા દીધી. ભભકભર્યાં શિલ્પ અને પ્રયાસજનિત ભિત્તિચિત્રો માટે તે સમય ન હતો. તે સમય પ્રજાકીય ઉત્થાન અને સંસ્કૃતિવિદ્યા પ્રજાવાદનો હોઇ પ્રાથમિક સર્જન કરતાં વિગતોની ઝીણવટનો એ જમાનો હતો.

બેલૂર, આબુ, ખજૂરાહો અને ભુવનેશ્વર આ બધાં જ તે સમયમા પ્રવર્તી રહેલા આ સામાન્ય તત્ત્વની સાક્ષી પૂરે છે. નાના છબિચિત્રોના વિષયોના વિકાસનો ઉદ્‌ભવ માત્ર અકસ્માત રૂપે જ નહોતો, કિંતુ તે વખતની ભાષા—અપભ્રંશ ભાષા પણ તે સર્વ દેશોમાં લગભગ એકસરખી વપરાતી હતી. એમાં સર્વગમ્ય હતી તે ભાષાનાં તે તે દેશોમાં અલગ અલગ રૂપાંતરો થયા. અને આ સર્વગત ભાષા આપણા ગૂર્જરદેશમાં રહીને વિકાસને પામી ગુજરાતી દેશી ભાષાનું રૂપ લેવા લાગી તે પણ આ જ સમયથી નર્મદ કવિ ગુજરાતી ભાષાનો પ્રથમ યુગ આ સમયથી જ પાડે છે. તે કહે છે કે 'સંવત ૧૩૫૬ પછી મુસલમાની હાકેમીમા ગુજરાતની તે ગુજરાતી, એવી રીતે ગુજરાતી ભાષા પ્રસિદ્ધિમા આવી.' તેવી જ રીતે પ્રજામાં ફેલાતી સંસ્કૃતિના અવશ્ય પરિણામ રૂપે જ આ કળાનો ઉદ્‌ભવ થયો છે. અતિ ભવ્ય કલ્પસૂત્રોના અને બીજાં સચવાઇ રહેલાં ચિત્રો ઉપરથી આ સ્પષ્ટ થાય છે. મોગલોના અને પાછળથી હિંદુ રાજાઓના રાજ્યાશ્રય નીચે આવતાં સુધી મોગલ સમય પહેલાંનાં નાના છબિચિત્રોના સુંદરમાં સુંદર નમૂનાઓ આપણને આ 'ગુજરાતની જૈનાશ્રિત કળા' સિવાય બીજે ક્યાંય પણ મળી આવતાં નથી.

કાગળ ઉપર ચિત્રકામવાળી પ્રતોમા સૌથી જૂનામાં જૂની કલ્પસૂત્રની તારીખવાળી પ્રત રાવ બહાદુર ડૉ. હીરાનન્દ શાસ્ત્રીના સંગ્રહમા છે, જેના ઉપર સંવત ૧૧૨૫માં તે લખાયાની નોંધ છે. પરંતુ આપણે અગાઉ જાણી ગયા તે મુજબ તેનાં ચિત્રો પંદરમા સૈકાથી પ્રાચીન નથી જ. વિ.સ. ૧૪૭૨ની સાલની કલ્પસૂત્રની એક પ્રત રૉયલ એશિયાટિક સોસાએટીની મુંબાઈની શાખાની લાયબ્રેરીમા છે; અને તે જ સંવતની એક પ્રત લીમડીના શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના સંગ્રહમાં (લિસ્ટ. નં. ૫૭૭ની) છે; તેના પછી કલ્પસૂત્રની એક પ્રત વિ.સં. ૧૪૮૪ (ઇ.સ.૧૪૨૭)ની, લંડનની ઇંડિયા ઑફિસમાં, ૧૧૩ પાનાની, રૂપેરી શાહીથી લખેલી છે. તે પછી વિ.સં. ૧૪૮૯માં લખાએલી વયોવૃદ્ધ આચાર્ય શ્રીજયસૂરીશ્વરજીના સંગ્રહની કલ્પસૂત્રની પ્રતનો વારો આવે છે, જેમાનાં એકવીસ ચિત્રો પૈકીનાં બે ચિત્રો નમૂના તરીકે અત્રે (ચિત્ર. નં. ૧૮૪–૧૯૫મા) રજુ કર્યાં છે. ત્યાર પછી સંવત ૧૫૨૨માં યવનપુર (હાલના જોનપુર)માં લખાએલી, વડોદરાના નરસિંહજીની પોળના જ્ઞાન-

મંદિરમાં સ્વર્ગસ્થ શાંતમૂર્તિ મુનિમહારાજ શ્રી હંસવિજયજીના સંગ્રહમાંની કલ્પસૂત્રની પાનાં ૮૬ વાળી હસ્તપ્રત કે જે સોનેરી શાહીથી લખેલી છે તે આવે; જેમાંનાં આઠ ચિત્રો તથા અપ્રતિમ કારીગરીવાળી સુંદર ૭૪ કિનારો (ચિત્ર. નં. ૧૭૯, ૧૯૯, ૨૩૦, ૨૩૧, ૨૩૨ અને ૨૫૫માં છ પ્લેટો તરીકે) પ્રસ્તુત ગ્રંથમાં છાપવામાં આવ્યાં છે. એ સ્પષ્ટ બતાવી આપે છે કે ગુજરાતમાં મુગલ રાજ્યની સ્થાપના થયા પહેલા ગુજરાતના ચિત્રકારો કેટલી સુંદર કિનારોનું સર્જન કરી શકતા હતા. ત્યાર પછી અમદાવાદના દેવશાના પાડા મધ્યેના સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રી દયાવિમલજી શાસ્ત્રસંગ્રહની કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રતનો વારો આવે છે. એ પ્રતના ચિત્રકામની બરોબરી કરી શકે તેવી એક પણ પ્રત ભારતભરના બીજા કોઇ પણ જૈન ભંડારમાં નથી. એ પ્રત લાટ દેશમાં આવેલા ગાંધાર બંદરના રહેવાસી શ્રેષ્ઠિ શાણા અને જૂઠાના વંશજોએ ચીતરાવેલી હોવાની સાક્ષી તેના છેલ્લા પૃષ્ઠ પરની પ્રશસ્તિ પૂરે છે. આ પ્રતની ખાસ વિશિષ્ટતા તો એ છે કે તેમાં રાગ, રાગિણીઓ, મૂર્છના, તાન વગેરે સંગીતશાસ્ત્રનાં તથા આકાશચારી, પાદચારી, ભોમચારી વગેરે ભરતનાટ્યશાસ્ત્રમાં વર્ણવેલા નાટ્યશાસ્ત્રનાં રૂપો, દરેક ચિત્રના મથાળે નામ સાથે, પાનાની બંને બાજુના હાંસીઆમાં ચીતરેલાં છે. મારી જાણમાં છે ત્યાં સુધી, મુગલ સમય પહેલાના ગુજરાતી ચિત્રકારોએ ચીતરેલાં નાટ્યશાસ્ત્ર તથા સંગીતશાસ્ત્રનાં આટલા બધાં રૂપો ભારતમાંના અગર હિંદ બહારના દેશોમાંના સંગ્રહમાં હોવાનું જણાયું નથી. યથા અવસરે અને યથા સાધને એ આખી યે પ્રત છપાવીને કલાવિશારદો સન્મુખ જાહેરની જાણ માટે મૂકવાનો મારો ઇરાદો છે. આના પછી ન્યાયાંભોનિધિ વિજયાનંદ સૂરીશ્વરજીના સંઘાડાના ઉપાધ્યાયજી શ્રી સોહનવિજયજીના સંગ્રહની કલ્પસૂત્રની પ્રતનાં ચાળીસ ચિત્રો પૈકી ચૌદ ચિત્રો અત્રે રજુ કરેલા છે. આ પ્રતનાં ચિત્રોની કળાને બરાબર મળતી જ સુંદર ચિત્રોવાળી કલ્પસૂત્રની એક પ્રત શ્રીયુત જિનવિજયજીના સંગ્રહમાં છે, જે સંવત ૧૫૨૩ના વૈશાખ સુદી ૩ ના રોજ લખાવવામાં આવી છે. તેના પછી સંવત ૧૫૨૯માં લખાએલી માંડવગઢના સંઘવી મંડનના સગ્રહની 'ઉત્તરાધ્યયન સૂત્ર'ની સુવર્ણાક્ષરી શાહીથી લખાએલી પ્રતનો વારો આવે છે. શ્રીયુત જિનવિજયજીના સંગ્રહમાંની તથા આ 'ઉત્તરાધ્યયન સૂત્ર'ની પ્રતનાં ચિત્રો સમયના અભાવે હું આ ગ્રંથમાં રજુ કરી શક્યો નથી. ત્યાર પછી આવતી, વયોવૃદ્ધ ગુરુદેવ પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજીના સંગ્રહની વડોદરાના શ્રીઆત્મારામ જૈન જ્ઞાનમંદિરમાં આવેલી કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રત પૈકીના પિસતાલીસ ચિત્રોમાંના ત્રીસ ચિત્રો, તેમજ સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રી હંસવિજયજીના સંગ્રહમાંની કલ્પસૂત્રની તારીખ વગરની એક પ્રત (જે લગભગ પંદરમા સૈકાની શરૂઆતમાં લખાએલી હશે તેવું મારૂં માનવું છે તે)માંથી પણ પાંચ ચિત્રો તથા એક રંગમાં બોર્ડરો, પ્રસ્તુત ગ્રંથમાં છાપવામાં આવ્યાં છે. વળી તેમના જ સંગ્રહમાંની 'ઉત્તરાધ્યયન સૂત્ર'ની પંદરમા સૈકાની તારીખ વગરની એક પ્રતમાંના તેત્રીસ ચિત્રો પૈકીનું એક ત્રિરંગી ચિત્ર (જુઓ નં. ૨૫૬) પણ અત્રે રજુ કરવામાં આવ્યું છે. ત્યાર પછી મારા મિત્ર શ્રીયુત ભોગીલાલ સાંડેસરાના સંગ્રહમાંની વૈષ્ણવ સંપ્રદાયની 'બાલગોપાલ સ્તુતિ'ની પ્રતમાંથી ચાર ચિત્રો (ચિત્ર નં. ૨૫૧ થી ૨૫૪) તથા વડોદરા પ્રાચ્યવિદ્યામંદિરના ભાષાંતરખાતાના મદદનીશ શ્રીયુત મંજુલાલ મજમુદારના સંગ્રહમાંની સપ્તશતીની એક પ્રતમાંનાં બાર ચિત્રોમાંથી એક

ચિત્ર (ચિત્ર નં. ૨૫૦) તેમજ મારા પોતાના સંગ્રહમાંની રતિરહસ્યની બે પ્રતોમાંથી એકેક ચિત્ર અત્રે પહેલીવહેલી વખત રજૂ કરવામાં આવ્યાં છે. આ બધાં યે ચિત્રો પંદરમા સૈકાનાં છે, અને તેની આંખો તથા બીજા અવયવો જૈન ધર્મના કથાપ્રસંગનાં ચિત્રોને મળતાં આવે છે, તેથી ખાત્રી થાય છે કે આ કળાનો પ્રચાર મુગલ સમય પહેલાં ગુજરાતના–પશ્ચિમ ભારતના દરેક સંપ્રદાયના લોકોમાં હોવો જોઇએ,—પછી તે જૈન હો કે વૈષ્ણવ. પંદરમા સૈકાનાં આ બધાં ચિત્રો તે સમયના રીતરિવાજો, પહેરવેશો તથા લોકજીવનનો ઇતિહાસ જાણવા માટે ઘણાં જ મહત્ત્વનાં છે. આ ચિત્રો પછીનાં ચિત્રોમાં આપણે ઉપર જણાવી ગયા તે ગુજરાતની જૈનાશ્રિત કળાની ખાસ વિશિષ્ટતાઓ દેખાતી નથી; કારણકે એ, 'ગુજરાતની જૈનાશ્રિત કળા' કહો કે 'ગુજરાતની કળા' કહો, તે પછીના સમયની 'મુગલ કળા' અને 'રાજપૂત કળા'મા ભળી ગઈ હોય તેમ લાગે છે, અને આ રીતે 'ગુજરાતની જૈનાશ્રિત કળા' કળામા વિશિષ્ટરૂપે નાશ પામી છે જે હવે કદી પણ ફરીથી સજીવન થાય એવાં ચિહ્નો જણાતાં નથી.

આ ચિત્રો પછીથી ગુજરાતની જૈનાશ્રિત કળા અને મુગલ કળા વચ્ચેના સમય દરમ્યાનની સંવત ૧૬૪૭માં લખાએલી મારા પોતાના સંગ્રહમાના 'ઉત્તરાધ્યયન સૂત્ર'ની પ્રતના છેંતાલીસ ચિત્રો પૈકી આઠ ચિત્રો પણ અત્રે સરખામણી માટે રજુ કરવામાં આવ્યાં છે (જુઓ ચિત્ર નં. ૨૫૭થી ૨૬૪ સુધી), જે બંને કળાની વચ્ચેના સમય દરમ્યાનમા ચિત્રકળાનું પતન ક્યાં સુધી થયું તે બતાવવા માટે બહુ જ ઉપયોગી પુરાવા રૂપે છે.

ચિત્રકામ માટે તાડપત્રના સ્થાને જ્યારથી કાગળોનો વપરાશ થવા લાગ્યો ત્યારથી ચિત્રોમા પણ મોટો ફેરફાર થયો. તાડપત્રના પાના કરતા કાગળમાં ચિત્રકાર તેના કાર્ય માટે વિશાળ જગ્યા મેળવી શક્યો. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ પાનાંઓ, અને તેથી ચિત્ર માટેની જગ્યા, વધારે મળવા લાગી. કાગળના વપરાશથી તેઓને વધારે જગ્યા મળી તેટલું જ નહિ, પણ સારાં ચિત્રો ચીતરવા માટે ઉચિત જોગ પણ મળી. પહેલાંનાં સાદી લીટીઓનાં પહોળાં ચિત્રોની જગ્યાને બદલે હવે વધારે સુંદર પદ્ધતિસરની જગ્યા મળવા લાગી અને તેથી ચિત્રોમાં વર્ણનાત્મક ભાગની વૃદ્ધિ થઇ. કાગળના સમયના નાના છબિચિત્રો વધારે સુંદર, વધારે પદ્ધતિસર અને વધારે શણગારવાળાં છે.

રંગોની પસંદગીમાં પણ મોટો પલટો થયો. તાડપત્રનાં નાનાં છબિચિત્રોમાં જ્યા પીળો રંગ વપરાતો હતો તેની જગ્યાએ હવે સોનેરી રંગ વપરાવા લાગ્યો. (જોકે કેટલાએક દાખલાઓમાં પીળો રંગ પણ વપરાએલો મળી આવે છે). કેટલીક વખત પ્રતોના લખાણ માટે ચાંદી અને સોનું બંને વપરાવા લાગ્યાં. જેમજેમ સમય જતો ગયો તેમતેમ સોનાનો ઉપયોગ વધારે થતો ગયો, અને તે એટલે સુધી વધ્યો કે ચિત્રમાં જૈન સાધુનાં કપડાં બનાવવાની ખાતર ચિત્રકારને સોના ઉપર સફેદ રંગનાં ટપકાં અગર, વિચિત્ર રીતે, કોઇક વખત લાલ રંગનાં ટપકાં કરવા પડચા' રંગોની અસરને વધારે સુંદરતા આપવા માટે ચિત્રોમાં જેટલું વપરાઇ શકે તેટલુ સોનું વધારે વપરાવા લાગ્યું અને કાગળ ઉપર પ્રથમ સોનાનો ઉપયોગ કરીને પછી તેના ઉપર રંગનો ઉપયોગ કરવાની એક જાતની નવી જ પ્રથા શરૂ થઇ, જે તે સમયની ગૂર્જર પ્રજાનો વૈભવ અને મહર્ધિકતાનું સૂચન કરે છે.

હાલમાં મળી આવતી સુવર્ણાક્ષરી પ્રતિઓની પ્રશસ્તિઓ જોતાં ચૌદમા અને પંદરમા સૈકામાં જ કલ્પસૂત્ર, કાલકકથા, ઉત્તરાધ્યયન સૂત્ર, ભગવતી સૂત્ર વગેરેની સેંકડો પ્રતિઓ સુવર્ણની શાહીથી લખાએલી હોય તેમ દેખાય છે, અને તેથી જ ગુજરાતની જૈનાશ્રિત કળાની કિંમતી ઉપરાંત ગણીગાંઠી 'બાલગોપાલ સ્તુતિ'ની પ્રતો તથા સપ્તશતીની થોડીએક પ્રતોનાં ચિત્રો સિવાય બીજી કોઇ પણ હિંદુ રાજવી અગર મુસલમાન બાદશાહના દરબારોના સંગ્રહની ચિત્રકળાનો નમૂનો સરખો પણ આજે જોવા મળતો થથી.

મારી માન્યતા પ્રમાણે, સોનાની તથા રૂપાની શાહીઓનો લખવા માટે ઉપયોગ ચૌદમા-પંદરમા સૈકાથી જ શરૂ થયો હોય એમ લાગે છે, અને તેની સાબિતી તે સમય દરમ્યાનના શ્રી-જિનમંડનગણિકૃત 'કુમારપાળ પ્રબંધ', 'ઉપદેશતરંગિણી'ના કર્તા શ્રી રત્નમંદિરગણિ તથા 'શ્રાદ્ધવિધિ' ગ્રંથના કર્તા આચાર્ય શ્રી રત્નશેખરસૂરિ વગેરેના તે તે ગ્રંથોના ઉલ્લેખો આપે છે.

આ સમય દરમ્યાનનાં ચિત્રોમાં તાડપત્રના સમય કરતાં વાદળી રંગ વધારે પ્રમાણમાં વપરાવા લાગ્યો અને કેટલીક વાર તો તેનો ઉપયોગ ચિત્રોની પૃષ્ઠભૂમિ તરીકે પણ થવા લાગ્યો. વળી, ખુલતો ગુલાબી અને કોઇક વખત નારંગી પણ વપરાવા લાગ્યો. તાડપત્રનાં ચિત્રોમાં વપરાતા કીરમજી અને સીંદુરિયા બંને રંગને મળતા લાલ રંગનો ઉપયોગ થવા લાગ્યો. ચિત્રોના વિષયોમાં પણ પલટો થયો. મોટા ભાગે તીર્થંકરો, દેવો અને આશ્રયદાતાઓના ચિત્રોના થોડા સાંકડા દેખાવોનું જૂનું ધોરણ બદલાઇને મોટા વિશાળ પ્રમાણના જુદાજુદા દેખાવોનાં ચિત્રો ચીતરાવવા લાગ્યા.

આ કળાનો પ્રચાર જૈન સંપ્રદાયની બહાર પણ સારા ગુજરાતમાં થએલો દેખાય છે. એ કળામા આલેખાએલી વૈષ્ણવ સંપ્રદાયની 'બાલગોપાલ સ્તુતિ'ની ત્રણ પ્રતો તથા 'સપ્તશતી'ની એક પ્રત હાલમાં હાથ આવી છે, અને સાંભળવા પ્રમાણે બીજી એક 'બાલગોપાલ સ્તુતિ'ની પ્રત પેટલાદની નારણભાઈ હાઇસ્કુલમા પણ છે.

તારીખ વગરની કાગળની પ્રતો જૂનામાં જૂની જે મળી આવે છે તે મોટે ભાગે ૧૦"×૩" અગર ૧૧"×૩½"ની હોય છે. તે પછીના સમયની તેનાથી યે મોટી ૧૧"×૪½" અને વધુમાં વધુ ૧૬"×૪½" સુધીની મળી આવે છે.

સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રીહંસવિજયજીના સંગ્રહની કલ્પસૂત્રની પ્રત ૧૧½×૩½ ઇંચના કદની છે, જેમાંનાં ચોત્રીસ ચિત્રો પૈકી પાંચ ચિત્રો તથા તેની આજુબાજુની સુદર કિનારો વગેરેના ચાર બ્લૉકો પ્રસ્તુત ગ્રંથમા રજુ કરવામાં આવ્યાં છે.

આ ચિત્રોમા, પુરુષોનાં કપાળમાં U આવી જાતના તિલકો તથા સ્ત્રીઓનાં કપાળમાં • આવી જાતનાં તિલકો, જૈન તેમજ વૈષ્ણવ બંને સંપ્રદાયની હસ્તપ્રતોમાં જે જોવામાં આવે છે તે ઉપરથી એમ પણ અનુમાન થઈ શકે છે કે આજે ગુજરાતમા ધાર્મિક સંપ્રદાયોના જે કુસંપો તથા ઝગડાઓ જૈનો તથા વૈષ્ણવોની અંદર દેખા દે છે તેવા ઝગડાઓ તે સમયમાં નહિ જ હોય, કારણકે ગુજરાતની જૈનાશ્રિત કળાના નમૂનાઓમા જે જાતનાં વસ્ત્રો, નાક, આંખ તથા કાન વગેરે શરીરના અવયવો તથા આભૂષણો જોવામાં આવે છે તે જ જાતનાં વસ્ત્રો, આભૂષણો તથા શરીરના

અવયવો વૈષ્ણવાશ્રિત કળાના નમૂનાઓમાં પણ જોવામાં આવે છે; એટલે કે તે સમયના ચિત્રકારોએ કોઇ પણ સંપ્રદાયની સાંપ્રદાયિક માન્યતા પોષવાનો પ્રયત્ન નથી કર્યો, પણ પોતાના સમયના સામાજિક રીતરિવાજોની રજુઆત કરવાનો જ પ્રયત્ન કર્યો હોય એમ સ્પષ્ટ દેખાઈ આવે છે.

આજે માત્ર જૈનાશ્રિત કળાના નમૂનાઓ જ સેકડોની સંખ્યામાં મળી આવે છે તેનું મુખ્ય કારણ એ છે કે તે સમયમાં પુસ્તકોદ્ધારના કાર્યનો પ્રવાહ અતિ તીવ્ર વેગથી વહેવા લાગ્યો હતો. ફક્ત ચૌદમી અને પંદરમી શતાબ્દીના મધ્ય અને અંતમાં જ કંઇ લાખો પ્રતિઓ લખાઇ હશે. તેવા ઉલ્લેખો પૈકી દાખલા તરીકે લઇએ તો સં. ૧૪૫૧મા, કલ્પસૂત્ર અને કાલકકથાની સુવર્ણાક્ષરે તથા રૌપ્યાક્ષરે સચિત્ર પ્રતો લખાવી સકલ સાધુઓને ભણવા માટે, સંગ્રામ સોની નામના એક જૈન ગૃહસ્થે જ્ઞાનખાતામાં ખર્ચેલા લાખો સોનૈયાનો ઉલ્લેખ 'વીર વંશાવલિ'માં જોવામાં આવે છે.

આ સમય દરમ્યાન ખરતરગચ્છાચાર્ય શ્રી જિનભદ્રસૂરિએ પોતાના જીવનમાં સૌથી વધારે મહત્ત્વનું જે કાર્ય કર્યું તે જુદાજુદા સ્થાનકોએ ગ્રંથભંડારો સ્થાપવાનું. તેઓએ જેટલા ગ્રંથભંડારો સ્થાપિત કર્યા–કરાવ્યા છે તેટલા બીજા કોઈ આચાર્યે ભાગ્યે જ કરાવ્યા હશે.[૪૬]

જિનભદ્રસૂરિ પહેલાં તો મોટે ભાગે તાડપત્ર ઉપર જ ગ્રંથો લખાવવાની પ્રથા હતી, પરંતુ તેઓના સમયમાં તે પ્રથામાં મોટું પરિવર્તન થયું. કાં તો તેમના સમયમાં તાડપત્રો મળવાની મુશ્કેલી હોય, કાં તો કાગળની પ્રવૃત્તિ વધારે પ્રમાણમાં ચાલુ થઈ હોય, ગમે તે હો, પરંતુ તે સમયમા તાડપત્ર ઉપર લખવાનું એકદમ બંધ થઈ ગયું અને તેનું સ્થાન કાગળોએ લીધુ. તાડપત્ર ઉપર જેટલા જૂના ગ્રંથો લખાએલા હતા તે બધાની નકલો તે સમયે કાગળ ઉપર કરવામાં આવી હતી. ગુજરાત અને રાજપૂતાનાના પ્રસિદ્ધ ભંડારોનાં તાડપત્રોનો આ એક જ સમયમાં, એકીસાથે જીર્ણોદ્ધાર થયો હતો. પાટણ અને ખંભાતના ગ્રંથો ઉપરથી કાગળ ઉપર નકલો ઉતારવાનું કાર્ય ગુજરાતમાં તપાગચ્છના આચાર્ય શ્રીદેવસુંદરસૂરિ અને શ્રીસોમસુંદરસૂરિની મંડળીએ કર્યું હતું અને ત્યા જેસલમીરના ગ્રંથો ઉપરથી નકલો, ખરતરગચ્છના આચાર્ય શ્રી જિનભદ્રસૂરિની મંડળીએ કરી હતી. આમ, પદરમી શતાબ્દીમાં કંઇ લાખો પ્રતિઓ ઉપરોક્ત આચાર્યોએ લખાવી હતી.

જેસલમીરનો પ્રદેશ રેતાળ હોવાના કારણે બહુ જ વિષમ હોવાથી ધર્માંધ મુસલમાનોની જુલમી ચડાઇઓ ગુજરાત કરતા ત્યાં બહુ જ ઓછી થતી. આ સ્થિતિનો વિચાર કરીને પ્રાચીન આચાર્યોએ ગુજરાતમાંથી ઘણાં પુસ્તકો ત્યાં પહોંચાડી દીધાં હતા અને તે પુસ્તકોનું ત્યાં બહુ જ પ્રયત્નોથી રક્ષણ કરવામાં આવ્યું હતું. જેસલમીર ખરતરગચ્છનું મુખ્ય સ્થાન હતું અને આચાર્ય જિનભદ્ર તે ગચ્છના આગેવાન હતા એટલે તે બધા પુસ્તકો ત્યા તેમના જ કબજામાં હતાં. તપાગચ્છીય સમુદાય મારફતે ગુજરાતના ભંડારોના ઉદ્ધારની વાત જિનભદ્રસૂરિના સાંભળવામા આવી

૪૬ સમયસુંદર ઉપાધ્યાયે પોતાની રચેલી 'અષ્ટલક્ષા'ની પ્રશસ્તિમા લખ્યું છે.

श्रीमज्जेसलमेरुदुर्गनगरे जावालपुर्यां तथा
श्रीमद्देवगिरौ तथा अहिपुरे श्रीपत्तने पत्तने ।

એટલે તેમણે પણ જેસલમીરના શાસ્ત્રસંગ્રહનો ઉદ્ધાર કરવાનો નિશ્ચય કર્યો. અનેક સારા સારા લેખકો તે કામ માટે રોકવામા આવ્યા અને તેઓની મારફતે તાડપત્રો ઉપરથી કાગળો પર ગ્રંથોની નકલો કરાવવાની શરૂઆત થઈ જિનભદ્રસૂરિ પોતે જાતે જુદાજુદા પ્રદેશોમાં ફરી શ્રાવકોને શાસ્ત્રોદ્ધારનો સતત ઉપદેશ આપવા લાગ્યા. આ રીતે સંવત ૧૪૭૫ થી સંવત ૧૫૧૫ સુધીનાં ચાળીસ વર્ષમાં હજારો–બલ્કે લાખો ગ્રંથ તેઓના ઉપદેશથી લખાવવામા આવ્યા અને તેને જુદાજુદા ઠેકાણે રાખીને અનેક નવાનવા ભંડારો સ્થાપવામાં આવ્યા. પોતાના ઉપદેશથી તેમણે આવા કેટલા ભંડારો તૈયાર કર્યા–કરાવ્યા તેની પૂરી સંખ્યા જાણવામાં આવી નથી.

## મુગલ કળા

મુગલ કળાના[૪૭] ઉદયની સાથે જ ગુજરાતની જૈનાશ્રિત કળા, કળાના વિશિષ્ટ રૂપે પોતાનું સ્થાન ગુમાવી બેઠી. જોકે તે સમયના પણ કેટલાક નમૂનાઓ તો મળી આવે છે; પરંતુ તે ગણ્યાગાંઠ્યા જ.

ઇ. સ. ૧૫૨૨માં બાબરે હિંદ ઉપર સવારી કરી. બાબર અને તેની પછીના મુગલ શહેનશાહોના સમયમાં હિંદમાં જે કળા ઉછરી અને વિકસી તે મુગલ કળાને નામે ઓળખાય છે. તેના સંસ્કારનું મૂળ, તૈમુરના સમયથી હિંદમાં ઊતરી આવતા મુગલોની સાથેના ઇરાની કળાના સંસ્કારોમાં રહેલું છે.

ઇસ્લામ ધર્મના કાનૂનોએ માનવ આકૃતિ ચીતરનારને માટે સખ્ત ફરમાનો કર્યા છે, છતા કળાની વેલ તો સદા યે પાગરતી જ રહી છે. માનવ આકૃતિ ચીતરવાના એ નિષેધે કલાશક્તિને બીજાં રૂપોમાં વાળી અને વિવિધ આકૃતિરૂપો તથા શોભન-આલેખનોમા તેઓએ અસાધારણ પ્રાવીણ્ય મેળવ્યું. શહેનશાહ અકબરે ચિત્રકળા પાછળ ખૂબ ખર્ચ રાખ્યો હતો. દેશવિદેશના હિંદુ અને મુસલમાન કળાકારોને તેના તરફથી માન, શિરપાવ કે ઇનામ મળ્યાં જ કરતાં અને કળાના ઉસ્તાદોને મનસબદાર અથવા અમીર-ઉમરાવો જેવા ગણવામાં આવતા. અકબરશાહના અંત સમયે તેના દરબારમાં એકસો ઉપરાંત નામીચા ચિત્રકારો હતા, જેમાના કેટલાકને તો ઉમરાવની પદવીઓ મળી હતી. અકબરની આ નીતિમા કળાપ્રેમ તો છે જ; સાથે થોડે અંશે આત્મગૌરવ અને સ્વકથા અમર રાખવાની ઇચ્છા પણ પ્રેરક થઇ હોય એમ લાગે છે.

પણ મુગલ ચિત્રકળાને પૂરા રંગમાં ખીલવવાનું માન તો જહાંગીરને જ ઘટે છે. ચિત્રકળા તેની લાડીલી મોજ હતી અને તેને સર્વાંગે વિકસિત કરવામા તેણે પૂરી ઉદારતા વાપરી છે. તે શાહી ચિતારાઓની કુશળતા પર હમેશાં ગુમાન રાખતો. એ તો એ જમાનાનો ખરેખરો રમણીજોગી જીવ હતો. કળાના મળી આવે તેટલા ઉત્તમ નમૂના તે સંઘરતો, કારીગરીની બારીકી તે સમજતો

૪૭ 'કુમાર' માસિકના વર્ષ ૯ના અંક ૧૦માંમા આવેલા 'મુગલ કળા' ઉપરના શ્રી રવિશંકર રાવળના લેખમાથી મુખ્ય આધાર મેં આ લેખ માટે લીધા છે.

અને તેની બાબૂબ કદર કરી શકતો. કોઇ પણ મૂલે કળાની ઉત્તમ ચીજ હાથ કરવા તે આગ્રહ રાખતો અને તે માટે ભારેમાં ભારે કિંમત આપતો.

શહેનશાહ જહાંગીરના દરબારી ચિત્રકારો પૈકી ઉસતાદ સાલિવાહન નામના એક ચિત્ર-કારની જૈન ધર્મના પ્રસંગોની બે સુંદર કૃતિઓ મળી આવી છે, જેમાંની એક કૃતિ (જૈનાચાર્ય શ્રીવિજયસેનસૂરિ ઉપર આગ્રાના સંઘે સંવત ૧૬૬૭ના કાર્તિક સુદી બીજ ને સોમવારના રોજ મોક-લાવેલા વિજ્ઞપ્તિપત્ર)મા, ઉપાધ્યાય શ્રી વિવેકહર્ષ ગણિએ સંવત ૧૬૬૬ની સાલમાં આગ્રામાં ચાતુર્માસ કર્યો અને રાજા રામદાસાદિ દ્વારા જહાંગીર બાદશાહને મળીને પોતાની વિદ્વત્તા તથા શાંતવૃત્તિથી તેને સંતુષ્ટ કરી તેની પાસેથી તે સાલમાં તેના રાજ્યમાં પર્યુષણાના દિવસોમાં જીવહિંસા થવા ન પામે તેવું ફરમાન બહાર પડાવ્યું તેનું આલેખન છે. મહોપાધ્યાયના આવા સુકૃત્યથી આગ્રાના જૈન સંઘને ઘણો આનંદ થયો હતો અને તેમણે પોતાના એ આનંદને ગચ્છપતિ આચાર્ય, કે જે તે વખતે દેવપાટણ (પ્રભાસ પાટણ)માં ચાતુર્માસ રહેલા હતા તેમની આગળ પ્રકટ કરવા માટે આ ઉત્તમ ચિત્રકાર પાસે તે પ્રસંગને લગતું સુંદર અને ભાવદર્શક ઉપલું ચિત્રપટ તૈયાર કરાવી સાંવત્સરિક ક્ષમાપનાના પત્રરૂપે તેમની ઉપર મોકલાવ્યું હતું. આ ચિત્રપટમા મહોપાધ્યાય વિવેકહર્ષગણિ કેવી રીતે રાજા રામદાસને સાથે લઈ જહાગીર બાદશાહ પાસે ફરમાન મેળવવા માટે જાય છે, અને ફરમાન મળ્યા પછી કેવી રીતે ઉપાધ્યાયના બે શિષ્યો બાદશાહી નોકરોને સાથે લઈ આગ્રા શહેરમા જાતે તે બાબતનો ઢંઢેરો પીટાવતા ફરે છે વગેરે દૃશ્યો બહુ સુંદર રીતે ચીતરેલાં છે. ચિત્રના એક ભાગમાં શ્રીવિજયસેન-સૂરિની વ્યાખ્યાનસભા પણ ચીતરેલી છે અને તેમાં શ્રીવિવેકહર્ષગણિ જાતે એ ફરમાનપત્ર લઈ આચાર્યની સેવામાં સમર્પિત કરી રહ્યાનો દેખાવ પણ આલેખેલો છે.

આ ચિત્રમાં આલેખેલી આકૃતિઓ બહુ સ્પષ્ટ અને તાદૃશ છે. દરેક મુખ્ય આકૃતિ ઉપર તેનું નામ કાળી શાહીથી લખેલું છે. ચિત્રની મહત્તા એટલા ઉપરથી જ સમજાશે કે તે ખુદ બાદશાહી ચિત્રકાર સાલિવાહનની પીંછીથી આલેખાએલું છે. એ બાબતનો એ પત્રમા જ આ પ્રમાણે ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે 'ઉસ્તાદ સાલીવાહન બાદશાહી ચિત્રકાર છે. તેણે તે સમયે જોયો તેવો જ આમાં ભાવ રાખ્યો છે.' આ ઉપરથી, આ સચિત્ર પત્રની ઐતિહાસિક મહત્તા કેટલી વિશેષ છે તે દરેક વિદ્વાન સમજી શકે તેમ છે.

પહેલાં આ ચિત્રપટ સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રીહંસવિજયજીના વડોદરાના જ્ઞાનમંદિરમા હતો અને તેના ઉપરથી શ્રીયુત જિનવિજયજીએ 'વિજયસેનસૂરિને આગ્રાના સંઘે મોકલેલો સચિત્ર સાંવ-ત્સરિક પત્ર' એ નામનો એક લેખ ઇ.સ. ૧૯૨૨માં લખ્યો હતો,[૪૮] જેનો મુખ્ય આધાર લઈને શ્રી એન. સી. મહેતાએ પોતાના The Studies in Indian Painting નામના પુસ્તકમાં ચિત્રો સાથે પાન ૬૯ થી ૭૩માં સાતમુ પ્રકરણ A Painted Epistle by Ustad Salivahana નામનું ઈ.સ. ૧૯૨૬માં લખ્યું હતું. મને અત્રે જણાવતા દિલગીરી થાય છે કે આ ચિત્રપટ પણ,

૪૮ ટિપ્પણી ૧ લેખ નં ૧.

સંવત ૧૪૯૦ની સાલના 'પંચતીર્થી પટ'ની માફક, ભંડારના ટ્રસ્ટીઓને પાછો સોંપવામાં આવ્યો નથી.

**ધન્ના સાલિભદ્ર રાસ**

ઉપરોક્ત ઉસ્તાદ સાલિવાહનની પીંછીથી જ સંવત ૧૬૮૧માં લખાએલ મતિસાર વિરચિત 'ધન્ના સાલિભદ્ર રાસ'નાં ૩૯ ચિત્રો પૈકીનાં ચાર ચિત્રો પ્રસ્તુત ગ્રંથમાં રજુ કરવામાં આવ્યાં છે. આ રાસ કલકત્તા નિવાસી બાબુ બહાદુરસિંહજી સિંઘીના સંગ્રહમાં છે. તે શ્રીયુત જિનવિજયજી દ્વારા જ મારા જોવામાં આવ્યો હતો અને તેઓની જ સહાનુભૂતિથી હું અત્રે રજુ કરી શક્યો છું. ઉસ્તાદ સાલિવાહનની આ બે કૃતિઓ સિવાય બીજી એક પણ કૃતિ હજુ જાહેરમાં આવી નથી.

આ બંને કૃતિઓ સિવાય એક અજ્ઞાત ચિત્રકારની મુગલ કળાના સમય દરમ્યાનની સંગ્રહણી સૂત્રની પ્રતના દસ ચિત્રો પણ પ્રસ્તુત ગ્રંથમા રજુ કરવામાં આવ્યાં છે. વળી એક 'આકાશ પુરુષ'નું ચિત્ર મુનિમહારાજ શ્રીઅમરવિજયજી તરફથી મને મળેલું તે પણ અત્રે રજુ કર્યું છે.

મુગલ કળા વિષે મારી પહેલાના ઘણા વિદ્વાન કળાવિવેચકોએ પોતાનાં મંતવ્યો જગત સમક્ષ રજુ કરેલાં છે, એટલે તે સંબંધે વધુ વિવેચન નહિ કરતાં આ પ્રકરણ અત્રે જ સમાપ્ત કરૂં છું.

**મુગલ સમય પછીનાં જૈન ચિત્રો**

મુગલ કળાના સમય દરમ્યાનનાં જૈન ચિત્રો વિષે આપણે ચર્ચા કરી ગયા. હવે તે પછીના જૈનાશ્રિત કળાના નમૂનાઓ જે આ ગ્રંથમાં રજુ કરવામા આવ્યા છે તે નીચે પ્રમાણે છેઃ

લગભગ સત્તરમી સદીની રાજપુત કળાની 'ધન્ના સાલિભદ્ર રાસ'ની પ્રત મધ્યેનું એક ચિત્ર મારા પોતાના સંગ્રહમાંથી અત્રે રજુ કરવામાં આવ્યુ છે. તેના પછી સંવત ૧૮૯૫ની અમદાવાદમા લખાએલી 'શ્રીપાલ રાસ'ની પ્રતમાથી કેટલાક ચિત્રો આપવામાં આવ્યાં છે. આ ચિત્રો પૈકી વહાણનાં ચિત્રો ગુજરાતના વહાણવટાના ઇતિહાસ માટે ઘણી જ મહત્ત્વની હકીકતો પૂરી પાડી શકે તેમ છે, અને તે ઉપરથી ઓગણીસમી સદીમા પણ ગુજરાતના વહાણવટીઓ કેવાં વહાણો બાંધી શકતા હતા તે આપણે જાણી શકીએ છીએ.

તે પછી છેવટે મારા સંગ્રહમાથી કામશાસ્ત્રના વિષયને લગતું 'ચંદ્રકલા'નું એક ચિત્ર તથા પાટણનિવાસી સ્વર્ગસ્થ યતિવર્ય શ્રીહિંમતવિજયજીએ પોતાના સ્વહસ્તે ચીતરેલુ 'શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી, તેઓના બે શિષ્યો તથા પરમાર્હત્ કુમારપાળ અને મંત્રી ઉદયન'નું એક ત્રિરંગી ચિત્ર વાચકોની જાણ સારૂ રજુ કરીને. બારમા સૈકાથી માંડી ઠેઠ વીસમી સદીના મધ્ય સમય સુધીની 'ગુજરાતની જૈનાશ્રિત કળા'નો ઇતિહાસ જગત સમક્ષ રજુ કરવાનો મેં પ્રયત્ન કરેલો છે. તેની સફળતા—અસફળતાનો આધાર તેને ગુજરાતી પ્રજા તરફથી મળતા આવકાર ઉપર રહેલો છે.

અંતમા, મારા આ ક્ષુદ્ર પ્રયત્નથી ગુજરાતી પ્રજા, તેમાં યે મુખ્યત્વે જૈન પ્રજા, પોતાના નાશ પામતા કિંમતી કળાના અવશેષો સાચવવા કટિબદ્ધ થઇને પૂર્વે થઇ ગએલા મહાપુરૂષોની અમૂલ્ય કૃતિઓનુ સંરક્ષણ તથા તેનો પ્રચાર કરવા ઉજમાળ થશે તો મારી તથા મારા સાથીદારોની આ સંગ્રહ પ્રગટ કરવાની મહેનત સફળ થઇ માનીશ.

સારાભાઇ મ. નવાબ

# નાટ્યશાસ્ત્રનાં કેટલાંક સ્વરૂપો

## પ્રાવેશિકી નોંધ

કલ્પસૂત્ર તથા કાલકકથાની પંદરમા સૈકાની દયાવિ. શા. સં. અમદાવાદની અપ્રતિમ ચિત્રકળાવાળી સુવર્ણાક્ષરી પ્રત ઉપરથી આ 'નાટ્યશાસ્ત્રનાં કેટલાંક સ્વરૂપો'નાં ચિત્રો લેવામાં આવ્યાં છે. પ્રતનાં કુલ પત્ર ૨૦૧ છે, જેમાં પત્ર ૧૮૭ કલ્પસૂત્રનાં અને પત્ર ૧૪ કાલકકથાનાં છે. પ્રસ્તુત ચિત્રો કાલકકથાનાં પત્ર ૧૪ ઉપરથી લેવામાં આવ્યાં છે.

કલ્પસૂત્રની પ્રતના અંતે પત્ર ૧૮૭ ઉપર આ બહુમૂલ્ય પ્રતના ચીતરાવનાર ઉદાર મહાપુરુષની પ્રશસ્તિ આપી આવી છે જે નીચે પ્રમાણે છે:

दिव्याभ्रं लिह चारू चित्र रूचिरश्रीजैन हर्म्यावली
 वातांदोलित केतु कैतव वशाक्षि तर्जयन्ती श्रिया।
दैवावास पुरीमनेक मुसुरुस्युतेव शिष्टाश्रया
 श्रीगंधारपुरी सदा विजयते सद्धर्मकर्मोदया ॥ १ ॥

प्राग्वाट वृद्धशाखायां मंत्री देवाभिधोंजनि।
 ज(जा)या देवलदे नाम्नी जज्ञे तस्य गुणाद्भूता ॥ २ ॥

आसाक स्तत्तनय स्तद्भार्या नाम तश्च करमाइ।
 तत्पुत्रौ गुणपुर्णौ शाणा जूठाभिधौ भवतः ॥ ३ ॥

शाणाकस्य च पत्नी चांगू नाम्नी स्ततस्तयोरासीत्।
 रयणायराभिधानः पातलि नाम्नी च तज्जाया ॥ ४ ॥

प्राग्वाटवंश तिलकः समभूद्वियाधरस्तयोस्तनयः।
 पत्नी च रत्नगर्भा अजनि अजाई गुणगरिष्ठा ॥ ५ ॥

निजकुल विशद सरोरुह भासन दिनकर समान महिमानौ।
 आश्विन्याः कुमराविव पुत्रौ द्वौ तस्य संजातो ॥ ६ ॥

आद्यस्तु जीवराजाह्वो द्वितीयो . . . .

આ પ્રતની ચિત્રકળા તથા તેનાં રંગવિધાનાદિ માટે ચિત્રવિવરણ જુઓ. અત્રે રજુ કરેલાં ચિત્રોમાં બે સંખ્યાંકો છે, તેમાં તાન અગર દષ્ટિ જોડે જે કાળા અક્ષરે દેખાય છે તે તેના પ્રકારના સંખ્યાંકો છે અને વચ્ચે જે સફેદ અક્ષરો દેખાય છે તે પત્રાંકો છે. આ ચિત્રો ઉપર શ્રી ડોલરરાય માંકડે નીચેનો વિસ્તૃત અભ્યાસપૂર્ણ લેખ લખી આપવા માટે તેઓશ્રીનો અત્રે આભાર માનું છું.

—સંપાદક

**લલિતકલાઓના** વિકાસમા સંગીત અને નૃત્યને બહુ જ નિકટનો સંબંધ છે. પ્રેક્ષકનાં મન હરતી નર્તકીને માત્ર અભિનયથી જે વિજય મળે તેના કરતાં અભિનય જ્યારે સંગીત સાથે ભળે ત્યારે એ વિજય સિદ્ધતર બને. સંગીતમાં જે શબ્દાર્થ હોય તેને અનુરૂપ અંગનાં હલનચલનથી જ્યારે નર્તકી અમુક ભાવ ઉત્પન્ન કરી શકે ત્યારે એ બંનેની સાર્થકતા થાય.

છતાં, આરંભકાલે નૃત્ત અને સંગીતની કલાઓનો વિકાસ જુદોજુદો જ થયો છે. આપણામાં નૃત્ત અને નૃત્ય વચ્ચે ભેદ છે.[1] તે મુજબ નૃત્તમાં અભિનય ન હોય અને સંગીત પણ ન હોય; નૃત્યમાં એ હોય. એ સ્થિતિ જ બતાવે છે કે સંગીત અને નૃત્યનો આવિર્ભાવ શરૂઆતમાં તો સ્વતંત્ર રીતે જ થયો છે. પાછળથી જ્યારે સંકુલ ભાવોને ઉપજાવવામા સંગીત તથા નૃત્તનું સંમિશ્રણ ઉપયોગી જણાયુ ત્યારે એકનાં અંગો બીજાએ ઉપયોગમા લઇ લીધા. આવે કાળે, મૂળ નૃત્તનાં અંગો રૂપ શરીરનાં અંગોપાંગનાં હલનચલનના જે પ્રકારો[2] નૃત્તગ્રથોમાં ગણાવેલા મળે છે તેને સંગીત-ગ્રંથોમાં પણ સ્થાન મળ્યું. આપણી અહીંની ચિત્રાવલિ આવા સમયને અનુલક્ષે છે. એમાં કુલ ચોવીસ ચિત્રો છે. દરેક ઉપર તે તે ચિત્રોનાં નામ લખ્યા છે. તેમાં કેટલીક વાર લહીઆએ ભૂલ કરી છે, તેના વિશે આગળ વિચાર કરીશું. એ ચોવીસ ચિત્રોમાથી સોળને અહીં તાનપ્રકારો ગણાવ્યા છે, સાતને દૃષ્ટિપ્રકારો તરીકે ગણાવ્યા છે અને એક ચિત્ર ઉપર 'કર્પૂરમંજરી રાજકન્યા' એમ નામ લખ્યું છે. એમાંથી આ ચિત્રાવલિમાં જે પ્રકારોને તાન કહ્યાં છે તેને નૃત્તગ્રંથોમાં શીર્ષ-પ્રકાર કહેલા છે.[3] અહીં જે દૃષ્ટિરૂપો લખ્યાં છે તે તો ચોકખી ભૂલ છે. તે નૃત્તગ્રંથના દૃષ્ટિપ્રકારો નથી, તે તો ભ્રૂપ્રકારો છે. આમ અહીં નૃત્તના અંગો રૂપ શિરોભેદો તથા ભ્રૂભેદોનું ચિત્રમાં નિરૂપણ કર્યું છે.

ખરી રીતે, ચિત્ર અને સંગીત-નૃત્યને કંઇ મૂલગત સંબંધ નથી. પણ અમુક કાળે આપાણું માનસ બધા મૂર્ત ભાવોને સશરીર બનાવવા તરફ વળ્યું. તેવે કાળે જુદાજુદા પ્રકારના ચિત્રો તેમજ શિલ્પો થયાં. નૃત્તના અસંખ્ય પ્રકારોનાં શિલ્પો તથા ચિત્રો મોજૂદ છે.[4] અમૂર્ત રાગ-રાગણીના ચિત્રો પણ મળે છે. મન ઉપર જેની સચોટ અસર થઈ તેને કલાકાર મૂર્ત રૂપ આપવા મથે એ દેખીતું છે. માનવસ્વભાવમાં રહેલું આ સ્વાભાવિક તત્ત્વ જ આ પ્રક્રિયાના મૂલમાં રહ્યું છે.

પ્રાવેશિકી નોંધમા લખ્યું છે તેમ આ ચિત્રો ૧૫-૧૬મા સૈકાની કલાનાં પ્રતિનિધિ છે.

---

૧ આ વિષે પૂરતી માહિતી માટે જુઓ 'નાગરિક' શ્રાવણ ૧૯૮૭ના અંકમા, 'નૃત્ત-નૃત્ય-નાટ્ય' ઉપરનો મારો લેખ.

૨ નૃત્ત કરવામાં ગાત્રવિક્ષેપ જરૂરનો છે, અને નર્તકી જ્યારે નૃત્ય કરે છે ત્યારે તેને માથુ, હાથ, પગ, આંખ, ભ્રૂ, છાતી, કટિ વગેરે અંગોને જુદાજુદા પ્રકારે હલાવવા પડે છે આ બધા પ્રકારોનાં વર્ણન આપણા નૃત્તગ્રન્થોમા મળે છે.

૩ આજની સામાન્ય ભાષામા ગાયન સાભળતા માથું ડોલાવીએ ત્યારે તાન દીધું એમ કહેવાય છે અથવા સાંભળનાર તાનમા આવ્યો એમ કહેવાય છે, પણ તાન શબ્દનો પારિભાષિક ઉપયોગ સગીતગ્રન્થમા જુદી રીતે થાય છે, અને સ્વરને અનુલક્ષીને એના આર્ચિક, ગાથિક આદિ સાત પ્રકારો તથા સ્થાનને અનુલક્ષીને, નાદ, કુમક આદિ ચાર પ્રકારો હોય છે મારૂં ધારવું એવું છે કે ઉપર લખેલ સ્વાભાવિક માથુ ડોલાવવાને તાન આપ્યુ એમ કહેવાય છે, તેથી ગોટાળામા પડીને શિરો-ભેદને તાનપ્રકારો ગણાવાયા હોય એમ લાગે છે.

૪ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમાં પ્રસિદ્ધ થતા નાટ્યશાસ્ત્રના પ્રથમ ગ્રન્થમા, ૧૦૮ કરણમાંથી ૯૩ના ચિત્રો આપ્યાં છે તે મૂળ શિલ્પ ઉપરથી છે તે જાણીતુ છે. તે ૧૨-૧૩મા સૈકાનાં શિલ્પો છે

એની સમજુતી માટે આપણે પહેલાં શિરોભેદ, પછી ભ્રૂપ્રકારો અને પછી કર્પૂરમંજરી રાજકન્યા વિશે વિચાર કરીશું.

**શિરોભેદો—તાનપ્રકાર[5]**

જુદાંજુદાં પુસ્તકોમાં તેની સંખ્યા તથા નામો નીચે મુજબ મળે છે. 'નાશા' તથા 'અપુ' તેર પ્રકારો નોંધે છે. 'અદ'માં નવ પ્રકારો જ મળે છે. 'સંર'માં ચૌદ પ્રકારો ભરતમતાનુસરણે અને પાંચ બીજાઓના મતે, એમ કુલ ઓગણીસ પ્રકારો નોંધ્યા છે. 'નાસદી'ની અનુક્રમણીમાં ચૌદ પ્રકારો લખ્યા છે, પણ એનો મૂલ ભાગ નષ્ટ થયો છે. અહીં આ ચિત્રાવલિમાં સોળ પ્રકાર છે, તેમાથી ચૌદ ભરત-મતાનુસારના અને બે બીજા છે. સરખામણી કરતાં 'સંર'ના પહેલા સોળ પ્રકારો આ ચિત્રોમાં નિરૂપાયા છે એમ સમજાય છે. એ વાત આ સાથેના કોષ્ઠક સં. ૧ ઉપરથી સ્પષ્ટ થશે.

આ કોષ્ઠક ઉપરથી એ પણ ફલિત થાય છે કે 'અદ'નું આજનું રૂપ 'નાશા'થી અર્વાચીન જણાય છે, છતા તેમાં સંગ્રહાએલ આ પ્રકારો વિશેનો મત 'નાશા'થી ભિન્ન તેમ જ જૂનો છે. એમા નવ જ પ્રકારો ગણાવ્યા છે. 'નાશા'ના ધુત, વિધુત, આધૂત, અને અવધૂત 'અદ'ના ધુતનો પરિવાર છે.[6] એવી જ રીતે, 'નાશા'ના આકંપિન અને કંપિત 'અદ'ના કંપિતનો પરિવાર છે. 'નાશા'નું અંચિત—નહ્યચિત યુગ્મ હજી 'અદ'માં દેખાતું નથી. ઉદ્વાહિત 'નાશા'માં નથી તો 'અદ'મા છે; પણ 'નાશા'ની કોઈક પ્રતમા આધૂતને બદલે એ મળે પણ છે. એટલે 'અદ'માં હજી જે વર્ગીકરણની શરૂઆત દેખાય છે તે 'નાશા'મા સારી પેઠે વિગતવાળું થયું છે. 'સંર'મા તે વર્ગીકરણના સંખ્યાંકોમાં પણ પદ્ધતિ દેખાય છે. 'નાશા'મા કંપિત—આકપિત તેમ જ ધુત—વિધૂત—આધૂત—અવધૂત જુદાંજુદાં ગોઠવાએલાં છે, પણ 'સંર'માં તો એ બધાને યોગ્ય ક્રમમાં ગોઠવીને યોગ્ય સમૂહ પાડ્યા છે. આમ 'સંર'મા આ વર્ગીકરણવ્યાપાર નિર્ણીત થઇ ગએલો જણાય છે. ઉપરાત તેમા પાંચ બીજા પ્રકારો નોધાયા છે તેમાથી સમ તો 'અદ'માં દેખાય છે. બાકીનાનો વિકાસ ભરતમતથી સ્વતંત્ર રીતે થયો છે.

સંખ્યા તથા નામ વિશે આટલું જાણ્યા પછી હવે એ દરેક શિરોભેદની વ્યાખ્યા સમજવી જોઈએ, જેથી અહીં આપેલા ચિત્રોની વિગત સમજાય. આ ચિત્રો સામાન્યરીતે 'સંર'ના જમાનાને અનુલક્ષે છે, તેથી એ ગ્રંથમાંથી જ નીચે બધી વ્યાખ્યાઓ આપી છે. દરેક પ્રકાર નીચે પહેલા તેની વ્યાખ્યા અને પછી એનો વિનિયોગ, એટલે આ પ્રકારને કેવા ભાવો વ્યક્ત કરવાને પ્રયોજવો તે, આપ્યુ છે. સગવડ ખાતર બધું ગુજરાતીમાં જ આપ્યું છે.

---

૫ સંક્ષેપાક્ષરોની સમજુતી નીચે મુજબ છે. અદ—અભિનયદર્પણ, મનમોહન ઘોષ સંપાદિત, અપુ=અગ્નિપુરાણ, આનન્દાશ્રમ માળા, નાસદી=નાટ્યસર્વસ્વદીપિકા, ભાણ્ડારકર ઓરીએન્ટલ ઈન્સ્ટીટ્યૂટમાંની હાથપ્રત, નાશા=ભરતનાટ્યશાસ્ત્ર, વૉ ૨, ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ, સંર=સંગીતરત્નાકર, આનન્દાશ્રમમાળા 'અદ', ૪૯-૬૫, 'નાશા', ૮,૧૮-૩૮, 'અપુ', ૩૪૧, ૭ ૮, 'સર', ૭, ૫૦-૭૯.

૬ 'નાશા'મા ધુત, વિધુત, આધૂત અને અવધૂતનો જે વિનિયોગ લખ્યો છે તે બધો 'અદ'મા ધુતનો વિનિયોગ ગણ્યો છે. તેવી જ રીતે 'નાશા'નો કમ્પિત અકમ્પિતનો વિનિયોગ 'અદ'મા કમ્પિતનો વિનિયોગ ગણ્યો છે.

**ધ્રુત** (ચિત્ર નં. ૧૨૭)

વિજન પ્રદેશમાં બેઠેલો પડખે જોવાનું કરે તેમ, વારાફરતી ધીમેધીમે ત્રાંસું થાય તેને ધ્રુતશીર્ષ કહેવાય.

તેનો પ્રયોગ વિસ્મય, વિષાદ, અનીપ્સિત, પ્રતિષેધ વગેરે ભાવ દર્શાવવામાં કરવો.

નોંધ: 'અહ'માં 'નથી' એમ કહેવામાં તેનો પ્રયોગ કરવો એમ કહ્યું છે તે આ પ્રકારના લક્ષણનો બહુ સરસ ખ્યાલ આપે છે.

અહીંના ચિત્રમાં નર્તકીના મોં ઉપર વિષાદાદિ ભાવ સ્પષ્ટ દેખાય છે.

**વિધ્રુત** (ચિત્ર નં. ૧૨૮)

ધ્રુતનો પ્રયોગ જ્યારે ઝપાટાથી થાય ત્યારે વિધ્રુત.

ટાઢ વાતી હોય, તાવ આવ્યો હોય, બીનો હોય, તરતનો દારૂ પીધેલો હોય વગેરે બતાવવા તેનું પ્રયોજન કરવું.

આનું ચિત્ર પણ ઠીકઠીક ભાવ પ્રદર્શિત કરે છે. ચિત્ર ઉપરથી જ ધ્રુત-વિધ્રુતનું જોડકું છે એમ દેખાઇ રહે છે

**આધૂત** (ચિત્ર ન. ૧૩૧)

એક જ વખત ઊંચે લઇને પડખે નમાવેલું શીર્ષ આધૂત કહેવાય.

ગર્વથી પોતાનાં આભૂષણ જોવામાં, પડખે ઊભીને ઊંચે જોવામાં, 'હું શક્તિશાળી છું' એમ અભિમાન બતાવવામાં તેનો પ્રયોગ કરવો.

આનું ચિત્ર પણ સારી રીતે ભાવ પ્રદર્શિત કરે છે. આની સફળતા ઉત્ક્ષિપ્તના ચિત્રની સાથે આને સરખાવવાથી જણાશે. ઉત્ક્ષિપ્તમાં માથું ઊંચું જ કરવાનું છે, જ્યારે આમાં ઊંચે લઇને પડખે નમાવવાનું છે અને આ દર્શાવવામાં ચિત્રકાર સફળ છે.

**અવધૂત** (ચિત્ર ન. ૧૩૨)

એક વખત જે નીચે લઈ જવાય તે અવધૂત કહેવાય.

ઊભીને અધોપ્રદેશ બતાવવામા, સંજ્ઞામા, વાહનમા અને આલાપમા એનો પ્રયોગ કરવો.

આનું ચિત્ર પણ સારૂ ભાવનિરૂપણ કરે છે.

**કમ્પિત** (ચિત્ર ન. ૧૨૯)

ઊંચેનીચે ખૂબ (ઝપાટાબંધ) હલાવવું તે કમ્પિત કહેવાય.

જ્ઞાન, અભ્યુપગમ, રોષ, વિતર્ક, ધિક્કાર, ત્વરાથી પૂછાએલ પ્રશ્ન વગેરે નિરૂપવામાં એનો પ્રયોગ થાય.

આના ચિત્રમાં જ્ઞાનનો ભાવ પ્રથમ દેખાય છે.

**આકમ્પિત** (ચિત્ર નં ૧૩૦)

કમ્પિતની પેઠે જ જો બે વખત ધીમેથી કરવામા આવે તો તેને આકમ્પિત કહેવાય.

પૌરસ્ત્ય, પ્રશ્ન, સંજ્ઞા, ઉપદેશ, આવાહન, સ્વચિત્તની વાતનુ કથન વગેરે માટે આ પ્રયોજવું.

આના ચિત્રમાં ખાસ વિશેષ નથી.

**ઉદ્વાહિત** (ચિત્ર ન ૧૩૩)

એક વખત માથું ઊંચે લઇ જવું તે ઉદ્વાહિત.

'આ કામ કરવાને હું શક્ત છું' એમ અભિમાન બતાવવામાં તે પ્રયોજવું.

આના ચિત્રને આધૂતના ચિત્ર સાથે સરખાવતાં સમજાશે કે બંનેમાં એક જ ભાવ લાવવાનો પ્રયત્ન છે; છતાં ઉદ્વાહિતમાં ઉચ્છૃંખલ અભિમાનનો ભાવ વધુ છે, જ્યારે આધૂતમાં માથું ધુણાવવાનો ભાવ ઉપલા અભિમાનને ગૌણ બનાવે છે.

**પરિવાહિત** (ચિત્ર નં. ૧૩૪)

ગોળાકારમાં માથું ફેરવવું તે પરિવાહિત.

લજ્જાનો ઉદ્‌ભવ, માન, વલ્લભાનુકૃતિ, વિસ્મય, સ્મિત, હર્ષ, અમર્ષ, અનુમોદન, વિચાર વગેરે માટે આ પ્રયોજવું.

આની વ્યાખ્યામાં 'નાશા'માં તથા 'અદ'માં જુદું છે. 'નાશા'માં 'વારાફરતી પડખે ફેરવવું તે પરિવાહિત' એમ છે, તો 'અદ'માં 'ચામરની પેઠે પડખે ફેરવવું તે પરિવાહિત' એમ છે. 'નાશા'ની કોઇક પ્રતમાં ઉપર મુજબ ('સંર' મુજબ) પાઠ મળે છે. ખરી રીતે 'સંર'ની વ્યાખ્યા બરાબર દેખાતી નથી. એની વ્યાખ્યા લોલિતની વ્યાખ્યાથી ખાસ જુદી પડતી નથી. પણ 'નાશા' અને 'અદ'ની ઉપર મુજબની વ્યાખ્યા પરિવાહિતને લોલિતથી જુદું પાડે છે. વળી, વિસ્મયાદિ ભાવો બતાવવામાં 'ચામરની પેઠે પડખે ફેરવવું' એ વ્યાખ્યા ઘણી અનુકૂળ થાય છે અને ગોળાકારમાં ફેરવવાની ચેષ્ટા તો ઉપરના એકે ભાવને વ્યક્ત કરતી નથી. તેથી 'અદ' અને 'નાશા'ની વ્યાખ્યા અહીં સાચી છે એમ લાગે છે.

આનું ચિત્ર આ વિશે કંઈ પણ કહી શકે તેમ નથી. ચિત્રની નર્તકીના મો ઉપર લજ્જાનો આવિર્ભાવ કે માન હોય તો ભલે, પણ એ ભાવો જરા યે સ્પષ્ટ નથી.

**અંચિત** (ચિત્ર નં. ૧૩૫)

પડખે, ખભા ઉપર જરાક નમાવવું તે અંચિત.

રોગ, ચિન્તા, મોહ, મૂર્છા વગેરેમા તથા (હથેળી ઉપર) હડપચી ટેકાવવી પડે ત્યારે એ પ્રયોજવું.

આની વ્યાખ્યામાં 'જરાક' શબ્દ આ પ્રકારને સ્કંધાનતથી જુદો પાડે છે. આ પ્રકાર ભરતાદિમાં સ્વીકારાયો હતો એટલે સ્કંધાનત ન સ્વીકારાયો હતો એમ લાગે છે.

ચિત્ર ઠીકઠીક ભાવ બતાવે છે.

**નિહંચિત** (ચિત્ર ન. ૧૩૬)

ખભાને ખૂબ ઊંચા લઈ ડોકને એમાં સમાવી દેવી તે નિહંચિત.

વિલાસ, લલિત, ગર્વ, વિબ્વોક, કિલકિંચિત, મોટ્ટાયિત, કુટ્ટમિત, માન, સ્તમ્ભ વગેરે દર્શાવવા તે પ્રયોજવું.

આશ્લિષ્ટ અંગવાળીની ગમનાદિ ચેષ્ટા તે વિલાસ; કાન્તાનાં સુકુમાર અંગોપાંગો તે લલિત; ઈષ્ટલાભથી થએલા ગર્વથી અનાદર કરવામાં આવે તે વિબ્વોક; હર્ષથી રુદન કે હાસ થાય તે કિલકિંચિત; પ્રિયની કથા કે દષ્ટિમાં તન્મયતા તે મોટ્ટાયિત; કેશાદિગ્રહણથી ઉપજેલ હર્ષથી દુઃખી જેવું થવું તે કુટ્ટમિત; પ્રણયમાં ઉપજતો રોષ તે માન; પ્રિયસંગમાં નવોઢાની જે નિષ્ક્રિયતા હોય તે સ્તમ્ભ.

આનું ચિત્ર સારૂં છે. સ્કન્ધશિખરોમાં ગ્રીવા ડૂબી ગઈ છે એમ ચિત્રકારે ઠીક બતાવ્યું છે.

**પરાવૃત્ત** (ચિત્ર નં. ૧૩૭)

પા મોઢું ફેરવી જવું તે પરાવૃત્ત.

કોપલજ્જાદિથી મોઢું ફેરવી જવું હોય ત્યારે, અથવા પાછળ કંઇ જોવું હોય ત્યારે આ પ્રયોજવું.

આનું ચિત્ર પણ સારું છે.

**ઉત્ક્ષિપ્ત** (ચિત્ર નં. ૧૩૮)

ઊંચે મોઢે જોવું તે ઉત્ક્ષિપ્ત.

આકાશમાં ચન્દ્રાદિ ઊંચે રહેલી વસ્તુને જોવામાં આ પ્રયોજવું.

આના ચિત્રમાં પણ ચિત્રકારે ઠીક કુશળતા બતાવી છે.

**અધોમુખ** (ચિત્ર નં. ૧૩૯)

નીચે જોઇ જવું તે અધોમુખ.

લજ્જા, દુઃખ અને પ્રણામ દર્શાવવા આ પ્રયોજવું.

આનું ચિત્ર પણ ઠીક છે.

**લોલિત** (ચિત્ર ન. ૧૪૦)

બધી દિશામાં શિથિલ લોચનથી જોવું તે લોલિત.

નિદ્રા, રોગ, આવેશ, મદ, મૂર્છા વગેરે બતાવવાને તે પ્રયોજવું.

'અદ'માં 'મંડલાકારે ફેરવવું તે લોલિત' એમ છે. 'નાશા'માં 'બધી બાજુએ ફેરવવું તે લોલિત' એમ છે. આ બાબતમાં પરિવાહિતની નોંધ જુઓ. પરિવાહિતના પરિ ઉપર ભાર મૂકવાથી 'સંર'માં આ ગોટાળો ઊભો થયો દેખાય છે.

આના ચિત્રમાં ખાસ વિશેષ નથી.

**તિર્યઙ્નતોન્નત** (ચિત્ર નં. ૧૪૧)

ત્રાંસી રીતે ઊંચેનીચે જોવું તે તિર્યઙ્નતોન્નત.

કાન્તાના વિબ્બોકાદિમાં આ પ્રયોજવું.

ચિત્રમાં 'તિર્યગોન્નત' એમ નામ લખ્યું છે તે બરાબર નથી. ચિત્ર ઠીક છે.

**સ્કંધાનત** (ચિત્ર ન. ૧૪૨)

ખભા ઉપર માથાને ઢાળી દેવું તે સ્કન્ધાનત.

નિદ્રા, મદ, મૂર્છા અને ચિન્તા દર્શાવવા તે પ્રયોજવું.

આનું ચિત્ર ઠીક છે. નામમાં ભૂલ છે તે કોષ્ઠક ઉપરથી સમજાશે.

**ભ્રૂપ્રકારો=દૃષ્ટિ**[૭]

**આ** ચિત્રાવલિમાં સાત ચિત્રો ઉપર અમુક અમુક દૃષ્ટિનાં નામો લખ્યા છે, પણ ખરી રીતે એ દૃષ્ટિભેદો નથી. 'નાશા' વગેરે ગ્રન્થોમાં દૃષ્ટિના ત્રણ મૂલગત ભેદો અને તેના પ્રભેદો વર્ણવ્યા છે, પણ એમાં એકે અહીં આપેલા ભેદ પૈકી નથી. પણ 'નાશા' વગેરેમાં ભ્રૂપ્રકારોનાં વર્ણન છે તે જ આ પ્રકારો છે એમ તેનાં નામ, વ્યાખ્યા અને વિનિયોગ ઉપરથી સિદ્ધ થાય છે. દુર્ભાગ્યે 'અદ'માં

---

૭ 'નાશા', ૮,૧૧૯-૧૨૯; 'સંર', ૭, ૪૩૫-૪૪૧.

ભ્રૂપ્રકારોનું વર્ણન નથી; એટલે 'નાશા' તથા 'સંર'માં જ એનું વર્ણન મળે છે. આ બે વચ્ચે દરેક ભ્રપ્રકાર અને તેની વ્યાખ્યા–વિનિયોગમાં ખાસ ભેદ નથી, તે સાથેના કોષ્ઠક સં. ૨ ઉપરથી સમજાશે.

આ ચિત્રાવલિમાં જે ચિત્રો આ ભ્રૂપ્રકારોનાં આપ્યાં છે તે બહુ અસરકારક નથી. ખરી રીતે દરેક ચિત્રમાં ભમ્મરનું વિશિષ્ટ પ્રકારનું હલનચલન બતાવવું જોઈએ, પણ આ ચિત્રોમાં એવું ખાસ વિશિષ્ટ લક્ષણ નથી. અહીં નીચે દરેક પ્રકારનાં વ્યાખ્યા–વિનિયોગ નોંધ્યા છે. સંખ્યાંક ક્રમ તથા નામકરણમાં આ ચિત્રાવલિ 'સંર'ને અનુસરે છે તેથી અહીં વ્યાખ્યાઓ પણ 'સંર'માંથી આપી છે.

**સહજા** (ચિત્ર નં. ૧૧૯)

સ્વાભાવિક સ્થિતિમાં હોય તે ભ્રૂને સહજા કહેવાય. તેને અકુટિલ (અકૃત્રિમ) ભાવો બતાવવામાં પ્રયોજવી.

**પતિતા**[૮] (ચિત્ર નં. ૧૨૦)

બંને અથવા એક-એકી એક ભમ્મર જ્યારે નીચે ઢાળવામાં આવે ત્યારે તેને પતિતા કહેવાય.

(વિસ્મય, હર્ષ, રોષ,) અસૂયા, જુગુપ્સા, હાસ અને ઘ્રાણ (સૂંઘવાની ક્રિયા) બતાવવાને આ પ્રયોજવી.

---

૮ અહીં મૂળમાં પાઠનો ગોટાળો લાગે છે. 'નાશા'માં ઉત્ક્ષિપ્તા અને પતિતા માટે આમ છે:

भ्रुवोरुन्नतिरुत्क्षेपः सममेकैकशोऽपि वा ।
अनेनैव क्रमेणैव पातनं स्यादधोमुखम् ॥ १२० ॥
कोपे वितर्के हेलायां लीलादौ सहजे तथा ।
दर्शने श्रवणे चैव भ्रुवमेकां समुत्क्षिपेत् ॥ १२४ ॥
उत्क्षेपो विस्मये हर्षे रोषे चैव द्वयोरपि ।
असूयिते जुगुप्सायां हासे घ्राणे च पातनम् ॥ १२५ ॥

જ્યારે 'સંર'માં આમ છે

पतिता स्यादधो याता सद्वितीयाऽथवा क्रमात्
उत्क्षेपे विस्मये हर्षे रोषेऽसूयाजुगुप्सयोः
हासे घ्राणे च पतिते विधीयेतामुभे भ्रुवौ ॥ ४३६ ॥
उत्क्षिप्ता संमतान्वर्था क्रमेण सह चान्यथा (?या)
स्त्रीणां कोपे वितर्के च दर्शने श्रवणे निजे
भ्रूर्लीलाहेलयोश्चैषा कायोत्क्षिप्ता विचक्षणैः ॥ ४३७ ॥

આ બંનેમાં વ્યાખ્યા તો એક જ છે, પણ વિનિયોગમાં, 'નાશા'માં વિસ્મય, હર્ષ ને રોષ માટે ઉત્ક્ષિપ્તાનો પ્રયોગ કહ્યો છે, ત્યારે 'સંર'માં એ ત્રણે ભાવો માટે પતિતાનુ પ્રયોજન કહ્યું છે મને એમ લાગે છે કે 'નાશા'નો પાઠ સાચો છે અને 'સંર'માં 'નાશા' ઉપરથી આ ભાગ ગોઠવવામાં ગોટાળો ઉત્પન્ન થઈ ગયો છે ખરી રીતે 'સંર'માં ૪૩૬ની બીજી લીટીનો 'ઉત્ક્ષેપે' શબ્દ બંધબેસતો નથી જ, જ્યારે 'નાશા'માં 'ઉત્ક્ષેપો' શબ્દ બંધબેસતો છે. વળી વિસ્મય, હર્ષ અને રોષમાં ભમર નીચી નમે જ નહિ, ઉંચી જ જાય એ સ્વાભાવિક સ્થિતિ ધ્યાનમાં લેતાં પણ 'નાશા'નો પાઠ જ અહીં સ્વીકાર્ય જણાય છે 'ઉત્ક્ષેપો'નો ઉત્ક્ષેપે' થતાં જ આ ગોટાળો ઉદ્‌ભવ્યો લાગે છે એટલે આ ત્રણે ભાવોને મેં કૌંસમાં મૂકયા છે.

**ઉત્ક્ષિપ્તા** (ચિત્ર. નં. ૧૨૧)

એક પછી એક અથવા બંને સાથે અર્થ મુજબ ઊંચે લઇ જવી તે ઉત્ક્ષિપ્તા.

સ્રીનો કોપ, વિતર્ક, દર્શન, શ્રવણ, (વિસ્મય, હર્ષ, રોષ) વગેરે બતાવવાને આ પ્રયોજવી.

**રેચિતા** (ચિત્ર નં. ૧૨૨)

એક જ ભમ્મરને લલિત રીતે ઊંચે લઇ જવાય ત્યારે તેને રેચિત કહેવાય.

આને નૃત્યમાં પ્રયોજવી.

નોંધ: ઉત્ક્ષિપ્તા અને રેચિતા વચ્ચે ફરક માત્ર એટલો જ કે પહેલા પ્રકારમાં બંને ઊંચે ચડાવવી, જ્યારે બીજામાં એક જ. ખરી રીતે એક જ ભ્રમરને ઊંચે ચડાવવામાં કોઇ ભાવને વ્યક્ત કરવાનું મુશ્કેલ પડે, તેથી એનો પ્રયોગ નૃત્યના અંગ તરીકે ગૌણ રીતે કરવાનું કહ્યું છે. ઉત્ક્ષિપ્તામાં કાં તો બંનેને સાથે, અથવા બંનેને એક પછી એક ઊંચે ચડાવવી એમ છે.

**નિકુંચિત** (ચિત્ર નં. ૧૨૪)

એક અથવા બંનેનો મૃદુ ભંગ તે નિકુંચિત.

મોટ્ટાયિત, કુટ્ટમિત, વિલાસ અને કિલકિંચિતમાં આ પ્રયોજવી.

**ભ્રુકુટિ** (ચિત્ર નં. ૧૨૩)

મૂલથી માંડીને આખી યે બંને ભમ્મરો જ્યારે ઊંચે ચડાવાય ત્યારે તેને ભ્રુકુટિ કહેવાય.

આનું પ્રયોજન ક્રોધ બતાવવામા કરવું.

**ચતુરા** (ચિત્ર નં. ૧૨૫)

બંને ભમ્મરના જરાક સ્પંદનથી જ્યારે તે લાંબી થાય ત્યારે ચતુરા કહેવાય.

રૂચિર સ્પર્શ અને લલિત શૃંગાર દર્શાવવામાં આને પ્રયોજવી.

આ સાતે પ્રકારોનાં ચિત્રોમાંથી ચતુરા તથા ભ્રુકુટિના ચિત્રો સુભગ છે. ચતુરાના ચિત્રમા લલિત શૃંગારનો ભાવ તથા સીધી લાંબી ભમ્મર ચોકખી દેખાય છે. ભ્રુકુટિના ચિત્રમાં મૂલથી ઊંચે ચડાવેલી ભમ્મર તથા ખૂબ ક્રોધ સ્પષ્ટ દેખવામાં આવે છે. પતિતાના ચિત્રમાં આખું મોં જરાક નીચું નમ્યું છે તેથી ભાવ સૂચવાય છે. સહજાના ચિત્રમાં પણ સારો સ્વાભાવિક ભાવ દેખાય છે. ખાસ કરીને, નર્તકીના હાથમાં જે ફૂલ જેવું દેખાય છે તેથી સુંઘવાનો ભાવ સ્વાભાવિક દેખાય છે. અહીં એટલું નોંધવું જોઇએ કે 'સંર'માં ઘ્રાણનો ભાવ બનાવવાને પતિતાના પ્રયોજનનું લખ્યું છે. શિરોભેદના નિહંચિત પ્રકાર અને ભ્રૂભેદના નિકુંચિત પ્રકાર વચ્ચે ભાવપ્રદર્શનની બાબત-માં ખાસ ફરક ગ્રંથોમાં નથી દેખાતો. છતાં બનેનાં ચિત્રોમા વિશિષ્ટ ભેદ છે. પહેલા પ્રકારના ચિત્રમા ખભાના શિખરોમાં ગ્રીવા દટાઇ ગઇ છે એમ બનાવવાને જુદાજુદા ભાવોમાથી સ્તંભનું નિરૂપણ ખાસ કર્યું છે. ભ્રૂપ્રકારના ચિત્રમાં વિલાસ ચોકખો દેખાઈ આવે છે. એટલું પણ નોંધવું જોઇએ કે 'અપુ' મુજબ શિરોભેદ નિહચિતને નિકુંચિત પણ કહેતા.

**કર્પૂરમંજરી રાજકન્યા** (ચિત્ર નં. ૧૨૬)

આટલા વર્ણન પછી આ ચિત્રાવલિમાંનાં ૨૩ ચિત્રો સમજી શકાશે. હવે એક ચિત્ર જેનું નામ 'કર્પૂર-મંજરી રાજકન્યા' લખ્યું છે ને સમજાવવું બાકી રહે છે. ખરી રીતે એ કોઇ શિરોભેદ કે ભ્રૂપ્રકાર

નથી. ચિત્રકારે અહીં તેને શા માટે મૂક્યું છે તે પણ સ્પષ્ટ સમજાતું નથી. રાજશેખરના કર્પૂરમંજરી સટ્ટકની નાયિકા કર્પૂરમંજરી રાજકુંવરી હતી; અને એ સટ્ટકમાં જે ત્રણચાર વાર કર્પૂરમંજરી રંગ ઉપર આવે છે ત્યારે તેની સ્થિતિ વિશિષ્ટ કહી છે. એમાં પણ એની દૃષ્ટિનું વર્ણન ઘણી વાર આવે છે.[૯]

અહીં એક સૂચક બાબતની નોંધ લેવી જોઇએ. આ ચિત્રાવલિમાં શિરોભેદોનાં ચિત્રોની નર્તકીના તથા ભ્રૂપ્રકારોની નર્તકીના નેપથ્યવિધાનમાં ચિત્રકારે એક ભેદ રાખ્યો છે. ભ્રૂપ્રકારોની નર્તકીએ ઇજાર પરિધાન કરેલી છે, જ્યારે શિરોભેદનાં ચિત્રોમાં ચણીઆ જેવું દેખાય છે. અને અહીં કર્પૂર-મંજરીના ચિત્રમાં એને ચિત્રકારે ઇજાર પહેરાવી છે, તેથી કદાચ એમ હોય કે ચિત્રકારના મનમાં કર્પૂરમંજરીની કોઇ વિશિષ્ટ દૃષ્ટિનું નિરૂપણ કરવાનું હોય. કર્પૂરમંજરીના બધા પ્રવેશોમાંથી જે પ્રવેશમાં એ તિલકનો દોહદ પૂરવાને એના તરફ તિર્યગવલોકન કરે છે[૧૦] તે પ્રસંગ આ ચિત્રને વધારેમાં વધારે બંધબેસતો છે એમ હું ધારું છું. સુંદર આભૂષણે શણગારેલી નાયિકા જેમ નાયકના દોહદ પૂરવાને તેના તરફ સ્નિગ્ધ દૃષ્ટિ, લલિત ચેષ્ટા સાથે, કરે તેમ અહીં કર્પૂરમંજરી તિલક તરફ જુએ છે. એ વખતનું કર્પૂરમંજરીનું ચિત્ર ચિત્રકારે અહીં સશરીર બનાવ્યું લાગે છે. મૂળમાં એ વખતની એની દૃષ્ટિનું વર્ણન આમ છે:[૧૦]

तिकरवाणं तरलाणं कज्जलकलासंवग्गिदाणं चि से
पासे पञ्चसरं सिलीमुहधरं णिच्चं कुणन्ताणं अ ।
णेत्ताणं . .

(તીક્ષ્ણ, તરલ, કજ્જલ કલાથી યુક્ત, હાથમાં બાણવાળા કામને ધારતાં નયનો . . . .) આથી, તેમજ એ પ્રવેશે છે ત્યારની નાટ્યસૂચિ ઉપરથી જણાશે કે નાટકકારે આ સ્થળે નાયિકાને વિશિષ્ટ આભૂષણે શણગારાએલી કલ્પી છે. અહીં પણ એના વિશિષ્ટ આભૂષણો જ છે. તેથી એટલી સૂચના કરૂં છું કે આ ચિત્ર કર્પૂરમંજરીના આ પ્રસંગને અનુલક્ષતું હોય તો બને ખરૂં.

ડોલરરાય રં. માંકડ

---

૯ જુઓ પૃ ૩૦, ૪૨, ૫૯, ૬૭ (નિર્ણયસાગર આવૃત્તિ).
૧૦ પૃ. ૬૭.

### કોષ્ઠક સં. ૧

### શિરોભેદનાં નામ તથા સંખ્યાંકક્રમ

| સં. | નામ | 'નાશા' | 'અપુ' | 'અદ' | 'સંર' | ચિત્રાવલિ | વધુ વિગત |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | આકમ્પિત | ૧ | ૧ | . | ૬ | ૬ | ચિત્રાવલિમાં મૂળ સં. ૧૬ વાળા ચિત્રનું નામ આકમ્પિત જોઇએ. |
| ૨ | કમ્પિત | ૨ | ૨ | ૬ | ૫ | ૫ | કમ્પિત નામ વાળા ચિત્ર ઉપર સં. ૩ છે તે બરાબર નથી; સં. ૫ જોઇએ. |
| ૩ | ધુત | ૩ | ૩ | ૫ | ૧ | ૧ | |
| ૪ | વિધુત | ૪ | ૪ | . | ૨ | ૨ | |
| ૫ | પરિવાહિત | ૫ | ૫ | ૯ | ૮ | ૮ | સુધારેલ સં. ૫ ખોટો છે; મૂળ સં. ૮ સાચો છે. |
| ૬ | આધૂત | ૬ | ૬ | . | ૩ | ૩ | આ નામ વાળા ચિત્ર ઉપર સં. ૫ છે તે બરાબર નથી; સં. ૩ જોઇએ. |
| ૭ | અવધૂત | ૭ | ૭ | . | ૪ | ૪ | સુધારેલ સં. ૪ સાચો છે; જૂનો સં. ૬ ખોટો છે. |
| ૮ | અંચિત | ૮ | ૮ | . | ૯ | ૯ | |
| ૯ | નિહંચિત | ૯ | ૯ નિકુંચિત | . | ૧૦ | ૧૦ | સુધારેલ સં. ૬ ખોટો છે. |
| ૧૦ | પરાવૃત્ત | ૧૦ | ૧૦ | ૭ | ૧૧ | ૧૧ | |
| ૧૧ | ઉત્ક્ષિપ્ત | ૧૧ | ૧૧ | ૮ | ૧૨ | ૧૨ | સુધારેલ સં. ૭ ખોટો છે. |
| ૧૨ | અધોગત | ૧૨ | ૧૨ | ૩ અધોમુખ | ૧૩ અધોમુખ | ૧૩ અધોમુખ | ૧૩ સં. વાળા ચિત્ર ઉપર અધોમુખ નામ છે તે ઉદ્વાહિત જોઇએ. |
| ૧૩ | લોલિત | ૧૩ | ૧૩ | ૪ આલોલિત | ૧૪ | ૧૪ | સુધારેલ સં. ૮ ખોટો છે. |
| ૧૪ | ઉદ્વાહિત | . | . | ૨ | ૭ | ૭ | સં. ૭ વાળા ઉપર ઉદ્વાહિત નામ છે તે અધોમુખ જોઇએ. |
| ૧૫ | તિર્યઙ્-નતોન્નત | . | . | . | ૧૫ | ૧૫ | |
| ૧૬ | સ્કંધાનત | . | . | . | ૧૬ | ૧૬ | નવા સં. ૩ વાળા ચિત્રનુ નામ આકમ્પિત નથી. સ્કંધાનત છે |
| ૧ | આરાત્રિક | . | . | . | ૧૭ | . | |
| ૨ | સમ | . | . | ૧ | ૧૮ | . | |
| ૩ | પ્રાર્શ્વાભિમુખ | . | . | . | ૧૯ | . | |
| ૪ | પ્રાકૃત કોક પ્રતમાં મળે છે. | . | . | . | . | . | |

નોંધ: 'નાશા'ની કેટલીક પ્રતોમાં આધુતને બદલે ઉદ્વાહિત છે, અને અમુક પ્રતોમાં તેરને બદલે ચૌદ શિરોભેદ છે, તેમા ચૌદમો ભેદ પ્રાકૃત નામે છે. જુઓ 'નાશા' ભા. ૨.

### કોષ્ટક સં. ૨

### ભ્રપ્રકારોનાં નામ તથા સંખ્યાંકક્રમ

| | નામ | 'નાશા' | 'સંર' | ચિત્રાવલિ | વધુ વિગત |
|---|---|---|---|---|---|
| ૧ | ઉત્ક્ષિપ્તા | ૧ | ૩ | ૩ | |
| ૨ | પતિતા | ૨ | ૨ | ૨ | મૂળ સં. ૨ સાચો છે; સુધારેલ ૧૦ ખોટો છે. |
| ૩ | ભ્રુકુટિ | ૩ | ૬ | ૬ | મૂળ સં. ૬ સાચો છે; સુધારેલ ૧૨ ખોટો છે. |
| ૪ | નિકુંચિતા | ૪ | ૫ | ૫ | |
| ૫ | રેચિતા | ૫ | ૪ | ૪ | મૂળ સં. ૪ સાચો છે; સુધારેલ ૧૧ ખોટો છે. |
| ૬ | સહજા | ૬ | ૧ | ૧ | |
| ૭ | ચતુરા | ૭ | ૭ | ૭ | |

# સંયોજનાચિત્રો

### કલા એટલે સંયોજના

કલા એટલે સંયોજના : કુદરતમાં મળી આવતાં સાધનોમાંથી મનુષ્યના મનને રુચે અને તેને આનંદ આપે તેવી રમ્ય ગોઠવણી. પ્રારંભમા મનુષ્યજીવન જેમ સાદું અને સરળ હોય છે તેમ કલા પણ તે વખતે સાદી અને સરળ રહે છે. પછીથી સમાજજીવનનો વિકાસ થતાં કલા સંકુલ અને સકીર્ણ બનતી જાય છે. મનુષ્યની વૈવિધ્ય લાવવાની વૃત્તિ હમેશાં અવનવાં રૂપાન્તરો ખોળ્યા કરે છે. તેને લઇને જ આપણને અસંખ્ય કલાકૃતિઓ જોવાને મળે છે.

### ભૂમિતિની આકૃતિઓ

ભૂમિતિની આકૃતિઓનું વૈવિધ્ય બિંદુ, લીટી અને વર્તુલનાં સરવાળાબાદબાકીમાથી નિપજે છે. તંત્રશાસ્ત્રમાં પ્રસિદ્ધ એવાં શ્રીચક્રાદિ યંત્રોની કલ્પના તથા ચક્રવ્યૂહ જેવા અનેક આકારોની વ્યૂહ-રચના આવાં રેખાંકન ઉપર નિર્ભર છે.

### કુદરતની અનુકૃતિ

હરિયાળી વેલ, કુંજાગાર પાંદડાં, રંગબેરંગી ફૂલ અને ઘાટીલાં ફળથી ભરચક એવી કુદરતની વિશાળ વાડી, કલાકારને માટે અનેકાનેક ભાત અને ઢબ ઉપજાવવાની ખાણ છે. કલાકાર પથ્થરમાં, ધાતુમાં, લાકડામાં, વસ્ત્ર ઉપર અથવા કાગળ ઉપર આ કુદરતની પ્રતિકૃતિ મૂર્તિમંત કરે છે. સાથિયાની આંગણું શોભાવવાની કલા તથા ફૂલમંડળીઓમા બતાવાતી ફૂલગૂંથણીની કલા, પ્રમાણમાં ઓછો વખત ટકનારી છેઃ છતા બધાની પ્રેરણા તો એક જ છેઃ વિવિધ વસ્તુઓની સંયોજનાદ્વારા આનંદ મેળવવા કલાકારનું હૃદય તલસી રહેલુ હોય છે.

### સજીવ સૃષ્ટિનું અનુકરણ

કલાકાર મૂંગી લીટીઓ અને અગમ્ય વર્તુલોથી આગળ વધે છે ત્યારે ઊડતાં અને કલ્લોલતાં પંખીઓ ચીતરવા માંડે છે. તે પછી હાલતાચાલતાં અને રોજના પરિચયમાં આવનારાં પ્રાણીઓની હૂબહૂ નકલ ઉતારવા પ્રેરાય છે. અને તે કામમાં પોતાની બધી શક્તિઓને એ કામે લગાડે છે.

### સંયોજિત ઘટના

પહેલાં કલાકાર પ્રત્યેક ચિત્ર વિષયને અનોખા, સ્વતંત્ર અને વિશિષ્ટ સ્વરૂપમાં એકલ ચિત્રરૂપે ઉતારે છેઃ તે પછી એકની એક જાતનાં પ્રાણીઓ કે પંખીઓને મનગમતી આકૃતિઓમા ગોઠવે છેઃ અથવા ભિન્નભિન્ન પ્રાણીઓના એકીકરણમાંથી કંઈક અવનવું જ સર્જન કરી બનાવે છે.

### ફૂલની ડાંખળી અને નાગપાશ (આ. અ. ૩-૪)

અમદાવાદ[૧]ના મુસલમાની શિલ્પની એક જાળીમાં એ જ કમળફૂલની ડાંખળીની એવી મનોરમ

---

૧ જુઓ 'ગુજરાતનુ પાટનગર અમદાવાદ' પૃષ્ઠ ૧૫૮.

ગૂંથણી શિલ્પીએ કરી છે કે તે જોઇ 'વાહવાહ' કહ્યા વગર રહેવાતું જ નથી તેને જ મળતી નાગપાશની અનેક આકૃતિઓ પ્રાચીન શિલાઓ ઉપર તેમ જ ભીંત કે કાગળ ઉપર એવી યુક્તિથી દોરેલી હોય છે કે તેની સંયોજનામાં કંઇક ચમત્કૃતિ લાગે છે. નાગને વાંકોચૂંકો અને સ્વાભાવિક સ્વરૂપમાં જોવો એ ભય તથા જુગુપ્સા ઉત્પન્ન કરે તેવું છે; પરંતુ અહીં આપેલા ઉદાહરણમાં છે તેમ, વર્તુલાકાર ગૂંથણીમાં તે મનોહર અને આનંદજનક લાગે છે. ઉત્તર ગુજરાતના મણુંદ ગામમાં આવેલા નારાયણના મંદિરની છતમાં શેષનાગની કુંડલી બહુ અટપટી રીતે અને કુશળતાથી શિલ્પીએ વ્યક્ત કરી છે.[૨]

**ઊંટની કુસ્તી** (આ. અં. ૧)

ઊંટની કુસ્તીનો પ્રાણીઅભ્યાસ એક ચિત્રકારે રજૂ કર્યો છે. એમાં પરસ્પરના અંગ પ્રત્યંગનું ગુમ્ફન

---

૨ આકૃતિ માટે જુઓ બર્જેસ, Archeological Survey of Northern Gujarat, p 109

ચમત્કાર ઉત્પન્ન કરે છે. તેમાં દેખાતી સંયોજના અથવા ગોઠવણીની કલા સાહજિક પ્રાણીચિત્ર કરતાં વિશેષ ધ્યાન ખેંચે છે. આ પ્રકારે નાગની કલાયુક્ત કુંડલીમાં અને ઊંટના અંગપ્રત્યંગની રસિક ગૂંથણીમાં કલાકારનો રસિક આત્મા જોઇ શકાય છે.

**હરિ-હર ભેટ** (ચિત્ર નં. ૧૫૭)

રવિવર્માનુ 'હરિહર-ભેટ'નું ચિત્ર એ વળી વર્તમાન યુગની પ્રાણીસંયોજનાની એક લોકપ્રિય અને સફળ કલાકૃતિ છે. એમાં હાથી અને નન્દીના મુખનું સંયોજન ખૂબીથી કર્યું છે. એક તરફથી જોતાં નન્દીના શીંગડાં હાથીના દંતૂશળની ગરજ સારે છે. બંને પ્રાણીમુખની આંખ એક જ છે. હાથીના કુમ્ભસ્થળે બાંધેલું દોરડું નન્દીની નાથનો આભાસ આપે છે. આમ, હરિ-હર ભેટ સાથે નન્દી અને હાથીની ભેટ પણ ચિત્રકારે ખૂબીથી અભિવ્યજિત કરી છે.

**બે વાનર** (આ. નં. ૭)

બે પ્રાણીની એક જ આંખ હોય તેવી આકૃતિ મહા-ગુજરાતના પ્રાચીન શિલ્પમાં જોવાને મળે છે. ધુમલીના નવલખા મંદિરમાના સ્તમ્ભોની કુમ્ભી (**bracket**) ઉપર જે વિવિધ કોતરણી કરેલી છે. તેમાં બે વાનરની એક જ મ્હોઢાની બનાવાતી સંયુક્ત આકૃતિ છે. આ આકૃતિદ્વારા શિલ્પીની સંયોજનાકલાનો સાક્ષાત્કાર થઇ શકે છે.[3]

**સાંકેતિક ચિત્રપદ્ધતિ**

વળી, કવિકૃત કલ્પના અને ભાવનાને મૂર્તિમંત કરવા માટે પણ ચિત્રકાર તેની મદદે આવે છે. જગતને પંચામૃત આપનાર કામધેનુના શરીરમા તેત્રિસ કોટિ દેવનો વાસ છે, એ ભાવનાને મૂર્ત સ્વરૂપ આપી, ચાંદા અને સૂરજને આંખને સ્થાને ગોઠવી આલેખાએલું ચિત્ર ઘણાના જોવામાં આવ્યુ હશે.

હસ્ત અને પાદની રેખાઓમા ધ્વજ, પતાકા, અંકુશ વગેરે ચિહ્નોવાળી સામુદ્રિકશાસ્ત્રની આકૃતિઓની વાત જવા દઇએ; છતાં, ચરણારવિંદમા કેટકેટલા એંધાણ જોનારની આંખને દેખાય છે તે માટે કવિ દયારામનું, યમુનાકાંઠાની રમણરેતીમાં શ્રીકૃષ્ણના પડેલા પગલાના 'ચિંતનનુ ધોળ' તે પગલામાંની અનેકાનેક આકૃતિઓનું સ્મરણ કરાવે છે.

**બાહ્ય રેખાચિત્રમાં અન્ય દૃશ્યોની વ્યંજના**

બાહ્યદર્શને એક જ વસ્તુ દેખાય એવી કેટલીક આકૃતિઓમા, ચિત્રકારોએ મોટમોટાં દૃશ્યોને ખૂબ કૌશલથી સંયોજિત કરેલાં હોય છે. ત્રણ પ્રસિદ્ધ યૂરોપીય વ્યક્તિઓ શેક્સપીઅર, નેપોલિયન અને બિસ્માર્ક તથા બે હિંદી રાજવીઓ રાણા પ્રતાપ અને છત્રપતિ શિવાજી-એમનાં અર્ધચિત્રો (**Bust**)માં આકૃતિની બાહ્યરેખાઓની હદમા રહી, પ્રત્યેકના જીવનના મહત્ત્વના પ્રસંગો સુંદર રીતે ધ્વનિત કરેલા છે. વ્યક્તિના દર્શનની સાથે સાથે, તેના જીવનની સહયોગી સિદ્ધિઓનું દર્શન પણ તેદ્વારા સહજ થઇ શકે છે: અને ત્યાં જ સંયોજનાકારની કલાનો ચમત્કાર રહેલો છે.

---

3 જુઓ બર્જેસના Archeological Survey of Western India, Kathiawad & Cutch, p 180, plate XVIII, fig 10: જ્યા એ આલેખનને 'a monkey, two with one head' – એમ કહીને ઓળખાવ્યું છે

**'Three in One'નો પ્રકાર**

કેટલાંક ચિત્રોની રચનાયુક્તિ વળી બીજા પ્રકારનો ચમત્કાર ઉપજાવે છે.[૪] ચિત્રફલકને ત્રણ બાજુએથી નિહાળતાં તેમાં ત્રણ ચિત્ર દેખાય એવી રીતે ગોઠવણ કરેલી હોય છે, 'Three in One'-એવું એક ચિત્ર હતું: તેની રચનાયુક્તિ આ પ્રમાણે હતી: વચ્ચોવચ સામે ઊભા રહીને જોતાં પાંજરામાં પૂરેલા સિંહનું ચિત્ર નજરે પડે: ડાબી બાજુએથી જોતાં હાથી જણાય અને જમણી બાજુએથી જોતાં ઘોડો જણાય. આમ એક જ બિમ્બમાં-સિંહ, હાથી અને ઘોડો-ત્રણ ચિત્ર દેખાતાં હતાં. આને ચિત્રકલાના ચમત્કાર તરીકે ઓળખાવી શકાય. સિંહના ચિત્રની આગળ ઝીણી ચીપોના શળિયા ખોશેલા હતા (જે પાંજરાનું રૂપ દેખાડવાના કામમાં આવતા હતા). તે શળિયાને યોગ્ય વર્ણની છાયા આપીને, તથા પાછળના ચિત્રફલકમાં પણ છાયાની અમુક રચના કરીને એવી રીતે ગોઠવ્યા હતા કે પ્રકાશના પ્રભાવથી દૃષ્ટિભૂમિ બદલાતાં અમુક વર્ણચ્છાયા પશ્ચાદ્‌ભૂમિમાં પડી, અમુક પૂર્વભૂમિમાં આવી, આ ભિન્નભિન્ન રૂપ જણાતા હતાં.

**પ્રાણીસંયોજનાનો અપૂર્વ નમૂનો**

ચિત્રકલામાં પ્રાણીઅભ્યાસનું નૈપુણ્ય બતાવનાર એક નમૂનો પ્રાપ્ત થયો છે જે ગુજરાતને ખૂબ ગૌરવ અપાવે તેવો છે. ગુજરાતશાળાની પંદરમા શતકની કલ્પસૂત્રની એક સચિત્ર પોથીના પ્રત્યેક પત્રના હાંસિયાનો ઉપયોગ એક ચિત્રકારે પોતાના વિશિષ્ટ કલ્પનાપ્રદેશમા વિહાર કરવા ખાતે કર્યો છે. તેમાંના એક પત્રમાં ॐ ह्रीं श्रीं नमः । એ મંત્રનું ચિત્રણ હાંસિયામા કર્યું છે: તે ઉપરાત કોરી રહેલી જગ્યાને પ્રાણીસંયોજનાનાં ચિત્રોથી વિભૂષિત કરી છે.[૫]

**ચાર હરણ: ચાર હંસ: ચાર ઘોડા** (ચિત્ર નં. ૧૫૮

પહેલું હરણચતુષ્ટય જોઈએ: હરણની એક સર્વસાધારણ મુખાકૃતિને ચાર દિશામાં ચાર જુદાં ધડ જોડયાં છે. ચારે હરણ એક જ આંખથી જુવે છે; ચારેનાં શીંગડાં પણ એક જ સ્થિતિમાં ઊભા રહે છે. બીજી તરફથી જોઈએ તો એ સંયોજનાથી अ અક્ષર બન્યો છે.

હંસચતુષ્ટયમાં પણ ઉપરની જ સંયોજનાકલા દૃષ્ટિગોચર થાય છે: હંસનો દેહઘાટ કંઈક વળાંકવાળો હોવાથી, ચિત્રકારને ॐ નો અભ્યાસ ધ્વનિત કરવાનું સુગમ પડયું જણાય છે.

ચાર ઘોડાની સંયોજના (ચિત્ર નં. ૧૬૦) એ અશ્વમુખદ્વારા સાધિત કરેલી છે. એમાંની કલા પણ ધ્યાન ખેંચે તેવી છે.

**ત્રણ સસલાં** (ચિત્ર ન ૧૬૦)

સસલાના કાન લાંબા અને ઊભા રહે છે એ વસ્તુસ્થિતિમાથી કલાકારે એક સસલાનો ત્રિકોણ સાધ્યો છે: પ્રત્યક્ષ જણાતા ત્રણ કાનવડે છનો આભાસ સિદ્ધ કર્યો છે: નીચે આપેલી હાથીના

---

૪ જુઓ: શ્રી. નરસિંહરાવકૃત 'મનોમુકુર', ગ્રંથ ૧, પૃ. ૧૨૯. 'એક ચિત્ર જોઈ સૂઝેલા વિચાર.'

૫ આ ચિત્રમા ફારસી લીપીમાં ॐ नमह् એ પ્રમાણે લખેલું જોઈ શકાય છે. એ ફારસી લખનાર ગુજરાતી લહિયો હોય એમ જણાય છે.

મુખવાળી સંયોજના સમજાવી શકાય તેટલી સ્પષ્ટ નથી.

**સાત બાલક**

ત્રણ બાલકની અદ્ભુત ગોઠવણીદ્વારા સાત બાલકનો ખ્યાલ આપનારી બે સંયોજનાકૃતિઓ આ વિભાગમાં સારો ઉમેરો કરે છે. બાલકોની pose–શરીરસંસ્થિતિ તે માટે ખાસ ઉપકારક થઇ છે.

**કાવ્યશાસ્ત્રના ચિત્રબંધ**

ચિત્રકલામાં જે ભિન્નરૂપ ચિત્ર તે કાવ્યકલામાં અનેકાર્થ પદ્ય, તથા વિવિધ પ્રકારનાં આકાર-ચિત્ર, બંધ–ચિત્ર અથવા ચિત્રબંધઃ સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં જોકે આવા ચમત્કૃતિ-કાવ્યને, ધ્વનિ કાવ્યને પડછે, અધમ ગણ્યાં છે; છતાં ઘણા સંસ્કૃત તેમ જ પ્રાકૃત મહાકવિઓએ એવો બુદ્ધિ-વિલાસ કરવામાં હીણપત માની નથી. આલંકારિકો આવા પ્રકારનાં શ્રમસાધ્ય તથા ક્લિષ્ટતાયુક્ત કાવ્યોને 'ગારૂડીખેલ' અથવા 'હાથચાલાકીની રમત' ભલે કહે. અહીં તો માત્ર ચમત્કૃતિને મુખ્ય ગણી રચાતી કલાકૃતિઓનો આપણે વિચાર કરવા માગીએ છીએ.

**અદ્ભુત ચમત્કારનો આનંદ**

પદ્યની પંક્તિઓના શબ્દ અને અક્ષરને યથાસ્થાનમા ગોઠવી, તે વડે ચારુતાયુક્ત આકૃતિનો આભાસ ઉત્પન્ન કરવો એ ચિત્રકાવ્યનું લક્ષણ મનાયુ છે. એવા રચનાબંધને તેના આકાર ઉપરથી ખડ્ગબંધ, પદ્મબંધ, મુરજબંધ, ચક્રબંધ, કપાટબંધ, નાગબધ, છત્રબંધ, ચામરબંધ–એવાંએવાં નામથી ઓળખવામાં આવે છે. 'બંધ' શબ્દથી કાંઈ એક ચાતુર્યવાળી શિલ્પકલ્પના અથવા સંયોજના (composition)નો બોધ થાય છે.[૬] એમાં કવિનૈપુણ્યને લીધે વિસ્મયરૂપી અદ્ભુતચમત્કારયુક્ત રસ ઉત્પન્ન થાય છે.

**વિજાતીય સંયોજન**

નાગપાશ અને ઊંટની કુસ્તી એ બંને સયોજનાચિત્રોમાં સજાતીય પ્રાણીઓનું ગુમ્ફન છે; પરંતુ બીજું વિજાતીય પ્રાણીઓનુ ગુમ્ફન હાથીના રૂપમા એક ચિત્રકારે કરી બનાવ્યું છે. હાથી જેવા મહાકાય અને માંગલ્યસૂચક તથા ગૌરવભર્યા પ્રાણીનું રૂપ કલાકારને ખૂબ અનુકૂળ પડ્યું લાગે છે. આ જાતનાં ચિત્રો પ્રાણીઓની કુસ્તી અથવા સાઠમારીના શોખમાથી ઉદ્ભવ્યા હોય એમ અનુમાન થાય છે. ચિત્રની મુગલ સમયની પીછી ઉપરથી ઉપરનું અનુમાન સાચું ઠરે છે.[૭]

---

૬ अग्निपुराणમા 'બધ નુ લક્ષણ આ પ્રમાણે આપ્યુ છે

अनेकधावृत्तवर्णविन्यासैः शिल्पकल्पना ।
तत्तत्प्रसिद्धवस्तूनां बंध इत्यभिधीयते ॥

૭ "The singular composite animal designs are common with the Hindus These people not only represent the forms of natural creatures such as are shown in the 'Combat of Animals' but they also invent strange and fantastic monsters by combining other animals in whole or in part, with the body of human beings. These subjects which have

**પ્રાણીકુંજર—ચિત્ર** (ચિત્ર નં. ૧૫૪)

પ્રસ્તુત ચિત્રમાં હરણ, સાબર, સસલું, વાઘ, નાગ, ગાય, કૂતરો, શિયાળ અને ભૂંડ–એટલાં નવ પ્રાણીઓ (આ ઓળખાણ માત્ર સૂચનારૂપે ગણવાનું છે) ઉપરાંત, મુગલ કાળના પહેરવેશવાળાં પુરુષ અને સ્ત્રીનાં મોં પણ એ હસ્તિયુદ્ધની આકૃતિમાં ગૂંથી લીધેલાં છે. ચિત્રના જમણી બાજુના હાથીમાં પુરુષ છે. તેની મુગલાઈ પાઘડી ઉપરથી ચિત્રકાર સોળમા-સત્તરમા શતકનો હોવાનું અનુમાન કરી શકાય છે.

**પ્રાણીકુંજર—શિલ્પ**

આ પ્રાણીકુંજરની કલ્પના જેટલી મનોરમ છે તેટલી લોકપ્રિય પણ હશે એમ જણાય છે. સ્વ. રાખાલદાસ બેનરજી પોતાના ઓરિસ્સાના ઇતિહાસમાં નોંધે છે કે[૮] રાંચી જિલ્લાના બોરિયા ગામના એક મંદિરના દ્વાર ઉપર એક કાલ્પનિક પ્રાણીની આકૃતિ છે; તેને 'નબગુંજર' (નવકુંજર) નામથી ઓરિસ્સામાં ઓળખે છે: કારણકે તે પ્રાણીનું કલેવર હાથી, ગોધો, નાગ, મોર વગેરે નવ જાતનાં પ્રાણીઓનાં અંગપ્રત્યંગની ગૂંથણીથી સર્જાયું છે. સોળમા સૈકામાં થએલા સરલદાસે રચેલા ઉરિયા ભાષાના 'મહાભારત'માં એક એવી કથા છે કે અર્જુનને શ્રીકૃષ્ણે એક વખત આવા સ્વરૂપમાં દર્શન આપ્યું હતું. આ નવકુંજરના અવનવા સ્વરૂપનું સર્જન ઓરિસ્સાની લોકકથાના પરિચયને આભારી છે એમ માનવું પડે છે. આપણે ઉપર જોયું કે નવપ્રાણીકુંજરની કલ્પના ઓરિસ્સા બહારના હિંદમાં પણ જાણીતી હતી.

**ઊંટનું સર્જન** (ચિત્ર નં. ૧૬૮)

વડોદરાના 'અજાયબઘર'માં હિંદી ચિત્રકલા વિભાગમાં અંક ૩૧૪નું ચિત્ર છે: એ અનેક પ્રાણી-સંયોજનાદ્વારા રચેલી ઊંટની આકૃતિ છે. સંયોજનાકલાનો એ સુંદર નમૂનો છે. ઊંટના મો ઉપર રાશની જગ્યાએ નાગ વીંટળાએલો છે. ડોકના ભાગ ઉપર નોળિયો છે. દરેક પગનો અરધો ભાગ વાઘના મોંનો બનેલો છે. પાછલા પગ આગળનો થાપો હાથીની આકૃતિથી પુરાયો છે. પેટના

furnished a popular theme for artists, may possibly be the outgrowth of the animal contests which are a favourite sport with all classes of the people"
—"Decorative Motives of Oriental Art" by Katherine M. Ball (1927; New York), p 76.

૮ "On the wooden door of a temple at Borea, the district of Ranchi, is carved the figure of a mythical animal which is called *nabagunjara* in Orissa Its body is composed of the limbs of nine animals : viz. the elephant, bull, snake, peacock etc. In the Oriya Mahabharat of Saral Das ( 16 th century ) it is said that Krishna once appeared to Arjuna in that form. The figure of the *nabagunjara* is not to be found anywhere outside Orissa. It is of such a complex nature that we cannot think of its having been invented independently by the artist of Borea. It is therefore probable that some artist familiar with recent mythological figures of Orissa must have carved it upon the wooden door of the Borea temple." "History of Orissa", Vol. II, (1934). by R.D Bannerji; Preface XVII.

પોલ આગળ રાજપૂત સમયનો એક પુરુષ છે. તેને માથે ચોટલી જણાય છે. પાસે જ ગાય અને બે કૂતરા છે. હાથી ઉપર સસલું છે. એ સસલું માછલીના મોંમાં છે. આ માછલાની પૂંછડીથી ઊંટનું પૂંછડું બન્યું છે. દરેક પગની ખરી કાચબાના મોની બનાવી છે. અહીં સંભારવું જોઇએ કે આ જ યુક્તિ હાથીની સંયોજનામાં પણ યોજેલી છે. આમ આખા પ્રાણીજગતનું પ્રદર્શન જાણે ન ભર્યું હોય તેમ ઊંટની આકૃતિ દીપે છે. આવા ઊંટ ઉપર પાંખોવાળી એક પરી બેઠી છે. ઊંટ ઉપર બંદુક લઇને સૈનિક બેસે છે તેમ આ પરીના હાથમાં તબૂર છે.

**મનુષ્યસંયોજના**

**પ્રાણી**સંયોજનાનો પ્રકાર આપણે વિચારી ગયા. હવે મનુષ્યસંયોજનાદ્વારા ઉત્પન્ન થતાં પ્રાણી-આકારચિત્રોનો પરિચય કરી લઇએ. આ સંયોજના માત્ર ચિત્રકારના ચિત્રફલક ઉપર જ બનતી હોય એમ આપણે માની લેવાનું છે. છતાં અભિનયકલાને સાધ્ય એવાં અનેક ભાવપ્રદર્શનો જેમ સાધ્ય છે તેમ, સંયોજનાદ્વારા પ્રકટ કરાતાં આકારચિત્રો સાધ્ય નહિ જ હોય એમ માની લેવાની પણ અગત્ય નથી. અંગવિન્યાસની કલામાં નિપુણ એવા નટલોકો સામાન્ય લોકોને અસાધ્ય અથવા દુઃસાધ્ય એવા ઘણા પ્રયોગોનું નિદર્શન કરાવી શકે છે.

**મંગલકલશનો આકાર** (ચિત્ર ન. ૧૯૭)

**પહેલાં,** મનુષ્યસંયોજનાદ્વારા સિદ્ધ થતા અચેતન આકાર–ચિત્રની વાત કરીએ. એક જલ ભરેલા કલશમા બંને બાજુ પવિત્ર પલ્લવ મૂકયા હોય તેવા કલશને 'પૂર્ણકલશ' અથવા 'મંગલકલશ' કહે છે. જૈન ધર્મમાં પ્રસિદ્ધ એવાં અષ્ટમંગલમાં તેની ગણના છે. છતાં એ કલશની ભાવના એકલી જૈન ધર્મમાં જ પ્રસિદ્ધ છે એમ નથી.*

બિલ્વમંગલકૃત बालगोपालस्तुति નામે વૈષ્ણવીય ગ્રંથની વિક્રમના સોળમા–સત્તરમા સૈકાની સચિત્ર પોથીના એક પાનાના મથાળાના હાસિયામાં પ્રસ્તુત મંગલકલશ દેખાય છે; તેમાં અને સાંપ્રદાયિક જૈન આકૃતિમાં બીલકુલ અંતર જણાતું નથી. પ્રસ્તુત પોથીની કલા દક્ષિણ રાજસ્થાની અથવા રાજપૂત કલાથી ઓળખાવી શકાય.

**અમૃતકલશ** (આ. ન. ૬)

**તેવી જ એક शकुनमाला** નામની ગુજરાત શાળાની રેખાંકનો (**line-sketches**)ની પોથીમા શકુન અપશકુન દર્શાવતા પદાર્થો અને પુરુષોના રેખાચિત્ર ભેગી આ કલશની આકૃતિ છે. તેને એમાં 'અમૃતકલશ' કહ્યો છે, અને તેના દર્શનનુ ફલ જ્યોતિષીઓ વાપરે છે તેવા ભ્રષ્ટ સંસ્કૃતમાં જણાવ્યું છે.[૯] પ્રસ્તુત ૮૮ શ્લોકને અનુસરતા રેખાંકનવાળી પોથી, અત્યાર સુધી જાણમાં આવેલા ચિત્ર-

* પૂર્ણકલશની આજુબાજુની બે આંખોની ઉદ્દિષ્ટ ભાવના જૈન ધર્મમાં પ્રસિદ્ધ છે, જયારે બે આંખોની રજુઆત વગરની ભાવના બહુધા ભારતના બીજા સંપ્રદાયોમા પ્રસિદ્ધ છે —સંપાદક

૯ मनसा कर्मणा इच्छा सफला चैव दृश्यते ।
अमृतकलशं तस्य दर्शनं सर्वकर्मणि ॥ उत्तमम् ॥

કલાના નમૂનામાં સારો ઉમેરો કરે છે. શુદ્ધ ગુજરાતી પદ્ધતિ અને રાજપૂત અસર નીચેની પદ્ધતિના અનુસંધાન જેવી આ પોથીનો વિસ્તૃત પરિચય એક બીજો સ્વતન્ત્ર લેખ માગી લે છે.

**નારીકલશ** (ચિત્ર નં. ૧૪૪)

ગુજરાતી સમાજમાં આટલો બધો જાણીતો એવો મંગલકલશનો આકાર કલાકારની દૃષ્ટિએ પણ લોકપ્રિય લેખાયો છે. દયાવિમળજી શાસ્ત્રસંગ્રહની કલ્પસૂત્રની ચિત્રસમૃદ્ધ પોથીના સોળમા પત્રના હાંસિયામાં મંગલકલશનો આકાર બે સ્ત્રીઓની સંયોજનાદ્વારા સિદ્ધ કર્યો છે. આ પોથીનો કંઇક પરિચય પ્રસ્તુત ગ્રંથના 'ચિત્રવિવરણ'માં કરાવેલો છે. તેની ક્રાન્તિકારક શોધનું અપૂર્વ માન સંશોધક શ્રી સારાભાઈ નવાબને ઘટે છે.

બંને સ્ત્રીઓના હાથ અને પગની આંટીદ્વારા એવી સુંદર ગૂંથણી કરી છે કે તેથી મંગલ-કલશનો આભાસ જોનારને ઘડીભર મુગ્ધ બનાવી દે છે. એક હાથમાં ધરેલો ચમ્મર પલ્લવની ગરજ સારે છે.

**નારીશકટ** (ચિત્ર નં. ૧૪૭)

આ જ પ્રતના બીજા એક પત્રના નીચેના મથાળામાં-ખંડમાં 'નારીશકટ'ની એક હૃદયંગમ રચના છે તે ધ્યાન ખેંચે છે. કુશલ ચિત્રકારે, એક સ્ત્રી ઘુંટણીએ પડી ચાલતી હોય અને ગાડીને જોડેલા પ્રાણીના આકારરૂપે હોય તેમ બતાવ્યું છે; અને બીજી સ્ત્રી તેના ઉપર પગ નાખી, ગાડી જોડી હોય તેવો આભાસ કરાવતી પગ લંબાવીને સૂતેલી છે. આવી વ્હેલડીને હાંકનાર એક ત્રીજી સ્ત્રી, ઘુંટણ પર દોડતી સ્ત્રી ઉપર બેઠેલી છે; અને તેના અંબોડાની લટને રાશ બનાવી હાંકે છે. અહીં કલાકારની સંયોજનાશક્તિ જોનારને ઘડીભર મુગ્ધ બનાવે છે.

**પાલખી** (ચિત્ર નં. ૧૬૬)

નવીનતા લાવવાની તીવ્રતા કહો કે ધૂન કહો તે જ્યારે કલાકારના માનસને કબ્જે કરી લે છે ત્યારે કંઇકંઇ અસ્વાભાવિક રચનાઓ પણ કર્યા વગર તેને ચેન પડતું નથી. પાલખીની રચના એવી છે. પાલખીના ઉપરના ભાગમાં જે કમાન હોય છે તેનો આકાર કોઇ પણ પ્રકારની ગોઠવણીથી સિદ્ધ થએલો નથી; છતાં એવી સંયોજનાદ્વારા ધ્વનિત કરેલા પાલખીના ચિત્રના અસ્તિત્વની નોંધ મળી આવે છે ખરી.[૧૦]

---

૧૦ એડવર્ડ મૂર, એફ આર એસ નામના અંગ્રેજે સને ૧૮૧૦માં 'The Hindu Pantheon' (હિંદુ દેવ અને દેવપૂજા) નામનું પુસ્તક અનેક મૂર્તિઓ તથા ચિત્રોનો સંગ્રહ કરી તેને આધારે પ્રકટ કર્યું હતું. તે પુસ્તકની શોધિતવર્ધિત બીજી આવૃત્તિ ૧૮૬૪માં પ્રગટ થઇ હતી તેમાની નીચેની નોધ મહત્ત્વની છે:

"The plate ( palanquin ) exhibits a whimsical composition of Krishna and his damsels, the latter forming for him a palanquin. I have other pictures in which they take the forms of an elephant, a horse and a peacock. The original of the palanquin and horse are tinted pictures; the peacock and elephant form outline sketches. No stress can be laid on the number of the nymphs thus employed as they differ in dif-

**કૂકડો** (ચિત્ર નં. ૧૪૮)
મનુષ્ય-આકૃતિઓની ગોઠવણીથી બનેલાં અચેતન પદાર્થોના આકારચિત્રોનો વિચાર કર્યો. હવે હાલતાંચાલતાં સચેતન ચિત્રોનો પરિચય કરીએ.

સાત સ્ત્રીઓની સાહાય્યથી એક કલાકારે કૂકડાની આકૃતિ સિદ્ધ કરી છે. એમાં કલગી અને પીછાનો આભાસ વસ્ત્રના ઊડતા પાલવથી બતાવવાને બદલે સંયોજકે વાસ્તવિક પીછાં જ ચીતર્યાં છે. તેને લીધે ચિત્રાભાસદ્વારા જામેલી કૂકડાની છબી ઊડી જાય છે અને અવાસ્તવિકતાનો સહજ ખ્યાલ આવતા ચિત્ર માત્ર પીછીના પ્રયોગની વસ્તુ બની જાય છે.

**નારીઅશ્વ** (ચિત્ર નં. ૧૪૯)
પ્રાણી યોજનાનો બીજો મળી આવેલો પ્રયોગ અશ્વની આકૃતિનો છે. અશ્વને સંયોજનાનો વિષય બનાવ્યાની રૂઢિ પ્રાચીન જણાય છે; કારણકે સંયોજનાના નિર્માણકાલને અનુસરતાં તેનાં ત્રણ જુદાંજુદા સ્વરૂપ પ્રાપ્ત થયા છે.

પહેલો નમૂનો ઓછો કલાયુક્ત છે અને પ્રમાણમાં વળી આધુનિક પણ જણાય છે. એમાં પાંચ સ્ત્રી-આકૃતિની ગોઠવણીદ્વારા અશ્વનુ સ્વરૂપ ધ્વનિત કર્યું છે. છતાં તે ઉપરાત બીજી અનુપૂરક રેખાઓની મદદ પણ આલેખકને લેવી પડી છે. એટલે આ આકૃતિ કેવલ સંયોજનાની કલાથી બનેલી નથી. તેની ઊણપ રેખાંકનથી પૂરવી પડી છે. સ્ત્રીઓના તથા તે ઉપર બેઠેલા પુરુષોત્તન (પ્રભામંડળ હોવાથી)ના આલેખનમાં સજીવતા નથી. છતાં નોંધવા જેવી ખાસ વસ્તુ આમાં હોય તો તે અશ્વના પૂંછડાની ગોઠવણી છે. ચમ્મર ખભે નાખીને, ગતિમાં હોય તેમ પગ રાખી ઊભેલી સ્ત્રી, ઘોડાનો લગભગ પૃષ્ઠ ભાગ ઉપજાવી આપે છે; અને ચમ્મરથી ભરાવદાર પૂંછડાનો બરોબર ખ્યાલ લાવે છે: પરંતુ સ્ત્રીઆકૃતિનો અંગભૂત ભાગ એ નથી. મુખસ્થાને ગોઠવેલી સ્ત્રીની વેણી કેશવાળીનો આભાસ ઉત્પન્ન કરે છે.

**નારીઅશ્વ, રાજપૂત-મુગલ સમય** (ચિત્ર નં ૧૫૧)
બીજો નમૂનો રાજપૂત અને મુગલ કલાના સંધિકાળનો એટલે લગભગ સત્તરમા શતકના પ્રારંભ કાળનો છે. વડોદરાના પુષ્ટિ સંપ્રદાયના શ્રીનાથજીના મદિરમાં એ અસલ ત્રિરંગી ચિત્ર સચવાઇ રહેલું છે. કલાનો એ સુદર નમૂનો છે. એમાં નવનારીની રચના છે. ચિત્ર સર્વાંગસુંદર છે. મુખનો આભાસ કરાવનારી મુખસ્થાને ગોઠવેલી સ્ત્રીની હસ્તસયોજના ખૂબ જીવત છે. પગનો આભાસ પાયજામાથી ઠીક સાધ્યો છે. કેશવાળી તો મુખસ્થાને આવેલી ગોપીની વેણીથી જ અહીં પણ બનેલી છે. ઘોડાની લંબાઈ સાધવા માટે વચ્ચેની ગોપીના હાથમાં મૃદંગ આપ્યું છે. છત્ર, ચમ્મર અને પ્રભામંડલના સાથથી ગોકુલવૃન્દાવનના શ્રીકૃષ્ણ એક રાજવી જેવા દીપે છે.

---

ferent subjects In a palanquin picture copied from a book containing illuminated specimens of Arabic & Persian penmanship marked Laud A. 181 in the Bodleian library, Oxford, one of the seven women, in rather a curious posture, forms the arch over the head of deity which seemed to be in the style of a Mohomedan." p. 129.

**નારી-અશ્વ: ગુજરાતી ચિત્રકલા** (ચિત્ર નં. ૧૪૫)

ત્રીજો નમૂનો અત્યાર સુધીમાં જાણમાં આવેલાં સંયોજનાચિત્રોમાંનું એક ખૂબ પ્રાચીન આલેખન છે. 'નારી–શકટ'ના પરિચય વખતે ઉલ્લેખેલા પૃષ્ઠના ડાબી બાજુના હાંસિયામાં તે આલેખેલું છે. ચિત્રકારનો પ્રધાન વિષય ધાર્મિક ગ્રંથની પ્રતિકૃતિને સુશોભિત કરવાનો છે, છતાં એના કલાપ્રેમી આત્માએ પોતાના હૃદયની કલ્પનાસૃષ્ટિને પ્રકટ કરવાની ઠીકઠીક તક સાધી છે.

પ્રસ્તુત નારી-અશ્વમાં ધ્યાન ખેંચનારી એક વિશેષ વસ્તુ છે: અહીં ઘોડાનો સવાર પુરુષ નથી, પણ એક સ્ત્રી છે: તેના અનુચરો—છત્ર અને ચામર ધરનાર પણ સ્ત્રીઓ જ છે. સવાર થએલી સ્ત્રી કોણ હશે તેનો વિચાર—આ આકૃતિની સામી બાજુના હાંસિયામા ચિત્રકારે નારી–કુંજરની સંયોજના રજુ કરી છે—તેનો પરિચય આપતી વખતે કરીશું.

આમ એકજ પાનાના હાંસિયામાં સંયોજનાકલાના ત્રણત્રણ સ્વરૂપો ભરી દઈ, ચિત્રકલાના વિષયમાં કલાકારે પોતાનો કલ્પનાવૈભવ વ્યક્ત કરી પોતાનું અપૂર્વ નૈપુણ્ય સિદ્ધ કર્યું છે: તે એટલે સુધી કે આટલું એક જ પાનું ચિત્રકારની કુશલતાનો યથાસ્થિત પરિચય કરાવવાને સમર્થ છે.

**નારી-કુંજર**

હિંદી કલામાં હાથીનું સ્થાન અપૂર્વ છે: શિલ્પમાં તેમ જ ચિત્રમાં પણ. અજંતાનાં ભિત્તિચિત્રોના સમયથી માંડી મંદિરશિલ્પના ગજથરમાં તથા શોભનચિત્રોમા પણ સમૃદ્ધિસૂચક હાથીની અનેકવિધ આકૃતિઓ નજરે પડે છે.

**નારી-કુંજર: ભાત**

તે ઉપરાંત 'નારી–કુંજર'ની ભાત ગુજરાતનાં પટોળાંમાં આવતી ભાતમાં બહુ જાણીતી છે. વેદાન્તકવિ અખાભક્તે 'અનુભવબિંદુ'માં[૧૧] એ લોકપ્રસિદ્ધ વસ્તુનું રૂપક લઇ, સગુણ અને નિર્ગુણબ્રહ્મનો સંબંધ સમજાવ્યો છે. પૂતળીઓના હાથીની છાપનું વસ્ત્ર એટલે નારીકુંજર–ચીરનું પોત (પટતલ)–એ નિર્ગુણ બ્રહ્મ છે; બીજી રીતે કહેતાં, પૂતળીઓ (નારી) તે જીવો અને હાથી (કુંજર) તે સગુણ બ્રહ્મ (ઇશ્વર) છે: આમ 'નારી-કુંજર'નો પરિચય સત્તરમા સૈકાના ગુજરાતી સમાજને હતો એમ જણાઇ આવે છે.

---

૧૧ જુઓ, દી બા. કે. હ. ધ્રુવ સંપાદિત વેદાન્તી કવિ અખાકૃત 'અનુભવબિંદુ' (પૃ. ૮)

નવ ભૂલે તું બાટિ; નાટ સહુ જાણે ખોટું<br>
પિંડ તેવું બ્રહ્માંડ: છાડ સહી ન્હાનું મોટું.<br>
સૂક્ષ્મ તેવું સ્થૂલ, સ્થૂલ સૂક્ષ્મ નહિં અંતર:<br>
નારીકુંજર ચીરિ ધીર થઇ જુએ પટંતર<br>
પૂતળી જોતા બહુલતા પટતલમાં દ્દષ્ટે પડે:<br>
વિરાટ હસ્તી તે અખા' દીસે બહુલતા એ વડે—૨૭

. . .  . . .  . . .

જીવ ને ઇશ્વર હોય કોય નથી એણે ધામે:<br>
સ્ત્રીકુંજર દૃષ્ટાંતિ જંત ઇશ્વરને ઠામે.—૨૮.

**નારી-કુંજરઃ બિરૂદ**

'નારી-કુંજર' શબ્દના વ્યવહાર માટે તેને જ મળતા બીજા બહુવ્રીહિ સમાસ વિચારીએ: સમાસનો ઉત્તર પદ 'કુંજર' શબ્દ શ્રેષ્ઠત્વ અથવા પ્રાશસ્ત્ય સૂચવે છે. 'નરકુંજર', 'રાજકુંજર', 'કવિકુંજર' (સરખાવો સં. ૧૨૫૨ના **अमरस्वामीचरित्र**માંનો પ્રયોગ **असौ जीयात सिद्धर्षिः कविकुंजरः।**—પીટર્સન રિપોર્ટ ૩, પૃ. ૯૧) તેમ 'રણહત્થી' 'નરહત્થી' પ્રયોગ પણ મળી આવે છે (જુઓ **अपभ्रंशकाव्यत्रयी** પૃ. ૮૯, જ્યાં જાબાલીપુરના રાજા વત્સરાજને 'રાણુહત્થી' કહી ઓળખાવ્યો છે).

**નારી-કુંજરઃ રાજા મદનવર્મા**

જિનમંડનગણિવિરચિત **कुमारपालप्रबन्ध** (રચના સંવત ૧૪૯૨)માં બંગાળાના રાજા મદનવર્માને '**नारी कुंजर**' કહી ઓળખાવ્યાનો પ્રસંગ છે. સિદ્ધરાજની સભામાં એક પરદેશી ભાટે આવીને કહ્યું કે 'રાજન્, આપની સભા મદનવર્માની સભા જેવી વિસ્મય કરાવનારી છે!' સિદ્ધરાજને એ નરવર્મા કોણ છે તે જાણવાનું કુતૂહલ થયુ. ભાટે કહ્યું: 'પૂર્વમાં મહોબકપુરનો રાજા ત્યાગી, ભોગી અને ધર્મી છે. એની રાજધાની કેવી છે તેની ખાત્રી કરાવવી હોય તો આપના મંત્રીને મોકલો.' સિદ્ધરાજે ભાટની સાથે મંત્રીને એ રાજધાની જોવા મોકલ્યો. મંત્રીએ થોડેક મહિને પાછા આવી કહ્યું, 'ખરેખર, નગરી તો ભાટે વખાણી તેવી જ છે. હુ ગયો તે વખતે ત્યા વસંતોત્સવ થતો હતો. ગીત ગવાતાં હતાં. સૌકોઇ હીંડોળે હીંચતાં હતા. શણગાર સજેલી સુંદરીઓ આમથી તેમ ફરતી હતી. સ્વરૂપવાન લાખો યુવાનો દેખાતા હતા. પિચકારીના છાંટણાં થતાં હતાં. ઘેરઘેર સંગીત સંભળાતું હતું. મંદિરેમંદિરે પૂજાઓ થતી હતી. ખાનપાનની મોજ ઊડતી હતી. ભાતના ઓસામણ ગમે ત્યા રસ્તામા મોકળા વહેતાં નહોતા; પણ કૂંડીઓમાં નખાતાં હતાં. બજાર આઠે પહોર ખુલ્લા રહેતાં હતાં. પરંતુ આખું નગર ભમ્યો તો યે રાજાના દર્શન થયાં નહિ. લોકોએ કહ્યુ કે 'એ નારીકુંજર રાજા કોઇપણ વખત સભામાં આવી બેસતા નથી. એ તો બસ "મેળાખેળા"મા મચ્યા રહે છે.'

સિદ્ધરાજે મંત્રી સાથે સૈન્ય મોકલ્યું અને એ ગાફેલ રાજાને શાસન કરવા હુકમ કર્યો. મહોબકનગરને ઘેરો ઘાલ્યો છે એમ જણાતાં નગરના લોકો ખળભળી ઊઠયા. હજારો સ્ત્રીઓની વચમાં મંત્રીઓ સહિત મદનવર્મા ઉદ્યાનમાં બેઠા હતા: ત્યાં આવીને સમાચાર કહ્યા કે 'ગૂર્જરરાજ સિદ્ધરાજે આવીને નગર ઘેર્યું છે. એને પાછો કેવી રીતે વાળવો?'

મદનવર્માએ ઠંડે પેટે હસીને જવાબ દીધો: 'એ જ સિદ્ધરાજ ને, જેણે ધારાનગરીને બાર વર્ષ ઘેરો ઘાલ્યો હતો અને એમ બારે વર્ષ યુદ્ધભૂમિ પર પડી રહ્યો હતો? એ "કબાડી રાજા"ને કહેવડાવો કે જો એને રાજ્યની ધરા લેવાની ભૂખ હશે તો અમે યુદ્ધ આપવા તૈયાર છીએ; પણ જો એ પૈસાથી સંતોષાતો હોય તો તો બિચારો માગે તેટલું દ્રવ્ય આપી એની ભૂખ ભાગો. એ કેટકેટલી જહેમત ઉઠાવી રહ્યો છે! તો ભલે એ નાણું લાંબો કાળ એ ભોગવે.'

મંત્રી ખંડણી લઇ પાછો ફર્યો અને સિદ્ધરાજને બધી વાત કરી ત્યારે પોતાને 'કબાડી' કેમ કહ્યો તે બાબત મદનવર્માને જાતે મળી ખુલાસો કરી લાવવા માટે સિદ્ધરાજ મંત્રી સાથે ગયો. મદનવર્માએ એનું ઘણું સ્વાગત કર્યું. પછી સિદ્ધરાજે 'કબાડી'નું મહેણું સંભાર્યું. મદનવર્માએ

કહ્યું 'રાજન્, ખોટું લગાડશો નહિ. જીવન કેવળ યુદ્ધ માટે નથી. જુઓને, જીવન ટૂંકું છે: રાજ્ય-લોભને થોભ નથી: કેટકેટલાં પુણ્યને અંતે રાજ્ય મળે છે: તો શું તેનો ધર્મ પ્રમાણે ઉપભોગ ન કરવો? પ્રજાના જીવનને સંસ્કારી ન બનાવવું? તેથી જ મેં એમ કહ્યું હતું. "કબાડી" શબ્દથી "કર્પદિકા" કોડી—એવું ધન ભેગું કરવામાં હમેશ રચ્યોપચ્યો રહેનાર એવો ધ્વનિ હતો; પરંતુ આપ ખોટું ન લગાડશો.'

સિદ્ધરાજના મનનું સમાધાન થયું. ત્યારથી સાહિત્ય, કલા અને ધર્મના સંરક્ષણ તેમજ પ્રચાર માટે રાજાના દિલમા પ્રેરણાની ચિનગારી પ્રકટી. આમ મદનવર્મા 'નારીકુંજર' એટલે વિલાસપ્રિય છતાં પ્રજાપાલનમાં આદર્શ રાજા હતો એટલું આખી આખ્યાયિકાનું રહસ્ય જણાય છે.

**'કુંજર'ની લીલા**

'નારીકુંજર' શબ્દનો ભાવાર્થ 'હાથણીઓ (સ્ત્રીકુંજર)ની વચમાં શોભનાર ગજરાજ' એવો થાય છે. ભાગવતપુરાણના દશમસ્કંધમાં 'રાસપંચાધ્યાયી' પ્રકરણ છે. ત્યાં જળક્રીડા વર્ણવતાં, ગોપાંગનાઓની વચમા ખેલતા શ્રીકૃષ્ણ, ગજેન્દ્રની લીલાઓ ન કરતા હોય એમ ઉત્પ્રેક્ષા કરી છે.[12]

रतिरहस्यકાર કુક્કોક ભટ્ટ चन्द्रकलाधिकार નામના બીજા પરિચ્છેદમાં ચર્ચે છે કે અનંગનાં પક્ષ અને તિથિ અનુસાર બદલાતા સ્થાન ધ્યાનમાં લઈ, તે તે સ્થાને અનુનય કરવાથી કામસુખોપભોગ થાય છે. ત્યાં એક करिकरक्रीडा (હાથીની સૂંઢના સામ્યને લીધે એ નામથી ઓળખાવાતી કામક્રીડા) વર્ણવી છે. તે ઉપરથી હાથીનો શૃંગારરસોદ્દીપક વિલાસ ધ્વનિત થાય છે. વળી 'હસ્તિની' એ નામથી તેવા સ્વભાવની અથવા તેવા અંગવાળી સ્ત્રીઓનું એક પ્રકારનું વર્ગીકરણ પણ કામશાસ્ત્રમાં આપેલું છે.

શુક્લ અને કૃષ્ણપક્ષમાં બદલાતી શશિકલાને અનુસરી સ્ત્રીશરીરમાંનાં કામસુખોપભોગ કરાવનારાં વિવિધ સ્થાનોને નકશારૂપે સમજાવનારૂં એક ડોળિયા જેવું આલેખન શ્રીયુત સારાભાઈ નવાબના સંગ્રહમાં છે. તે નીચે જૂની ગુજરાતી ભાષાની ચોપાઇમાં તેનું વિવરણ છે. (ચિત્ર નં. ૧૫૬) તે મૂળ સંસ્કૃત ગ્રંથને અનુસરે છે.

**નારી-કુંજર: રતિરહસ્ય**

તેરમા સૈકામા રચાએલા સંસ્કૃત रतिरहस्यની ગુજરાતી ચિત્રકલા સંપ્રદાયની લગભગ સોળમા શતકની સચિત્ર પોથીનું એક એકલ પાનું શ્રી સારાભાઈ નવાબને પ્રાપ્ત થયું છે. એ પાનાની એક બાજુ ચંદ્રકલા અધિકારનો ત્રીજો શ્લોક: 'कुर्वन्ति स्मरमन्दिरे करिकरक्रीडां स्त्रियो जानुनी।' અને બીજી બાજુ 'एकारौकारयुक्ता हरिहरजहराः पञ्चबाणा स्मरस्य।' એ ચોથો શ્લોક લખ્યો છે. બંને બાજુ શ્લોકની જમણી બાજુના અરધા હાંસિયામાં ત્રિરંગી ચિત્ર છે. પ્રસ્તુત નારીકુંજરના વિષય સાથે ત્રીજા

---

૧૨ જુઓ भागवत, दशमस्कन्ध, अ. ३३, श्लो २३–२४.

श्रान्तो गजीभिरिभराडिव भिन्नसेतुः ॥ २३ ॥

सोऽम्भस्थलं युवतिभिः परिषिच्यमानः ।

रेमे स्वयं स्वरतिरत्र गजेन्द्रलीलः ॥ २४ ॥

શ્લોકની સામે દોરેલું ચિત્ર સંબંધ ધરાવે છે (ચિ. નં. ૧૪૩).

શ્લોકના करिकरक्रीडा પદમાંના 'કરિ' શબ્દથી ધ્વનિત થતા હાથીનું આલેખન એ શ્લોકનો ભાવાર્થ વ્યક્ત કરવા થએલુ છે એમ લાગે છે: બીજી રીતે કહીએ તો શ્લોકના રહસ્યનું સ્પષ્ટીકરણ અથવા દૃઢીકરણ ચિત્રદ્વારા અભિપ્રેત છે.

ચિત્રમાનો હાથી એ સામાન્ય પ્રાણી નથી; પણ એક વિલક્ષણ સંયોજનાથી ઘટાવેલો હાથીનો આકાર છે. 'નવનારીકુંજર'ને નામે ઓળખાતી એ આકૃતિ નવ સ્ત્રીઓની કલામય ગૂંથણીથી સિદ્ધ થએલી છે. હાથી ઉપર બેઠેલા પુરુષને માથે છત્ર ધરીને એક સ્ત્રી બેઠેલી છે. પુરુષને માથે મુકુટ છે. ચિબુક ઉપર નાની સરખી દાઢી ઊગેલી છે. તેના બંને હાથમાં આકર્ણલંબિત ધનુષ્ય છે. ધનુષ્ય ઉપર બાણ સજ્જ કરેલું છે. એ બાણનું લક્ષ્ય અથવા નિશાન બનેલી એવી એક સ્ત્રી સામે દેખાય છે. એ સ્ત્રીનો વસ્ત્રપાલવ તથા વેણી હવામાં પાછળ ઊડતાં દેખાય છે; છતા નારીકુંજરમાની સ્ત્રીઓની વેણી બાંધેલી છે, તેથી પ્રસ્તુત ચિત્રનો નિર્માણકાળ સોળમા શતકમાં હશે.[૧૩] પુષ્પથી ગૂંથેલી અને છૂટી મૂકેલી એવી વેણી પંદરમા શતક સુધીનાં સ્ત્રીઆલેખનોમાં છેઃ છતા માથું ઊઘાડું જ છે, તેથી એ વસ્તુસ્થિતિ રાજપૂત સમયની પહેલાં આ ચિત્રને મૂકવામા સાહાય્યભૂત થાય છે.

હાથી ઉપર બેઠેલો પુરુષ કામદેવ હોય અને બાણનું લક્ષ્ય બનેલી સ્ત્રી રતિ હોય અથવા સ્ત્રીજાતિની કોઇપણ પ્રતિનિધિ હોય એમ અનુમાન થાય છે. * ઉપર કલ્પસૂત્રના પાનાના હાસિયામાંના 'નારી-અશ્વ'ની નોંધ કરતી વખતે સ્ત્રીઓના બનેલા અશ્વ ઉપર બેઠેલી સ્ત્રીનો પરિચય કરાવવાની પ્રતિજ્ઞા કરી હતી. તેનો ખુલાસો આ સ્થળે થઇ શકે છે. નારી-અશ્વ ઉપર બેઠેલી સ્ત્રી રતિ હોય એમ ઘણો સંભવ છે, કારણકે એ જ પાનાના સામા હાંસિયામાં બીજો એક 'નારી-કુંજર' તેની સન્મુખ આવી રહેલો છે. રતિની અંગરક્ષિકા એક સ્ત્રી અશ્વની બાજુમા ચાલી રહી છે.

**નારી-કુંજરઃ કલ્પસૂત્રના હાંસિયામાં**

કલ્પસૂત્રના પાનાના જમણા હાંસિયામાં સ્ત્રીઓનો બનેલો હાથી ચીતરેલો છે. તેને 'નારી-અશ્વ' સામે મૂકવામાં ચિત્રકારનો કંઈક હેતુ હોય એમ લાગે છે. रतिरहस्यના પાનામાં ચીતરેલા પુરુષ જેવો જ છત્ર ધરાએલો, મુકુટવાળો અને દાઢી સાથેનો એ દેખાય છે. ફરક માત્ર એટલો જ છે કે અહીં પુરુષ હાથવડે અભયમુદ્રા બનાવે છે. પાછળ એક સ્ત્રી-રક્ષક બે હાથમાં ચમ્મર લઇ ઊભેલી છે. આગળ હાથીનો મહાવત પણ એક સ્ત્રી જ છે. આખા હાથીની રચના સ્ત્રીઓની, અંગરક્ષક સ્ત્રી અને મહાવત પણ સ્ત્રી;—વળી આગે આકાશમાં નેકી પોકારતી હોય અથવા જયનાદ કરતી હોય એ પણ સ્ત્રી—આમ આખા સ્ત્રીમય વાતાવરણમા હાથી ઉપર બેઠેલો પુરુષ જ વિજાતીય

---

૧૩ વેણી બાંધેલી છે તેટલા ઉપરથી પ્રસ્તુત ચિત્રનો નિર્માણકાળ સોળમા સૈકામાં મૂકી શકાય નહિ, કારણકે વેણી બાંધેલી સ્ત્રીઓ તો તેરમા સૈકાના ચિત્રોમા પણ મળી આવે છે (જુઓ ચિ. નં. ૧૪) મારી માન્યતા પ્રમાણે આ ચિત્રનિદાન પંદરમા સૈકા પછીનુ તો નથી જ —સંપાદક

* અત્રે જે સ્ત્રી રજૂ કરેલી છે તે રતિ નહિ પણ કામવિહ્વલા સ્ત્રીનુ પ્રતીક હોય એમ સંભવે છે. બીજું, આ નારીકુંજરમાં બધી જ સ્ત્રીઓ છે એમ પણ નથી એ બધાં સ્ત્રી પુરુષના યુગ્મ છે અને તે દરેક જુદીજુદી જાતની કામચેષ્ટાઓ વ્યક્ત કરે છે

જણાય છે (ચિત્ર નં. ૧૪૪).

**કામદેવનું ચિત્ર : ગુજરાતી સંપ્રદાય**

આ પુરુષ કામદેવ જ હોવો જોઇએ એમ સબળ અનુમાન થઇ શકે છે.

અહીં ચીતરેલી સ્ત્રીઓનાં વસ્ત્ર આભૂષણ તથા અંગમરોડ, દીર્ઘ આંખો તથા અણિયાળાં નાક, એ બધું પ્રસ્તુત ચિત્રનો નિર્માણકાળ પંદરમું શતક ઠરાવી આપે છે.

**કામદેવની મૂર્તિ**

કામદેવમૂર્તિનું વર્ણન શિલ્પ અને મૂર્તિવિધાનના ગ્રંથોમાં મળી આવે છે. એક ગ્રંથમાં 'दक्षिणे पुष्पबाणं च वामे पुष्पमयं धनुः ।'—જમણા હાથમાં પુષ્પનાં બાણ અને ડાબા હાથમાં ફૂલભરેલું ધનુષ્ય—એ રીતે સજ્જ થએલો તેને વર્ણવ્યો છે. शिल्परत्नમાં કામદેવના ડાબા હાથમાં શેરડીનું ધનુષ્ય અને જમણા હાથમાં પંચપુષ્પનાં બાણ હોવાનું જણાવ્યું છે.[૧૪]

**કામદેવનું ચિત્ર**

તાડપત્રનો પ્રચાર ઘટ્યા પછી ગુજરાતમાં કાગળનો ઉપયોગ થવાના સંધિકાળમાં એટલે સંવતના પંદરમા શતકમાં ઉતારેલી रतिरहस्यની સારાભાઇ નવાબના સંગ્રહની એક સમગ્ર પોથીમાં પહેલે ૦૪ પાને, પ્રારંભમાં ॐ नमः मकरध्वजाय। એ પ્રમાણે નમસ્કાર કર્યો છેઃ અને સામે હાંસિયામાં મકરધ્વજનું ત્રિરંગી ચિત્ર આપ્યું છે (ચિત્ર નં. ૧૫૫).

એ ચિત્રમાં કામદેવના એક હાથમાં શેરડીનું ધનુષ્ય હોય એવો ભાસ થાય છે. બીજા હાથમા એક બાણ છેઃ બાણનું ફળું પાંચ પાંખડીના એક કમળફૂલથી બનાવેલું છેઃ અથવા લાંબા મૃણાલદંડવાળી પાંચ પદ્મકળીઓ એકઠી બાંધી ન હોય એવું બાણ હાથમાં ધારણ કરેલું છે. માથા ઉપરનો મુકુટ 'વસંતવિલાસ' 'બાલગોપાલસ્તુતિ' અને 'સપ્તશતી' જેવા બ્રાહ્મણીય ગ્રંથોના ચિત્ર નાયકોના મુકુટને આબેહૂબ મળતો આવે છે. જૈનાશ્રિત ગુજરાતી કલાગ્રંથોમાં પણ એ જ મુકુટ દેખા દે છે.

પ્રસ્તુત ચિત્રની બીજી વિશિષ્ટતા તે કામદેવના અંગનો લલિત ત્રિભંગ છે. બાણ સાંધવાની આતુરતા, તીવ્રતા તથા એકાગ્રતા એ ત્રિભંગદ્વારા સુંદર રીતે અભિવ્યંજિત થયાં છેઃ અને અર્ધચિત્ર (profile) અથવા પાર્શ્વચિત્રદ્વારા એ પ્રકારનો આંગિક અભિનય વ્યક્ત કરવામાં ચિત્રકારને અનુકૂળતા મળી લાગે છે.

ત્રીજી વિશિષ્ટતા કામદેવની દાઢીની છે. પુરુષત્વના સૂચન તરીકે એ શ્મશ્રુરાજિ બનાવવાનો શિષ્ટાચાર પડી ગયો હોય એમ તર્ક કરી શકાય છે. કારણકે એવી જ દાઢી તાડપત્ર ઉપરનાં કલ્પસૂત્ર તથા કાલકાચાર્યકથાનાં બારમાતેરમા શતકનાં ચિત્રોમાં પણ દેખા દે છે. વળી ઉપર ગણાવી ગયા તે રતિરહસ્યના ચંદ્રકલાધિકારના ત્રીજા શ્લોકના ચિત્રમાં નારીકુંજરપર બેઠેલા કામદેવને પણ

---

૧૪ જુઓઃ वक्ष्ये मनसिजं देवमिक्षुचापधरं सदा ।
पञ्चपुष्पमयान्बाणान्बिभ्राणं दक्षिणे करे ॥

દાઢી ચીતરેલી છે: તેમ જ કલ્પસૂત્રની કાગળની પ્રત ઉપરના હાંસિયામાંના કામદેવ પણ દાઢીવાળા જ ચીતર્યા છે.

**'વસંતવિલાસ'માંનું કામદેવનું ચિત્ર**

દાઢી એ કામદેવના સ્વરૂપનું આવશ્યક અંગ હોવા માટે એક વધુ પ્રમાણ મળી આવ્યું છે. શ્રીયુત ન્હાનાલાલ ચમનલાલ મહેતાએ એવા જ કામદેવના ચિત્રની નોંધ 'વસંતવિલાસ'ની ચિત્રમાલામાં કરી છે. સુશોભિત વસ્ત્રોમાં સજ્જ થએલા, દાઢીવાળા, પ્રભામંડલથી પ્રકાશિત અને ડાબા હાથમાં કમળદંડ લીધેલો એવા કામદેવ 'વસંતવિલાસ'ના ચિત્રઅંક ૧૩માં છે.[૧૫] સામે કામદેવપત્ની રતિ દેખાય છે. આમ સ્મશ્રુરાજિથી ગૌરવવન્તું દેખાતું કામદેવનું સ્વરૂપ પરંપરાપ્રાપ્ત અને રૂઢ હોવું જોઇએ એમ કહેવાનું મન થાય છે.

**ગીતા, અધ્યાય ૧૦: કંદર્પનું ચિત્ર**

વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરના ચિત્રસંગ્રહમાં 'પંચરત્ન ગીતા'નો સચિત્ર ગુટકો છે. તેમાં ભગવદ્‌-ગીતાનાં ચિત્રો અદૃષ્ટપૂર્વ[૧૬] અને ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. ગીતાના દસમા અધ્યાયમા વિભૂતિ-યોગ વર્ણવ્યો છે. ત્યા ભગવાન શ્રીકૃષ્ણ, સૃષ્ટિનાં સર્વ સર્જનોમા જે શ્રેષ્ઠતાસૂચક અંશ છે તે પર-માત્માનો અંશ છે—અથવા એ શ્રેષ્ઠતા અને તેજસ્વીપણું પરમાત્માને લીધે છે, એવું અર્જુનને સમજાવે છે. આ પ્રકારના શ્લોક ૧૯થી ૩૮ સુધીના છે. એ શ્લોકના એક એક પાદને અનુસરતું ચિત્ર ચિત્રકારે રંગરેખાંકિત કર્યું છે. એવા સિત્તેર ચિત્રો એ ગુટકામા છે. રાજપૂત કલા ઉપર મુગલ અસર થયા પછીની ચિત્રપદ્ધતિ એ રજૂ કરે છે.

તેમાં 'प्रजनश्चास्मि कंदर्पः।' એ ચરણનો ભાવાર્થ વ્યક્ત કરવા જગતની ઉત્પત્તિ કરાવનાર કંદર્પ–કામદેવનું ચિત્ર આપ્યું છે. કામદેવના ખોળામાં ધનુષ્ય પડ્યું છે: અને એક હાથમા પાચ પોયણાંની કળીઓ, મૃણાલદંડ સાથે છે.

**રતિરહસ્યનો ગુજરાતમાં પ્રચાર**

કોંકણદેશના કુક્કોકભટ્ટના રતિરહસ્યનો (તેરમા શતકનો પૂર્વાર્ધ) પ્રચાર ગુજરાતમાં વિશેષ થયો હોય એમ જણાય છે. તેની બે સચિત્ર પોથીઓની નોંધ ઉપર લીધેલી જ છે; અને એ જ કામશાસ્ત્રના ગ્રંથની છાયારૂપ 'કોકચઉપાઇ' અને 'કોકસાર' જેવા ભાવગ્રાહી ગદ્યપદ્ય અનુવાદો ગુજરાતમા ઠીક

---

૧૫ 'જુઓ· Gujarati Painting in the 15 th century' – A Further Essay on Vasant Vilas (1931 : London), p 12, Note on Picture No. 13

"Shows the God of love elaborately dressed, bearded, haloed and holding a lotus-stalk in his left hand. In front is his wife Rati"

૧૬ Asiatic Researches, Vol. I 1786ના અંકમા સર વિલિયમ જોન્સે 'Gods of Italy, Greece and India' સંબધી તુલનાત્મક લેખ લખ્યો છે. તેમા ગીતાના દસમા અધ્યાયના તેમને પ્રાપ્ત થએલા ચિત્રોના ફોટોગ્રાફ આપ્યા છે તે ભેગું 'કંદર્પ'નુ ચિત્ર આપ્યુ છે અને તેની સરખામણી ગ્રીક Eros (Cupid) સાથે કરી છે આ ચિત્રોની પદ્ધતિ પ્રાચ્ય-વિદ્યામંદિરના ગુટકાને મળતી આવે છે

ઠીક પ્રચાર પામ્યા જણાય છે. ઉપર નોંધેલું 'શશિકલા'નું પાનું પણ તેના પ્રચારની સાક્ષી પૂરે છે.

વળી રતિરહસ્યના ત્રીજા શ્લોક[૧૭અ] ની છાયા જ્ઞાનાચાર્યરચિત 'ચૌરપંચાશિકા' તથા 'શશિકલાપંચાશિકા'[૧૭]ના મંગલાચરણરૂપે દેખા દે છેઃ મકરધ્વજ કોઇ મોટો જગજ્જેતા મહારાજા હોય અને તેની સવારી પૂર દબદબાથી તથા ભપકાથી ચાલતી હોય તેવું વર્ણન કરેલું છેઃ

મકરધ્વજ મહીપતિ વર્ણવું, જેહનું રૂપ અવનિ અભિનવૂંઃ
કુસુમ બાણ કરિઃ કુંજરિ ચડઇઃ[૧૮] જાસ પ્રયાણિ ધરા ધડહડઇ.
કોદંડ કામિનીતણૂ ટંકાર. આગલિ અલિ ઝંઝા ઝંકારિ.
પાખલિ કોઇલિ કલરવ કરઈ. નિર્મલ છત્ર શ્વેત શિર ધરઇ.
ત્રિભુવનમાંહિ પડાઇ સાદઃ 'છઈ કો સુર નર માંડઇ વાદ?'
[illegible]મલાસૈનિ સબલ પરવરિઉ. હીંડઇ મનમથ મચ્છરિ ભરિઉં.
માધવમાસ સોહઈ સામંત જાસ તણઈઃ જલનિધિસુત મિંતઃ
દૂતપણૂં મલયાનિલ કરઇ. સુરનરપન્નગ આણ આચરઇ.
તાસતણા પય હૂં અણુસરી, [સરસતિ સામિણી હઇડઇ ધરી]
પહિલૂં કંદર્પ કરી પ્રણામ.—'

'વસંતવિલાસ'માં કામદેવના મિત્ર વસંતનું વાતાવરણ રસપૂર્ણ દૂહાઓમાં રજૂ થએલું છે. ગણપતિકૃત 'માધવાનલ કામકુંદલા'નું મંગલાચરણ તો વળી સરસ્વતી કરતા યે પહેલો નિર્દેશ કામદેવનો કરે છેઃ

'કુંયર કમલા રતિરમણ મયણ મહાભડ નામઃ
પકજિ પૂજિ પયકમલ પ્રથમ જિ કરૂં પ્રણામ.'

**શૃંગારરસની લોકપ્રિયતા**

કામશાસ્ત્રને લગતાં ચિત્રો અંતઃપુરમાં રાખવાં એવો શિષ્ટ સંપ્રદાય હતો અને એવાં ચિત્રોની ચિત્રશાલાઓ પણ નિર્માણ થતી હતી. શ્રીહેમચંદ્રસૂરિના પરિશિષ્ટપર્વમાં ઉલ્લેખ છે કે કોશા ગણિકાની ચિત્રશાલામાં કામશાસ્ત્રોક્ત પ્રસંગોનાં ચિત્રો દોરેલાં હતાં[૧૯] રતિરહસ્યની બે સચિત્ર પોથીઓની

૧૭ અ परिजनपदे भृङ्गश्रेणी पिकाः पटुवन्दिनो
हिमकरसितच्छत्रं मत्तद्विपो मलयानिलः ।
कृशतनुधनुर्वल्ली लीलाकटाक्षशरावली
मनसिजमहावीरस्योच्चैर्जयन्ति जगज्जितः ॥ ३

૧૭ શ્રી છગનલાલ રાવળ સંપાદિત 'પ્રાચીન કાવ્યસુધા' ભા. ૩માં પ્રકટ.

૧૮ કામદેવનુ વાહન 'કુંજર' કહ્યું છેઃ તે સાથે 'નારીકુંજર'ની કલ્પનાને કંઈ સંબંધ હશે?

૧૯ कोशाभिधाया वेश्याया गृहे या चित्रशालिका ।
विचित्रकामशास्त्रोक्तकरणालेख्यशालिनी ॥
—परिशिष्टपर्व :सर्ग८ :श्लो.११५

પ્રાપ્તિ શ્રી સારાભાઇ નવાબને ગુજરાતમાંથી થઇ છે. તે ચિત્રો આ પરંપરાને અનુસરીને હશે એમ અનુમાન થાય છે. એ એક એકલ પાનાની શોધ લાગવાથી આખા યે રતિરહસ્યની સચિત્ર પોથી કોઈ દિવસ ભવિષ્યમાં હાથ લાગે એવો સંભવ છે. એકંદરે આ શોધ મહત્ત્વની છે; કારણકે અત્યાર સુધી જૈન તથા બ્રાહ્મણીય ધાર્મિક ગ્રંથોની જ સચિત્ર આવૃત્તિઓ ગુજરાતમાંથી પ્રાપ્ત થઇ હતી, પરંતુ 'વસંતવિલાસ'ના જેવા અ-ધાર્મિક અને સામાજિક તથા શૃંગારવિષયક રતિરહસ્યની સચિત્ર પોથીઓની ભાળ લાગવાથી ગુજરાતી કલાકારોની વિષયમર્યાદા વિસ્તૃત હતી એની ખાત્રી થાય છે. સાથેસાથે એટલું પણ જાણી શકાય છે કે ગુજરાતના મધ્યકાલીન સમાજમાં કેવલ ભક્તિ કે વૈરાગ્યના વિષયો જ કવિહૃદયને સ્પર્શ કરતા હતા એમ નહોતું. જીવનનો ઉલ્લાસ તેમના જીવનના અનેક સૂરોમાંનો એક હશે એમ આ ઉપરથી માનવું પડે છે.

**લાકડાનો નારીકુંજર : અજિતનાથનું દેરાસર**

અમદાવાદની ઝવેરીવાડમા વાઘણપોળમા આવેલા અજિતનાથના દેરાસરમાં એક લાકડાના કોતર-કામવાળો હાથી છે. વૈષ્ણવ મદિરોમાં લાકડાના પૈડાવાળા ઘોડા જોડી ઠાકોરજીની રથયાત્રાનો ઉત્સવ જેમ ઉજવાય છે તેમ આ દેરાસરમાનો લાકડાનો હાથી પહેલાં જૈનોના રથયાત્રાના વરઘોડામા સૌથી મોખરે રહેતો હતો. આ હાથીના આકારનું સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરતાં જણાય છે કે એમાનું કોતરકામ 'નારી-કુંજર'ની જ સ્પષ્ટ આકૃતિઓ ઉપજાવી આપે છે (જુઓ ચિત્ર નં. ૧૫૨–૧૫૩). ધાર્મિક વાતાવરણમાં ઉપયોગમાં આવતા આ કોતરકામનું મૂળ ધર્મમાં ખોળવું પડે તેમ છે, કારણકે કામશાસ્ત્ર સાથે તેનો રજ પણ સંબંધ ઘટાવવાનો અવિનય કોઇ પણ ન કરે.[૨૦]

આ ઉપરથી જોઈ શકાય છે કે 'નારીકુજર'ની સંયોજના ગુજરાતમાં ત્રણ સૈકાઓથી પરિચિત છે અને તેની પરપરા અખંડિત રહી છે. 'નારીકુંજર'ની કલ્પના ગુજરાતી જ નહિ હોય ?

**વૈષ્ણવ મંદિરમાંનું નારીકુંજર ચિત્ર**

'નારી-કુંજર'નાં જે આલેખનોનો પરિચય ઉપર કરાવ્યો તે બધાંનો સંબંધ કંઈ ને કંઈ કામશાસ્ત્ર સાથે હોય એમ કહેવું પડે છે,—માત્ર લાકડાના કોતરકામવાળા હાથીની આકૃતિ સિવાય. શૃંગાર-માથી ભક્તિમાં સંક્રાંતિ થઈ હોય એમ આપણે માનીએ તો તે માટે આધાર સાંપડચા નથી. ગુજરાતનાં વૈષ્ણવ મંદિરોમાં રાજપૂત સંપ્રદાયની અથવા નાથદ્વારા સંપ્રદાયની પીછીનાં 'નારીકુંજર' ચિત્રો જોવામા

---

૨૦ શ્રીયુત મંજુલાલની આ કલ્પના વાસ્તવિક અને યથાર્થ છે. આ લાકડાના નારીકુંજરમાં બે બાજુએ આઠ આઠ સ્ત્રીઓ કોતરવામા આવી છે તે કોતરવાનો આશય કેવળ ધાર્મિક જ હોવા સંભાવન છે અને તે નીચે પ્રમાણે :

દરેક તીર્થંકરનો જન્મમહોત્સવ કરવા સૌધર્મેન્દ્ર જાય છે, તે વખતે તેની સાથે તેની આઠ અગ્રમહિષી–પટ્ટરાણીઓ પણ હોય છે, અને તે સ્વપળીએ ગીત ગાનીગાની જાય છે. વળી સૌધર્મેન્દ્રનુ વાહન (ઐરાવણ) હાથી છે, તેથી અહીંઆ શિલ્પકારે હાથીની દરેક બાજુએ જુદાંજુદા વાજીંત્રો વગાડતી આઠ અગ્રમહિષીઓની, તથા હાથીના કુમ્ભસ્થળ ઉપર મહાવત અને આસન ઉપર ઇન્દ્રની રજુઆત કરીને, ઇન્દ્ર તથા તેની પટ્ટરાણીઓ જન્મમહોત્સવ કરવા જાય છે તે પ્રસંગની કલ્પના લઇને આ નારીકુંજર બનાવ્યો હોય એમ લાગે છે.

—સંપાદક

આવે છે.[૨૧] અહીં આપેલું ચિત્ર (નં. ૧૫૦) વડોદરાની દેસાઈ શેરીમાં આવેલા શ્રીનાથજીના મંદિરમાં છે. આ નારીકુંજર ઉપર શ્રીકૃષ્ણ બેઠેલા દેખાય છે. તેમના હાથમાં કમળફૂલ છે. 'નવ નારીઅશ્વ'નો પરિચય (ચિત્ર નં. ૧૫૧) કરાવતી વખતે જે ગોપીઓની સંયોજનાનો ઉલ્લેખ કર્યો હતો તેવી જ સંયોજનાદ્વારા કુંજરની આકૃતિ સિદ્ધ થએલી છે: પરંતુ અહીં નવની જ સંખ્યાનો મેળ રહ્યો નથી. બીજા અને ત્રીજા પગ વચ્ચેની એક સ્ત્રી હાથીના પેટની લંબાઇને પહોંચી વળવા માટે બે હાથવડે મૃદંગ બજાવતી હોય એમ, અહીં તેમજ કલ્પસૂત્રના હાસિયામાંના કુંજરમાં, નારીઅશ્વમાં અને પ્રસ્તુત વૈષ્ણવ નારીકુંજરમાં પણ ચિત્રકારે યુક્તિ કરી છે. બાકીની સંયોજનાઓ તેના વગરની છે. તેથી તે કોઈ બીજા નમૂના ઉપરથી ઉતારવામાં આવી હોય એમ સંભવે છે.

### નવ નારીકુંજર: વૈકલ્પિક અર્થ

સર વિલિયમ જોન્સે[૨૨] 'એસિયાટિક રીસર્ચિઝ'ના પહેલા વર્ષના પુસ્તકમાં ગ્રીક, રોમન અને હિંદુ દેવતાઓની ઉત્પત્તિ સંબંધી તુલનાત્મક લેખ લખ્યો છે. ત્યા કૃષ્ણને ગ્રીક એપોલો સાથે સરખાવ્યા છે[૨૩] અને 'નવ નારી-કુંજર'નો અર્થ સમજાવવા પ્રયત્ન કર્યો છે: 'નવ'નો અર્થ નવની સંખ્યા લઇને અથવા 'નવ' એટલે 'અભિનવ વયવાળી' એમ પણ લઇને થઇ શકે. નીચેના શ્લોકમાં 'નવ'નો અર્થ બંને રીતે ઘટાવી શકાય છે:

तरणिजा पुलिने नव बल्लवी परिषदा सह केलिकुतूहलात् ।
द्रुतविलम्बित चारु विहारिणम् हरिमहं हृदयेन सदा वहे ॥

### નારીકુંજર : બંગાળી ચિત્રપટ

એક અજાયબ જેવી વાત છે કે 'નવ નારીકુંજર'ની ગુજરાતી સંયોજનાનો પ્રચાર દૂરદૂર બંગાળામાં થએલો જોવામાં આવે છે: તે છુટક ચિત્રોમાં નહિ, પરંતુ લાંબા ચિત્રપટોમા. શ્રીકૃષ્ણલીલાના ત્રિરંગી ચિત્રપટો કાપડ પર ચોટાડી તેનાં લાંબા ટીપણાં ભાવિક ભકતોના ઉપયોગ માટે ચિત્રકારો તૈયાર કરતા હતા. બંગાળામાં શ્રીકૃષ્ણ ચૈતન્યે શરૂ કરેલી શ્રીકૃષ્ણ–રાધાની ભક્તિનો જુવાળ એટલો મોટો

---

૨૧ શ્રી સારાભાઇ નવાબ મને જણાવે છે કે અમદાવાદના શ્રીસીમંધરસ્વામીના જૈન મંદિરમાં નારીકુંજરની આકૃતિ એક ભિત્તિ-ચિત્ર તરીકે આજે પણ જોઈ શકાય છે. પ્રસ્તુત નારીકુંજરની ગુજરાતી સંયોજનાની લોકપ્રિયતાનો એ એક વિશેષ પુરાવો છે.

૨૨ જુઓ "Krishna in his early youth selected nine damsels as his favourite, with whom he passed his gay hours in dancing sporting and playing on his flute. For the remarkable number of his gopies I have no authority but a whimsical picture, where nine girls are grouped in the form of an elephant on which he sits and pipes; and unfortunately the word Nava signifies both nine and new or young."

—'On the Gods of Greece, Italy and India'—Asiatic Researches Vol I. (1799)

૨૩ 'Hindu Pantheon' (1864, p. 293) મા આ સામ્ય વળી આગળ લઈ જવામાં આવ્યુ છે · 'Krishna's favourite resort is the bank of Jumna where he and the nine gopies, who are clearly the Apollo and Muses of the Greeks, usually spend the night in music and dancing.'

અને એવા જોસમાં આવ્યો કે બૌદ્ધ ધર્મના અવશેષરૂપ સહજિયા પંથ તથા તાંત્રિકોનો પંથ લોકોએ ત્યજી દીધો અને ગૌરાગદેવનો રાધાકૃષ્ણની ભક્તિનો માર્ગ સ્વીકારી લીધો. ચૈતન્યદેવ યાત્રાનાં ચાર ધામમાંના પશ્ચિમના તીર્થ દ્વારકામાં આવ્યા હતા, અને તે પ્રસંગે ગુજરાતમાં પ્રચલિત એવાં કૃષ્ણભક્તિનાં ચિત્રો તેમના જોવામાં આવ્યાં હોય એમ સંભવે છે.

પ્રસ્તુત નવ નારીકુંજરનો રાધાકૃષ્ણની ભક્તિ પરત્વે ઉપયોગ તેમને જણાયો હશે અને તેથી તેનાં સંસ્મરણો પોતાની સાથે એ લઈ ગયા હોવા જોઇએ એવું અનુમાન થાય છે. 'સંસ્મરણો' કહેવાનો હેતુ એટલો કે ગુજરાતમા 'નવ નારીકુંજર'ના ચિત્રની જે સાંકેતિક ભાવના હતી તે તેમણે ઝીલી જણાતી નથી. એ અસલ ભાવના કઈ હતી તે હવે પછીના પરિચ્છેદમાં બતાવવામા આવશે.

બગાળી ચિત્રપટનાં બે ત્રિરંગી ચિત્રો પ્રકટ થએલા જોવામાં આવ્યાં છે. એક તો કલકત્તા યુનિવર્સિટી તરફથી પ્રકટ થએલ રાયસાહેબ દીનેશચંદ્રસેન સંપાદિત 'વંગસાહિત્ય પરિચય–ભાગ ૧' (૧૯૧૪)ના પૃષ્ઠ ૭૯૬ની સામે મૂકેલું ચિત્ર. આ ચિત્રની આજુબાજુ નાગદમન અને બકાસુર–વધના ચિત્રો છે; વચમાં નવ નારીકુંજર છે.

બીજું ચિત્ર બંગાળી સિવિલિયન ગુરુસદ દત્ત એમણે 'બંગાળના અસલી ચિત્રકારો' સંબંધી 'જર્નલ ઑફ ધી ઇન્ડિયા સોસાએટી ઑફ ઓરીએન્ટલ આર્ટ'માં એવા એક આખા શ્રીકૃષ્ણલીલાના ત્રિરંગી ચિત્રપટનો પરિચય કરાવ્યો છે તેમા પ્રકટ થએલુ છે. ગુજરાતનાં લાક્ષણિક ગણીએ તેવાં નારીકુંજર-ચિત્રોમાં પેટપોલની લબાઇ બનાવવા માટે મૃદંગની સાહાય્ય એક નારી લે છે, તેને સ્થાને બંગાળી આકૃતિમાં અદ્ધર પલાંઠી વાળીને બેઠેલી ગોપી બનાવી છે.

**નવ નારીકુંજર: બંગાળી કલ્પના**

એ ચિત્રનો ભાવાર્થ દીનેશબાબુ તથા દત્તબાબુના મતે એકસરખો જ છે.[૨૪] એવી એક કથા

---

૨૪ 'The plate representing the Navanarikunjara scene, depicts Krishna playing on the flute in a seated posture on the back of an elephant simulated by nine gopies who have clearly so disposed themselves in a mutually interlocked position so as to create a complete illusion of an elephant.

The story tells how Krishna, in the desperation of his separation from Radha, wanders about through the forests of Brindabana, when the gopies in their love for him, resolved to divert his mind by a practical joke.

They did this by simulating the form of an elephant as mentioned above with such success that Krishna in his absentmindedness mistook it for a real elephant and climbing upon it sat piping a love tune, giving vent to the pangs of his separation from Radha, when all of a sudden the elephant melted from under his seat, and the gopies chaffed him for being deceived by their stratagem and thus diverted his love-sick heart.'—The indigenous painters of Bengal by Guru Saday Dutt, I. C. S, in 'Journal of the India Society of Oriental Art' June 1932

પ્રચલિત છે કે રાધાથી વિખુટા પડેલા શ્રીકૃષ્ણને ગોઠતું નથી, એટલે વૃંદાવનની કુંજોમાં એ ભટક્યા કરે છે. ત્યાં ગોપીઓ શ્રીકૃષ્ણને જુએ છે. શ્રીકૃષ્ણને બહલાવવા માટે એક રમત કરવાનું તેમને મન થાય છે. તેમનામાંથી નવ જણ તરત એવી રીતે ગોઠવાઇ જાય છે કે દૂરથી આબેહૂબ હાથી જ દેખાય. શ્રીકૃષ્ણ ફરતાફરતા ત્યાં આવી ચડે છે. તેમને બાલસ્વભાવ પ્રમાણે એ હાથી ઉપર બેસવાનું મન થાય છે અને ઉપર ચઢીને વાંસળી વગાડે છે. થોડી વારમાં નીચેનો હાથી હાલવા લાગે છે, અને ઘડીક વારમા તો આખો હાથી વિખેરાઈ જાય છે. હસતીહસતી નવ ગોપીઓ સામે ઊભેલી જણાય છે. શ્રીકૃષ્ણ ભોંઠા પડી જાય છે. ગોપીઓએ મશ્કરી આબાદ કરી. તેથી રાધાનો વિયોગ કૃષ્ણ ઘડીભર ભૂલી જાય છે.

આ પ્રકારની કિંવદન્તી અથવા લોકકથા માટે બંગાળી કવિતા કે એવો બીજો કોઈ પણ લેખી આધાર હાથ લાગ્યો નથી. 'વંગ સાહિત્યપરિચય'ના ગ્રંથોમાંથી પણ ચિત્રને લગતો પ્રસંગ મળી આવ્યો નથી. બાબુ દીનેશ સેનને પત્ર લખી પૂછવા છતાં તે વિષયમા અજવાળું પડ્યું નથી. આ પ્રમાણે બંગાળામાં પ્રચલિત એવા નવ નારીકુંજરની ભાવના સંબંધી આખ્યાયિકા છે; પરંતુ તે પ્રસંગમાં ઝાઝો ચમત્કાર જણાતો નથી.

**નવ નારીકુંજર : નરસિંહમહેતા કૃત ગોવિંદગમન**

'નવ નારીકુંજર'ની વૈષ્ણવ ભાવના કવિભક્ત નરસિંહમહેતા (સં. ૧૪૬૫-૧૫૩૦ આસપાસ)ના 'ગોવિંદગમન'માં બહુ સુંદર રીતે વર્ણવાઈ છે. પ્રસંગ એમ છે કે કંસનો મોકલ્યો અક્રૂર ગોકુળ આવે છે; અને વાર્ષિક કર ભરવાને બહાને કંસ નંદને મથુરામાં બોલાવી લે છે. પછી કૃષ્ણને પણ મથુરા બોલાવે છે. આ વખતે કૃષ્ણે અક્રૂરના રથમાં બેસી ગોકુળમાંથી જે પ્રયાણ કર્યું તે તેમનું છેલવહેલું પ્રયાણ હતું. આખા ગોકુલવૃન્દાવનના શ્વાસ અને પ્રાણ બનેલા કૃષ્ણ મથુરા જવા નીકળ્યા ત્યારે ગોકુળવાસી ગોવાલણોને બહુ ઓછું આવ્યુ. એવા અલૌકિક બાળકની અદ્ભુત લીલાઓ જોવાનુ સુભાગ્ય ફરીથી તેમને કોણ જાણે કયારે યે મળશે એમ એમનું અંતર કહેતુ હતું. તેથી કૃષ્ણ જ્યાં ગોકુળ છોડી સીમ સુધી આવ્યા ત્યાં પ્રસિદ્ધ ગરબીમાં છે તેમ રાધાસહિત બધી ગોપીઓ કહેવા લાગી:

'ગોકુળ વહેલેરા પધારજો રે;
મથુરાં જાવ તો મારા સમ: હો લાલ!
. . .    . . .
રથ જોડીને અક્રૂર ચાલિયા રે:
. . .    . . .
વચમાં રાધાજી ઊભાં રહ્યાં રે:
મારા હૃદયા પર રથ ખેડો: હો લાલ!'

એમ રથને ખાળવામાં આવ્યો અને ગોપીઓ રથને ઘેરી વળી. પણ અક્રૂરે જેમતેમ કરી રથને દોડાવી જવાનું કર્યું, ચતુર ગોપીઓ તે વિચાર પામી ગઈ.

પછીનો પ્રસંગ નરસિંહ મહેતાના શબ્દોમાં જ અહીં ઊતારૂં છું:

(પદ ૨૫ મું—નટની દેશી)

રથ દોડાવી જાવા ધાર્યું: પણ કેમ જાવા દીજે?
'મારીને જાવું હોય તો જાજો. પ્રાણદાન તો હરજી! લીજે.'
કૃષ્ણ કહે: 'તમે દુઃખ દો છો; પણ અમે કાલે આવું.
હમણાં નિશ્ચે જાવા દીજે. વાર થયે પિતાને ન ભાવું.'
ગોપી કહે: 'જીવ જાયે તો જાયે, પણ જાવા નવ દેઉં–'
એટલામાં રકઝક થઈ. કૃષ્ણ રથથી નીચે પડચા. એટલે
કૃષ્ણ કહે: 'રથમાથી પડચો તેથી મુજને વાગ્યું:
અહીંથી ઉઠાય નહિ મારાથી. જુઓ, આ પગે લાગ્યું!'
ગોપી કહે: 'કોહો તે વાહન લાવું, પણ તમને લઇ જાવું–'
[મહેતાનો સ્વામી વિચારી બોલ્યો:] 'હાથી હોય તો આવું.'

પદ ૨૬ મું—રાગ સામેરી

ગોપીઓ કહે: 'હાથી જ જોઇએ? લ્યો હરિ! આ રહ્યો હાથી રે:'
[રાધાએ રચના કરી સુંદર: હાથી કીધો સખી જે સાથી રે.]

**નવનારીકુંજરની રચના**

(૪) ચાર સખી ચાર પાદ થઇ: (૨) બે ઉદર ઠામે સૂતી રે.
પેટપોલ કરવા (૨) બન્ને બાજુ એમ એક એક તો ખૂતી રે.
પૃષ્ઠ ભાગ ને પૂંછડું થઈ ચંદ્રભાગા જે (૧) નારી રે.
હરિને કહે: 'હસ્તિ હૂઓ. બિરાજિયે મુરલીધારી રે!'
કૃષ્ણ કહે: 'નાસારહિત ગજ; એના દશન વદન કિયાં રે?
કુંભસ્થળરહિત ગજ નિરખી પ્રસન્ન કેમ થાય હિયાં રે?'
રાધા કહે: 'એવો ગજ આણું; પછી રખે વાંકું કાઢો રે.
ગજ માગો તો ગજ કરું હાજર. ન છતું ત્યારે વાંકુ પાડો રે.'

—એમ કહી રાધા ગઈ ઉપર. ખાલી જગાએ સૂતી ચતી રે:
છૂટી વેણી શૂંઢાકાર બની રહી. અર્ધહસ્ત દંતુશળવતી રે.
ચૂડા રૂડા દાંતચૂડ દીસતા. સ્વવદન તે મુખનું મૂળ રે.
કુંભસ્થળને સ્થાનક કુચ બે, હસ્તિગંડસ્થળથી અતિ સ્થૂલ રે.

રાધા કહે: 'હરિ બિરાજિયે; હસ્તિ સજ્જ થઈ ઊભો રે.'
કૃષ્ણ કહે: 'અંકુશ વિણ ન બેસું.' રાધા કહે: 'હરિ કાં દૂભો રે?
હરિ! અંકુશ આપુ અમે આણી. પછી તમે કંઈ માગો રે?'
કહાન કહે: 'પછે કાંઇ ન જોઇએ, અંકુશવિણ મનસ્વી ભાગો રે.'

કઠિણમાં કઠિણ મૃદુમાં મૃદુ એવો અંકુશ કીધો રે.
સર્વ પ્રેમ ભેગો કરી ઘડિયો: પછે અંકુશ હરિને દીધો રે.
ગોપી-મન મનાવા કારણ છેલવહેલું સુખ દેવા રે,
પ્રેમાંકુશ પકડી ગજે ચઢિયા: નિરખે સ્વર્ગે દેવા રે.
હરિ ન નાહાસે માટે કરી રચના, પ્રેમભાલા સખી-કર દીધા રે
નરસઈંયાના સ્વામીનો હસ્તિ ગાયો સુણ્યો તેનાં કારજ સીધ્યાં રે.

પદ ૨૭ મું—રાગ મેઘમલાર

[હરિ જે હસ્તિ પર બેઠા તેની શોભા શી કહિયે ?
પંખી પેરે સાગરમાંથી જલ લઇ સુખી થઇયે.]
"ઉજ્જ્વલ ઐરાવત પર શોભે સુંદર મેઘસ્યામ:
ચપળા રંગબેરંગી ચમકે વહેલી વાદળી જાય તમામ.
—તેમ ગૌર નારીકુંજર પર શોભે મેઘસ્યામવન ઘનસ્યામ:
ભાલાવાળી વિજળીઓ, જાવા ઉતાવળી વાદળી-દામ.

. . . . . . . . .

વાયુવત તે હસ્તિ ચાલ્યો ઊભો કુંજની માંય
હરિ ઉતારી અંકે લીધા. થેઈ થેઈ મચી રહી ત્યાંય.

'નવ નારીકુંજર'નો સંબંધ રાધાકૃષ્ણની ક્રીડા સાથે હોવાથી જ વૈષ્ણવ મંદિરોમાં તેનાં ચિત્રો રાખવામા આવે છે. નરસિંહ મહેતાના એક બીજા પદમાં પણ સ્ત્રીઓના હાથી—કરિકાતા—નો ઉલ્લેખ છે. એટલે એ ભાવના બહારથી આવેલી જણાતી નથી.[૨૬]

**નારીકુંજર : આધ્યાત્મિક રૂપક (?)**

વેદાન્તના ગ્રંથોમાં માનવશરીરને નવ દ્વારવાળું ઘર કહ્યું છે. એ ઘરમાં વસનાર આત્મા છે અને તેનું જ પ્રભુત્વ એ ઘર ઉપર છે. તેમ શ્રીકૃષ્ણ એ સૌ પ્રાણીમાત્રના અંતઃકરણમાં વસનાર, તેના શાસક અને પાલક છે: આવા પ્રકારનું આધ્યાત્મિક રૂપક 'નવ નારીકુંજર'ની આકૃતિ માટે ઘટાવવા

---

૨૬ જુઓ 'નરસિંહમહેતા-કૃત કાવ્યસંગ્રહ' વસંતનાં પદ—પદ ૮૬ મુ

'કુસુમ વિશેકનાં કટક ચડ્યાં રે, મન-ગજ આગળ કીધા:
મુક્તામંડિત કુચકુંભસ્થળ લઇ ક્ષણ અંકુશ દીધો.
હળવેહળવે નંદભુવન રે. વણકાતાએ આવે:
પુરુષ સકળને સહેજે નસાવે કેસરી કહાન જગાવે.
જસોમતી કેરો એક સિંહ રે સહસ મધ્યે સોહે.
થઇ આકળો ચરિત્ર જણાવે દેખી ઘણેરાં મોહે.
નરસૈયાચા સ્વામી બધ કેસરી કરિકાંતાએ ગ્રહિયો:
વિપરીતે વિપરીત જણાયે: નરસૈયો તે બાંધ્યો રહિયો !'

કેટલાક સૂચન કરે છે: પણ એમ કરવું એ આખી મનોરમ કલ્પનાને અને કલામય સંયોજનાના કલાતત્ત્વને હણી નાખવા બરોબર છે.

**નવ નારીકુંજર : શક્યતા**

સંયોજનાચિત્રોની વ્યાવહારિક શક્યતા કેટલી હશે એ પણ કેટલાકનો પ્રશ્ન છે. નારીકુંજર જેવી ગોઠવણી માત્ર કલાકારના મનના સંતોષ પૂરતી જ શક્ય ગણવી, કે સરકસના મલ્લ જેમ અંગમરોડની કલા સાધીને અવનવા અંગખેલના પ્રયોગ સિદ્ધ કરી બતાવે છે તેમ અશ્વ અને કુંજરની આકૃતિઓ તેવી રીતે પણ સાધ્ય છે તે તો પ્રયોગ થયે જ જાણી શકાય.

**વિરાટ સ્વરૂપની સંયોજના**

ઉપર ગણાવી ગયા તે બધી સંયોજનાઓ પૃથક્ પૃથક્ જોવાથી આપણને તેની કલામયતાનો આનંદ મળે છે. પરંતુ શ્રીમદ્ભગવદ્ગીતાના અગિયારમા અધ્યાયમા અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણ જે વિરાટ સ્વરૂપનું દર્શન કરાવે છે એ દર્શનમાં સર્વ પ્રકારની સંયોજનાઓ કેંદ્રિત થએલી જણાય છે. વિરાટ સૃષ્ટિમા એકલા દેવ અને મનુષ્યો જ નહિ પણ પ્રાણીસૃષ્ટિનો પણ સમાવેશ છે.

આ ભાવનાને મૂર્તિમંત કરનારૂં એક અપૂર્વ ચિત્ર વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરના ચિત્ર-સંગ્રહમાંના સચિત્ર પચરત્ન ગુટકામાં છે. તે સંયોજનાકલાના કલશરૂપ છે. એ ચિત્રમા, પ્રાણી-કુંજર અને પ્રાણી-ઊંટમાં છે તેવા પ્રકારની સસલા અને ઉંદરની આકૃતિઓ વિરાટ ભગવાનના પગમાં બનાવી છે. માથા તરફ જોતાં અનેક માનવ મુખો ઉપરાંત સિંહ, વાઘ, હાથી, ગાય, ભેંસ, કુતરૂં, શિયાળ વગેરે પ્રાણીસૃષ્ટિની મુખાકૃતિઓ પણ વિરાટ ભગવાનની મહાકાયમા ચિત્રકારે બનાવી છે.

**પ્રભુની કલામયતા**

અને પ્રભુની કલા આગળ મનુષ્યના કલા–પ્રયત્નો હાસ્ય ઉત્પન્ન કરે તેમા આશ્ચર્ય નથી; કારણકે જગતનો મોટામાં મોટો કલાધર તો પરમાત્મા જ છે. મનુષ્યો બહુબહુ તો તેની કલાનાં અનુકરણ કરી પોતાના મનને સંતોષ આપી શકે છે. વિશ્વ જેટલુ મહાન અને ભવ્ય સર્જન તો સર્જનહારનું જ કહેવાય.[૨૬]

**મંજુલાલ ર. મજમુદાર**

---

૨૬ આ લેખમા ગુજરાતી ચિત્રકલાનાં ઉદાહરણો આપતી વખતે જૈનેતર કે જૈનાશ્રિત એવો ભેદ રાખ્યો નથી. ચિત્રકલાના વિભાગ ધર્મ પ્રમાણે પાડવા એ ભ્રમ છે, ભૌગોલિક વિભાગદ્વારા જુદી જુદી કલાના સર્જનોને ઓળખાવી શકાય તેવું વર્ગીકરણ ઇષ્ટ છે.

# સંગ્રહણીસૂત્રનાં ચિત્રો

જૈનદર્શનનું વિશાલ સાહિત્ય દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ એ પ્રમાણે ચાર વિભાગમાં વિભક્ત થએલું જોવાય છે.

जावंति अज्जवइरा अपुहुत्तं कालिआणुओगस्स। तेणारेण पुहुत्तं कालियसुयदिट्ठिवाए य ॥ १ ॥
अपुहुत्तेऽणुओगो चत्तारिदुवारभासइ एगो। पुहुत्ताणुओगकरणे ते अत्थ तओ वि वोच्छिन्ना ॥ २ ॥
देविंदवंदिएहिं महाणुभावेहिं रक्खियज्जेहिं। जुगमासज्जविभत्तो अणुओगो तो कओ चउहा ॥ ३ ॥

[ विशेषावश्यक भाष्य ]

ભાષ્યસુધાંભોનિધિ શ્રીમાન જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ મહારાજના એ વચનથી એટલું જાણી શકાય છે કે ભગવાન આર્યવજ્રસ્વામીજી મહારાજના સમય પર્યન્ત પ્રત્યેક સૂત્ર ઉપર ચારે અનુયોગ ગર્ભિત વ્યાખ્યાઓ થતી હતી. ત્યાર બાદ શ્રીમાન આર્યરક્ષિતસૂરિજી મહારાજે બુદ્ધિમાન્દ્ય વગેરે કારણોથી ગૌણમુખ્યની અપેક્ષા રાખી જે સૂત્રમાં જે અનુયોગનું પ્રાધાન્ય હોય તે અનુયોગની વ્યાખ્યાનું પ્રધાનપદ રાખવા પૂર્વક પ્રત્યેક સૂત્રમાં દ્રવ્યાનુયોગ પ્રમુખ એક અનુયોગની વ્યાખ્યા કાયમ રાખેલ જે અદ્યાપિ પર્યંત (તે પ્રમાણે) જોવામાં આવે છે.

દ્રવ્યાનુયોગ પ્રમુખ એ ચારે અનુયોગ પૈકી પ્રથમ દ્રવ્યાનુયોગમાં ષડ્દ્રવ્ય, એ ષડ્દ્રવ્યનું દ્રવ્યાસ્તિક નયની અપેક્ષાએ ધ્રૌવ્ય અને પર્યાયાસ્તિકનયની અપેક્ષાએ ઉત્પત્તિ-વિનાશ, ષડ્દ્રવ્યના અતીત અનાગત અનન્ત અનન્ત પર્યાયો, જીવદ્રવ્ય અને પુદ્ગલદ્રવ્યને અનુસરતો અધ્યાત્મવાદ તેમજ કર્મવાદ, સપ્તભંગી, સપ્તનય ઇત્યાદિ સર્વ વિષયોનો સમાવેશ થાય છે. ચિત્તની એકાગ્રતા વિના આ અનુયોગનું રહસ્ય બુદ્ધિમાં ઊતરવું ઘણું જ કઠિન છે. 'दविए दंसण सोही' એ આપ્તવાક્ય પ્રમાણે આ દ્રવ્યાનુયોગનું શ્રવણ મનન અને નિદિધ્યાસન દર્શનશુદ્ધિનું અનુપમ સાધન છે. શ્રી સૂયગડાંગ, ઠાણાંગ, ભગવતીજી વગેરે આગમગ્રન્થો તેમજ શ્રી કર્મપ્રકૃતિ-પંચસંગ્રહ-સપ્તતિકાકર્મગ્રન્થ પર્વના ઝરણાઓ આ અનુયોગથી સંપૂર્ણ ભરેલા છે.

ક્ષેત્રો, પર્વતો, નદીઓ, દ્વીપો, સમુદ્રો વગેરે પદાર્થોના વર્ણન સાથે તે તે ક્ષેત્ર વગેરેનુ ક્ષેત્રફળ, ઘનફળ, જીવા, પરિધિ, ધનુ, બાહા એ અને તેને અનુસરતા વિષયોનો ગણિતાનુયોગમાં સમાવેશ થાય છે. જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, દેવેન્દ્રનરકેન્દ્રપ્રકરણ, ક્ષેત્રસમાસ, ક્ષેત્રલોકપ્રકાશ વગેરે ગ્રન્થો આ અનુયોગના પ્રતિપાદન કરનારા છે.

ચરણકરણાનુયોગ એ આચારપ્રધાન અનુયોગ છે. વિધિ-નિષેધના ઉત્સર્ગ-અપવાદના સર્વ માર્ગોનું પૃથક્કરણ આ વિષયના પ્રતિપાદક આચારાંગજી પંચાશક વગેરે મહાગ્રન્થોમાં જોવાય છે. ચરણસિત્તારિ, કરણસિત્તારિ વગેરે ક્રિયાકલાપનું જ્ઞાન તેથી વિશેષ થવા પામે છે. ધર્મકથાનુયોગ નામના ચતુર્થ અનુયોગમાં ધર્માચરણા પ્રધાન અનેક મહાન આત્માઓના જ્વલંત જીવનચરિત્રોનો અન્તર્ભાવ થાય છે. મિથ્યાત્વ-અજ્ઞાન પ્રમુખ અધસ્તનીય ભૂમિકાઓમાં અનાદિ કાળથી વસતા

એવા આત્માનું કેવાં પ્રકારથી આત્મિક ગુણોના આવિર્ભાવ માટે ઉત્થાન થાય છે અને અનેક ઉપસર્ગ-પરીસહોની ઝડીઓને સહન કરવા સાથે કેવા પ્રકારથી આત્મિક ગુણોનો સંપૂર્ણ આવિર્ભાવ કરી આધ્યાત્મિક ઉન્નતિના શિખર ઉપર આરૂઢ થાય છે એને લગતા સર્વ વિષયો આ ધર્મ-કથાનુયોગમાં ઉપલબ્ધ થાય છે. ઐતિહાસિક દૃષ્ટિ પણ આ કથાનુયોગમાં વિકાસ પામે છે. પ્રાથમિક ધાર્મિક રૂચિવાળાઓને આ અનુયોગ ઘણો જ પ્રિય થઇ પડે છે. શ્રીજ્ઞાતાધર્મકથાંગ–ઉપાસકદશાંગ -ઉવવાઇ વગેરે આગમો તેમજ મહાવીરચરિઅં, કુમારપાલ પ્રબંધ, પ્રભાવકચરિત્ર વગેરે સંખ્યાતીત ચરિતાનુયોગનાગ્રન્થો આ ધર્મકથાનુયોગના પ્રાણ સમાન છે.

જૈન દર્શનનુ પ્રતિપાદન કરનારા આગમો તેમજ પૂર્વાચાર્ય વિરચિત મહાન ગ્રન્થોમાં મુખ્ય-તયા દ્રવ્યાનુયોગ પ્રમુખ કોઇપણ એક અનુયોગનું પ્રાધાન્ય હોય છે. પણ જે મહાન ગ્રન્થનાં ચિત્રોને ઉદ્દેશીને આ લેખ લખવાનો ઉપક્રમ થયો છે તે ત્રૈલોક્યદીપિકા નામક બૃહત્સંગ્રહણી ગ્રન્થમાં એક સાથે થોડાઘણા પ્રમાણમાં દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ વગેરે ચારે અનુયોગનો સમાવેશ થએલો છે. 'ત્રૈલોક્યદીપિકા' નામના આ ગ્રંથમાં અપાએલા ઉદ્દેશરૂપ જે છત્રીશ દ્વારો છે તે છત્રીશ દ્વારોમાંથી પ્રત્યેક દ્વાર ઉપર આયુષ્ય, શરીરપ્રમાણ, જ્ઞાનની મર્યાદા વગેરે વિષયોને ઉદ્દેશીને જે વ્યાખ્યા કરેલ છે તે વ્યાખ્યાનો દ્રવ્યાનુયોગમા સમાવેશ છે. સૂર્યચંદ્રનો ચાર તે સૂર્યચદ્રનું પ્રકાશ્ય ક્ષેત્ર, મંડલનુ અંતર મંડલક્ષેત્ર વગેરે વિષયો ઉપરનો ઉહાપોહ ગણિતાનુયોગના સ્થાનને પૂર્ણ કરે છે. તાપસ વગેરે તથા પ્રકારના ધાર્મિક અનુષ્ઠાનથી જ્યોતિષી વગેરે સ્થાનોમાં ઉત્પન્ન થાય છે, અને વિશુદ્ધ ચારિત્ર્યવંત જીવો સર્વાર્થસિદ્ધ વિમાન અને યાવત્ મોક્ષને પ્રાપ્ત કરે છે, તે વિષય ચરણકરણાનુયોગાન્તર્ગત છે. ચક્રવર્તી, તીર્થંકર, બલદેવ વગેરે કેટલી નારકીમાથી આવેલા થઈ શકે, એકેન્દ્રિયગતિમા કોણ ઉત્પન્ન થાય વગેરે ગતિ–આગતિ દ્વારના પ્રસંગે ધર્મકથાનુયોગ નામના ચતુર્થ અનુયોગને પણ સ્થાન મળે છે. આ પ્રમાણે યદ્યપિ આ 'ત્રૈલોક્યદીપિકા' એ દ્રવ્યાનુયોગના જ મુખ્ય વિષય ઉપર ઉપનિબદ્ધ થએલ છે, તથાપિ અંશેઅંશે અન્ય ત્રણે અનુયોગોનુ દૃષ્ટિગોચરપણું પણ આ બૃહત્ સંગ્રહણીમાં ઉપલબ્ધ થાય છે.

શ્રી ત્રૈલોક્યદીપિકા નામક બૃહત્ સંગ્રહણીની સંકલના એક પ્રકારમાં જ દૃષ્ટિગોચર થતી નથી; પરંતુ જૈનદર્શનના અજોડ અને અદ્વિતીય સાહિત્યમાં ભિન્નભિન્ન પ્રણાલિકાઓથી ભિન્નભિન્ન સંખ્યા-વાળી ગાથાઓમા સંકલિત થએલા એ બૃહત્ સંગ્રહણીના પ્રાચીન હસ્તલિખિત આદર્શો વર્તમાનમાં પણ સંશોધકોને હસ્તગત થવાનું જાણવામાં છે. વર્તમાનમાં છપાએલ બૃહત્ સંગ્રહણી પૈકી શ્રી ભીમસી માણેક તરફથી પ્રગટ થએલ શ્રીબૃહત્ સંગ્રહણીમાં ૩૧૨ ગાથાઓ છે; માસ્તર ઉમેદચંદ રાયચંદ તરફથી પ્રગટ થએલા ગ્રન્થમાં ૪૮૫ ગાથાઓ છે; શ્રેષ્ઠિવર્ય સંઘવી નગીનદાસ કરમચંદની આર્થિક સહાયથી પ્રગટ થએલા શ્રી લઘુપ્રકરણસંગ્રહ ગ્રન્થમા ૩૪૯ ગાથાઓમા ત્રૈલોક્યદીપિકાની સંકલના દૃષ્ટિગોચર થાય છે; શ્રી આત્માનંદ સભા તરફથી શ્રીમાન મલયગિરિમહારાજાની ટીકા સાથે પત્રાકારે પ્રગટ થએલ સંગ્રહણીમાં ૩૫૩ ગાથાઓ જોવાય છે; અને દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધારક ફંડ તરફથી શ્રીમલધારીગચ્છીય શ્રીદેવભદ્રસૂરિવિનિર્મિત વૃત્તિ સાથે પ્રકાશન પામેલા શ્રી ચંદ્રિયા બૃહત્સંગ્રહણીસૂત્રમાં

૨૭૩ ગાથાઓનો સમૂહ દૃષ્ટિપથમાં આવે છે. આ પ્રમાણે પ્રકાશન પામેલું મુદ્રિત સંગ્રહણી સાહિત્ય પણ ભિન્નભિન્ન પ્રણાલિકામાં ભિન્નભિન્ન ગાથાઓમાં હસ્તગત થાય છે. તે ઉપરાંત અપ્રગટ હસ્તલિખિત બૃહત્સંગ્રહણી સાહિત્યના ભિન્નભિન્ન ક્રમ ઉપર લખવા બેસાય તો ઘણો જ વિસ્તાર થવાનો ભય રહે છે અને એથી જ આ વિષયને અહીં સંક્ષેપી લેવામાં આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી ત્રૈલોક્યદીપિકા બૃહત્સંગ્રહણી સાહિત્ય અનેકધા પ્રાપ્ત થાય છે તોપણ એ બૃહત્સંગ્રહણીસૂત્રના મૂલકાર મહર્ષિ કોણ છે? બૃહત્સંગ્રહણી સાહિત્યમાં જે વૈવિધ્ય જોવામાં આવે છે તે વૈવિધ્ય થવામાં કયાકયા હેતુઓ છે? ભિન્ન રચનાત્મક એ સાહિત્યના કર્તા પ્રત્યેક સ્વતંત્ર રીતે જુદા છે કે અમુક ફેરફાર કરવા માત્રથી જ જુદા છે? એ જ બૃહત્સંગ્રહણી સાહિત્યમાં આટલી આટલી વિવિધતા જોવામાં આવે છે તેમાં મુખ્ય ઉદ્દેશ શો હોવો જોઇએ? ઇત્યાદિ અનેક વિષયો ઉપર યત્કિંચિત્ ઉહાપોહ કરવો અહીં અસ્થાને—અપ્રાસંગિક નહિ જ ગણાય.

ત્રૈલોક્યદીપિકા નામક શ્રીબૃહત્સંગ્રહણીસૂત્રના મૂલ પ્રણેતા ભાષ્યકાર ભગવાન્ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ મહારાજ હોવાનું સુપ્રસિદ્ધ છે. અને સર્વ સંગ્રહણીઓની અપેક્ષાએ તે સંગ્રહણીસૂત્રનું ગાથા પ્રમાણ પણ વધારે જોવાય છે. શ્રીજીવાભિગમસૂત્ર તેમજ શ્રીપ્રજ્ઞાપના (પન્નવણા)સૂત્રના રચયિતા શ્રુતજ્ઞાનીમહર્ષિઓએ જે વિષયને ઘણા જ વિસ્તારથી તે તે સૂત્રોમા આલેખ્યો છે, તે જ વિષયના સંક્ષેપ રૂપે ભગવાન્ શ્રી ભાષ્યકાર મહારાજે એ બાળજીવોના કલ્યાણના અર્થે શ્રીસંગ્રહણીસૂત્ર (ત્રૈલોક્યદીપિકા)ની રચના કરી હોવાનું અનુમાન સંગ્રહણીમાં અને તે તે ઉપાગ સૂત્રોમા આવતા વિષયોથી થઈ શકે છે. ત્યાર બાદ અનેક સંગ્રહણીઓ રચાએલી હોવાનો સંભવ વર્તમાનમાં ઉપલબ્ધ થતી તેવીતેવી પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓ ઉપરથી માની શકાય છે; પરંતુ વર્તમાનમાં પાઠ્યક્રમમાં પ્રસિદ્ધિ તો ભાષ્યકાર ભગવાન શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણજી મહારાજ અને વિક્રમની બારમી શતાબ્દીમાં થએલા મલધારી શ્રીચન્દ્રસૂરીશ્વરજી મહારાજ પ્રણીત બે સંગ્રહણી સૂત્રોની જ છે. એ બંને સંગ્રહણીસૂત્રોની ગાથાઓ લગભગ ભિન્નભિન્ન છે. ભાષ્યકાર મહર્ષિની આદ્ય ગાથાનું પદ **'निठविय अठकम्मं वीरं नमिऊण'** છે અને શ્રીચંદ્રસૂરિશેખર સંકલિત સંગ્રહણીની આદ્ય ગાથાનું પદ **'नमि उं अरिहंताइ'** છે. બાકીના શ્રીસંગ્રહણીસૂત્ર સંબંધી જે જે પ્રાચીન-અર્વાચીન હસ્તલિખિત યા મુદ્રિત આદર્શો ઉપલબ્ધ થાય છે તે સર્વે આદર્શોનો અમુક અમુક ભાગ સિવાય ઉપરના બને સંગ્રહણીસૂત્રમાં અંતર્ભાવ થઇ શકે છે એમ તેના વાચકોને જણાયા વિના રહેતું નથી. સ્વતંત્ર કૃતિકાર તરીકે જો કોઈ પણ મહર્ષિઓ હોય તો પ્રાયઃ ભાષ્યકાર મહારાજ અને શ્રીમાન ચંદ્રસૂરીશ્વરજી મહારાજ છે. બાકીની સર્વ કૃતિઓ સ્વતંત્ર કૃતિઓ હોય તેમ અનુમાન થવું મુશ્કેલ છે. ફક્ત તે સંગ્રહણીસૂત્રના પઠન-પાઠનની બહુલતાને અંગે પઠન-પાઠન અને લેખન વખતે અન્ય સ્થળે વર્તતી કેટલીક ઉપયોગી ગાથાઓનો યોગ્ય સ્થળે નિવેશ કરવામા આવ્યો હોય અને તેથી ગાથાની સંખ્યામાં ભિન્નભિન્ન રીતિ દૃશ્યમાન થતી હોય તો તેમાં કાંઈ પણ આશ્ચર્ય નથી. એટલું તો લગભગ ચોક્કસ છે કે સંગ્રહણીના મૂલ ઉત્પાદક—પ્રણેતા ભાષ્યકાર મહારાજ છે અને ભાષ્યકાર પ્રણીત સંગ્રહણી ઉપરથી અથવા ઉપાંગ ભૂતસૂત્રો ઉપરથી ચંદ્રસૂરિ મહર્ષિએ નવીન સંગ્રહણીની

સંકલના કરેલી હોવાનું કહેવામાં કોઇ વિરોધક હેતુ ઉપલબ્ધ થતો નથી. બાકીની સર્વ કૃતિઓ અમુક ગાથાઓના વધારા ઘટાડાના ફારફેર સિવાય પ્રાયઃ સર્વ સરખી જ છે.

આ પ્રમાણે દષ્ટિગોચર થતી શ્રીસંગ્રહણીસૂત્રની સંખ્યાબંધ કૃતિઓથી એ પણ એક નિશ્ચય થઇ શકે છે કે ભૂતકાલમાં ત્રૈલોક્યદીપિકાનું પઠન-પાઠન ઘણા જ વિશેષ પ્રમાણમાં હોવું જોઇએ, એ વર્તમાનમાં ઉપલબ્ધ પ્રાચીન ભંડારોમાં મળી આવતી શ્રીસંગ્રહણીસૂત્રની સંખ્યાબંધ લિખિત પ્રતોથી જણાઇ આવે છે. સાથેસાથે એ પણ કહેવું જ પડશે કે કોઇકોઈ વિષયનો કોઇકોઇ અભ્યાસકોને અને અધ્યાપકોને પઠન-પાઠન કરવા-કરાવવાનો એક જાતનો શોખ હોય છે. અને તેને અંગે તે સાહિત્યને અંગે જેટલું જેટલું સાધન જે જે દષ્ટિએ આવશ્યક ગણાતું હોય તે તે સર્વ સાધનો ગમે તેવા સંયોગોમાં પણ સર્વાંગ સુંદર બનાવવાની તેના અભ્યાસીઓને અને અધ્યાપકોને તમન્ના થાય છે. આ પ્રસ્તુત સંગ્રહણીસૂત્ર માટે પણ એ પ્રમાણે બનવા પામ્યુ હોય તો તે અવાસ્તવિક નથી; કારણકે શ્રીસંગ્રહણીસૂત્રના મુખ્ય નામ ત્રૈલોક્યદીપિકા પ્રમાણે તે ગ્રંથમાં આવતો વિષય પણ ત્રણ લોકના વિષયનો સાક્ષાત્કાર કરવામાં દીપિકા સમાન છે. વિષયરચનાની પ્રણાલિકા અભ્યાસકોને ઘણી જ માર્ગદર્શક છે. માટે જ ભૂતકાલમાં તેનુ અધ્યયન—અધ્યાપન વિશેષે થતું હોય, અને તેને અંગે સેંકડોની સંખ્યામાં તે સંગ્રહણીની ચિત્રવિચિત્ર પ્રતોના આલેખનો થયાં હોય તે વ્યાજબી જ છે.

શ્રીસંગ્રહણીસૂત્રની જે જે હસ્તલિખિત પ્રતિઓ વર્તમાનમાં મળી આવે છે તે તે લગભગ ઘણીખરી પ્રતિઓ ઘણા આબેહૂબ ચિત્રોથી ચિત્રિત જોવામાં આવે છે. ચિત્રો પણ એવી ખુબી મહેનત અને કાળજીપૂર્વક આલેખેલાં હોય છે કે ત્રણસો વર્ષનું ચિત્ર વર્તમાનમાં જોઇએ તો જાણે હમણાં જ આલેખેલું હોય તેમ ઊડીને આંખે વળગે છે. તે તે વિષય પરત્વે આવતાં ચિત્રોના આલેખનમાં ખાસ કારણ એહિ જ છે કે વિષયની સાથે જ જો ચિત્ર-યંત્ર અથવા આકૃતિઓ આપવામા આવે છે તો તે વિષયનો તે જ પ્રસગે આબેહૂબ ખ્યાલ હૃદય સન્મુખ ખડો થાય છે. વિષયની માહિતી સારામાં સારી મળે છે અને કાળાન્તરે પણ એ વિષયનો ખ્યાલ મગજમાંથી ભુંસાતો નથી.

'શ્રી જૈન ચિત્રકલ્પદ્રુમ' નામના સૌન્દર્યસમ્પન્ન મહત્ત્વપૂર્ણ આ ગ્રંથમાં પણ સંગ્રહણી સૂત્રાન્તર્ગત વિષયને અંગે ઘણા જ ઉપયોગી ચિત્રોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કયા વિષયને અંગે કયું ચિત્ર છે તે 'ચિત્રવિવરણ'માં જણાવેલું છે. પ્રાચીન કાળમાં જૈનોએ ચિત્રકળાને કેવી સાચવી રાખેલી છે, એ ચિત્રકલાને કેવું ઉત્તેજન આપવામા આવેલું છે. તે આ ગ્રંથમાં જ અપાએલાં કલ્પસૂત્ર વગેરેનાં આકર્ષક ચિત્રો ઉપરથી જાણી શકાય છે ચિત્રોનું સૌન્દર્ય—ચિત્રોમા વર્ણનો ભાવ અને પીંછીની બારીકાઇ વગેરે જોતાં હરકોઈ સુજ્ઞ માણસને એકી અવાજે સ્વીકારવું પડશે કે આવાં ચિત્રો કરાવનાર વ્યક્તિઓએ એક એક ચિત્ર પાછળ શો ખર્ચ થાય છે, તે સંબંધી દષ્ટિપાત પણ કરેલો ન હોવો જોઇએ. ફક્ત કઈ રીતિએ ચિત્રકળાના વિકાસ સાથે ગ્રંથના વિષયોનો આબેહૂબ ખ્યાલ આવે તે જ લક્ષ્ય અપાય ત્યારે જ આવા અદ્વિતીય કાર્યો થઇ શકે. આ પ્રસંગે એ પણ એક સૂચના આવશ્યક છે કે ચિત્રો ઘણી જ સુંદરતાથી આલેખવામાં આવ્યાં છે: સમય

અને સંપતિનો સંપૂર્ણ ભોગ આપવો હોય તેમ ચિત્રો જોનારને ખ્યાલ આવે તેમ છે; તોપણ વિષય સંબંધી સંપૂર્ણ જ્ઞાનના અભાવે કોઈ કોઈ સ્થાને ચિત્રોમાં સ્ખલનાઓ થયેલાં છે જેની નોંધ ચિત્રવિવરણમાં આપવામાં આવેલી છે.

આવું ઉત્તમ ચિત્રસાહિત્ય એકત્ર કરવું, સેંકડો વર્ષોની પ્રાચીન પ્રતિઓમાં વર્તતાં તે ચિત્રો ઉપરથી બ્લૉકો ઉતારી એ જૈનોની પ્રાચીન ચિત્રકલાને પુસ્તકરૂપે પ્રકાશમાં લાવવી એ યદ્યપિ ઘણું જ દુર્ઘટ કામ છે, સાધનસામગ્રી અને સહકારની સંપૂર્ણ સહાનુભૂતિની અપેક્ષા એ પ્રકાશન અવશ્ય રાખે છે અને એવાં પ્રકાશનોમાં અનેક આડખીલીઓ પણ નડે છે, તોપણ પ્રાચીન સાહિત્યને પ્રકાશમાં લાવી જૈનત્વના ગૌરવને જગત સમક્ષ રજુ કરવાની તમન્નાવાળા મહાશયો હરકોઈ ઉપાયે સર્વાંગ સહાનુભૂતિને સંયુક્ત કરવા સાથે આડે આવતી અંતરાયની દીવાલોને પણ દૂર કરી કાર્યસિદ્ધિ કરે છે તે ઘણું જ પ્રશંસનીય અને અનુકરણીય છે. શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબે આ પ્રકાશનકાર્યનો મહાન્ બોજો પોતાના શિરે ઉપાડ્યો છે. પ્રાથમિક સંયોગોમાં સાધનોનો સહકાર સર્વદેશીય ન બનવા છતા, વિઘ્નપરમ્પરાઓ સન્મુખ ખડી છતાં, તેઓના હાર્દિક ઉત્સાહે અને આત્મિક પ્રબલ વીર્યોલ્લાસે સાધનોને સર્વદેશીય બનાવ્યા, વિઘ્નપરમ્પરાઓ વિરામ પામી અને એક અસાધારણ પ્રાચીન નમૂનેદાર જૈન ચિત્રકલાને પ્રકાશન આપ્યું તે સર્વ માટે તેઓ અનુમોદનાને યોગ્ય છે.

આપણા જૈન સમાજમા તૈયાર થએલા કાર્યને સર્વકોઇ ચાહે છે, યથાશક્તિ તે કાર્યના ગ્રાહક થાય છે અને કાર્ય પૂર્ણ થયા બાદ કાર્યકર્તાની પીઠ પણ થાબડે છે, પરંતુ એ કાર્યના પ્રારંભમાં કાર્ય પૂર્ણ કરવા—કરાવવાની ચાહના, કાર્યના ગ્રાહક થવાની અભિલાષા અને કાર્ય કરનારની પીઠ થાબડવાના પ્રયત્નોમાં ઘણી જ પીછેહઠ અનુભવાય છે એ ઘણું શોચનીય છે. અંતમાં એટલું જ કહેવું યોગ્ય છે કે આવા સાહિત્યપ્રેમીઓને જૈન સમાજ સર્વ સાધનોથી વિશેષ પ્રકાશમાં લાવી અન્ય પુરાતન સાહિત્યોના પ્રકાશનમા સાથ આપવા સદા હામ ભીડે અને શાસનાધિષ્ઠાયક દેવ જૈન સમાજના અગ્રણીઓમાં તેવી પ્રેરણાત્મક ચેતનશક્તિ રેડે એ જ હૃદયેચ્છા !

**મુનિ શ્રીધર્મવિજયજી**

આ ગ્રંથમાં રજુ કરવામા આવેલાં 'બૃહત્ સંગ્રહણીસૂત્રના ચિત્રો' મુગલ સમયની ઉત્કૃષ્ટ ચિત્રકલાના નમૂના રૂપ છે. મુગલ સમયમાં જ્યારે પશ્ચિમ હિંદની ચિત્રકલા સ્વચ્છતા, સુંદરતા અને વિવિધતામાં સંપૂર્ણ અંશે વિકસેલી હતી તે સમયના 'જૈન ગ્રંથસ્થ ચિત્રકલા'ના નમૂનાઓ બહુ જ ઓછા જોવામાં આવે છે. સદ્ભાગ્યે અત્રે રજુ કરેલાં ચિત્રોની પ્રત અમદાવાદમાં ભરાએલા 'શ્રી જૈન સાહિત્ય પ્રદર્શન'ના કલાવિભાગમાં મારા જોવામા પ્રથમ વાર આવી. ત્યાર પછી તે પ્રત સિનોર બિરાજતા પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રીઅમરવિજયજીના સંગ્રહની હોવાથી પાછી મોકલવામાં આવી, પરંતુ તેઓના વિદ્વાન સાહિત્યસેવી પૂજ્યશ્રી ચતુરવિજયજીએ આ પ્રત મારા આ પ્રકાશન માટે મને મોકલાવી અને તેનાં ચિત્રો લેવા માટે તેમના તરફથી મને મંજુરી આપવામા આવી તે માટે તેઓશ્રીનો આભાર માનું છું. —સંપાદક

# ચિત્રવિવરણ

## Plate I

**ચિત્ર ૧** (હંસવિ. ૧. પાનું ૬૦) શ્રીઋષભદેવનો (પ્રથમ રાજા તરીકે) રાજ્યાભિષેક. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે, તેમાં ચિત્રના પરિચયની શરૂઆત નીચેના રાજ્યાભિષેકના પ્રસંગથી થાય છે. આ પ્રસંગના વર્ણન માટે મહાકવીશ્વર શ્રીધનપાલવિરચિત 'શ્રીઋષભપંચાશિકા'ના નવમા શ્લોકમાં નીચે મુજબ વર્ણન આપેલું છે:[1] 'હે જગન્નાથ ! ઇન્દ્રદ્વારા જલદી રાજ્યાભિષેક[2] કરાએલા એવા આપને, વિસ્મયપૂર્વક લાંબા કાળ સુધી કમળનાં પત્રો વડે અભિષેક-જલ ધારણ કરવા પૂર્વક જે (યુગલિકોએ) જોયા તેમને ધન્ય છે.'—૯

ચિત્રમાં ડાબી બાજુએ સિંહાસન ઉપર શ્રીઋષભદેવ બેઠેલા છે. તેમના ઊંચા કરેલા ડાબા હાથમાં કપડા જેવું કાંઇક દેખાય છે તેઓ પોતાની તર્જની આંગળી ઊંચી કરીને, સામે બંને હાથમાં કમળપત્રમાં અભિષેક જલ ધારણ કરીને ઊભા રહેલા યુગલિકના એક જોડલા (સ્ત્રી-પુરુષ)ને કાંઇક કહેતા હોય એવો ભાવ દર્શાવવા ચિત્રકારે પ્રયત્ન કરેલો છે. સામે ઊભું રહેલું યુગલ નમ્ર વદને હાથના ખોબામાં કમળપત્રમાં અભિષેક-જલ ધારણ કરીને વિસ્મિત નયનોએ શ્રીઋષભદેવ સામે જોતું દેખાય છે. ચિત્રકારે કમળપત્ર બનાવવા ખાતર યુગલિક પુરુષના બંને હાથ આગળ દાંડી સાથે કમળપત્ર બનાવેલું છે. ત્રણે વ્યક્તિઓના કપડામાં જુદીજુદી જાતના શોભનો આલેખેલાં છે, જે પંદરમા સૈકાનાં સ્ત્રીપુરુષના વૈભવશાલી પહેરવેશની આબેહૂબ રજુઆત કરતા પુરાવા છે. ચિત્રના ઉપરના ભાગમાં બાંધેલા ચંદરવામાં શ્રેણીબદ્ધ પાંચ હંસ ચીતરેલા છે.

આ ચિત્રના અનુસંધાને, ઉપરના ચિત્રમાં વર્ણવેલો, શ્રીઋષભદેવે પોતાની રાજ્યાવસ્થામા જગતના પ્રાણીઓના ઉપકારની ખાતર સૌથી પ્રથમ કુંભારની કળા બતાવી તે પ્રસંગ જોવાનો છે. 'શ્રીઋષભપંચાશિકા'ના ૧૦મા શ્લોકમાં આ પ્રસંગનું વર્ણન નીચે મુજબ આપેલું છે:[3] 'જેમણે (શબ્દ-વિદ્યા, લેખન, ગણિત, ગીત, ઇત્યાદિ) વિદ્યા-કળાઓ અને (કુંભારાદિકના) શિલ્પો દેખાડયાં છે તેમજ જેમણે (ખેતી, પશુ-પાલન, વાણિજ્ય લગ્ન ઇત્યાદિ) સમસ્ત (પ્રકારનો) લોકવ્યવહાર (પણ) સારી રીતે સમજાવ્યો છે, એવા આપ જે પ્રજાઓના સ્વામી થયા છો તે કૃતાર્થ છે.'—૧૦

તેઓએ બતાવેલી પુરુષની બોતેર[4] તથા સ્ત્રીઓની ચોસઠ[5] કળાઓનું વિવેચન આપણે

---

૧ धन्ना सविम्हयं जेहिं, झत्ति कयरज्जमज्जणो हरिणा।
चिरधरिअनिलणपत्ता–मिसेअसलिलेहिं दिट्ठो सि ॥ ९ ॥

૨ આ રાજ્યાભિષેકની વિશેષ માહિતી માટે જુઓ 'આવશ્યક-ચૂર્ણિ'

૩ दाविअविज्जासिप्पो, वज्जरिआसेसलोअववहारो ।
जाओ सि जाण सामिअ, पयाओ ताओ कयत्थाओ ॥ १० ॥

૪ જુઓ પૃષ્ઠ ૧૩. ફુટનોટ ૨.

૫ જુઓ પૃષ્ઠ ૧૪. ફુટનોટ ૩.

અગાઉ કરી ગયા છીએ. શિલ્પના મુખ્ય પાંચ ભેદો છે. 'આવશ્યક-નિર્યુક્તિની ગાથા ૨૦૭[૬] તેનું નીચે પ્રમાણે વર્ણન છેઃ 'કુંભાર, લુહાર, ચિતારો, વણકર અને નાપિત (હજામ) ના એમ પાચ શિલ્પો મુખ્ય છે અને વળી તે પ્રત્યેકના વીસવીસ અવાન્તર ભેદો છે.'

જગતને કુંભારની કળા પ્રથમ તીર્થંકરે બતાવી હતી. (હિંદુ શાસ્ત્રમાં બ્રહ્માએ બતાવી હતી એમ કહેવામાં આવે છે.) પ્રસંગ એમ બન્યો હતો કે કલ્પવૃક્ષોનો વિચ્છેદ થવાથી લોકો કંદમૂળ અને ફલાદિક ખાતા હતા, અને ઘઉં, ચોખા ઇત્યાદિ અનાજ કાચું ને કાચું ખાતા હતા. તે તેમને પચતું નહોતું. આથી પ્રજાએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી, ત્યારે હાથથી ઘસીને પાણીમાં પલાળીને અને પાંદડાના પડીઆમાં લઇને ખાવું એમ તેમણે ઉપદેશ આપ્યો. એમ કરવા છતાં પણ લોકોનું દુઃખ દૂર થયું નહિ, એટલે ફરીથી તેઓએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી. પ્રભુએ કહ્યું કે મેં સૂચવ્યા મુજબ પૂર્વોક્ત વિધિ કર્યા બાદ ઘઉં વગેરેને મુષ્ટિમા અથવા બગલમાં થોડો વખત રાખ્યા બાદ ભક્ષણ કરો. આમ કરવાથી પણ તેમનું દુઃખ દૂર થયું નહિ. તેવામાં વૃક્ષની શાખાઓ પરસ્પર ઘસાતાં અગ્નિ ઉત્પન્ન થયો, આના વાસ્તવિક સ્વરૂપથી અજાણ્યા એવા તે સમયના મનુષ્યો તેને રત્ન જાણીને પકડવા ગયા; પરંતુ તેથી તો તેમના હાથ દાઝવા લાગ્યા. આથી અગ્નિને કોઇ અદ્‌ભુત ભૂત માનતા તથા તેથી ત્રાસ પામતા લોકો પ્રભુ સમક્ષ આવ્યા, ત્યારે પ્રભુએ તેમને કહ્યું કે સ્નિગ્ધ અને રૂક્ષ કાળનો દોષ થવાથી આ તો અગ્નિ ઉત્પન્ન થયો છે; માટે તમારે તેની પાસે જવું અને તેની સમીપમાં રહેલાં તૃણાદિકને દૂર કરી તેને ગ્રહણ કરવો, અને ત્યારબાદ પૂર્વોક્ત વિધિ પ્રમાણે તૈયાર કરેલા ઘઉં વગેરેને તેમાં નાંખી પક્વ કરી તેનો આહાર કરવો. તે મુગ્ધ લોકોએ તેમ કર્યું એટલે ઘઉં વગેરેને તો અગ્નિ સ્વાહા કરી જવા લાગ્યો. આ વાત તેઓએ પ્રભુ સમક્ષ રજુ કરી. આ સમયે પ્રભુ હાથી ઉપર બેઠેલા હતા. એમણે ત્યાં જ તેઓની પાસે લીલી માટીનો પિંડ મંગાવી તેને હાથીના કુંભસ્થળ ઉપર મૂકી તેનું એક પાત્ર બનાવ્યુ અને એ પ્રમાણે પાત્ર બનાવી તેમાં ઘઉં વગેરે રાખી તેને અગ્નિની મદદથી પકાવી તે ખાવાની તેમને સૂચના કરી. આ પ્રમાણે પ્રભુએ કુંભારના શિલ્પનો વિધિ બતાવ્યો.

ચિત્રમાં સફેદ હાથી ઉપર ઋષભદેવ બેઠા છે. તેઓશ્રીના ડાબા હાથમાં માટીનું એક પાત્ર છે, અને તે હાથ ઊંચો કરીને સામે ઊભા રહેલા યુગલિક પુરુષને તે આપવા માટે ઉત્સુકતા બતાવતા ચિત્રકારે એમને રજુ કર્યા છે. સામે ઊભા રહેલા યુગલિક પુરુષના બંને હાથના ઊંચા કરેલા ખોબામાં પણ માટીના પાત્રની રજુઆત ચિત્રકારે કરી છે. હાથી પણ શણગારેલો છે. પ્રભુની પાછળ અંબાડીનું સિંહાસન બનાવ્યું છે અને એમના ઉત્તરાસંગનો ભાગ ઊડતો બતાવીને ચિત્રકારે છટાથી ગમન કરતા હાથીની રજુઆત કરી છે. ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં આકાશનાં વાદળો દર્શાવ્યાં છે.

---

૬ पंचेव य सिप्पाइं, घड १ लोहे २ चित्त ३ णंत ४ कासवए ५ ।
इक्किक्कस्य य इत्तो, वीसं वीसं भवे भेया ॥ २०७ ॥

## Plate II

**ચિત્ર ૨** શ્રીઅમરચંદ્રસૂરિ. વિ. સં. ૧૩૪૯ (ઇ.સ. ૧૨૯૨)ની, પાટણના ટાંગડિયાવાડાના જિનમંદિરમાં આવેલી 'પદ્માનન્દ મહાકાવ્ય' તથા 'બાલભારત' આદિ ગ્રંથોના કર્તા વાયટગચ્છીય શ્રીઅમરચન્દ્રસૂરિની આ ભદ્રાસનસ્થ પ્રાચીન શિલ્પપ્રતિમા ગુજરાતના ઇતિહાસ માટે ઉપયોગી છે. તેઓની જમણી બાજુએ પં. મહેન્દ્રની મૂર્તિ છે.

**ચિત્ર ૩** શ્રીદેવચંદ્રસૂરિ. ગૂર્જરેશ્વર મહારાજાધિરાજ વનરાજને આશ્રય આપીને ચંદુર ગામમાં શ્રાવકને ત્યાં ઉછેરાવનાર આચાર્ય શ્રીશીલગુણસૂરિના શિષ્ય શ્રીદેવચંદ્રસૂરિની આ પ્રાચીન શિલ્પ પ્રતિમા પણ ગુજરાતના ઇતિહાસ માટે બહુ મહત્ત્વની છે. મૂર્તિની ગરદનની પાછળ જૈન સાધુનું ચિહ્ન ઓઘો કોતરેલું છે. આચાર્ય ભદ્રાસને બિરાજમાન છે, છાતી સન્મુખ રહેલા તેઓના જમણા હાથમા નવકાર વાળીનું કુમતું છે; ડાબા ઢીંચણની નીચે સ્થાપનાચાર્યજી છે.

**ચિત્ર ૪** શ્રીપાર્શ્વનાથ. પાટણના ખડાકોટડીના પાડાના જિનમંદિરમાં આવેલી અપ્રતિમ કારીગરીવાળા પરિકર સહિતની મૂળનાયક શ્રીપાર્શ્વનાથની અદ્ભુત શિલ્પપ્રતિમા.

**ચિત્ર ૫** લાકડાની પૂતળી. પાટણના કુંભારીઆ પાડાના શ્રીઋષભદેવ પ્રભુના જિનમંદિરના રંગમંડપમાં થાંભલાની કુંભી પર કોતરેલી લાકડાની શિલ્પમૂર્તિ.

**ચિત્ર ૬** દેવી પદ્માવતી. પાટણના ખેતરપાલના પાડામાં શ્રીશીતલનાથના જિનમંદિરમાં મૂળનાયકની મૂર્તિની ડાબી બાજુના ખૂણા ઉપર આવેલી પદ્માવતી દેવીની પ્રાચીન સ્થાપત્ય મૂર્તિ.

**ચિત્ર ૭** ગૂર્જરેશ્વર વનરાજ. પાટણના પંચાસરા પાર્શ્વનાથના જિનમંદિરમાં પેસતાં દેરાસરની જમણી બાજુથી શરૂ થતી ભમતીની પહેલી જ નાની દેરીમાં, ગૂર્જરેશ્વર મહારાજાધિરાજ વનરાજની, શરવીરતા દાખવતી આ ઊભી મૂર્તિ આવેલી છે. તેના માથા ઉપર છત્રનું રાજ્યચિહ્ન છે; તેના મસ્તકની પાછળ આભામંડળ છે. તેનો જમણો હાથ સત્તાસૂચક રીતે રાખેલો છે અને ડાબા ખભા ઉપરથી જમણી બાજુની જાંગ સુધી તે સમયનો શરવીરોનો એક રિવાજ સૂચવતી જનોઇની માફક નાખેલી લોખંડની સાંકળ છે, જેના ગદ્દાનો ભાગ મૂર્તિના ડાબા હાથથી પકડેલો કોતરેલો છે. તેની પાછળ પીઠના ભાગમા ઉત્તરાસંગના વસ્ત્રનો છેડો પગના ઢીંચણના પાછળના ભાગ સુધી લટકતો કોતર્યો છે. આ મૂર્તિનો અંગમરોડ ચિત્ર નંબર ૯ ની સરસ્વતીની ઊભી મૂર્તિના સંવત ૧૧૮૪ના ચિત્ર સાથે બરાબર મળતો આવે છે. એટલે કેટલાકો જે એમ માને છે કે આ મૂર્તિ મુસલમાની રાજ્યઅમલ દરમ્યાનની છે તે માન્યતા ખોટી ઠરે છે. અલબત્ત, એવા અંગમરોડની રજુઆત બારમા સૈકા પછીનાં ચિત્રોમા અગર મૂર્તિઓમાં જવલ્લે જ દેખાય છે. મારી માન્યતા પ્રમાણે આ મૂર્તિ બારમા સૈકા પછીની તો નથી જ. વનરાજની જમણી બાજુએ આવેલી મૂર્તિ તેના મંત્રી જાંબની નહિ,[૭] પણ તેની નીચેની

[૭] The figures of the king and of his *Mantri* or minister Jamba, who stands against the returning wall on his right.—Archeological Survey of Western India. vol IX. page 44.

પ્રશસ્તિ પ્રમાણે તો મંત્રી આસાકની છે.[૮]

પ્રસ્તુત ૭ ચિત્રો પૈકીનાં ૨-૩ અને ૭ નંબરનાં ચિત્રો ગુજરાતના ઇતિહાસ માટે ઘણા જ મહત્ત્વનાં છે. પ્રાચીન ચિત્રોમાંના બહાર ઉપસી આવતાં દેખાતાં ચક્ષુઓનું મૂળ શ્વેતાંબર જિન-મંદિરોની સ્થાપત્ય મૂર્તિઓના અનુકરણમાં સમાએલું છે તે માન્યતાના પુરાવા રૂપે આ છએ ચિત્રો અત્રે રજુ કરેલાં છે.

## Plate III

**ચિત્ર ૮** પ્રભુ શ્રીમહાવીર. ખંભાતના શાં. ભં. ની જ્ઞાતા તથા બીજાં ત્રણ અંગસૂત્રોની શ્રીઅભયદેવ-સૂરિની ટીકાવાળી, વિ. સં. ૧૧૮૪માં ગૂર્જરેશ્વર મહારાજાધિરાજ શ્રીસિદ્ધરાજ જયસિંહદેવના રાજ્ય-અમલના સમય દરમિયાન લખાએલી તાડપત્રની પ્રતમાંથી આ ચિત્ર તથા ચિત્ર ૯ લેવામા આવ્યાં છે. ભગવાન મહાવીરની મૂર્તિ આભૂષણ વગરની, પદ્માસનની બેઠકે પબાસન ઉપર બેઠેલી ચિત્રકારે ચીતરેલી છે. બંને બાજુ બે ચામર ધરનારા (ઘણું કરીને દેવો) ચામર વીંઝે છે. ચામર વીંઝવાની આ પ્રથા આજે પણ જિનમંદિરોમાં જેમની તેમ ચાલુ છે.

**ચિત્ર ૯** દેવી સરસ્વતી. ઉપરોક્ત ચિત્ર ૮ વાળી પ્રતમાંનું જ. આ સરસ્વતી દેવીનું ચિત્ર છે. આ બંને ચિત્રો પ્રો. બ્રાઉનના લખેલા 'કાલકકથા' નામના અંગ્રેજી પુસ્તકમાથી તેઓની પરવાનગીથી લેવામાં આવ્યાં છે.

સરસ્વતીના આ ચિત્રનું વર્ણન આપતાં પ્રો. બ્રાઉન જણાવે છે કે: દેવી સરસ્વતી (અગર ચક્રેશ્વરી?) પહેલાં મારા તરફથી 'ઇન્ડિયન આર્ટ ઍન્ડ લેટર્સ વૉ. ૩. ઈ.સ. ૧૯૨૯ના પાના. ૧૬ પર પ્રસિદ્ધ કરવામાં આવેલું ચિત્ર નંબર ૧ જે પ્રતમાંથી લેવામાં આવેલું છે તે જ પ્રતમાંથી.[૯]

આ ચિત્ર ચાર હાથવાળી દેવીનું છે, તેના ઉપરના બંને હાથમાં કમલનું ફુલ છે તથા નીચેના બંને હાથમાં અનુક્રમે અક્ષસૂત્ર-જપમાળા અને પુસ્તક છે. દેવીની આગળ ડાબી બાજુએ હંસ પક્ષી ચીતરેલું છે. દેવીની જમણી બાજુએ દેસલ૦ અને ડાબી બાજુએ શુભંકર નામના બે પુરુષો બે હસ્તની અંજલિ જોડીને સ્તુતિ કરતા દેખાય છે.

---

૮ (૧) संवत् [९]०१ वर्षे वैशाख सुदि ९ शुक्रे पूर्वमांडलिवास्तव्य-मोढज्ञातीय नागेन्द्र

(२) सुत-श्रे० जाल्हणपुत्रेण श्रे० राजकुक्षीसमुद्भूतेन ठ० आशाकेन संसारासार . . . .

(३) योपार्जितवित्तेण अस्मिन् महाराजश्रीवनराजविहारे निजकीर्तिवल्लीवितान . . . . . .

(४) कारितः तथा च श्रीआशाकस्य मूर्तिरियं सुत ठ० अरिसिंहेन कारिता प्रतिष्ठिता . .

(५) संबंधे गच्छे पंचासरविषे श्रीशीलग(गु)णसूरिसन्ताने शिष्य श्री . . . . . . . . . .

(६) देवचन्द्रसूरिभिः ॥ मंगलंमहाश्रीः ॥ शुभं भवतु ॥

૯ The Goddess Sarasvati (or Chakresvari?).From the same MS as Figure 1. Previously published by me in Indian Art and Letters. Vol. III pp. 16 ff., 1929.

— The story of Kalak. p. 116.

મિ. બ્રાઉન આ ચિત્ર સરસ્વતી (અગર ચક્રેશ્વરી?)નું હોવાની શંકા ઉઠાવે છે પરંતુ હંસ પક્ષીની રજુઆત આપણને સાબિતી આપે છે કે એ—સરસ્વતીનું જ ચિત્ર છે. વળી આ ચિત્રમાં જે વસ્તુઓની રજુઆત તેના હાથમાં જોવામાં આવે છે તે પ્રમાણેનું જ વર્ણન मलयकीर्ति નામના એક વિદ્વાન જૈન સાધુએ રચેલા श्रीशारदास्तोत्रમાં છે.[10]

નંબર ૮–૯નાં ચિત્રોની એકએક આકૃતિ જાણે એક જ ઝટકે આલેખવામાં આવી હોય એમ લાગે છે, છતાં તેની પાછળ સ્વરૂપનું સંપૂર્ણ ભાન પ્રત્યક્ષ થાય છે, એ, કલાકારનું પીંછી ઉપરનું અદ્‌ભુત પ્રભુત્વ અને છટા બતાવી આપે છે. વૃત્તાંતની વિગત જરા પણ ચૂક્યા વિના આલેખાએલાં, સુશોભન અને સુરચનાના નમૂનારૂપ આ બે ચિત્રો છે. તેમાંયે સરસ્વતીની ઊભી મૂર્તિનું દેહસૌષ્ઠવ અને તેનો અંગોભંગ અલૌકિક પ્રકારનાં છે.

## Plate IV

**ચિત્ર ૧૦** શ્રીહેમચંદ્રસૂરિ, શિષ્ય અને પરમાર્હન કુમારપાળ. ખંભાતના શાં. ભં. ની દશવૈકાલિક લઘુ-વૃત્તિની વિ. સં. ૧૨૦૦ (ઇ.સ. ૧૧૪૩)માં લખાએલી તાડપત્રની હસ્તલિખિત પ્રતના છેલ્લા પાના ઉપરથી આ ચિત્ર લેવામાં આવેલું છે.[11] ચિત્રમાં ડાબી બાજુએ સિંહાસન ઉપર બેઠેલા આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિ, જમણા હાથમાં તાડપત્ર રાખીને, સામે બેઠેલા પોતાના શિષ્ય શ્રીમહેંદ્રસૂરિને પાઠ આપતા હોય તેમ લાગે છે, કારણકે આ પ્રત તેઓશ્રીના પઠન નિમિત્તે લખાવવામાં આવી હોવાનો ઉલ્લેખ છે. મહેંદ્રસૂરિની પાછળ બે હાથ જોડીને ઉભેલી જે ગૃહસ્થની આકૃતિ ચીતરેલી દેખાય છે તે ઘણું કરીને ગૂર્જરેશ્વર કુમારપાળની હોય તેમ લાગે છે. શ્રીહેમચંદ્રસૂરિની આગળ સ્થાપનાચાર્ય છે તથા મસ્તક ઉપરની છતમાં ચંદરવો ચીતરેલો જણાય છે.

**ચિત્ર ૧૧** ચિત્ર નં. ૧૦ નો મોટો ભાગ ઘસાઇ ગએલો હોવાથી ગુજરાતના સુપ્રસિદ્ધ કલાકાર શ્રી. રવિશંકર રાવળ પાસે તેના આદ્ય સ્વરૂપની રેખાવલિઓ પૂર્ણ કરાવીને અત્રે રજુ કરી છે.

---

૧૦ वरदक्षिणबाहुधृताक्षका, विशदवामकरार्पितपुस्तिका ।

उभयपाणिपयोजधृताम्बुजा, दिशतु मेऽमितानि सरस्वती ॥ ४ ॥—भ. पा. का. सं. भाग २ पृष्ठ १९८

ભાવાર્થ—વરદાન દેનારી મુદ્રાવાળી તેમજ જપમાળાને ધારણ કરેલા દક્ષિણ હસ્તવાળી, વળી નિર્મળ ડાબા હાથમા પુસ્તક રાખ્યુ છે એવી તેમજ બંને કરકમળ વડે કમળને ધારણ કર્યું છે એવી સરસ્વતી મને મનોવાછિત અર્પો—૪

૧૧ પ્રશસ્તિ નીચે પ્રમાણે છેઃ—

॥ मंगलं महाश्री ॥ संवत १२/१०० (१२००) वर्षे श्रावण सुदी ५ गुरु दिने अणहि[लपुरपत्तने समस्त] राजावली पूर्वपूज्य परमो[त्कृष्ट] .... चारित्रचूडामणि सरस्वती विद्याभिधान ..... [श्रा]वक प्रतिबोधक रस .... बोध निर्णासन सूर्यमित्र उद्योतकर ..... [म]हेंद्रसूरिभिः शिष्य[पठनार्थे] ... [श्रीहेम]चंद्रेण महत्तर हेतो दशवैकालिक लघुवृत्ति लिखापितमिति ॥ लेखक पाठकयोः ॥ शुभं भवतु [शिव]मस्तु ॥ ठ ॥ ठ ॥

**ચિત્ર ૧૨** શ્રીહેમચંદ્રસૂરિ. પાટણના સં. પા. ભંડારની, ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્રના અંતિમ પર્વ (મહાવીર ચરિત્ર)ની, વિ. સં. ૧૨૯૪ (ઈ.સ. ૧૨૩૭)માં લખાએલી તાડપત્રની હસ્તલિખિત પ્રતનાં પ્રશસ્તિનાં છેલ્લાં ત્રણ પત્ર પૈકીના પ્રથમ પત્ર ઉપરથી લેવાએલું, શ્રીહેમચંદ્રસૂરિના નામથી પ્રસિદ્ધિમાં આવેલું આ ચિત્ર તેરમા સૈકાના સાધુઓના રીતિરિવાજ તથા પહેરવેશનું સંપૂર્ણ દિગ્દર્શન કરાવે છે. ચિત્રમાં વચ્ચે સિંહાસન ઉપર શ્રીહેમચંદ્રસૂરિ બેઠેલા છે. પાછળ એક શિષ્ય કપડું હાથમાં રાખીને ગુરુની સુશ્રુષા કરતો દેખાય છે. (પ્રાચીન ચિત્રોમાં જેમ રાજાઓ સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા અને સિંહાસનની પાછળ ચામર ધરનાર ચીતરાતા તેવીજ રીતે જૈનશાસનરૂપી રાજ્યના રાજવીઓ જેવા પ્રભાવિક રાજમાન્ય આચાર્યોનાં ચિત્રોમાં પણ તેઓને સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા અને સિંહાસનની પાછળ શિષ્ય સુશ્રુષા કરતા ચીતરેલા હોય છે, જે તેઓની બહુમાનનાનું સૂચન કરે છે). સામે બેઠેલા શિષ્ય હાથમાં તાડપત્ર રાખીને ગુરુની પાસે વાચના લેતા હોય એમ લાગે છે. શ્રીહેમચંદ્રસૂરિના ડાબા હાથમાં મુહપત્તિ છે અને જમણો હાથ પ્રવચન મુદ્રાએ રાખેલો છે.[૧૨]

**ચિત્ર ૧૩** પરમાર્હત કુમારપાળ. ચિત્ર નં. ૧૨ વાળી પ્રતના છેવટની પ્રશસ્તિના બીજા પત્ર ઉપરથી લીધેલું ગૂર્જરેશ્વર મહારાજાધિરાજ પરમાર્હત્ શ્રીકુમારપાળના નામથી પ્રસિદ્ધિમાં આવેલું આ ચિત્ર તેરમા સૈકાના વૈભવશાલી ગૃહસ્થોના રીતિરિવાજ–પહેરવેશના સુંદર પુરાવા રૂપે બહુ જ અગત્યનું છે. કુમારપાળ પોતે અંજલિમુદ્રા એ[૧૩] બંને હાથમાં ઉત્તરાસંગનો છેડો પકડીને, અને જમણો ઢીંચણ જમીનને અડાડીને ડાબો ઢીંચણ ઊભો રાખીને ગુરુમહારાજનો ઉપદેશ શ્રવણ કરતા દેખાય છે.[૧૪] મૂળમાં પાયજામો તથા કોટ વાદળી રંગના આલેખેલાં છે અને તે જરીથી ભરેલાં બતાવવા ચિત્રકારે મૂળ ચિત્રમા પીળા રંગનો ઉપયોગ કરેલો છે. આગાઉ આપણે જાણી ગયા છીએ તેમ મસ્તકની પાછળ વાળનો અંબોડો વાળેલો સ્પષ્ટ દેખાય છે.

**ચિત્ર ૧૪** શ્રાવિકા શ્રીદેવી. એ જ પ્રતની પ્રશસ્તિના ત્રીજા પાના ઉપરથી આ ચિત્ર લેવામાં આવ્યુ છે અને તે તેરમા સૈકાના વૈભવશાલી ગૃહસ્થની સ્ત્રીઓના પહેરવેશનો સુંદર ખ્યાલ આપે છે. ચિત્ર નંબર ૧૩ માના આલેખન પ્રમાણે અંજલિ જોડીને બેઠેલી આ સ્ત્રીનું નામ શ્રીદેવી છે અને જે દિશાપાલવંશની છે તેવું પ્રશસ્તિ ઉપરથી જણાય છે.[૧૫] તેણીના માથાનો ભાગ આપણે અગાઉ

---

૧૨ दक्षिणाङ्गुष्ठेन तर्जनीं संयोज्य शेषाङ्गुलीप्रसारणेन वामहस्त हृदिन्यसेत् ततः प्रवचनमुद्रा ॥ ६ ॥ सूरिमन्त्रनित्यकर्म पृष्ठ १.

૧૩ उत्तानौ किञ्चिदाकुञ्चितकरशाखौ पाणी विधारयेदिति अंजलिमुद्रा ॥ १ ॥ निर्वाणकलिका पृष्ठ ३३.

૧૪ જૈન ગૃહસ્થો આજે પણ જિનમંદિરોમાં પ્રભુ સન્મુખ ચૈત્યવંદન કરતાં તેમ ઉપાશ્રયોમાં ગુરુમહારાજ સન્મુખ વ્યાખ્યાન શ્રવણ કરતાં આ પ્રમાણે જ બેસે છે. જે સાબિતી આપે છે કે આ પ્રથા આજે સાતસો વર્ષ થયાં હજુ પણ જેમની તેમ પ્રચલિત છે.

૧૫ संवत १२९४ वर्षे चैत्र वदि ६ सोमे लिखितमिदं श्रीमहावीरचरित्र पुस्तकं लेख० महिणलेन इति भद्रं । मंगलं महाश्री ।

જોઇ ગયા તેમ તદ્દન ખુલ્લો છે. તેની કંચુકીનો રંગ પોપટીઆ લીલા રંગનો અને શરીરનો વર્ણ પીત તથા આભૂષણોથી સુસજ્જિત છે.

**ચિત્ર ૧૫** ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્ર (વિ. સં. ૧૨૯૪). ઉપરોક્ત ચિત્ર ૧૨–૧૩ અને ૧૪ જે પાનાંઓ ઉપરથી લેવામાં આવ્યા છે તેનો વિદ્વાનોને સંપૂર્ણ ખ્યાલ આપવા માટે એ ત્રણે પાના સમગ્ર સ્વરૂપમાં આ ચિત્રમાં રજુ કર્યાં છે.

આ ચિત્રો પૈકીના ચિત્ર નં. ૧૨ અને ૧૩ને આજ સુધી કલિકાળસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ તથા ગૂર્જરેશ્વર મહારાજાધિરાજ પરમાર્હત્ કુમારપાળનાં ચિત્રો તરીકે ઓળખવામા આવે છે, પરંતુ ચત્ર નં. ૧૪નું દિશાપાલવંશીય શ્રીદેવિ શ્રાવિકાનું ચિત્ર આપણને એમ માનવા પ્રેરે છે કે શ્રીહેમચંદ્રસૂરિના નામથી પ્રસિદ્ધિમાં આવેલું નં. ૧૨નું ચિત્ર તે આ પ્રત લખાવવાનો ઉપદેશ આપનાર જૈનાચાર્યનું અને કુમારપાળના નામથી પ્રસિદ્ધિમાં આવેલું નં. ૧૩નું ચિત્ર તે શ્રીદેવિ શ્રાવિકાના પતિ ગૃહસ્થ-શ્રાવકનું અથવા નિકટના કોઇ સ્વજનનું જ હોવું જોઇએ. બીજું કારણ એ પણ છે કે કલિકાળસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિનો સ્વર્ગવાસ વિ. સં. ૧૨૨૯ (ઈ. સ. ૧૧૭૨માં) અને ગૂર્જરેશ્વર કુમારપાળનો વિ. સં. ૧૨૩૦ (ઇ. સ. ૧૧૭૩)માં થએલો છે, જ્યારે આ પ્રતના ચિત્રો વિ. સં. ૧૨૯૪ (ઇ. સ. ૧૨૩૭)મા ચીતરાએલાં છે. પરંતુ મેં આગળ રજુ કરેલું ચિત્ર નં. ૧૦ વિ. સં. ૧૨૦૦ (ઇ. સ. ૧૧૪૩)માં લખાએલી પ્રતમાં ચીતરાએલું છે કે જે સમયે તે બંને હયાત હતા. ઉપર ઉપરથી જોતાં આ બંને પ્રતનાં ચિત્રોની આકૃતિઓ મળતી આવતી દેખાય છે, પરંતુ બારીકાઇથી જો નિરીક્ષણ કરવામાં આવે તો આકૃતિઓના ચહેરામાં તફાવત તરત જ જણાઇ આવે છે.

## Plate V

હવે પછીનાં ચિત્ર નં. ૧૬થી ૩૬ સુધીનાં ચિત્રો સંવત ૧૨૧૮માં લખાએલી, વડોદરા રાજ્યના છાણી (છાયાપુરી) ગામના ઉ. શ્રી. વી. શા. સં. ની નં. ૧૧૫૫ની. ૨૨૭ પાનાંની તાડ-પત્રની હસ્તલિખિત પ્રત ઉપરથી લેવામાં આવ્યાં છે. એ પ્રતમા સાત ગ્રંથો પત્ર ૧થી ૮૩ ઓઘ

परमगरिमसारः प्रोल्लसत्याग्रपात्रां
स्फुरितघनसुपर्वा श्रेष्ठमूलप्रतिष्ट· ।
लसितविशदवर्णो वर्यशाखाभिरामः
समभवदिह दिशापा(वा)ल वंशः प्रसिद्धः ॥ १ ॥

अदत्रीभवत्तत्र मुक्तामणिरिवामलः
तच्चित्रमेव यद्सापच्छिद्रो गुणपूरितः ।
श्रीदेवी नामतः ख्याता शीलसत्यादिसद्गुणैः
प्रेमपात्रं प्रियायस्केनस्येंदोरिव रोहि[णी] ॥ २ ॥

નિર્યુક્તિ; પત્ર ૮૪થી ૧૩૨ શ્રીપિંડનિર્યુક્તિ; પત્ર ૧૩૩થી ૧૭૩ શ્રીદશવૈકાલિક; પત્ર ૧૭૪થી ૧૯૧ પક્ખીસૂત્ર તથા ખામણાસૂત્ર; પત્ર ૧૯૨થી ૧૯૭ શ્રમણસૂત્ર; પત્ર ૧૯૮થી ૨૨૭ યતિ દિનચર્યા. પ્રત્યેક પત્રનું કદ ૧૪¾ ઈંચ ×૨¾ ઈંચ છે.

આ પ્રતમાં સોળ વિદ્યાદેવી, સરસ્વતી, લક્ષ્મી, અંબાઈ (અંબિકા) બ્રહ્મશાંતિ યક્ષ તથા (તીર્થાધિરાજ શ્રીશત્રુંજયનો અધિષ્ઠાયક) કપર્દિયક્ષ મળી કુલ ૨૧ ચિત્રો છે. જૈન મૂર્તિવિધાનશાસ્ત્ર (Iconography)ના અભ્યાસીઓ માટે આ પ્રત ઘણી જ મહત્ત્વની છે. જૈનમંત્રશાસ્ત્રમાં જાણીતી સોળ વિદ્યાદેવીઓનાં પ્રાચીન ચિત્રો (અગર મૂર્તિઓ) આ પ્રત સિવાય બીજે કોઇ પણ સ્થળે હોવાનું મારી જાણમાં નથી, જોકે દેલવાડાના વિમલવસહીના જિનમંદિરના રંગમંડપની છતમાં સફેદ આરસમાં બહુ જ બારીક રીતે કોતરેલી સોળ વિદ્યાદેવીઓની સ્થાપત્ય મૂર્તિઓ આગળ (ચિત્ર નં. ૩૭મા) રજુ કરી છે; પરંતુ પહેરવેશો તથા આયુધોનો જેવો સુંદર ખ્યાલ આ ચિત્રો આપે છે તેવો તે સ્થાપત્યમૂર્તિઓ આપવામા સફળ નીવડી શકે તેમ નથી. આ સોળ વિદ્યાદેવીઓને કેટલાકો તરફથી સરસ્વતીના સોળ જુદાંજુદાં સ્વરૂપો તરીકે કલ્પવામાં આવી છે[૧૬] તેમ માનવાની કાંઇ જરૂર નથી. વાસ્તવિક રીતે તો આ સોળે વિદ્યાદેવીઓ જુદીજુદી વિદ્યાઓની અધિષ્ઠાયિકા દેવીઓ છે અને તે સોળેના જુદાજુદા મંત્રો છે અત્રે આ ચર્ચાને સ્થાન આપતાં બહુ જ વિસ્તાર થઇ જાય તેમ હોવાથી અને યથાસમયે તથા યથાસાધને આ સોળ વિદ્યાદેવી, સરસ્વતી અને લક્ષ્મીદેવી ઉપર જુદાજુદા વિસ્તૃત નિબંધો લખવાનો મારો વિચાર હોવાથી અત્રે ચિત્રમાં આપેલાં વર્ણનો અને તેના મંત્રાક્ષરો માત્ર આપીને સંતોષ માનવો પડ્યો છે.

**ચિત્ર ૧૬** રોહિણી–વિદ્યાદેવી ૧; મંત્રઃ ૐ યાં રોહિણ્યૈ અં નમઃ।; પુણ્યરૂપી બીજને ઉત્પન્ન કરનારી તે રોહિણી; પ્રતનું પાનું ૨; ચિત્રનુ મૂળ કદ ૨×૨¾ ઈંચ; ચાર હાથ; પૃષ્ઠભૂમિ રાતા સીંદુરિયા રંગની; ઉપરના જમણા હાથમા બાણ અને ડાબા હાથમાં ધનુષ તથા નીચેના જમણા હાથમાં વરદ તથા ડાબા હાથમાં શંખ; ગાયના વાહન ઉપર ભદ્રાસને આરૂઢ, શરીરનો વર્ણ સુવર્ણ; મુકુટનો રંગ પીળો; લાલ રત્નથી જડિત, કંચુકી લીલા રંગની; ઉત્તરીય વસ્ત્રમાં લાલ અને લીલા રંગનો ઉપયોગ.

**ચિત્ર ૧૭** પ્રજ્ઞપ્તિ–વિદ્યાદેવી ૨; મંત્ર ૐ રાં પ્રજ્ઞપ્ત્યૈ નમઃ।; જેને પ્રકૃષ્ટ જ્ઞાન છે તે પ્રજ્ઞપ્તિ; પ્રતનું પાનું ૨, ચિત્રનું કદ ૨¾×૨¾ ઇંચ; પૃષ્ઠ ભૂમિ લાલ; ચાર હાથ; ઉપરના બંને હાથમાં શક્તિ, નીચેના બંને હાથ વરદ મુદ્રાએ, શરીરનો વર્ણ સુવર્ણ; મુકુટનો વર્ણ પણ સુવર્ણ; કંચુકી સફેદ; ઉત્તરીય વસ્ત્રના સફેદ રંગમા વચ્ચે કાળા રંગની ચોકડીઓ અને કાળી ચોકડીઓમાં પીળા રંગની

---

૧૬ જુએ (1) 'The Goddess of Learning in Jainism' Page 291 to 303 by B.C. Bhattacharya in Malavia Commemoration Volume Benares 1932.

(૨) 'बौद्ध और जैन धर्ममें शक्ति-उपासना' નામના कल्याणના शक्ति-अङ्कના લેખમા દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા પૃષ્ઠ ૫૪૯ ઉપર જણાવે છે કે 'सरस्वतीके सोलह विद्याव्यूह माने जाते हैं।' એમ કહીને ઉપરોક્ત સોળ વિદ્યાદેવીઓનાં અનુક્રમે નામો આપે છે.

ત્રીણી બુટ્ટીઓ; મયૂરના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

**ચિત્ર ૧૮** વજ્રશૃંખલા–વિદ્યાદેવી ૩; મંત્રઃ **ૐ લાં वज्रशृंखलायै हं नमः ।**; જેના ઉપરના બંને હાથમાં દુષ્ટને દમન કરવાવાળી વજ્ર જેવી દુર્ભેદ્ય વજ્રશૃંખલા છે તે વજ્રશૃંખલા; પ્રતનું પાનું ૮૨; ચિત્રનું કદ ૧⅞×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ રાતા સીંદુરિયા રંગની; ચાર હાથ; ઉપરના બંને હાથમાં પીળા રંગની સાકળ, નીચેનો જમણો હાથ વરદમુદ્રાએ અને ડાબા હાથમાં પીળા રંગનું ફળ; શરીરનો તથા મુકુટનો વર્ણ સુવર્ણ; કંચુકી પોપટીઆ લીલા રંગની; ઉત્તરીય વસ્ત્ર વચમાં લાલ પટાવાળા કાળા રંગનું; કમલના આસન ઉપર ભદ્રાસને બેઠક.

**ચિત્ર ૧૯** વજ્રાંકુશી–વિદ્યાદેવી ૪, મંત્રઃ **ૐ વાં वज्राङ्कुश्यै हं नमः ।**; જેના બંને હાથમાં વજ્રના અંકુશ (મતાંતરે વજ્ર અને અંકુશ) રહેલાં છે તે વજ્રાંકુશી; પ્રતનું પાનું ૮૨; ચિત્રનું કદ ૧⅞×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ ઘેરા રાતા રંગની, ચાર હાથ; ઉપરના બંને હાથમા અંકુશ, નીચેનો જમણો હાથ વરદ-મુદ્રાએ અને ડાબા હાથમાં માતુલિંગ–બીજોરાનું ફલ; શરીરનો વર્ણ સુવર્ણ; કંચુકી આસમાની (Sky blue) રંગની; ઉત્તરીય વસ્ત્ર વચમાં સફેદ રંગની ટીપકીઓ વાળું લાલ; હસ્તીના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

**ચિત્ર ૨૦** અપ્રતિચક્રા (ચક્રેશ્વરી)–વિદ્યાદેવી ૫; મંત્રઃ **ૐ ग्रां अप्रतिचक्रायै उं नमः ।**; નિરંતર હાથમાં ચક્ર હોવાથી ચક્રેશ્વરી; પ્રતનુ પાનું ૮૩; ચિત્રનું કદ ૧⅞×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ વાદળી; ચાર હાથ; ચારે હાથમાં ચક્ર; શરીરનો વર્ણ તપાવેલા સુવર્ણ જેવો; મુકુટનો વર્ણ સુવર્ણ; કંચુકી લીલા રંગની; ઉત્તરીય વસ્ત્ર કાળા રંગના પટાવાળું સફેદ; ગરુડના વાહન ઉપર ભદ્રાસને બેઠક; ચક્રેશ્વરીની મોટી માનુષી કદની મૂર્તિ શત્રુંજય પર્વત ઉપર છે.

**ચિત્ર ૨૧** પુરુષદત્તા (નરદત્તા)–વિદ્યાદેવી ૬; મંત્રઃ **ૐ ષાં पुरुषदत्तायै ऊं नमः ।**, મનુષ્યને વરદાન વગેરે ઇચ્છિત વસ્તુ આપનાર હોવાથી પુરુષદત્તા; પ્રતના પાના ૮૩ ઉપરથી; ચિત્રનું કદ ૧⅞×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા રાતા રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમા તલવાર અને ડાબા હાથમા ખેટક (ઢાલ), તથા નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ અને ડાબા હાથમાં માતુલિંગ બીજોરાનું ફળ; શરીરનો તથા મુકુટનો રંગ સુવર્ણ; કંચુકીનો રંગ લીલો; ઉત્તરીય વસ્ત્ર ધોળા ટપકાની ભાતવાળું લાલ રંગનું; મહિષી (ભેંસ)ના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

## Plate VI

**ચિત્ર ૨૨** કાલી–વિદ્યાદેવી ૭; મંત્રઃ **ૐ સાં काल्यै ऋं नमः ।**; શત્રુઓને કાળ જેવી ભયંકર હોવાથી કાલી; પ્રતના પાના ૮૪ ઉપરથી; ચિત્રનું કદ ૧⅞×૨⅞ ઇંચ પૃષ્ઠભૂમિ રાતા રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં શક્તિ અને ડાબા હાથમાં અંકુશ, તથા નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ અને ડાબો હાથ અભય મુદ્રાએ; શરીરનો તથા મુકુટનો વર્ણ સુવર્ણ; કંચુકી સફેદ રંગની; ઉત્તરીય વસ્ત્ર વચ્ચેવચ્ચે સફેદ બુટ્ટીઓવાળું વાદળી રંગનું; કમલના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

**ચિત્ર ૨૩** મહાકાલી–વિદ્યાદેવી ૮; મંત્રઃ **ૐ હાં महाकाल्यै ॠं नमः ।**; અતિશય શ્યામવર્ણ વાળી તથા

શત્રુઓને મહાકાળ (મહા ભયંકર) જેવી હોવાથી મહાકાલી; પ્રતના પાના ૮૪ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા લાલ રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં અંકુશ અને ડાબા હાથમાં ઘંટા તથા નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ અને ડાબા હાથમાં બીજોરાનું ફલ; શરીરનો વર્ણ કાળો; મુકુટનો વર્ણ સુવર્ણ; કંચુકી ગુલાબી રંગની; વચ્ચે આઠ પાંખડીના ફુલની ભાતવાળું લાલ રંગનું ઉત્તરીય વસ્ત્ર; પુરુષનાં વાહન ઉપર ભદ્રાસને બેઠક; આ મહાકાલી દેવીની માન્યતા હિંદુ ધર્મીઓમાં વિશેષ હોવાથી તેની જુદીજુદી જાતની અને જુદાજુદા સ્વરૂપવાળી મૂર્તિઓ હિંદુ દેવળોમાં બહુ જ મોટી સંખ્યામાં મળી આવે છે.

**ચિત્ર ૨૪** ગૌરી–વિદ્યાદેવી ૯; મંત્રઃ **ૐ યૂં ગૌર્યૈ લૂં નમઃ ।**; ગૌર ઉજ્જ્વલ વર્ણવાળી હોવાથી ગૌરી; પ્રતના પાના ૮૫ ઉપરથી: ચિત્રનું કદ ૨×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ રાતા સિંદુરિયા રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં મૂશળ અને ડાબા હાથમા કમલ તથા નીચેનો જમણો અને ડાબો બંને હાથ વરદ મુદ્રાએ; શરીરનો તથા મુકુટનો વર્ણ સુવર્ણ; કંચુકી લીલા રંગની; ઉત્તરીય વસ્ત્ર વચ્ચે-વચ્ચે પીળા પટાવાળું લાલ રંગનું; ગોધાના વાહન ઉપર ભદ્રાસને બેઠક; ભારતીય અન્ય દર્શનકારો પણ આ વિદ્યાદેવીને ગૌરીના નામથી જ પૂજે છે.

**ચિત્ર ૨૫** ગાંધારી–વિદ્યાદેવી ૧૦; મંત્રઃ **ૐ રૂં ગાન્ધાર્યૈ લૂં નમઃ।**; ગાયના વાહનવાળી તે ગાંધારી; પ્રતના પાના ૮૫ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા રાતા રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં મૂશળ અને ડાબા હાથમાં અંકુશ, તથા નીચેના બંને હાથ વરદ મુદ્રાએ, શરીરનો વર્ણ નીલ (લીલો); કંચુકી ગુલાબી; ગળાના ભાગમાં રત્નજડિત લાલ કંઠો; ઉત્તરીય વસ્ત્ર વચ્ચે લાલ બુટ્ટીઓ વાળી કાળી ચોકડીઓની ભાત વાળું સફેદ રંગનું; કમલના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

**ચિત્ર ૨૬** મહાજ્વાલા (સર્વાસ્ત્ર-મહાજ્વાલા)–વિદ્યાદેવી ૧૧; મંત્રઃ **ૐ લૂં સર્વાસ્ત્રમહાજ્વાલાયૈ ऐं नमः।**; જેનાં શસ્ત્રોમાંથી મોટી જ્વાળાઓ નીકળે છે તે મહાજ્વાલા; પ્રતના પાના ૧૩૧ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા લાલ રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં અંકુશ અને ડાબા હાથમાં કમલ, તથા નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ અને ડાબા હાથમાં બીજોરાનું ફળ; શરીરનો વર્ણ સફેદ; મુકુટનો સુવર્ણ; કંચુકી વાદળી રંગની; ઉત્તરીય વસ્ત્ર સુંદર ભાતવાળા ગોળ લાલ બુટ્ટાવાળું; પીળા રંગનું; તેની કિનારનો રંગ લાલ ચણોઠી જેવો; સિંહના વાહન ઉપર ભદ્રાસને બેઠક; મતાંતરે તે જ્વાલામાલિનીના નામથી પ્રસિદ્ધ છે; જ્વાલામાલિની દેવીનો 'જ્વાલા-માલિની કલ્પ' નામનો દિગમ્બર સંપ્રદાયનો એક કલ્પ આચાર્ય શ્રીજયસૂરીશ્વરજી પાસે મેં જોયો હતો. આ દેવી મહાપ્રાભાવિક હોવાથી તેની સાધનાના મંત્રો તથા યંત્રો વગેરે મળી આવે છે.[17]

**ચિત્ર ૨૭** માનવી–વિદ્યાદેવી ૧૨; મંત્રઃ **ૐ વૂં માનવ્યૈ ऐं नमः ।**; જે મનુષ્યોની જનની-માતાતુલ્ય છે

---

૧૭ જુઓ મારા તરફથી પ્રસિદ્ધ થનાર '**श्रीभैरव पद्मावती कल्प**' નામનો જૈન મન્ત્રશાસ્ત્રનો ગ્રંથ. હાલ પ્રેસમાં.

તે માનવી; પ્રતના પાના ૧૩૧ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા રાતા રંગની; ચાર હાથ; ઉપરના બંને હાથમાં વિકસિત કમલ, તથા નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ અને ડાબા હાથમાં અક્ષસૂત્ર (માલા); શરીરનો વર્ણ શ્યામ; મુકુટનો સુવર્ણ; કંચુકી સફેદ; ગળામાં રત્નજડિત લાલ કંઠો; ઉત્તરીય વસ્ત્ર વચ્ચે આઠ પાંખડીઓવાળા ફૂલની ભાતવાળું લાલ રંગનું; કમળના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

## Plate VII

**ચિત્ર ૨૮** વૈરોટયા–વિદ્યાદેવી ૧૩; મંત્રઃ ॐ ઘૂં वैरोट्यायै ॐ नमः।; અન્યોન્ય વૈરની ઉપશાંતિ માટે જેનું આગમન છે તે વૈરોટયા; ધરણેન્દ્રની આઠ અગ્રમહિષી (પટ્ટરાણીઓ) મધ્યેની તે એક છે. તેની એક પાષાણનીમૂર્તિ પાટણના એક જિનમંદિરમાં છે. પ્રતના પાના ૧૩૨ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨⅞ ઇંચ; પૃષ્ઠભૂમિ રાતા રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં સર્પ તથા ડાબા હાથમાં ખેટક (ઢાલ), અને નીચેના જમણા હાથમાં તલવાર તથા ડાબા હાથમાં સર્પ; શરીરનો વર્ણ શ્યામ, મુકુટનો સુવર્ણ; ઉત્તરીય વસ્ત્ર વચ્ચેવચ્ચે લાલ રંગની ટીપકીઓ વાળું પીળા રંગનું; અજગરના વાહન ઉપર ભદ્રાસને બેઠક. વૈરોટયાના પૂર્વભવ તથા તેની ઉત્પત્તિ માટે 'પ્રભાવક ચરિત્રમાં' બહુ જ વિસ્તૃત વર્ણન આપેલું છે.[૧૮] શ્રીઆર્યનન્દિલસૂરિએ 'વૈરોટયાસ્તવ'[૧૯]ની રચના પણ કરી છે.

**ચિત્ર ૨૯** અચ્છુપ્તા–વિદ્યાદેવી ૧૪, મંત્રઃ ॐ ષૂં अच्छुप्तायै औं नमः।; જેને પાપનો સ્પર્શ નથી તે અચ્છુપ્તા; પ્રતના પાના ૧૩૩ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨⅞ ઇંચ પૃષ્ઠભૂમિ ઘેરા લીલા રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમા તલવાર તથા ડાબા હાથમાં ખેટક (ઢાલ); નીચેના જમણા હાથમાં બાણ તથા ડાબા હાથમા ધનુષ; શરીરનો વર્ણ લાલ, મુકુટનો સુવર્ણ; કંચુકી સફેદ; ઉત્તરીય વસ્ત્ર વચ્ચે જુદીજુદી જાતની લાલ રંગની ભાત વાળું પીળા રંગનું; ઘોડાના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

**ચિત્ર ૩૦** માનસી–વિદ્યાદેવી ૧૫; મંત્રઃ ॐ સૂં मानस्यै अं नमः।; ધ્યાન કરનારાને સાન્નિધ્ય કરવાવાળી હોવાથી માનસી; પ્રતના પાના ૧૭૨ ઉપરથી; પૃષ્ઠભૂમિ સીંદુરિયા લાલ રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં અંકુશ તથા ડાબા હાથમા વિકસિત કમલ, અને નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ તથા ડાબા હાથમાં અક્ષસૂત્ર (માલા) શરીરનો વર્ણ ગૌર-સફેદ; મુકુટનો સુવર્ણ; કંચુકી લીલી; ઉત્તરીય વસ્ત્ર વચ્ચેવચ્ચે કાળા રંગના પટાવાળું લાલ રંગનું; નીચેનું આસન વચ્ચેવચ્ચે ધોળી ટપકીઓ વાળું કાળા રંગનું; હંસના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

**ચિત્ર ૩૧** મહામાનસી–વિદ્યાદેવી ૧૬; મંત્રઃ ॐ હ્રૂં महामानस्यै अः नमः।; ધ્યાન કરનારાને વિશેષ

---

૧૮ જુઓ પ્રભાવક ચરિત્રમાં (३) श्री आर्यनन्दिलसूरि–प्रबन्ध. पृष्ठ ३१ થી ३५.

૧૯ જુઓ મારા તરફથી પ્રકાશિત થએલા શ્રી जैनस्तोत्र सन्दोहे પ્રથમ ભાગના પૃષ્ઠ ૩૪૭ થી ૩૫૦મા ૧૦૮મું સ્તોત્ર.

પ્રકારે સાનિધ્ય કરવાવાળી હોવાથી મહામાનસી; પ્રતના પાના ૧૭૩ ઉપરથી; ચિત્રનું કદ ૨¾×૨¾ ઇંચ–સમચોરસ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા લાલ રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં તલવાર તથા ડાબા હાથમાં ઢાલ, અને નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ તથા ડાબા હાથમાં બીજોરાનું ફળ; શરીરનો વર્ણ સફેદ; મુકુટનો સુવર્ણ; કંચુકી સફેદ રંગની; ગળે લાલ કંઠો; ઉત્તરીય વસ્ત્ર વચ્ચેવચ્ચે લાલ રંગની ભાતવાળું પીળા રંગનું; કિનારનો રંગ ઘેરો લાલ; સિંહના વાહન ઉપર ભદ્રાસને બેઠક.

આ સોળે વિદ્યાદેવીઓની ગરદનની પાછળ અને મસ્તકના ઉપરના ભાગમાં ચિત્રકારનો આશય ઊડતું વસ્ત્ર બતાવીને તેઓને આકાશમાં ગમન કરતી બતાવવાનો છે.

## Plate VIII

**ચિત્ર ૩૨** બ્રહ્મશાંતિ યક્ષ; પ્રતનું પાનું ૨૨૭; ચિત્રનું કદ ૨⅝×૨¾ ઇંચ; પૃષ્ઠભૂમિ સીંદુરિયા રાતા રંગની; દેખાવથી વિકરાલ; ચાર હાથ; ઉપરના જમણા હાથમા છત્ર તથા ડાબા હાથમાં દંડ, અને નીચેના જમણા હાથમાં પુસ્તક તથા ડાબો હાથ વરદ મુદ્રાએ; શરીરનો વર્ણ પીળો; હંસના વાહન ઉપર ભદ્રાસને બેઠક; મુકુટમંડિત જટા; આ ચિત્ર તથા ચિત્ર નં. ૪૮ વચ્ચે ઘણું જ સામ્ય છે. બ્રહ્મશાંતિ યક્ષની માન્યતા ઘણી જ પ્રાચીન છે એક માન્યતા એવી છે કે મહાવીરને વર્ધમાનપુર (હાલના વઢવાણ)ની પાસે યક્ષના મંદિરમાં જે શૂલપાણિ યક્ષે મિથ્યાદષ્ટિ અવસ્થામા ઉપસર્ગ કર્યો હતો, તે જ શૂલપાણિ યક્ષ પછીથી સમકિત પામ્યો અને તે જ બ્રહ્મશાંતિ યક્ષ તરીકે ઓળખાવા લાગ્યો.

**ચિત્ર ૩૩** કપર્દિયક્ષ (કવડયક્ષ); પ્રતનું પાનું ૨૨૬, ચિત્રનું કદ ૨×૨¾ ઇંચ; પૃષ્ઠભૂમિ લાલ; હાથ ચાર; ઉપરના જમણા હાથમાં અંકુશ તથા ડાબા હાથમાં પાશ, અને નીચેનો જમણો તથા ડાબો હાથ વરદ મુદ્રાએ; છાતીના ભાગમાં વાદળી રંગનું ઉઘાડા કબજા જેવું વસ્ત્ર; ધોતીને બદલે વચમાં સફેદ બુટ્ટીઓ વાળું લાલ રંગનું ઢીંચણ સુધીનું ઉત્તરીય વસ્ત્ર; આ ચિત્ર તથા ઉપરોક્ત ચિત્ર નં. ૩૨ ઉપરથી તે સમયના પુરુષોના પહેરવેશનો સુંદર ખ્યાલ આવી શકે છે. આ યક્ષની માન્યતા પણ બહુ જ પ્રાચીન સમયથી ચાલી આવે છે. વિ. સં. ૧૦૮ (ઈ. સ. ૫૧)માં શ્રીવજ્રસ્વામીજીએ સંઘવી–શ્રેષ્ઠિ જાવડશાહને ઉપદેશ આપીને ઉદ્ધાર કરાવેલો તે સમયે હાલના કવડયક્ષની સ્થાપના શત્રુંજયના અધિષ્ઠાયક તરીકે કરી છે. હાલમા પણ એક નાની દેરીમાં પ્રાચીન મૂર્તિ ઉપર નવીન રંગરોગાન કરેલી કવડયક્ષની મૂર્તિ પ્રતિષ્ઠિત કરેલી છે.[૨૦]

---

૨૦ એક પ્રાચીન હસ્તલિખિત પત્ર ઉપર **श्रीकपर्दियक्षस्तुतिः** નામની સ્તુતિ મને મળી આવી છે જે નીચે પ્રમાણે છે.

श्रीमद्युगादिजिनपूजनबद्धकक्षः प्रत्यूहभीतभुवनाभयदानदक्ष ।
प्रौढप्रभावविहिताखिलसंघरक्षः शत्रुंजये विजयतां स कपर्दियक्षः ॥ १ ॥
दारिद्रयरौद्रसन्तमसं समन्तान्निवास्य वेश्मनि कतस्मयमभ्युदेति ।
यक्षं कपर्दिनमदुर्दिनभानुमन्तः मन्तःस्फुरन्तमुदितोदितमीक्षते यः ॥ २ ॥

**ચિત્ર ૩૪** સરસ્વતી—પ્રતના પાના ૧ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨¾ ઇંચ; પૃષ્ઠભૂમિ ઘેરા રાતા રંગની; ચાર હાથ; ઉપરના જમણા હાથમાં કમલ; તથા ઉપરના ડાબા અને નીચેના જમણા હાથમાં વીણા; નીચેના ડાબા હાથમાં પુસ્તક; કમલના આસન ઉપર ભદ્રાસને બેઠક; વાહન હંસનું છે; શરીરનો વર્ણ ગૌર (સફેદ); કંચુકી લાલ; મુકુટનો રંગ લાલ રંગની ભાત વાળો પીળો; સરસ્વતીની જુદાજુદા પ્રકારની સુંદર મૂર્તિઓ જૈનમંદિરોમાં તાડપત્રની તેમ જ કાગળની હસ્તલિખિત પ્રતમાં જુદાજુદા પ્રકારનાં ચિત્રો તથા જૈનસાહિત્યમાં જુદાજુદા પ્રકારનાં ભિન્નભિન્ન સ્વરૂપોની કલ્પનાઓ જેટલી વિસ્તૃત રૂપમાં મળી આવે છે તેટલી ભારતના બીજા કોઇ સંપ્રદાયમાં મળી આવતી નથી. સરસ્વતીની મૂર્તિઓ, ચિત્રો તથા સ્વરૂપોને લગતો એક જુદો વિસ્તૃત નિબંધ મેં તૈયાર કર્યો છે એટલે આ પ્રસંગ અત્રે જ સમાપ્ત કરૂં છું. સરસ્વતીની સૌથી પ્રાચીન મૂર્તિ મથુરાના કંકાલી ટીલામાં મળી આવી છે.[૨૧]

---

चिन्तामणिं न गणयामि न कल्पयामि कल्पद्रुमं मनसि कामगवीं न वीक्षे।
ध्यायामि नो निधिमधीत गुणातिरेकमेकं कपर्दिनमनुक्षणमेव सेवे ॥ ३ ॥

काले कलौ कवलयत्यपि देवशक्तिं व्यक्तः प्रभावविभवस्तव यक्षराज।
सन्तापयत्यपि महीमिह घर्मकाले ध्वंसेत शैत्यमहिमा न हिमाचलस्य ॥ ४ ॥

यस्यावतार समयं समयेव सर्पत्कालागुरुस्फुरितधूमतमश्छलेन।
नश्यन्ति भक्तजनतादुरितानि तानि तं श्रीकपर्दिनमहर्दिवमाश्रितोऽस्मि ॥ ५ ॥

व्यालादिनक्रवति तीर्थपथाऽभिधेऽस्मिन् पाथोनिधौ घनविपल्लहरीपरीते।
पात्रोत्सवं मनसिकृत्य कपर्दियक्षः त्वां कर्णधारमवधारयते जनोऽयम् ॥ ६ ॥

त्वं निर्धने निखधिर्निधिरेव साक्षात् त्वं क्षीणचक्षुषि गतक्षतमेव चक्षुः।
त्वं रोगिणि स्फुटगुणं प्रगुणत्वमेव त्वं दुःखिते सुखगखण्डितमेव देव ॥ ७ ॥

दुःकर्मधर्ममथनी विनिपातजात चेतो विकारजरजः प्रशम प्रगल्भा।
उल्लासनाय जिनशासनकाननस्य पीयूषवृष्टिरियमस्तु कपर्दिदृष्टिः ॥ ८ ॥

ते सिन्धुसिन्धुरनिरन्तर वैरिवार पारीन्द्र पावकभवस्य भयस्य दूरे।
यक्षेश्वराङ्घ्रि नखरोचिरपूर्वदूर्वा वात्सल्यपल्लवलवैरवतंसिता ये ॥ ९ ॥

कण्ठेषु भक्तिभरभासुरमानसानां।
मुक्तालतेव शुचिवर्णगुणोज्ज्वलश्रीः।
यक्षाधिपस्तुतिरियं निरयन्त्यघानि
सम्पद्यतां सकलसंघमहोत्सवाय ॥ १० ॥

[૨૧] 'The right hand figure represents a headless statue of Sarasvati, the goddess of speech and learning, found in 1889 near the first or eastern temple in the mound, which

**ચિત્ર ૩૫** અંબાઇ (અંબિકા); પ્રતના પાના ૨૨૭ ઉપરથી; વિ. સં. ૧૨૪૧ (ઇ. સ. ૧૧૮૪)માં પ્રાચીન ગુજરાતી ભાષામાં ભરતેશ્વર બાહુબલિ રાસની રચના કરનાર શ્રીશાલિભદ્રસૂરિએ રચેલા બુદ્ધિરાસની શરૂઆતના મંગલાચરણમાં અંબિકાનો અંબાઈ નામથી જ ઉલ્લેખ કર્યો છે. જે નીચે પ્રમાણે છે:[૨૨]

'પણમવિ દેવિ અંબાઈ, પંચાણુણ ગામિણિ વરદાઈ
જિણુ સાસણિ સાંનિધિ કરઇ સમિણિ
સુર સામિણિ તું સદા સોહાગિણિ.'

અંબા એટલે માતા–જનની જેવી રીતે માતા પોતાના સંતાન ઉપર વાત્સલ્ય ભાવને ધરનારી હોય છે તેમ અંબિકા પણ ભક્તજનોનું વાત્સલ્ય કરવાવાળી હોવાથી તેનું અંબાઇ–અંબિકા નામ સાર્થક છે. આ ચિત્ર ચીતરનાર ચિત્રકારે તેના જમણા હાથમાં પુત્ર રાખીને તેના તરફ વાત્સલ્યતા ભર્યાં નયનોએ નિહાળી રહેલી અને તેના ડાબા હાથમાં પરમ મંગલરૂપ આમ્રલુંબી આપીને તેના નામની સાર્થકતા સિદ્ધ કરી બતાવી છે. અંબિકાદેવીના પૂર્વભવ વગેરેનું વર્ણન શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધ તીર્થ કલ્પ' નામના ગ્રંથમાં 'અંબિકાદેવી કલ્પ'માં કરેલું છે.[૨૩] અંબિકા દેવીની પણ ભિન્ન ભિન્ન પ્રકારની સુંદર મૂર્તિઓ, સુંદર ચિત્રો તથા ભિન્ન ભિન્ન પ્રકારના સ્તોત્રો, મંત્રો, યંત્રો વગેરે મળી આવે છે, પરંતુ વિસ્તારભયથી તે અત્રે નહિ આપતાં હવે પછી મારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવનાર છે.[૨૪]

**ચિત્ર ૩૬** મહાલક્ષ્મી (લક્ષ્મી); પ્રતના પાના ૧ ઉપરથી; ચિત્રનું કદ ૨×૨$\frac{3}{4}$ ઇંચ છે. પૃષ્ઠભૂમિ રાતા સીંદુરિયા રંગની; ચાર હાથ; ઉપરના જમણા તથા ડાબા બંને હાથમાં કમળનાં વિકસિત ફૂલ અને દરેક ફૂલની મધ્યમાં એકેક હાથી સુંઢ લાંબી કરીને અભિષેક કરવાની તત્પરતા બતાવતા હોય એવી રીતે આલેખેલા; નીચેના જમણા હાથમાં માળા અને ડાબા હાથમાં સોનાનો કુંભ-કલશ; કમલના

---

seems to have belonged to the Svetambar sect.

The goddess is shown sitting squatted, with her knees up, on a rectangular pedestal, holding a manuscript in her left hand. The right hand, which was raised, has been lost. The figure is clothed in very stiffly executed drapery, a small attendant with hair dressed in rolls stands on each side. The attendant on the left wears a tunic and holds a jar – the attendant on the right has his hands clasped in adoration.'

—'Statues of Sarasvati and a female' plate. 99 page 56 in 'The jain stupa and other antiquities of Mathura.' 1901 by V. A. Smith I. C. S.

૨૨ જૈ. ગૂ. ક. ભા. ૧. પૃષ્ઠ ૨.

૨૩ 'અમ્બિકાદેવી કલ્પ' નામનો આખો કલ્પ મૂળ પ્રાકૃત તથા ગુજરાતી ભાષાંતર સાથે બપ્પભટ્ટસૂરિકૃત 'ચતુર્વિંશતિકા' નામના ગ્રંથના પાના ૧૪૫ થી ૧૪૬ ઉપર આપેલો છે

૨૪ જુઓ 'श्रीभैरव पद्मावती कल्प' નામનો જૈન મંત્રશાસ્ત્રનો ગ્રંથ.

આસન ઉપર પદ્માસને બેઠક; શરીરનો વર્ણ પીળો; કંચુકી લાલ; મુકુટ સુવર્ણનો; લાલ રત્નજડિત બતાવવા ચિત્રકારે પીળા રંગના મુકુટમાં લાલ રંગની ટીપકીઓ કરી છે; ઉત્તરીય વસ્ત્ર વચમા લાલ રંગના પટાવાળા કાળા રંગનું; તેના કમળના આસનમાં ઉપરાઉપરી ત્રણ કમળો છે, જેમાં જુદીજુદી જાતના રંગો ચિત્રકારે ભરેલા છે; સૌથી નીચેના કમળનો રંગ પીળો, તેની ઉપરના (વચ્ચેના) કમળનો રંગ આસમાની (Sky blue) તથા સૌથી ઉપરના કમળનો રંગ બરાબર કમળના રંગ જેવો ઝાંખો ગુલાબી છે. લક્ષ્મી સંબંધી સુંદરમાં સુંદર પ્રાચીન સ્થાપત્યો અને પ્રાચીન ઉલ્લેખો ઉપરથી ડૉ. આનંદકુમારસ્વામીએ એક મનનીય લેખ લખેલો છે.[૨૫]

આ સોળ વિદ્યાદેવી તથા બીજા યક્ષો અને દેવીઓનાં કુલ મળીને એકવીસ ચિત્રોનાં આયુધો વગેરે, બીજા ગ્રંથો જેવા કે (૧) નિર્વાણકલિકા, (૨) આચારદિનકર, (૩) પ્રવચન સારોદ્ધાર વગેરેમાં આપેલાં વર્ણનો કરતાં થોડા ફેરફારવાળાં કેટલેક ઠેકાણે જણાઇ આવે છે, તેથી એમ સાબિત થાય છે કે બીજા પણ જૈન મૂર્તિવિધાનનાં વર્ણનોના ગ્રંથો આ પ્રત ચીતરાઈ હશે ત્યારે હોવા જોઇએ. આ પ્રતનાં ચિત્રો ઉપરથી બારમા સૈકામાં ગુજરાતનાં સ્ત્રી-પુરુષો કેવી જાતનાં વસ્ત્રાભૂષણો પહેરતા તેનો ખ્યાલ આવી શકે છે. વળી આ એકવીસે ચિત્રોમાં લક્ષ્મીદેવી સિવાયનાં વીસે ચિત્રોની આકૃતિઓની બેઠક ભદ્રાસને છે અને બધાને આકાશમા ગમન કરતાં બતાવવા ચિત્રકારે દરેકના વસ્ત્રના છેડા ઊડતા દેખાડ્યા છે.

દેવ અને દેવીઓમાં દેવીઓના ત્રણ પ્રકારો છેઃ (૧) કુમારિકા—સરસ્વતી આદિ; (૨) પરિગ્રહીતા (પરિણીતા)—વૈરોટ્યા આદિ; (૩) અપરિગ્રહીતા (સ્વેચ્છાએ ગમે ત્યા ગમન કરવાવાળી) —શ્રીલક્ષ્મી આદિ.

દેવદેવીઓના આ સ્વરૂપો તે સમયનાં સ્ત્રી અને પુરુષતત્ત્વોનું સ્પષ્ટ નિરૂપણ કરે છે. આકૃતિઓ ઘણી જ ત્વરાથી દોરાએલી હોવા છતાં ચિત્રકારની કુશળતા રજુ કરે છે. દેવીઓના હાથમાં જે છટાભરી રીતે આયુધો રમતાં મૂકેલા છે તેમાં કલાદૃષ્ટિ સ્પષ્ટ તરી આવે છે.

## Plate IX

**ચિત્ર ૩૭** સોળ વિદ્યાદેવી. દેલવાડા (આબુ)ના વિમલવસહીના જિનમંદિરમાં ઘુમટની છતમાં સ્થાપત્યમાં કોતરેલી સોળ વિદ્યાદેવીઓની સુંદર મૂર્તિઓ.

## Plate X

**ચિત્ર ૩૮** સરસ્વતી. ચિત્ર નં. ૩૪ વાળું જ ચિત્ર છાણીના ભંડારના ચિત્ર ઉપરથી બેવડું મોટું કરીને અત્રે મૂળ રંગોમાં રજુ કર્યું છે, વર્ણન માટે જુઓ ચિત્ર નં. ૩૪નું વર્ણન.

## Plate XI

**ચિત્ર ૩૯** ચક્રેશ્વરી. વર્ણન માટે જુઓ ચિત્ર નં. ૨૦ નું વર્ણન.

---

૨૫ Dr. Coomaraswamy in Eastern Art. Vol I. No. 3. 1929.

**ચિત્ર ૪૦** પુરુષદત્તા (નરદત્તા). વર્ણન માટે જુઓ ચિત્ર નં. ૨૧ નું આ ચિત્રને લગતું વર્ણન.

## Plate XII

**ચિત્ર ૪૧** બ્રહ્મશાંતિ યક્ષ. વર્ણન માટે જુઓ ચિત્ર નં. ૬૨ નું આ ચિત્રને લગતું વર્ણન.

**ચિત્ર ૪૨** અંબાઇ (અંબિકા). વર્ણન માટે જુઓ ચિત્ર નં. ૩૫ નું આ ચિત્રને લગતું વર્ણન.

## Plate XIII

**ચિત્ર ૪૩** શાસનદેવી અંબિકા એલોરાના ગુફા મંદિરોમાં આવેલી લગભગ દસમા સૈકાની અંબિકાની લાઇફ સાઇઝ ભવ્ય અને પ્રાચીન મૂર્તિ. પ્રસ્તુત દેવીના જમણા હાથનો ઉપરનો ભાગ નાશ પામ્યો છે, જે નાશ પામેલા ભાગની સાથે સહકારવૃક્ષ (આંબા)ની લુંબ પણ નાશ પામી છે, તેના ખોળામા ડાબી બાજુના ઢીંચણના ઉપરના ભાગમા છોકરો બેઠેલો છે, જેના શરીરનો પણ અડધો ભાગ નાશ પામેલો છે, દેવીનો ડાબો હાથ તે છોકરાની પાછળ છે, તે ભદ્રાસનની બેઠકે પોતાના વાહન સિંહ ઉપર બેઠેલી છે, સિંહના મુખનો આગળનો ભાગ પણ નાશ પામેલ છે, તેના માથા ઉપર ખંડિત થએલી નેમિનાથ (બાવીસમા) તીર્થંકરની મૂર્તિ છે અને તેના ઉપર આંબાનું વૃક્ષ કેરીઓ સાથે બહુ જ સુંદર રીતે કોતરેલું છે, આબાના વૃક્ષનું પાદડુંએ પાંદડું અને કેરીએ કેરી સ્પષ્ટ જણાઈ આવે તેવી રીતે કોતરનાર કારીગર પોતાની કારીગરીની યથાર્થ સમતોલના સાચવી શક્યો છે. તેની આજુ-બાજુ એકેક ભક્તપુરુષની આકૃતિ કોતરેલી છે, ડાબી બાજુ પાછળના ભાગમાં એક સ્ત્રી ઊભી છે, સ્ત્રીની આકૃતિ તેના સ્તનયુગલથી પુરુષાકૃતિથી તુરત જ જુદી તરી આવે છે. આમ્રવૃક્ષના આજુ-બાજુ ઉપરની દિવાલના ભાગમા જમણી બાજુ ત્રણ મોર, ઢેલ તથા તેનું બચ્ચું તથા ડાબી બાજુ મોર અને ઢેલનું જોડલું કોતરીને શિલ્પીએ વસંત ઋતુનું સૂચન કર્યું છે, કારણ કે આંબા ઉપર કેરી આવવાની શરૂઆત વસંતઋતુમાં થાય છે અને વસંતઋતુમાં મોર તથા કોયલ વગેરે પક્ષીઓ બહુ જ આનંદમા આવી જઇને ક્રીડા કરતાં દેખાય છે.[૨૬] ચિત્ર પ્રતિમાના પ્રતિબિંબ જેવું શિલ્પકામ મુખ્ય આકૃતિ મોટી અને ઇતર પાત્રો નાનાં ગુજરાતના ચિત્રકારોએ સ્થાપત્યનું અનુકરણ કર્યાની સાબિતી આપે છે.

## Plate XIV

ખભાતના શાં. ભં. ની ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્રના આઠમા પર્વ શ્રીનેમિનાથ ચરિત્રની તાડપત્રની વિ.સં. ૧૨૯૮ (ઇ.સ. ૧૨૪૧)માં લખાએલી પ્રત ઉપરથી પ્રથમ 'કાલકકથા' નામના

---

૨૬ અંબિકાની આ ચિત્રની પ્રતિકૃતિ જેવી આબેહૂબ ભવ્ય અને સુંદર લાઈફ સાઈઝની દેવિની મૂર્તિ ગાયકવાડ સ્ટેટના કલોલના રેલવે સ્ટેશનથી ચાર માઇલ દૂર આવેલા શ્રીસેરીસા ગામના શ્વેતામ્બર સંપ્રદાયના મૂળનાયક શ્રીપાર્શ્વનાથના મંદિરમાં આવેલી છે, ફરક માત્ર એટલોજ છે કે ચિત્ર નં. ૪૨ ની માફક ડાબા હાથમાં આમ્રલુંબી અને જમણી બાજુના ખોળામાં જમણા હાથથી બાળકને પકડેલું છે, બાજુમાં વળી બીજો એક છોકરો ઊભેલો છે, મસ્તક ઉપર નેમિનાથની મૂર્તિ, આંબાનુ વૃક્ષ તથા સિંહનુ વાહન એ બધું બરાબર મળતું છે.

ઇંગ્લિશ પુસ્તકમાં પ્રસિદ્ધ થએલાં ચિત્રો નં. ૪૪–૪૫ તરીકે અત્રે રજુ કર્યાં છે.[૨૭]

**ચિત્ર ૪૪ શ્રીનેમિનાથ.** બાવીસમાં તીર્થંકર શ્રીનેમિનાથની પદ્માસન ઉપર બેઠેલી મૂર્તિનું આ ચિત્ર તે સમયના જિનમંદિરોના સ્થાપત્યનો આબેહુબ ચિતાર રજુ કરે છે, મૂર્તિની આજુબાજુ બે ચામર ધરનાર પુરુષો એક હાથથી ચામર વીંઝતા દેખાય છે અને ઉપરના ભાગમાં બંને બાજુ એકેક હાથી સુંઢ ઊંચી કરીને અભિષેક કરતા ચિત્રકારે ચીતરેલા છે.

**ચિત્ર ૪૫ દેવી અંબિકા.** ઉપરોક્ત પ્રતમાંથી જ, ભદ્રાસનની બેઠકે આસન ઉપર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને ચાર હાથવાળી દેવી બેઠેલી છે. તેણે ઉપરના બંને હાથમાં આમ્રલુંબી પકડેલી છે. (મિ. બ્રાઉન કહે છે તેમ કમલ નહિ).[૨૮] ઉપર જે કમલ જેવું દેખાય છે તે આંબાના પાંદડાં છે અને બંને હાથમાં હથેલીની નીચેના ભાગમાં ત્રણ ત્રણ કેરીનાં ઝુમખાં લટકતાં સ્પષ્ટ દેખાય છે, નીચેના જમણા ખોળામાં જમણા હાથથી બાળક પકડેલું છે અને ડાબા હાથમાં પણ કેરી લટકતી પકડેલી છે. ઉપરના દરેક ચિત્રોમાં દેવીના બે હાથ જોવામાં આવે છે, જ્યારે આ ચિત્રમાં ચાર હાથ ચીતરેલા છે તે પૈકીના ત્રણ હાથમાં કેરીની રજુઆત ચિત્રકારે રજુ કરેલી છે. આસનમાં તેના વાહન સિંહનું ચિત્ર ચીતરેલું છે.

ચિત્ર નં. ૪૪માની ભગવાનની પ્રતિમાનું આલેખન તેમજ ચિત્ર નં. ૪૫માંની આમ્રલુંબ ધારી અંબિકાદેવીનું લાલિત્યભર્યું સ્વરૂપ વાત્સલ્ય અને સ્નેહભર્યાં મુખારવિંદો, વૈભવશાળી પોશાકો અને અલંકારોની રજુઆત કરે છે.

પાટણના સં. પા. ભંડારની ડાબડા નં. ૧૩૭ પાના ૧૬૪ની 'કથારત્નસાગર'ની વિ. સં. ૧૩૧૯ (ઇ.સ. ૧૨૬૨)માં લખાએલી પ્રતમાંથી ચિત્ર નં. ૪૬–૪૭નાં બે ચિત્રો લેવામાં આવ્યાં છે.

**ચિત્ર ૪૬ શ્રીપાર્શ્વનાથ.** શ્રીપાર્શ્વનાથની પ્રતમાંનું આ ચિત્ર તે સમયની જિનમૂર્તિઓનું દિગ્દર્શન કરાવે છે. શ્રીપાર્શ્વનાથના શરીરનો વર્ણ નીલ–લીલો મસ્તક ઉપરની નાગની ફણાનો રંગ કાળો: પૃષ્ઠભૂમિ ઘેરા લાલ રંગની; ચિત્રનું કદ ૨×૧⅞ ઇંચ છે.

**ચિત્ર ૪૭ શ્રાવક શ્રાવિકા.** ઉપરોક્ત પ્રતમાથી જ. તે સમયના સ્ત્રી-પુરુષોના પહેરવેશને રજુ કરતું આ ચિત્ર તે સમયના રીતિરિવાજનુ દિગ્દર્શન કરાવનાર પુરાવા રૂપે છે. સ્ત્રી અને પુરુષના શરીરનો વર્ણ પીળો; કપડા ગુલાબી રંગના લીલા રંગની કિનારીવાળા; પૃષ્ઠભૂમિ કીરમજી રંગની; ચિત્રનું કદ ૨×૧⅞ ઇંચ છે.

## Plate XV

પાટણના સંઘના ભંડારની 'કલ્પસૂત્ર અને કાલકકથા'ની તાડપત્રની વિ.સં. ૧૩૩૬ (ઇ.સ.

---

૨૭ જુઓ 'The Story of Kalak' pp 116 and opp. Fig. 3-4 ની Plate 1.

૨૮–'On a cushion sits a four-armed goddess fully ornamented, dressed in dhoti and scarf. In her upper hands she holds lotuses; in her lower right hand she carries a baby; in her lower left hand an object of uncertain character.'

— 'The story of Kalak' p 116 by Prof. Brown.

૧૨૭૯)ની હસ્તલિખિત પત્ર ૧૫૨ની પ્રતમાંના પાંચ ચિત્રો પૈકી બે ચિત્રો નંબર ૪૮–૪૯ તરીકે અત્રે રજુ કરવામાં આવ્યાં છે. ચિત્ર નં. ૪૪–૪૫ની માફક આ ચિત્રો પણ પ્રથમ 'કાલકકથા' નામના ઈંગ્લિશ પુસ્તકમાં પ્રસિદ્ધ થએલાં છે.[૨૯] પ્રતના પાનાનું કદ ૧૨×૨¾ ઈંચ છે.

**ચિત્ર ૪૮** બ્રહ્મશાંતિ યક્ષ. પ્રતના પાના ૧૫૧ ઉપરથી મિ. બ્રાઉન આ ચિત્રને શક્રેંદ્રના ચિત્ર તરીકે ઓળખાવે છે:[૩૦]

'મનુષ્યના રાજાની માફક શક્રેંદ્રને દાઢીવાળો અને ગાદી ઉપર બેઠેલો ચીતરેલો છે. તેના ઉપરના જમણા હાથમાં તેને અંકુશ, ડાબા હાથમાં એક છત્રી પકડેલી છે; નીચેના બંને હાથમાં કાંઈપણ નથી તેને ધોતી અને દુપટ્ટો પહેરેલો છે. તેના જમણા પગ નીચે તેનો હાથી છે. ખાલી જગ્યાને ફુલોથી ભરી દીધી છે.'

મિ. બ્રાઉન જણાવે છે તેમ આ ચિત્ર શક્રેન્દ્રનું નહિ પણ બ્રહ્મશાંતિ યક્ષનું છે. (જુઓ ચિત્ર નં. ૩૨ અને ૪૧).

આ ચિત્રમાં તેને ચિત્ર નં. ૩૨ની માફક મુકુટ અને જટાસહિત ચીતરેલો છે, વળી તે દેખાવ માત્રથી ભયંકર લાગે છે, તેના ઉપરના જમણા હાથમાં અંકુશ નહિ પણ દંડ છે અને ડાબા હાથમાં છત્ર છે. નીચેના જમણા હાથમાં કમંડલુ છે અને તેનો ડાબો હાથ પ્રવચન મુદ્રાએ રાખેલો છે. તેના શરીરનો વર્ણ પીળો છે; ગળામાં જનોઇ નાખેલી છે અને ખભે ગુલાબી રંગનું લીલા રંગના ઉપર જમણા પગમાં છેડાવાળું ઉત્તરાસંગ નાખેલુ છે, જમણા પગ નીચે વાહન તરીકે હાથી મૂકેલ છે અને ભદ્રાસન પાદુકા સહિત બેઠેલો છે.[૩૧] 'નિર્વાણકલિકા'ના વર્ણનમાં અને આ ચિત્રમાં ફેરફાર માત્ર તેના ડાબા હાથમાં કમંડલુ જોઇએ તેના બદલે ડાબો હાથ પ્રવચન મુદ્રાએ છે અને જમણા હાથમાં અક્ષસૂત્ર જોઇએ તેને બદલે કમંડલુ છે. તેનો ડાબો હાથ પ્રવચન મુદ્રાએ રાખવાનું કારણ અત્રે ચિત્રકારે તેની રજુઆત પ્રવચનના અધિષ્ઠાયક તરીકે કરી હશે એમ લાગે છે. વળી વાહન તરીકે હાથીની રજુઆત તેને વધારામાં કરી છે, જે ઉપરથી જ મિ. બ્રાઉને આ ચિત્રને શક્રેન્દ્રના ચિત્ર તરીકે ઓળખાવવામાં ભૂલ કરી હોય એમ લાગે છે.

કલ્પનાને ગમે તેટલી આગળ વધારીએ તોપણ તેના આયુધોની રચના, તેનો દેખાવમાત્રથી જ જણાતો જટા, મુકુટ તથા દાઢી સહિતનો ભયાનક ચહેરો આપણને આ ચિત્રને શક્રેન્દ્રના ચિત્ર તરીકે માનવા કોઇ રીતે પ્રેરણા કરતો નથી. કારણકે શક્રેન્દ્રને હમેશા દેખાવમાત્રથી સૌમ્ય, આનંદી

---

૨૯ જુઓ:—'The story of Kalak' pp. 120 and opp. Fig. 9-10 on plate no 3.

૩૦ 'The god Sakra, bearded like a human king, is seated on a cushion. In his upper right hand, he holds the elephant good; n the upper left an umbrella; the lower hands are without attributes. He is dressed in dhoti and scarf. Below his right leg is his elephant. Flowers fill in the composition.' —'The story of Kalak' pp. 120.

૩૧ तथा ब्रह्मशान्ति पिङ्गवर्णं दंष्ट्राकरालं जटामुकुटमण्डितं पादुकारूढं भद्रासनस्थितमुपवीतालंकृतस्कन्धं चतुर्भुजं अक्षसूत्रदण्डकान्वितदक्षिणपाणिं कुण्डिकाछत्रालंकृतवामपाणिं चेति। —निर्वाणकलिका पत्र ३८.

અને દાઢી, જટા તથા યજ્ઞોપવીત–જનોઇ વગરનો હમેશાં ગુજરાતના પ્રાચીન ચિત્રકારોએ ચીતરેલો છે.

**ચિત્ર ૪૯** લક્ષ્મીદેવી. ઉપરોક્ત પ્રતના પાના ૧૫૨ ઉપરથી. ચિત્રનું કદ ૨×૨ ઈંચ છે. મિ. બ્રાઉન આ ચિત્ર અંબિકાનું છે કે લક્ષ્મીનું તે બાબત માટે શંકાશીલ છે.[૩૨] આ ચિત્ર લક્ષ્મીદેવીનું જ છે. અને તે બાબતમાં શંકા રાખવાનું કાંઈ જ કારણ નથી. દેવીના ઉપરના બંને હાથમાં વિકસિત કમળ છે.[૩૩] નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ અને ડાબા હાથમાં બીજોરાનું ફલ છે.[૩૪] દેવીના શરીરનો વર્ણ પીળો; કંચુકી લીલી; ઉત્તરાસંગનો રંગ સફેદ વચ્ચે લાલ રંગની ડિઝાઇન; વસ્ત્રના છેડા લાલ રંગના. ઉત્તરીય વસ્ત્ર-સાડીનો રંગ સફેદ, વચ્ચે કીરમજી-કથ્થાઇ રંગની ડિઝાઇન; કમળના આસન ઉપર ભદ્રાસને બેઠક. આ ચિત્ર અગાઉના ચિત્ર ૩૬ સાથે બરાબર સમાનતા ધરાવે છે. ફેરફાર માત્ર તેના નીચેના ડાબા હાથમાં સુવર્ણ-કળશ છે, જ્યારે આ ચિત્રમા બીજોરૂં છે. વળી ચિત્ર ૩૬ ની દેવીનો ચહેરો સંપૂર્ણ સન્મુખ છે જ્યારે આ ચિત્રનો બીજા ચિત્રની માફક રૂ છે.

**ચિત્ર ૫૦** જૈન સાધ્વીઓ. પાટણના સં. પા. ભંડારની તાડપત્રની ૨૩૪ પાનાંની કલ્પસૂત્ર અને કાલક-કથાની વિ.સં. ૧૩૩૫ (ઈ.સ. ૧૨૭૮)ની પ્રતમાંથી બે ચિત્રો અત્રે ચિત્ર ૫૦–૫૧ તરીકે રજુ કરવામાં આવ્યાં છે. અગાઉનાં ચિત્રો ૪૮–૪૯ની માફક આ ચિત્રો પણ પ્રથમ 'કાલકકથા' નામના ઈંગ્લીશ પુસ્તકમાં પ્રસિદ્ધ થએલાં છે.[૩૫]

મિ. બ્રાઉન આ ચિત્રને બે સાધુઓનાં ચિત્ર તરીકે ઓળખાવતાં જણાવે છે કે:[૩૬] 'ચંદરવાની નીચે બે શ્વેતાંબર સાધુઓ ઉપદેશ આપતા બેઠેલા છે. દરેકના ડાબા હાથમાં મુખવસ્ત્રિકા–મુહપત્તિ (થુંક ન ઊડે તે માટે મુખની આગળ રાખવામાં આવતું વસ્ત્ર) અને જમણા હાથમાં ફૂલ છે. જેમ જમણો ખભો હમેશાં (ચિત્ર ૫ ની માફક) ખુલ્લો-ઉઘાડો રાખવામાં આવે છે તેને બદલે સારૂં યે શરીર વસ્ત્રથી આચ્છાદિત થએલું છે.'

વાસ્તવિક રીતે મિ. બ્રાઉન જણાવે છે તેમ આ ચિત્ર બે સાધુઓનું નહિ પણ સાધ્વીઓનું છે અને તેથી જ બંનેનું આખું શરીર વસ્ત્રથી આચ્છાદિત થએલું ચિત્રકારે બતાવ્યુ છે, જે તેઓ

---

૩૨ 'Fig. 20. A goddess (Ambika ?). from folio 152 recto of the same MS as Figure 9.

A four-armed goddess, dressed in bodice, dhoti and scarf sits on a cushion. In her two upper hands she holds lotuses; her lower right possibly holds a rosary; in the lower left an object which I cannot identify.' —'The story of Kalak' pp. 120.

૩૩ 'कमलपज्जलंतकरगहिअमुक्कतोयं ।' —'श्रीकल्पसूत्रम् (बारसासूत्रम्)' पत्र १४.

૩૪ 'दक्षिणहस्तमुत्तानं विधायाधः करशाखां प्रसारयेदिति वरदमुद्रा ॥ ४ ॥' —'निर्वाणकलिका' पत्र ३२.

૩૫ જુઓ -'The story of Kalak' pp. 120 and opp. Fig. 7–8 on plate no. 3.

૩૬ જુઓ -Beneath a canopy sit two Svetambar monks preaching. Each has in his left hand the mouth cloth and in his right hand a flower. The robes cover the body fully, instead of leaving the right shoulder bare as usually done (cf. fig. 5).'

—'The story of Kalak.' pp. 120.

ચિત્ર નં. ૫ નો પુરાવો આપે છે તે ચિત્ર તો સાધુઓનું છે. પ્રાચીન ગુજરાતી ચિત્રકારોએ હમેશાં જૈન સાધુઓનાં ચિત્રોમાં એક ખભો ખુલ્લો અને સાધ્વીઓનાં ચિત્રોમાં સારૂં યે શરીર વસ્ત્રથી આચ્છાદિત રાખવાનો નિયમ પરંપરાએ સાચવ્યો છે. બીજું મિ. બ્રાઉન જણાવે છે: કે 'બંનેના જમણા હાથમાં ફૂલ છે' તે તેઓની માન્યતા તો જૈન સાધુ-સાધ્વીઓના રીતરિવાજોની અજ્ઞાનતાને આભારી છે, કારણકે ત્યાગી એવાં જૈન સાધુ-સાધ્વીઓને સચિત દ્રવ્યને ભૂલથી-અજાણપે પણ અડકી જવાય તો તેને માટે 'निशीथचूर्णी', 'साधुसमाचारी' વગેરે પ્રાયશ્ચિત્ત ગ્રન્થોમાં પ્રાયશ્ચિત્ત બતાવેલાં છે. જ્યારે ભૂલથી પણ સચિત દ્રવ્ય-વસ્તુને અડકી જવાય તો પ્રાયશ્ચિત આવે તો પછી વ્યાખ્યાન-ઉપદેશ દેવાના સમયે હાથમાં ફૂલ રાખવાનું સંભવી જ કેમ શકે? બીજું ખરી રીતે બંનેના હાથ તદ્દન ખાલી જ છે, ફક્ત જમણા હાથનો અંગુઠો અને તર્જની-અંગુઠા પાસેની આંગળી—ભેગી કરીને 'પ્રવચન મુદ્રા'એ બંને હાથ રાખેલા છે.[૩૭]

**ચિત્ર ૫૧** જૈન શ્રમણોપાસિકા-શ્રાવિકાઓ. ચિત્ર ૫૦વાળી પ્રતમાંના તે જ પાના ઉપર આ બંને શ્રમણોપાસિકાઓ ચિત્ર ૫૦ વાળી પ્રતમાં ચીતરેલી સાધ્વીઓના ઉપદેશથી આ પ્રત લખાવનાર જ હશે તેમ મારૂં માનવું છે. આજે પણ શ્રાવિકાઓ સાધ્વીઓના ઉપદેશથી કેટલા યે ધાર્મિક કાર્યો કરે છે. બંને શ્રાવિકાઓ કિંમતી-બહુમૂલ્ય વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બંને હાથની અંજલિ જોડીને (ચિત્ર ૧૪ની માફક) ઉપદેશ શ્રવણ કરતી સ્વસ્થ ચિત્તે બેઠેલી છે.

ચિત્ર ૫૦ના સાધ્વીઓના ચિત્રમાં નવા પ્રકારનું ચિત્રવિધાન દૃષ્ટિએ પડે છે. બે પાત્રોને ગોઠવવાની તદ્દન નવીન રીત દેખાય છે. અઘરૂં કામ પણ ઘણી ખુબીથી પાર પાડ્યું છે. ચિત્ર ૫૧ ની સ્ત્રી-પાત્રોની બેસવાની રીત, અલંકારો, વસ્ત્રો અને ખાસ કરીને માથાંની સુશોભના સંસ્કાર અને ખાનદાની દર્શાવે છે.

## Plate XVI

**ચિત્ર ૫૨** અરવિંદ રાજા અને મરૂભૂતિ. પાટણના સં.પા. ભંડારની દાબડા નં. ૯૯ ની પત્ર ૨૬૭ તાડપત્રની 'સુબાહુ કથા' આદિ નવ કથાઓની વિ.સં. ૧૩૪૫ (ઇ.સ. ૧૨૮૮)માં લખાએલી તાડપત્રની હસ્તલિખિત પ્રત ઉપરથી ચિત્ર ૫૨ થી ૫૯ સુધીનાં આઠ ચિત્રો લેવામાં આવ્યાં છે.

તેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના પૂર્વના દસ ભવો પૈકીના પહેલા ભવનો આ એક પ્રસંગ છે. પહેલા ભવમાં તેઓ પોતનપુરના અરવિંદ રાજાના રાજદરબારમાં વિશ્વભૂતિ નામે એક ધર્મપરાયણ પુરોહિત હતો તેના મરૂભૂતિ નામે પુત્ર હતા. અને તેમને કમઠ નામનો એક નાનો ભાઈ હતો. મરૂભૂતિનો જીવ પ્રકૃતિએ સરલ, સત્યવાદી અને ન્યાયપ્રવીણ હતો જ્યારે કમઠનો જીવ દુરાચારી, લંપટી અને કપટી હતો.

કમઠને અરૂણા નામની અને મરૂભૂતિને વસુંધરા નામની પ્રાણવલ્લભા હતી. અન્યદા મરૂભૂતિની સ્ત્રી વસુંધરા કામાંધ થઇને કમઠની સાથે સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગી. કમઠની સ્ત્રી અરૂણાએ આ બધું અનુચિત જાણીને મરૂભૂતિને નિવેદન કર્યું. પછી એક વખત મરૂભૂતિએ તે

૩૭ જુઓ ફુટનોટ ૧૨

બંનેનું દુશ્ચરિત્ર અરવિંદ રાજાને નિવેદન કર્યું. તે સાંભળીને રાજાએ કોટવાલને બોલાવીને આ પ્રમાણે આદેશ કર્યો કે: 'અરે આ કમઠનો તુરત નિગ્રહ કરો.'

ચિત્રમાં અરવિંદ રાજા ઝાડ નીચે સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા છે, સિંહાસનની પાછળ ચામર ધરનારી સ્ત્રી ચામર વીંઝી રહી છે, રાજાની આગળ કમઠને પકડી આણીને તેના ડોકી અને ખભા વચ્ચેના હાથથી પકડીને પાછળ કોટવાલ ઊભો છે. કોટવાલની કમ્મરે લટકતી તલવાર ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે. અરવિંદ રાજા બંનેના સન્મુખ જોતો કમઠનો નિગ્રહ કરીને તેના હાથમાં દેશવટાનો લેખિત હુકમ આપતો દેખાય છે. આ ચિત્ર તેરમા સૈકાની રાજ્યવ્યવસ્થાનું એક અનુપમ દૃશ્ય પૂરું પાડે છે. પ્રતના પાના ૨૯ ઉપરથી આ ચિત્ર લેવામાં આવ્યું છે.

**ચિત્ર ૫૩** સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. પ્રતના પાના ૩૦ ઉપરથી; ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે.

ઉપરના પ્રસંગમાં ગુરુમહારાજ ભદ્રાસનની ઉપર બેઠા છે અને તેમની સન્મુખ સ્થાપનાચાર્યજી છે. સામે એક શિષ્ય બે હાથે તાડપત્ર પકડીને ગુરુ મહારાજ પાસે પાઠ લેતો હોય એમ દેખાય છે, ગુરુ મહારાજના ભદ્રાસનની પાછળ ગુરુની સેવા-સુશ્રુષા કરતો એક શિષ્ય હાથમાં વસ્ત્રનો છેડો પકડીને ઊભેલો છે. ચિત્રના નીચેના પ્રસંગમાં ત્રણ સાધ્વીઓ સામે બેઠેલી બે શ્રાવિકાઓને ઉપદેશ આપતી હોય તેમ દેખાય છે.

ચિત્ર ૫૪-૫૫ પ્રતના પાના ૯૮ ઉપરથી. આ ચિત્રપ્રસંગ બલદેવમુનિ, મૃગ-હરણ અને રથકારક એ ત્રણે વ્યક્તિઓ (કરનાર, કરાવનાર અને અનુમોદનાર) સરખું જ ફલ પામે છે તેને લગતો છે. ઉપાધ્યાયજી શ્રીવીરવિજયજી કૃત 'ચોસઠ પ્રકારી પૂજા'ના[૩૮] કલશમાં આ પ્રસંગને નીચે પ્રમાણે વર્ણવ્યો છે:—

> 'મૃગ બલદેવ મુનિ રથકારક, ત્રણ્ય હુઆ એક ઠાયો;
> કરણ, કરાવણ ને અનુમોદન, સરીખા ફલ નીપજાયોરે.
> —મહાવીર જિનેશ્વર ગાયો.

જૈન સંપ્રદાયની માન્યતા પ્રમાણે વાસુદેવ શ્રીકૃષ્ણના મોટાભાઇ બલદેવ શ્રીકૃષ્ણના મૃત્યુ પછી સંસાર પ્રત્યે વિરાગભાવ ઉપજવાને લીધે જૈન શ્રમણપણાનો સ્વીકાર કરે છે, શ્રમણપણાનો સ્વીકાર કર્યા પછી પોતે દરેક ગામો તથા નગરોમાં વિચરતાં હતાં. પરંતુ પ્રસંગ એમ બન્યો કે બલદેવજી પોતે બહુ જ સ્વરૂપવાન હોવાથી નગરની સ્ત્રીઓ તેમને જોઇને પોતાનો કામધંધો ભૂલી જતી અને તેમને મુનિ પ્રત્યે મોહભાવ ઉપજતો. થોડાક સમય પછી આ વસ્તુસ્થિતિ બલદેવમુનિના જાણવામાં આવી એટલે પોતે અભિગ્રહ કર્યો કે મારે હવે ગોચરી માટે શહેરમાં જવું જ નહિ. આવો અભિગ્રહ કરીને જંગલમાં રહેવા લાગ્યા અને ઉગ્ર તપસ્યાઓ કરવા લાગ્યા, તેઓના તપ:તેજથી આકર્ષાઇને પરસ્પર જાતિ વૈરવાળાં પ્રાણીઓ પણ પોતાનું જાતિવૈર ભૂલી જઇને તેઓ-

---

૩૮ જુઓ 'વિવિધ પૂજા સંગ્રહ'માં ચોસઠ પ્રકારી પૂજા.

શ્રીની પાસે આવીને તેઓશ્રીનો અમૃતોપમ સુધાતુલ્ય ઉપદેશ સાંભળવા લાગ્યાં (જુઓ ચિત્ર ૫૫). આ પ્રાણીઓમાં એક હરણ પણ હતું કે જે ચોવીસે કલાક બલદેવમુનિની બાજુમાં જ રહેતું હતું, અને મધ્યાહ્ન સમયે (ગોચરી કરવાના સમયે) આમતેમ જંગલમાં મુસાફરની શોધ કરીને કોઈ મુસાફર જંગલમાં આવ્યો હોય તો ઇંગિતાકારથી બલદેવમુનિને પોતાની પાછળપાછળ બોલાવીને તે મુસાફર પાસે લઈ જતો અને તે રીતે હમેશાં બલદેવમુનિ તે મુસાફરો પાસેથી ગોચરી વહોરીને આહારપાણી કરતા તે સમયે, હરણ ઊભોઊભો ભાવના ભાવતો. તે પ્રસંગને લગતું એક કાવ્ય આચાર્ય શ્રીવિજયમોહનસૂરિશ્વરજીના શિષ્ય ઉપાધ્યાયજી શ્રીપ્રીતિવિજયજીના સંગ્રહમાંની 'પ્રાસ્તવિક દુહા'ની એક પ્રાચીન હસ્તલિખિત પ્રતમાંથી મને તેઓશ્રીએ આપેલું, તે નીચે મુજબ છેઃ—

'ભાવના ભાવે (રે) હરણ લો, નયને નીર ઝરંત;
મુનિ વહરાવત ફરી ફરી, જો હું માણસ હુંત. ॥૧૭૨॥

એક પ્રસંગે કોઈ રથકારક જંગલમાં લાકડાં કાપવા આવ્યો અને ઝાડ ઉપરથી લાકડાં કાપતાં કાપતાં મધ્યાહ્ન થઇ જવાથી એક લાકડું અરધું કાપીને ઝાડથી નીચે ઊતરીને પોતાના ઘેરથી લાવેલું ભાથું વાપરવા નીચે ઊતર્યો તે સમયે આ રથકારકને હરણિયાએ જોવાથી બલદેવ-મુનિને ઇંગિતાકારથી તે સ્થળે બોલાવી લાવ્યો, મુનિને જોઇને પૂર્વપૂણ્યના ઉદયે રથકારકને પણ આવા જંગલમાં મુનિનો યોગ મળવાથી અત્યાનંદ થયો ને પોતાની પાસેના ભાથામાંથી બલદેવ-મુનિને (માસોપવાસના પારણે) વહોરાવ્યું.

**ચિત્ર ૫૪** મૃગ બળદેવમુનિ અને રથકારક. ચિત્રની જમણી બાજુએ ઝાડની નીચે બલદેવમુનિ બે હાથ પ્રસારીને ભિક્ષા લેતા અને તેઓની ડાબી બાજુએ હરણ ઊભુંઊભું તેમની તપસ્યાની તથા રથકારકની આહારપાણી વહોરાવવા સંબંધીની ભક્તિની અનુમોદના કરતું દેખાય છે ચિત્રની ડાબી બાજુએ એક ઝાડની નીચે રથકારક બે હાથે આહારનો પિંડ મુનિને વહોરાવવાની ઉત્સુકતા બતાવતો ચિત્રકારે બહુ ખૂબીપૂર્વક ચીતરેલો છે, રથકારની ડાબી બાજુએ તેને લાકડાં કાપીને લાકડાથી ભરેલું ગાડું તથા ગાડાનાં બે બળદો, જેમાંનો એક જમીન ઉપર બેઠેલો તથા એક ઊભો એવો ચીતરીને ચિત્રકારે પોતાની કળાનો સુંદર દાખલો બેસાડ્યો છે; કારણ કે બે ઈંચ જેટલી સંકુચિત જગ્યામાં આટલા પ્રાણીઓની આકૃતિઓ અને તે પણ તાદૃશ સ્વરૂપે રજુ કરવી તે વૃત્તાંતનિરૂપણની તેની સચોટ બુદ્ધિ દાખવે છે. આ જ સમયે જે ઝાડ નીચે આ ત્રણે જણા ઊભા છે અને તેની ડાળીનો જે થોડો ભાગ કાપવાનો બાકી છે તે પવન આવવાથી ડાળી તુટી પડીને તે ત્રણેના ઉપર પડવાથી ત્રણે જણા મૃત્યુ પામે છે અને મૃત્યુ પામીને ત્રણે જણા એક જ દેવલોકમાં સમાન ઋદ્ધિવાળા દેવ-તરીકે સાથે ઉત્પન્ન થાય છે. દેવલોકનો પ્રસંગ બતાવવા માટે ચિત્રકારે ચિત્રના ઉપરના વચગાળેના ભાગમાં વિમાનની આકૃતિ ચીતરી છે અને એ રીતે કરનાર—રથકારક કરાવનાર—બલદેવમુનિ અને અનુમોદનાર—હરણ ત્રણે જણા એક જ સ્થાનકે પહોંચ્યા તે બતાવવાનો આશય ચિત્રકારે બરાબર સાચવ્યો છે. આ ચિત્રમાં પણ મુનિનો એક બાજુનો ખભો ખુલ્લો છે. આખા યે આ ચિત્ર-સંગ્રહમાં આ બંને ચિત્રો બહુ જ ભાવવાહી છે.

**ચિત્ર ૫૬** તીર્થંકર શ્રીશાંતિનાથ. ઉપરોક્ત પ્રતના પાના ૯૯ ઉપરથી વચમાં શાંતિનાથ ભગવાનની પીળા વર્ણની મૂર્તિ છે તેના માથાના વાળ જીવંત મનુષ્યની માફક કાળા રંગથી ચિત્રકારે આ ચિત્રમાં રજુ કર્યા છે, તેઓની મૂર્તિ પદ્માસનની બેઠકે પદ્માસન ઉપર બિરાજમાન છે, બંને બાજુએ બે ઊભી આકૃતિઓ ચામર ધરનારની છે. ઉપરના ભાગમાં બંને બાજુ હાથી ઉપર એકેક આકૃતિ બેઠેલી છે જે ચીતરવાનો ચિત્રકારનો આશય પ્રભુના જન્મ સમયે ઇંદ્ર હાથી ઉપર બેસીને આવે છે તે બતાવવાનો હોય એમ લાગે છે.

**ચિત્ર ૫૭** મેઘરથરાજાની પારેવા ઉપર કરુણા. પ્રતના પાના ૨૪૧ ઉપરથી શાંતિનાથ ભગવાન પૂર્વના બાર ભવો પૈકી દસમા ભવમાં મેઘરથ નામે રાજા હતા તે સમયના એક પ્રસંગને લગતું આ ચિત્ર છેઃ—'મેઘરથ રાજાની ઉત્કૃષ્ટ કરુણાની ઇંદ્રસભામાં ઇંદ્રે એક વખતે પ્રશંસા કરતાં કહ્યું કેઃ 'આ સમયમાં રાજા મેઘરથ જેવો કોઈ પરમદયાળુ પુરુષ પૃથ્વીતટ ઉપર વિદ્યમાન નથી.' તે સમયે આ સાંભળીને એક દેવ તુરત જ સભામાંથી ઊઠી રાજા મેઘરથની પરીક્ષા કરવા માટે ઉત્સુક્ત થયો છતો પારેવા અને સિંચાણાના બે રૂપો વિકુર્વીને આગળ ભયથી થરથર કંપતો પારેવો અને પાછળ સિંચાણો એવી રીતે રાજા મેઘરથ જ્યા રાજ્યસભામાં બેઠો છે ત્યાં ગયો. પારેવો ભયથી વિહ્વળ થઇને રાજાના ખોળામાં જઇને પડયો અને મનુષ્યની ભાષાથી બોલવા લાગ્યો કેઃ 'હે રાજન્! હું બહુ જ ભયભીત છું અને તમારા દયાળુતા આદિ ગુણોની કીર્તિ સાંભળીને તમારા શરણે આવ્યો છું. શરણાગતનું રક્ષણ કરવું તે મનુષ્ય માત્રની ફરજ છે તેમાંએ શરણે આવેલાનું પ્રાણાંતે પણ ક્ષત્રિઓ રક્ષણ કરવાનું ચૂકતા નથી. રાજાએ તે પારેવાને ધીરજ અને આશ્વાસન આપતાં કહ્યું કેઃ 'તું ગભરા નહિ! હું તારૂં પ્રાણાંતે પણ રક્ષણ કરીશ.' આ પ્રમાણે જ્યાં બોલી રહેવા આવ્યો કે તરતજ તેની પાછળ પડેલો સિંચાણો ત્યાં આવ્યો અને બોલવા લાગ્યો કેઃ 'હે રાજન્! હું બહુજ દિવસનો ક્ષુધાથી પીડાએલો છું અને આ પારેવો મારૂં ભક્ષ છે માટે મને તે સોંપી દો! જો તમે મને નહિ સોંપો તો થોડા જ સમયમા ક્ષુધાની પીડાથી મારા પ્રાણ નીકળી જશે.' રાજાએ તેને બહુ સમજાવ્યો પરંતુ જ્યારે તે કોઇ પણ પ્રકારે ન સમજ્યો ત્યારે તે પારેવાની ભારોભાર રાજાએ પોતાનું માસ આપવું અને તે પણ પોતાના હાથે જ કાપીને આપવું એમ ઠરાવવામાં આવ્યું. આ પ્રમાણે નક્કી થયા પછી રાજા મત્રી પાસે પોતાનું માસ કાપવા માટે મોટી છરી મંગાવે છે. આ સમયે આ સઘળો વૃત્તાંત અંતઃપુરમાં રહેલી રાણીઓની જાણમાં આવતાં સારાએ અંતઃપુરમાં તથા નગરમાં હાહાકાર વર્તી રહ્યો.' આ પ્રસંગને લગતું એ ચિત્ર છે.

ચિત્રમાં જમણી બાજુએ મેઘરથ રાજા સુવર્ણના સિંહાસન ઉપર બેઠેલા છે, અને તેના જમણા હાથમાં મોટું ખડ્ગ–તલવાર છે તથા પોતાના ડાબા હાથથી મંત્રી તથા રાણીને શોરબકોર નહિ કરવા સમજાવતો હોય એમ લાગે છે. સિંહાસનની નીચેના ભાગમા પારેવો ચીતરેલો છે, રાજાની પાસે ચિત્રની વચમા મંત્રીના હાથમાં પોતાની તલવાર છે. ડાબી બાજુએ અંતઃપુરની રાણીઓ પૈકીની એક રાણી તદ્દન સાદા વેશમાં (માણસ જ્યારે એકદમ ગભરાઇ જાય છે ત્યારે તેને પોતાના કપડાલત્તાનું ભાન હોતું નથી) જમણો હાથ લાંબો કરીને શોરબકોર કરતી અને

દરેક આકૃતિના ચહેરા ઉપર પ્રસંગાનુસાર વિષાદ અને વિસ્મયતાની ભાવના વ્યક્ત કરવામાં ચિત્રકારે પુરેપુરી સફળતા મેળવી છે. ૨¾×૨¾ ઇંચ જેવડા નાના કદના ચિત્રમાં પ્રસંગ નિરૂપણની ગુજરાતના પ્રાચીન ચિત્રકારોની સિદ્ધહસ્તતા આજના ચિત્રકારોને કસોટી આપે તેમ છે. ચિત્રના ઉપરના ભાગમાં સિંચાણો પણ ચીતરેલો છે.

**ચિત્ર ૫૮** શ્રી મહાવીર સ્વામી. પ્રતના પાના ૨૬૬ ઉપરથી.

વચમાં પીળા રંગના શરીરવાળી મહાવીરની મૂર્તિ ચીતરવામાં આવી છે. બાકી બધીએ રજુઆત ચિત્ર ૫૬ના આબેહુબ અનુકરણ રૂપે છે.

**ચિત્ર ૫૯** અષ્ટમાંગલિક પ્રતના પાના ૨ ઉપરથી.

અષ્ટમાંગલિકની માન્યતા જૈનોમાં બહુ પ્રાચીન સમયથી પ્રચલિત છે. જે વાતને મથુરાના કંકાલી ટીલામાંથી નીકળેલા પાષાણના પ્રાચીન આયાગપટો પુષ્ટિ આપે છે.[૩૯] પ્રાચીન સમયમાં પ્રભુની સન્મુખ જૈન ગૃહસ્થો અષ્ટમાગલિકને અક્ષતથી આલેખતા હતા, હાલમાં તે રિવાજ લગભગ નાશ પામ્યો છે, તો પણ પ્રતિષ્ઠા, શાંતિસ્નાત્ર, અષ્ટોત્તરી સ્નાત્ર વગેરે મોટા મહોત્સવ સમયે લાકડામાં કોતરેલા અષ્ટમાંગલિકનો આજે પણ ઉપયોગ કરવામાં આવે છે અને દરેકે દરેક જિન-મંદિરોમાં ધાતુની અષ્ટમાંગલિકની પાટલીઓ હજારોની સંખ્યામાં વિદ્યમાન છે, જેની પૂજા ચંદન–કેસર વગેરેથી કરવામાં આવે છે, તેની માન્યતા આ રીતે આજે પણ પ્રચલિત હોવા છતાં પણ અષ્ટ-માંગલિકના પૂરેપૂરા નામ જાણનાર વર્ગ પણ સેંકડે એક ટકો ભાગ્યે જ હશે તો પછી તે આલેખવાના હેતુઓ-ઉદ્દેશોને ધ્યાનમા રાખીને તેનો ઉપયોગ કરનારની તો વાત જ શી? કોઈ વિરલ વ્યક્તિ-ઓ હશે પણ ખરી, છતા પણ આ અષ્ટમાંગલિકને આલેખવાના ઉદ્દેશોને લગતી કલ્પના 'શ્રીઆચાર દિનકર' નામના ગ્રંથમાં શ્રીવર્ધમાનસૂરિએ કરેલી છે તે અતિ મહત્ત્વની હોઈ તેના ભાવાર્થ સાથે ટુંકમાં અત્રે આપવી યોગ્ય ધારી છું.[૪૦]

आत्मालोकविधौ जनोपि सकलस्तीव्रं तपो दुश्चरं
दानं ब्रह्मपरोपकारकरणं कुर्वन्परिस्फूर्जति।
सौऽयं यत्र सुखेन राजति स वै तिर्थाधिपस्याग्रतो
निर्मेयः परमार्थवृत्तिविदुरैः सज्ज्ञानिभिर्दर्पणं ॥१॥

ભાવાર્થ: આત્માનું જ્ઞાન મેળવવાને–ઓળખવાને માટે દરેક મનુષ્ય તીવ્ર અને દુશ્ચર એવું તપ, દાન, બ્રહ્મચર્ય, પરોપકાર એ બધાંને કરતો શોભે છે; તે મનુષ્ય જ્યાં સુખપૂર્વક શોભે–પોતાનું દર્શન કરી શકે–એવું દર્પણ પરમાર્થને સમજનાર સદ્જ્ઞાનીઓએ તીર્થંકર દેવના આગળ આલેખવું.

---

૩૯ જુઓ 'The Jain Stupa and other Antiquities of Mathura' Plate no. VII & IX by V. A. Smith.

૪૦ 'आचारदिनकर' पत्रांक १९७–१९८.

जिनेन्द्रपादैः परिपूज्यपृष्ठैरतिप्रभावैरपि संनिकृष्टम् ।
भद्रासनं भद्रकरं जिनेन्द्र पुरो लिखेन्मङ्गलसत्प्रयोगम् ॥ २ ॥

ભાવાર્થઃ અત્યંત પ્રભાવશાળી, પૂજનીય છે તળીઆં જેમનાં એવા જિનેશ્વરના ચરણો વડે સન્નિકૃષ્ટ–યુક્ત અને કલ્યાણકારી તેમજ મંગળના શ્રેષ્ઠ પ્રયોગરૂપ એવું ભદ્રાસન જિનેશ્વર ભગવાનના આગળ આલેખવું.

पुण्यं यशःसमुदयः प्रभुता महत्त्वं सौभाग्यधीविनयशर्ममनोरथाश्च ।
वर्धन्त एव जिननायक ते प्रसादात् तद्वर्धमानयुगसंपुटमादधानः ॥ ३ ॥

ભાવાર્થઃ હે જિનેશ્વર દેવ! આપની કૃપાથી પુણ્ય, યશ, ઉદય, પ્રભુતા અને મહત્ત્વ તથા સૌભાગ્ય, બુદ્ધિ, વિનય અને કલ્યાણની કામનાઓ વધે છે; માટે વર્ધમાન સંપુટકને આલેખું છું.

विश्वत्रये च स्वकुले जिनेशो व्याख्यायते श्रीकलशायमानः ।
अतोऽत्र पूर्णं कलशं लिखित्वा जिनार्चनाकर्म कृतार्थयामः ॥ ४ ॥

ભાવાર્થઃ ત્રણ જગતમાં તેમજ પોતાના વંશમાં ભગવાન્ કલશસમાન છે, માટે પૂર્ણકલશને આલેખીને જિનેશ્વરની પૂજાને સફળ કરીએ છીએ.

अन्तः परमज्ञानं यद्भाति जिनाधिनाथहृदयस्य ।
तच्छ्रीवत्सव्याजात्प्रकटीभूतं बहिर्वन्दे ॥ ५ ॥

ભાવાર્થઃ શ્રીવત્સના બહાનાથી પ્રગટ થએલ, જિનેશ્વર દેવના હૃદયમાં જે પરમજ્ઞાન શોભે છે તેને વંદન કરૂં છું.

त्वद्वन्ध्यपञ्चशरकेतनभावक्लृप्तं कर्तुं मुधा भुवननाथ निजापराधम् ।
सेवां तनोति पुरतस्तव मीनयुग्मं श्राद्धैः पुरो विलिखितोऽङ्गनिजाङ्गयुक्त्या ॥ ६ ॥

ભાવાર્થઃ હે જગત્પ્રભુ! શ્રાવકોએ પોતાના અંગની–અંગુલિની યુક્તિથી આલેખેલ મીનયુગલ, આપનાથી નિષ્ફળ થએલ કામદેવના ધ્વજરૂપે કલ્પાએલ હોઈ પોતાના અપરાધને ફોકટ કરવા માટે આપની સેવા કરે છે.

स्वस्ति भूगगननागविष्टपेषूदितं जिनवरोदये क्षणात् ।
स्वस्तिकं तदनुमानतो जिनस्याग्रतो बुधजनैर्विलिख्यते ॥ ७ ॥

ભાવાર્થઃ જિનેશ્વર દેવના જન્મ સમયે એક ક્ષણવારમાં મર્ત્યલોક, સ્વર્ગલોક અને પાતાલલોકમાં સ્વસ્તિ શાંતિ–સુખ ઉત્પન્ન થયું હતું, એ માટે જ્ઞાની મનુષ્યો જિનેશ્વર ભગવાનની આગળ સ્વસ્તિકને આલેખે છે.

त्वत्सेवकानां जिननाथ दिक्षु सर्वासु सर्वे निधयः स्फुरन्ति ।
अतश्चतुर्धा नवकोणनन्द्यावर्तः सतां वर्तयतां सुखानि ॥ ८ ॥

ભાવાર્થઃ હે જિનેશ્વર! તારા સેવકોને સર્વ દિશાઓમાં નિધિઓ સ્ફુરાયમાન થાય છે–પ્રાપ્ત થાય છે. તેથી કરીને ચારે બાજુ નવ ખૂણાવાળો નન્દ્યાવર્ત સજ્જનોને સુખ કરો.

ઉપર પ્રમાણેના વર્ણનવાળા અષ્ટમાંગલિક, મહામાંગલિક અને કલ્યાણની પરંપરાના હેતુભૂત હોવાથી જિનમંદિરોમાં પાષાણ ઉપર કોરેલા, લાકડાના પાટલાઓમાં કોતરેલા, સુખડની પેટીઓ ઉપર કોતરેલા, શ્રાવિકાઓ જિનમંદિરે લઈ જવા માટે અક્ષત અને બદામ જેમાં મૂકે છે તે ચાંદીની દાબડીઓ ઉપર, સાધુઓને પુસ્તકોની નીચે રાખવાની પાટલીઓ ઉપર ચીતરેલા તથા રેશમથી કોઇકોઇ દાબલાઓમાં વળી સાચા મોતીથી પણ ભરેલા મળી આવે છે.

આ પ્રતનાં ચિત્રોમાં રેખાઓ વધુ બારીક થાય છે. પરંપરાની જાડી વેગધાર લીટીઓનું સામર્થ્ય તેમાં નથી પણ ચિત્રકાર ઝીણવટનો લાભ લેવા ઉત્સુક હોવાથી વિગતો વધારે ચીતરવા માંડ્યો હોય એમ લાગે છે. રંગ પણ જામતો આવે છે. આ ચિત્રોનું રંગવિધાન સમગ્ર ચિત્રમાળામાં નવીન ભાત પાડે છે. વિવિધતા સાચવતાં એ ચિત્રકાર પાત્રોમાં નવા અભિનયો બહુ ચતુરાઈથી ઉતારી શક્યો છે અને પ્રસંગની જમાવટ કરવામાં વાતાવરણ પ્રાણીઓનો ઉપયોગ વગેરે આધુનિક ચિત્રકાર જેટલું શક્ય માને તે બધુ કૌશલ્ય તેમાં લાવી શક્યો છે. સંવિધાનનું રેખામંડળ ઘણું રસમય છે.

આ પ્રતમાં સફેદ, લાલ, પીળો, કાળો, વાદળી, ગુલાબી, લીલો વગેરે રંગોનો ઉપયોગ કરવામાં આવેલો છે.

## Plate XVII

**ચિત્ર ૬૦** ચક્રેશ્વરી. પાટણના સં.પા. ભંડારની દાબડા નંબર ૫૩ની પાના ૨૨૧ની તાડપત્રની તારીખ વગરની 'ત્રિષષ્ટીશલાકાપુરુષચરિત્ર'ના પહેલા પર્વ શ્રીઋષભદેવચરિત્રની હસ્તલિખિત પ્રત ઉપરથી આ ચિત્ર તથા ચિત્ર ૬૧ અત્રે રજુ કર્યાં છે. પ્રતના પત્રનુ કદ ૩૦×૨$\frac{1}{4}$ ઈંચ છે. ચિત્રનું કદ ૨×૧$\frac{3}{4}$ ઈંચ છે. દેવી વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઈને ભદ્રાસનની બેઠકે બેઠી છે. તેના ઉપરના બંને હાથમાં ચક્ર છે, નીચેનો જમણો હાથ વરદમુદ્રાએ છે અને ડાબા હાથમાં ફળ છે. જમણા પગની નીચે ગરુડનું વાહન છે. ચિત્ર ૨૦મા દેવીના ચારે હાથમા ચક્ર છે. જ્યારે અહીંઆ માત્ર બે હાથમાં ચક્ર છે. બાકી વાહન વગેરેમાં સમાનતા છે. શત્રુંજય ઉપરની ચક્રેશ્વરી દેવીના હાથમાનાં આયુધોની સમાનતા આ ચિત્રમાં છે. દેવીના શરીરનો વર્ણ પીળો, ઉત્તરાસંગના બંને છેડા ઊડતા બતાવીને દેવીને આકાશગામિની બતાવવાનો ચિત્રકારનો આશય સ્પષ્ટ જણાઈ આવે છે.

**ચિત્ર ૬૧** શ્રીઋષભદેવ. ઉપરોક્ત પ્રતમાંથી શ્રીઋષભદેવ–પ્રથમ તીર્થંકરની મૂર્તિ પરિકર સાથે. મૂર્તિનો રંગ પીળો, પરિકરનો રંગ સફેદ. આ બંને ચિત્રોમાં આપણે રેખાને વધુ પ્રવાહી થતી જોઈ શકીએ છીએ, પણ ચિત્રની વસ્તુમા (Vigour) આવેશ કમી–ઓછો જણાય છે.

**ચિત્ર ૬૨** દેવી અંબિકા. ખંભાતના શાં. ભં. ની ઉત્તરાધ્યયન સૂત્રના પાના ૧૯૦ તારીખ વગરની તાડપત્રની હસ્તલિખિત પ્રત ઉપરથી ચિત્ર ૬૨-૬૩-૬૪ અને ૬૫ લેવામા આવ્યાં છે. ચિત્રનું કદ ૨$\frac{1}{8}$×૧$\frac{3}{4}$ ઇચ છે. મસ્તક ઉપર આમ્રવૃક્ષ છે; બે હાથ; શરીરનો વર્ણ પીળો. ચિત્ર ૪૩ની સ્થાપત્ય મૂર્તિને બરાબર મળતી આ ચિત્રની આકૃતિ છે. તેના ડાબા ખોળામાં બાળક છે અને જમણા હાથમાં આંબાની લુંબ છે. વાહન સિંહનું છે.

**ચિત્ર ૬૩** લક્ષ્મીદેવી. ઉપરોક્ત પ્રતમાંથી જ. ચિત્રનું કદ ૨¾×૧¾ ઇંચ છે. ચાર હાથ, શરીરનો વર્ણ પીળો, ઉપરના બંને હાથમાં કમળનાં ફૂલ, નીચેનો જમણો હાથ વરદમુદ્રાએ તથા ડાબા હાથમાં ફળ છે. આસન કમળનું છે.

**ચિત્ર ૬૪** સરસ્વતીદેવી. ઉપરોક્ત પ્રતમાંથી જ. શરીરનો વર્ણ ગૌર, ચાર હાથ, ચિત્રનું કદ ૧¾×૨¾ ઇંચ છે. ઉપરના જમણા હાથમાં કમળનું ફૂલ તથા ડાબા હાથમા વીણા છે અને નીચેના જમણા હાથમાં અક્ષસૂત્ર તથા ડાબા હાથમાં પુસ્તક છે.

**ચિત્ર ૬૫** શ્રીપાર્શ્વનાથ. ઉપરોક્ત પ્રતમાંથી જ. ચિત્રનું કદ ૧¾×૨¾ ઇંચ છે. પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાનો રંગ લીલો તથા મસ્તક ઉપરની ફણાનો રંગ શ્યામ છે. બીજાં ચિત્રોની માફક આ ચિત્રમાં પરિકરની રજુઆત ન કરતાં પીઠના ભાગમા ફક્ત પુંઠીઆની રજુઆત માત્ર કરી છે.

**ચિત્ર ૬૬** પાટણના ભંડારની તાડપત્રની હસ્તલિખિત પ્રત ઉપરથી શ્રીયુત રવિશંકર રાવળે લીધેલા ફોટોગ્રાફ ઉપરથી આ ચિત્ર અત્રે રજુ કર્યું છે. આ ચિત્રમા ઉપરના ભાગમાં ગુરુમહારાજ ભદ્રાસન ઉપર બેસીને સામે બેઠેલા શિષ્યને તથા નીચે બંને હાથની અંજલિ જોડીને બેઠેલા બે ગૃહસ્થ-શ્રાવકે તથા બે શ્રાવિકાઓને ઉપદેશ આપતા બતાવવાનો ચિત્રકારનો આશય છે.

**ચિત્ર ૬૭** મેરૂ ઉપર જન્માભિષેક. અમદાવાદની ઉ. ફો. ધ. ના જ્ઞાનભંડારની તાડપત્રની હસ્તલિખિત પ્રત ઉપરથી ચિત્ર ૬૭થી ૭૨ અને ૭૯થી ૮૧ સુધીનાં લેવામાં આવ્યાં છે. આ પ્રત વિ.સં. ૯૨૭ના આષાઢ સુદિ ૧૧ ને બુધવારના દિવસે લખાએલી 'કલ્પસૂત્ર અને કાલકકથા'ની હસ્તલિખિત પ્રત ઉપરથી વિ.સં. ૧૪૨૭મા નકલ કરાએલી છે.

પ્રભુ મહાવીરનો મેરૂ પર્વત ઉપર સ્નાત્રમહોત્સવ. સૌધર્મેન્દ્રનું પર્વત સમાન, નિશ્ચલ, શક્ર નામનું સિંહાસન કંપાયમાન થયું, એટલે ઇન્દ્રે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી જોયું તો ચરમ જિનેશ્વરનો જન્મ થએલો જણાયો; તુરત જ ઇન્દ્રે હરિણૈગમેષી દેવ પાસે એક યોજન જેટલા પરિમંડળવાળો સુઘોષા નામનો ઘંટ વગડાવ્યો.[41] એ ઘટ વગાડતાંની સાથે જ સર્વ વિમાનોમાં ઘંટ વાગવા લાગ્યા. પોતપોતાના વિમાનમા થતા ઘંટનાદથી દેવો સમજી ગયા કે ઇન્દ્રને કાંઇક કર્તવ્ય આવી પડ્યું છે. તેઓ સર્વે એકઠા થયા એટલે હરિણૈગમેષીએ ઇન્દ્રનો હુકમ કહી સંભળાવ્યો. તીર્થંકરનો જન્મમહોત્સવ કરવા જવાનું છે એમ જાણીને દેવોને બહુ જ આનંદ થયો.

દેવોથી પરિવરેલો ઇન્દ્ર નન્દીશ્વર દ્વીપ પાસે આવી વિમાનને સંક્ષેપી ભગવાનના જન્મસ્થાનકે આવ્યો. જિનેશ્વરને તથા માતાને ત્રણ પ્રદક્ષિણા દઇ, વંદન—નમસ્કાર વગેરે કરી બોલ્યો કે: 'કુક્ષિમાં રત્ન ઉપજાવનારી, જગતમા દીપિકા સમી હે માતા' હું તમને નમસ્કાર કરૂં છું. હું દેવોનો સ્વામી શક્રેન્દ્ર આજે તમારા પુત્ર છેલ્લા તીર્થંકરનો જન્મમહોત્સવ ઊજવવા દેવલોકથી ચાલ્યો આવું છું. માતા ! તમે કોઈ રીતે ચિંતા કે વ્યગ્રતા ન ધરતા.' તે પછી ત્રિશલા માતાને ઇન્દ્રે અવસ્વાપિની

---

૪૧ આ ઉલ્લેખ ઉપરથી એમ માનવાને કારણ રહે છે કે પ્રાચીન ભારતવાસીઓ આધુનિક 'wireless'ની કહેવાતી શોધથી અણજાણ નહોતા, કારણકે એક ઘંટનાદથી સર્વ વિમાનોમાં ઘટ વાગવા લાગ્યા ને વર્ણન જ તેનો પુરાવો આપે છે.

નિદ્રા આપી અને જિનેશ્વરપ્રભુને કરસંપુટમાં લીધા.

ધીમેધીમે ત્રિવિધ ભાવના ભાવતો દેવોથી પરિવરેલો, સૌધર્મેન્દ્ર, મેરૂ પર્વતના શિખર ઉપર રહેલા પાંડુકવનમાં આવી પહોંચ્યો અને ત્યાં મેરૂની ચૂલાથી દક્ષિણ ભાગમાં રહેલી અતિપાંડુકબલા નામની શિલા પર જઇ પ્રભુને ખોળામા લઇ પૂર્વ દિશા ભણી મુખ કરી સ્થિત થયો.

પહેલાં અચ્યુતેન્દ્રે પ્રભુને સ્નાન કરાવ્યું. તે પછી અનુક્રમે બીજા ઇન્દ્રો અને છેક ચંદ્ર-સૂર્ય વગેરેએ પણ પ્રભુના સ્નાનનો લહાવો લીધો. શક્રેન્દ્રે પોતે ચાર વૃષભનું રૂપ કરીને આઠ શીંગડાંઓમાંથી ઝરતા જળ વડે પ્રભુનો અભિષેક કર્યો.

ચિત્રમાં સૌધર્મેન્દ્રના ખોળામાં પ્રભુ બિરાજમાન થએલા છે. ઉપરના ભાગમાં બે વૃષભનાં રૂપો ચીતરેલાં છે અને આજુબાજુમાં બે દેવો હાથમાં કલશ લઇને ઊભેલા છે. ઇન્દ્રની પલાંઠીની નીચે મેરૂ પર્વતની ચૂલાઓ ચીતરેલી છે.

## Plate XVIII

**ચિત્ર ૬૮** ચિત્ર ૬૭ વાળી ઉપરોક્ત પ્રતમાંથી જ. 'પ્રભુશ્રીમહાવીરનું ચ્યવન'. પુષ્પોત્તર વિમાનમાંથી વીસ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી ચ્યવ્યા—ચ્યવીને શ્રીમહાવીર ભગવાન બ્રાહ્મણકુંડગ્રામ નામના નગરમા કોડાલગોત્રી ઋષભદત્ત બ્રાહ્મણની સ્ત્રી દેવાનંદા જે જાલંધરગોત્રી છે, તેની કુક્ષિમાં ગર્ભરૂપે ઉત્પન્ન થયા. આષાઢ સુદિ ૬ ના દિવસની મધ્યરાત્રિના સમયે અને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને ચંદ્રનો યોગ થયો હતો તે વખતે પ્રભુ દિવ્ય આહાર, દિવ્ય ભવ અને દિવ્ય શરીરનો ત્યાગ કરી ગર્ભમાં આવ્યા.

ચિત્રમાં પદ્માસન ઉપર પ્રભુ મહાવીરની મૂર્તિ બિરાજમાન કરેલી છે. આજે જેવી રીતે જિનમંદિરમાં મૂર્તિને આભૂષણોથી શણગારવામાં આવે છે તેવી જ રીતે ચિત્રમા પણ મૂર્તિના માથે મુકુટ, બે કાનમાં કુંડલ, ગરદનમાં કંઠો, હૃદય ઉપર મોતીનો અગર હીરાનો હાર, બંને હાથની કોણીના ઉપરના ભાગમા બાજુબંધ, બંને કાંડા ઉપર બે કડાં, હાથની હથેળીઓ પલાંઠી ઉપર મૂકીને ભેગી કરી છે, તેના ઉપર સોનાનું શ્રીફળ વગેરે ચીતરવામાં આવ્યુ છે, મૂર્તિ પદ્માસને બિરાજમાન છે, મૂર્તિની આજુબાજુ પરિકર છે.

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે છે કે જ્યારે તીર્થંકરનું ચ્યવન થાય છે ત્યારે શરીરની કોઇપણ જાતની આકૃતિ તો હોતી નથી અને તીર્થંકર નામ કર્મનો ઉદય તો તેઓને શ્રમણપણું અંગીકાર કર્યાં પછી કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી સત્તામાં આવે છે તો તેઓના ચ્યવનનો પ્રસંગ દર્શાવવા તેઓની મૂર્તિ મૂકવાનું કારણ શું ?

જૈન સંપ્રદાયના અનુયાયીઓ દરેક તીર્થંકરોનાં પાંચે કલ્યાણકો એક સરખા જ મહત્ત્વનાં માને છે. પછી તે ચ્યવન, જન્મ, દીક્ષા, કૈવલ્ય કે નિર્વાણ હોય અને તે સઘળાં યે સરખાં જ પવિત્ર હોવાથી ગુજરાતના પ્રાચીન ચિત્રકારોએ પાંચે કલ્યાણકો દર્શાવવા માટે જુદીજુદી કલ્પનાઓ કરી અમુક પ્રકારની આકૃતિઓ નક્કી કરેલી હોય એમ લાગે છે, કારણકે જેવી રીતે આપણને અહીં ચ્યવન કલ્યાણકના ચિત્રપ્રસંગમાં પ્રશ્ન ઉદ્ભવે છે તેવી જ રીતે નિર્વાણ કલ્યાણકના ચિત્રપ્રસંગમાં પ્રશ્ન ઉદ્ભવવાનો જ, કારણકે પ્રભુ નિર્વાણ પામ્યા પછી તેઓનું શરીર કે આકૃતિ વગેરે કાંઇ હોતું

નથી. હવે આપણે પાંચે કલ્યાણકોમાં પ્રાચીન ચિત્રકારોએ કઇકઇ કલ્પનાકૃતિઓ નક્કી કરેલી છે તે સંબંધી વિચાર કરી લઇએ એટલે આગળના આ પાંચે પ્રસંગોને લગતાં ચિત્રોમાં શંકા ઉદ્ભવવાનું કારણ ઉપસ્થિત થાય જ નહિ.

૧ ચ્યવન કલ્યાણક—ચ્યવન કલ્યાણકનો પ્રસંગ દર્શાવવા માટે પ્રાચીન ચિત્રકારો હમેશાં જે જે તીર્થંકરનાં ચ્યવન કલ્યાણકનો પ્રસંગ હોય તેમના લંછન સહિત અને કેટલાંક ચિત્રોમાં તેઓના શરીરના વર્ણ સહિત તે તે તીર્થંકરની મૂર્તિની પરિકર સહિત રજુઆત કરે છે. (જુઓ ચિત્ર ૬૮).

૨ જન્મ કલ્યાણક—જન્મ કલ્યાણકનો પ્રસંગ દર્શાવવા માટે હમેશાં જે જે તીર્થંકરના જન્મ કલ્યાણકનો પ્રસંગ દર્શાવવાનો હોય તે તે તીર્થંકરની માતા અને એક નાના બાળકની રજુઆત તેઓ કરે છે (જુઓ ચિત્ર ૭૦).

૩ દીક્ષા કલ્યાણક—જે જે તીર્થંકરના દીક્ષા કલ્યાણકનો પ્રસંગ દર્શાવવાનો હોય તે તે તીર્થંકરોની ઝાડ નીચે પંચમુષ્ટિ લોચ કરની આકૃતિ એક હાથથી ચોટલીનો લોચ કરતાં બેઠેલી અને પાસે બે હાથ પહોળા કરીને કેશને ગ્રહણ કરતા ઇન્દ્રની રજુઆત ચિત્રમાં તેઓ કરે છે.

૪ કૈવલ્ય કલ્યાણક—જે જે તીર્થંકરના કૈવલ્ય કલ્યાણકનો પ્રસંગ દર્શાવવાનો તેનો આશય હોય, તે તે તીર્થંકરનાં સમવસરણની રજુઆત તેઓ કરે છે. (જુઓ ચિત્ર ૭૨).

૫ નિર્વાણ કલ્યાણક—જે જે તીર્થંકરના નિર્વાણ કલ્યાણકનો પ્રસંગ દર્શાવવાનો હોય તે તે તીર્થંકરના શરીરના વર્ણ તથા લંછન સાથે તેઓની પદ્માસનની બેઠકે વાળેલી પલાંઠી નીચે સિદ્ધ-શીલાની (બીજના ચંદ્રમાના આકાર જેવી) આકૃતિની તથા બંને બાજુમાં એકેક ઝાડની રજુઆત પ્રાચીન ચિત્રકારો કરતા દેખાય છે. (જુઓ ચિત્ર ૭૧).

**ચિત્ર ૬૯** ગુરુ મહારાજ શિષ્યને પાઠ આપે છે. ઇ. હે. ધ. ભંડારની પ્રતમાંથી જ. આ પ્રતમાં ચિત્રકારનો આશય મહાવીરના પાંચે કલ્યાણક દર્શાવવાનો છે તેમાં બાકીના ચ્યવન, જન્મ, કૈવલ્ય અને નિર્વાણ કલ્યાણકના પ્રસંગો તો તેને પ્રાચીન ચિત્રકારોની રીતિની અનુસરતાં જ દોરેલાં છે પરંતુ દીક્ષા કલ્યાણકના પ્રસંગમાં પંચમુષ્ટિલોચના પ્રસંગને બદલે આ ચિત્રમાં જૈનસાધુઓનું દીક્ષિત અવસ્થાનું ચિત્ર દોરેલું છે.

ચિત્રની અંદર મધ્યમાં છતમાં બાંધેલા ચંદરવાની નીચે ભદ્રાસન ઉપર બેઠેલી આકૃતિ આચાર્યમહારાજની છે, ઘણું કરીને તે આ પ્રત લખાવવાનો ઉપદેશ આપનાર આચાર્યમહારાજની હશે, તેઓનો એક ખભો જમણી બાજુનો ઉઘાડો છે, જમણા હાથમા મુહપત્તિ રાખીને તથા ડાબો હાથ વરદ મુદ્રાએ રાખીને સામે હાથમાં તાડપત્રનું પાનું પકડીને બેઠેલા શિષ્ય—સાધુને કાંઇ સમજાવતા હોય એમ લાગે છે, ગુરુ અને શિષ્ય બંનેની વચમા સહેજ ઉપરના ભાગમાં સ્થાપનાચાર્યની રજુઆત ચિત્રકારે કરેલી છે, ભદ્રાસનની પાછળ એક શિષ્ય કપડાના ટુકડાથી ગુરુની સુશ્રુષા કરતો દેખાય છે.

**ચિત્ર ૭૦** પ્રભુશ્રીમહાવીરનો જન્મ. ઉપરોક્ત પ્રતમાંથી

જે વખતે ગ્રહો ઉચ્ચ સ્થાનમાં વર્ત્તતા હતા, ચંદ્રનો ઉત્તમ યોગ પ્રાપ્ત થયો હતો, સર્વત્ર સૌમ્યભાવ, શાંતિ અને પ્રકાશ ખીલી રહ્યાં હતાં, દિશાઓમાં અંધકારનું નામનિશાન પણ ન હતું, ઉલ્કાપાત, રજોવૃષ્ટિ, ધરતીકંપ કે દિગ્દાહ જેવા ઉપદ્રવોનો છેક અભાવ વર્તતો હતો, દિશાઓના અંત પર્યંત વિશુદ્ધિ અને નિર્મળતા પથરાએલી હતી, જે વખતે સર્વ પક્ષીઓ પોતાના કલરવ વડે જયજય શબ્દનો ઉચ્ચાર કરી રહ્યાં હતાં, દક્ષિણ દિશાનો સુગંધી શીતળ પવન, પૃથ્વીને મંદમંદપણે સ્પર્શ કરતો, વિશ્વના પ્રાણીઓને સુખ–શાંતિ ઉપજાવી રહ્યો હતો, પૃથ્વી પણ સર્વ પ્રકારના ધાન્યાદિથી ઉભરાઇ રહી હતી અને જે વખતે સુકાળ, આરોગ્ય વગેરે અનુકૂળ સંયોગોથી, દેશવાસી લોકોનાં હૈયાં હર્ષના હિંડોળે ઝુલી રહ્યાં હતાં, તેમ જ વસંતોત્સવાદિની ક્રીડા દેશભરમાં ચાલી રહી હતી, તેવે વખતે મધ્યરાત્રિને વિષે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં આરોગ્યવાળી ત્રિશલા ક્ષત્રિયાણીએ બાધારહિતપણે આરોગ્ય પુત્રને જન્મ આપ્યો.

ચિત્રમાં સુવર્ણના પલંગ ઉપર બિછાવેલી વિવિધ જાતિના ફુલોથી આચ્છાદિત કરેલી સુગંધીદાર શય્યા ઉપર ત્રિશલા ક્ષત્રિયાણી સુતાં છે, જમણા હાથે પ્રભુ મહાવીરને બાળકરૂપે પકડીને તેમના તરફ–સન્મુખ જોઇ રહેલાં છે. તેમના જમણા હાથ નીચે તકીઓ છે, તેમનું સારૂં એ શરીર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત છે, તેમના ઉત્તરીય વસ્ત્ર–સાડીમાં હંસપક્ષીની સુંદર ભાત ચીતરેલી છે; તેમનો પોશાક ચઉદમા સૈકાના શ્રીમંત વૈભવશાળી કુટુંબોની સ્ત્રીઓના પહેરવેશનો સુંદરમાં સુંદર ખ્યાલ આપે છે. પલંગની નીચે, પાણીની ઝારી, પલંગમાંથી ઊતરતી વખતે પગ મૂકવા માટે પાદપીઠ–પગ મૂકવાનો બાજોઠ પણ ચીતરેલો છે, ઉપરના ભાગની છતમાં ચંદરવો પણ બાંધેલો છે.

**ચિત્ર ૭૨** પ્રભુ મહાવીરનું નિર્વાણ. ઉપરોક્ત પ્રતમાંથી જ.

શ્રમણ ભગવાન મહાવીરે જે વર્ષાકાળમા મધ્યમ અપાપાપુરીને વિષે હસ્તિપાલ રાજાના કારકુનોની સભામાં છેલ્લુ ચોમાસું વર્ષાઋતુમાં રહેવા માટે કર્યું, તે ચોમાસાનો ચોથો મહિનો, વર્ષાકાળનું સાતમું પખવાડીયું એટલે કે કાર્તિક માસનું (ગુજરાતી આસો માસનું) કૃષ્ણ પખવાડીયું, તે કાર્તિક માસના કૃષ્ણ પખવાડીયાના પંદરમે દિવસે (ગુજરાતી આસો માસની અમાસે), પાછલી રાત્રિએ કાળધર્મ પામ્યા તેઓ સિદ્ધ થયા, બુદ્ધ થયા.

પ્રભુ મહાવીરની મૂર્તિ જે પ્રમાણે ચિત્ર નં. ૬૮માં વર્ણવી ગયા તે પ્રમાણેના આભૂષણો સહિત ચીતરેલી છે, નિર્વાણ કલ્યાણકનો પ્રસંગ દર્શાવવા ખાતર સિદ્ધશીલાની આકૃતિ અને બંને બાજુએ એકેક ઝાડ વધારામાં ચીતરેલાં છે. આ ચિત્રની પૃષ્ઠ ભૂમિ સીંદુરિયા રાતા રંગની છે, સિદ્ધશીલાનો રંગ સફેદ છે, આજુબાજુના બંને ઝાડના પાંદડાં લીલા રંગનાં છે. આ ઝાડનાં પાંદડાં એટલાં બધાં બારીક અને સુકોમળ ચિત્રકારે ચીતરેલાં છે કે જેનો સંપૂર્ણ ખ્યાલ આ હાફટોન ચિત્રથી કોઇપણ રીતે આવી શકે નહિ, અમદાવાદમાં લાલદરવાજે આવેલી સીદીસૈયદની મસ્જીદની દિવાલોમાં કોતરેલી સુંદર સ્થાપત્ય જાળીઓની સુરચના મૂળ આવા કોઇ પ્રાચીન ચિત્રના અનુકરણમાંથી સરજાએલી હોય એમ મારૂં માનવું છે. સ્થાપત્ય કામની એ દીર્ઘકાય જાળી કરતાં બે અગર અઢી ઈંચની ટુંકી જગ્યામાંથી ફક્ત અડધા ઇંચ જેટલી જગ્યામાં ઝાડની પાંદડીએ પાંદડી

ગણી શકાય એવાં બારીક ઝાડની કલાનું સર્જન કરનાર ગુજરાતના પ્રાચીન ચિત્રકારો આજે પણ આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકે છે.

**ચિત્ર ૭૨** પ્રભુ મહાવીરનું સમવસરણ ઉપરોક્ત પ્રતમાંથી જ.

તીર્થંકરને કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ થયાં પછી દેવો સમવસરણની રચના કરે છે. આ સમવસરણની બે જાતની રચનાઓ આપણને પ્રાચીન ચિત્રોમાં મળી આવે છે, એક જાતની રચના ગોળાકૃતિમાં હોય છે અને બીજી જાતની ચતુષ્કોણ-ચાર ખુણાવાળી-ચોખંડી હોય છે.

આ ચિત્ર ગોળાકૃતિ વાળા સમવસરણનું છે, સમવસરણની મધ્યમાં મહાવીરની મૂર્તિ તથા આજુબાજુ ફરતાં ત્રણ ગઢ, મસ્તકની પાછળના ભાગમાં અશોકવૃક્ષને બદલે બે બાજુ લટકતાં કમલ જેવી આકૃતિ ચીતરેલી છે, ગઢની ચારે દિશાએ એકેક દરવાજો તથા ગઢની બહાર ચારે ખુણામાં એકેક વાપિકા-વાવ ચીતરેલી છે. પ્રસંગોપાત સમવસરણનું ટુંક વર્ણન અત્રે આપવું મને યોગ્ય લાગે છે.

પ્રથમ[૪૪] વાયુકુમાર દેવો યોજન પ્રમાણ પૃથ્વી ઉપરથી કચરો, ઘાસ વગરે દૂર કરી તેને શુદ્ધ કરે છે. પછીથી મેઘકુમાર દેવો સુગંધી જળની વૃષ્ટિ કરી એ પૃથ્વીનું સિંચન કરે છે. તીર્થંકરના ચરણોને પોતાના મસ્તકે ચડાવનાર આ પૃથ્વીની જાણે પૂજા કરતા હોય તેમ વ્યંતરો છ એ ઋતુના પચરંગી, સુગંધી, અધોમુખ ડીંટવાળા પુષ્પોની જાનુ પર્યંત વૃષ્ટિ કરે છે. ત્યારબાદ વાણવ્યંતર દેવો સુવર્ણ, મણિ અને માણેકવડે પૃથ્વીતલ બાંધે છે અર્થાત્ એક યોજન પર્યંતની આ પૃથ્વી ઉપર પીઠબંધ કરે છે. ચારે દિશાઓમાં તેઓ મનોહર તોરણો બાંધે છે. વિશેષમા ભવ્ય જનોને દેશના સાંભળવા માટે બોલાવતો હોય તેમ તોરણોની ઉપર રહેલો ધ્વજાનો સમૂહ રચીને તેઓ સમવસરણને શોભાવે-સુશોભિત કરે છે. તોરણોની નીચે પૃથ્વીના પીઠ ઉપર આલેખાએલાં આઠ મંગળો મંગળતામાં ઉમેરો કરે છે.

વૈમાનિક દેવો અંદરનો, જ્યોતિષ્કો મધ્યેનો અને ભવનપતિ બહારનો ગઢ બનાવે છે. મણિના કાંગરાવાળો અને રત્નનો બનાવેલો અંદરનો ગઢ જાણે સાક્ષાત્ 'રોહણગિરિ' હોય તેમ શોભે છે. રત્નના કાંગરાવાળો અને સોનાનો બનાવેલો મધ્ય ગઢ અનેક દ્વીપોમાંથી આવેલા સૂર્યની શ્રેણિજેવો ઝળકી રહે છે. સૌથી બહારનો ગઢ સોનાના કાંગરાવાળો અને રૂપાનો બનેલો હોવાથી તીર્થંકરને વંદન કરવા માટે જાણે સાક્ષાત્ વૈતાઢ્ય પર્વત આવ્યો હોય એમ ભાસે છે.

આ પ્રતમાંના ચિત્ર પ્રસંગો જૂદીજૂદી પ્રતોમાં આલેખાએલા હોવા છતાં આ ચિત્રો આલેખનમાં વધુ સુકોમળતાવાળા તેમજ કાંઇક વધારે રસિકતાથી આલેખાએલા હોય એમ લાગે છે.

## Plate IXX

**ચિત્ર ૭૩** દેવાનંદા અને ચઉદ સ્વપ્ન. ઇડરના સંઘના ભંડારની શેઠ આણંદજી મંગળજીની પેઢીની

---

૪૪ વિસ્તૃત વર્ણન માટે જૂઓ-૧ આવશ્યક નિર્યુક્તિ. ૨ ત્રિષષ્ઠી શાલાકા પુરુષ ચરિત્ર, ૩ સમવસરણ પ્રકરણ અને ૪ લોકપ્રકાશ સર્ગ ૩૦ આદિ ગ્રંથો ૫ 'Jain Iconography (II Samavasarana)' by D.R. Bhandarkar, M.A. —in Indian Antiquary, Vol XL. pp. 125 to 130 & 153 to 161. 1911.

તાડપત્રની કલ્પસૂત્રની તારીખ વગરની પત્ર ૧૦૯ની કુલ ચિત્ર ૩૩ વાળી પ્રતના પાના ૨ ઉપરથી આ ચિત્ર અત્રે રજુ કરવામાં આવ્યું છે. પત્રનું કદ ૧૩૩/૪×૨૩/૪ ઈંચ છે. તાડપત્રની પ્રતોમાં સુવર્ણની શાહીનો ઉપયોગ પહેલવહેલો આ પ્રતના ચિત્રોમાં કર્યો હોય એમ લાગે છે, કારણકે આ પ્રત સિવાય 'ગુજરાતની પ્રાચીન જૈનાશ્રિતકળા'ના ચિત્રો પૈકીની એક પણ પ્રતમાં સુવર્ણની શાહીથી દોરેલાં ચિત્રો હજુસુધી મળી આવ્યાં નથી.

આપણે ઉપર ચિત્ર ૬૮ના 'મહાવીર ચ્યવન'ને લગતાં પ્રસંગના વર્ણનમાં જણાવી ગયા છીએ કે શ્રમણ ભગવાન મહાવીર દેવલોકમાંથી ચ્યવીને દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં ગર્ભ તરીકે આવ્યા.

તે રાત્રીએ દેવાનંદા બ્રાહ્મણી ભર ઉંઘમાં ન હતી તેમ પૂરી જાગૃત પણ ન હતી. એટલે કે પ્રભુ ગર્ભમાં આવ્યા એટલે તેણીએ અતિઉદાર, કલ્યાણમય, ઉપદ્રવ હરનારા, મંગળમય અને સુંદર ચૌદ મહાસ્વપ્ન જોયાં તે આ પ્રમાણેઃ

'૧ ગજ, ૨ વૃષભ, ૩ સિંહ, ૪ લક્ષ્મી (અભિષેક), ૫ પુષ્પની માળા, ૬ ચંદ્ર, ૭ સૂર્ય, ૮ ધ્વજ, ૯ પૂર્ણકુંભ-કલશ, ૧૦ પદ્મસરોવર, ૧૧ ક્ષીરસમુદ્ર, ૧૨ દેવવિમાન, ૧૩ રત્નનો ઢગલો, અને ૧૪ નિર્ધૂમ અગ્નિ.'[૪૫]

ચિત્રમાં દેવાનંદાએ, ચોળી, ઉત્તરીયવસ્ત્ર-સાડી, ઉત્તરાસંગ વગેરે વસ્ત્રો પરિધાન કરેલાં છે, શય્યામાં સુગંધીદાર ફુલો બિછાવેલાં છે, તેણી તકીઆને અઢેલીને-ટેકો દઇને અર્ધ જાગૃત અને અર્ધ નિદ્રાવસ્થામા સુતેલી દેખાય છે, તેણીએ ડાબો પગ જમણા પગના ઢીંચણ ઉપર રાખેલો છે. તેણીના માથે મુકુટ, કાનમાં કુંડલ, માથામાં આભૂષણ તથા તેણીના માથાની વેણી છુટી છે અને તેનો છેડો ઠેઠ પલંગની નીચે લટકતો દેખાય છે, તેણીના પગ અગાડી એક સ્ત્રી-નોકર સાદા પહેરવેશમા તેણીના પગ દબાવતી હોય તેવી રીતે રજુ કરેલી છે, પલંગની નીચે નજદીકમાં પાણીની ઝારી તથા પાદપીઠ મૂકેલાં છે. તેણીનો પલંગ સુવર્ણનો છે, ચિત્રનું મૂળ કદ ૨૧/૪×૨૩/૪ ઇંચ છે. તેમાં અડધા અગર પોણા ઇંચની જગ્યામાં વેગવાળા ચૌદ પ્રાણીઓ વગેરેની રજુઆત કરતા ચૌદ મહાસ્વપ્નો ચીતરનાર ગુજરાતના પ્રાચીન ચિત્રકારોની કલાગીરી ઉપર જગતના કોઇપણ કલાપ્રેમીને માન ઉપજ્યા વિના રહે તેમ નથી.

**ચિત્ર ૭૪** પ્રભુ શ્રીમહાવીરનું સમવસરણ. ઈડરની પ્રતના પાના ૫૧ ઉપરથી.

આ ચિત્ર અગાઉના ચિત્ર ૭૨ને આબેહુબ મળતું છે, વિશિષ્ટતા ફક્ત ત્રણ ગઢ પૈકીના પ્રથમ ગઢમાં મનુષ્ય આકૃતિઓની રજુઆત કરી તે રજુઆત કરવામાં સંપૂર્ણ સફળતા મેળવી શકયો છે તે છે, સિવાય ગુજરાતના પ્રાચીન ચિત્રોમાં કોઈપણ ઠેકાણે ગઢની અંદર મનુષ્ય આકૃતિઓ દોરેલી મળી આવી નથી. આખું ચિત્ર મોટે ભાગે સોનાની શાહીથી જ ચીતરેલું છે. ચિત્રનું મૂળ

---

૪૫ ૧ ગય-૨ વસહ-૩ सीह-૪ अभिसेअ-૫ दाम-૬ ससि-૭ दिणयर-૮ झयं-૯ कुंभं ।
૧૦ पउमसर-૧૧ सागर-૧૨ विमाणभवण-૧૩ रयणुच्चय-૧૪ सिहिं च ॥ --कल्पसूत्र पृष्ठ ३

કદ ૨૩/૪x૨૩/૪ ઇંચ છે. મૂળ ચિત્ર ઉપરથી થોડું મોટું કરાવીને અત્રે રજુ કરવામાં આવ્યું છે.

**ચિત્ર ૭૫** પ્રભુ શ્રીપાર્શ્વનાથ. સારાભાઈ નવાબના સંગ્રહમાંથી પાટણ બિરાજતા વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજી દ્વારાએ આ ચિત્ર તથા ચિત્ર ૭૬ મું મને પ્રાપ્ત થએલું છે, તે બંને ચિત્રો મૂળ કરતાં સહેજ મોટાં કરાવીને અત્રે આપવામાં આવ્યાં છે.

કલ્પસૂત્રની પ્રતમાંનું આ ચિત્ર લગભગ તેરમી અગર ચઉદમી સદીનાં ચિત્રોને બરાબર મળતું આવે છે. શ્રીપાર્શ્વનાથ પ્રભુના શરીરનો વર્ણ ઘેરો લીલો છે મસ્તક ઉપરની ધરણેંદ્રની સાત ફણાઓ કાળા રંગથી ચીતરવામાં આવી છે, આજુબાજુના પબાસનમાં બે ચામરધારી પુરુષાકૃતિઓ તથા મસ્તકની ઉપરના ભાગમાં બંને બાજુ એકેક હાથી અભિષેક કરતા હોય તેવી રીતે સૂંઢો ઉચી રાખીને ઉભેલા ચીતરેલા છે, ઉપરની છતમાં ઉપરાઉપરી ત્રણ છત્રનું ઝુમખું લટકતું દેખાય છે. આ ચિત્ર તે સમયના જિનમંદિરમાં પધરાવવામાં આવતી સ્થાપત્યમૂર્તિઓ અને હાલની ચાલુ સમયમા પધરાવવામાં આવતી મૂળનાયકની પબાસન સહિતની સ્થાપત્યમૂર્તિઓ વચ્ચે કાંઈ પણ ફેરફાર થવા પામ્યો નથી તેની સાબિતી આપે છે. આ ચિત્રમાં રેખાઓનું જોર બહુ કમી દેખાય છે.

**ચિત્ર ૭૬** પ્રભુ શ્રીમહાવીર. સારાભાઇ નવાબના સંગ્રહમાંથી. આ ચિત્ર કોઈ શીખાઉ ચિત્રકારે તાડપત્ર ઉપર દોરેલી આકૃતિ માત્ર જ છે, આ ચિત્રકાર શિખાઉ જેવો હોવા છતાં પણ પ્રાચીન ચિત્રકારોની માફક આખી આકૃતિ એકજ ઝટકે દોરી કાઢેલી છે.

## Plate XX

**ચિત્ર ૭૭** પ્રભુ શ્રીમહાવીરનું ચ્યવન. આ ચિત્રના વર્ણન માટે જૂઓ ચિત્ર ૬૮નું વર્ણન. ઇડરની પ્રતના પહેલા પત્ર ઉપરથી તેની લિપિ વગેરેની રજુઆત કરવા માટે અત્રે રજુ કરેલું છે.

આ ચિત્રનો ઘણોખરો ભાગ ઘસાઇ ગએલો હોવાથી તેનું સ્વરૂપ બરાબર જાણી શકાતુ નથી. મધ્યમાં અલંકારોથી વિભૂષિત કરેલી પ્રભુ શ્રીમહાવીરની મૂર્તિ ચીતરેલી છે, આજુબાજુ ઇંદ્ર અને ઇંદ્રાણી ઉભાં છે, પબાસનની નીચેનો ભાગ બહુ જ ઘસાઈ ગએલો છે તેથી તેનું વર્ણન વિશેષ આપી શકાયું નથી.

**ચિત્ર ૭૮** ગણધર સુધર્માસ્વામી. ઇડરની પ્રતના છેલ્લા ૧૦૯મા પત્ર ઉપરથી ચિત્રનું કદ ૨x૧૩/૪ ઇંચ છે, આખું એ ચિત્ર સોનાની શાહીથી ચીતરેલું છે. ચિત્રની મધ્યમાં ગણધરદેવ શ્રીસુધર્માસ્વામી બેઠેલા છે, ગણધરદેવ શ્રીગૌતમસ્વામીનું ચિત્ર પણ આવી જ રીતનું મળી આવે છે તો પછી આ ચિત્રને સુધર્માસ્વામીનું કલ્પવાનું શું કારણ એ પ્રશ્ન અત્રે ઉપસ્થિત થઇ શકે તેમ છે? આ કલ્પના કરવાનું કારણ એ છે કે ભગવાન મહાવીરની પાટે ગણધરદેવ શ્રીગૌતમસ્વામી નહી પણ શ્રીસુધર્માસ્વામી આવ્યા હતા, વળી દરેક અંગસૂત્રોમાં તેઓના શિષ્ય શ્રીજંબુસ્વામી પ્રશ્ન પૂછતા અને તેનો યોગ્ય ઉત્તર તેઓ આપતા તેવી રીતનાં વર્ણનો મળી આવે છે, તે પ્રસંગને અનુલક્ષીને આ ચિત્રમાં પણ તેઓશ્રીની જમણી બાજુએ બે હાથની અંજલિ જોડીને વિનયપૂર્વક ઉભેલા જંબુસ્વામીને ચિત્રકારે ચીતરેલા છે તે ઉપરથી આ ચિત્ર શ્રીગૌતમસ્વામીનું નહિ પણ શ્રીસુધર્માસ્વામીનું

જ છે એમ મેં કલ્પના કરી છે, વળી તેઓની આગળ આઠ પાંખડીવાળું સુવર્ણ કમલ ચીતરીને ચિત્રકારે સ્પષ્ટ કર્યું છે કે આ ચિત્ર તીર્થંકરનું નહિ પણ ગણધર દેવનું છે. શ્રીસુધર્માસ્વામીના મસ્તક ઉપર ચંદરવો બાંધેલો ચીતરેલો છે. તીર્થંકરના અને ગણધરદેવોની સ્થાપત્ય મૂર્તિમાં અગર પ્રાચીન ચિત્રમાં તફાવત માત્ર એટલો જ રાખ્યો છે કે તીર્થંકરની મૂર્તિઓ તથા ચિત્રો પદ્માસનસ્થ આભૂષણ સહિત અને બંને હાથ પલાંઠી ઉપર અને ગણધરદેવની મૂર્તિઓ તથા ચિત્રો પદ્માસનસ્થ, આભૂષણ વગર સાધુવેશમા અને જમણો હાથ હૃદય સન્મુખ કેટલીક વખત માળા સહિત તથા ડાબો હાથ ખોળા ઉપર રાખતા આ પ્રમાણેની આકૃતિઓ બંનેને જુદા પાડવા માટે નક્કી કરેલી હોય તેમ લાગે છે.

આ ચિત્રમાં ડાબી બાજુએ બે હસ્તની અંજલિજોડીને હાથમાં ઉત્તરાસંગનો છેડો રાખીને વિનયપૂર્વક ઉભેલી પુરુષાકૃતિ ચીતરીને સુવર્ણકમલ ઉપર ઈંદ્રની રજુઆત કરી હોય એમ લાગે છે, ઈંદ્રની તથા જંબુસ્વામીની આકૃતિના ચિત્રોનું રેખાંકન કોઈ અલૌકીક પ્રકારનું વિશિષ્ટ કલામય છે.

## Plate XXI

**ચિત્ર ૭૯** પ્રભુ મહાવીરનું દીક્ષા કલ્યાણક. ચિત્ર ૬૯ વાળુંજ ચિત્ર વર્ણન માટે જુઓ ચિત્ર ૬૯.

**ચિત્ર ૮૦** પ્રભુ મહાવીરનું જન્મ કલ્યાણક. વર્ણન માટે જુઓ ચિત્ર ૭૦ નું આ ચિત્રનું જ વર્ણન.

**ચિત્ર ૮૧** પ્રભુ મહાવીરનું કૈવલ્ય કલ્યાણક. વર્ણન માટે જુઓ ચિત્ર ૭૨ નું આ ચિત્રનું જ વર્ણન.

## Plate XXII

**ચિત્ર ૮૨** અષ્ટમંગલ. ઈડરની પ્રતના પાના ૨ ઉપરથી. અષ્ટમંગલના નામો અનુક્રમે નીચે પ્રમાણે છે:

(૧) દર્પણ, (૨) ભદ્રાસન. (૩) વર્ધમાન સંપુટ, (૪) પૂર્ણકલશ, (૫) શ્રીવત્સ, (૬) મત્સ્ય યુગલ, (૭) સ્વસ્તિક, (૮) નન્દ્યાવર્ત્ત. વર્ણન માટે જુઓ ચિત્ર ૫૯નું આ પ્રસંગને લગતું વર્ણન.

## Plate XXIII

**ચિત્ર ૮૩** શ્રીમહાવીરનો જન્મ. ઈડરની પ્રતના પાના ૩૫ ઉપરથી વર્ણન માટે જુઓ ચિત્ર ૭૦નું આ પ્રસંગને લગતું વર્ણન. ચિત્ર ૭૦માં ત્રિશલા માતા મહાવીરના સન્મુખ જોઇ રહેલાં છે અને તે એકલાં જ છે જ્યારે આ ચિત્રમાં ત્રિશલાના જમણા હાથમા મહાવીર બાળકરૂપે છે પરંતુ તેણીની નજર સ્ત્રી-નોકર જે પગ આગળ ઉભી છે તેની સન્મુખ છે અને ડાબા હાથે ત્રિશલા તે સ્ત્રી-નોકરને પુત્ર જન્મની ખુશાલીમાં કાંઈક ઇનામ આપતાં હોય એમ લાગે છે. છતના ભાગમાં ચંદરવો બાંધેલો છે. પલંગની નીચે ચિત્રની જમણી બાજુથી અનુક્રમે શેક કરવા માટે સગડી, પગમૂકીને ઉતરવા માટે પાદપીઠ, પાદપીઠ ઉપર કાંઈક રમકડા જેવી વસ્તુ છે જે સ્પષ્ટ સમજી શકાતી નથી અને થુંકવા માટે પીકદાની છે. આ ચિત્ર પણ મૂળ ચિત્ર કરતાં મોટું કરીને અત્રે રજુ કરેલું છે.

## Plate XXIV

**ચિત્ર ૮૪** શ્રીપાર્શ્વનાથનો જન્મ. ઈડરની પ્રતના પાના ૫૮ ઉપરથી મૂળ કદ ૨$\frac{3}{4}$×૨$\frac{3}{4}$ ઈંચ ઉપરથી

મોટું કરાવીને અત્રે રજુ કરેલું છે, સાકે યે ચિત્ર સોનાની શાહીથી ચીતરેલું છે.

તે કાળે અને તે સમયે હેમંત ઋતુનો બીજો માસ, ત્રીજું પખવાડિયું–પોષ માસનું કૃષ્ણ પખવાડિયું વર્તતું હતું, તે પોષ માસના કૃષ્ણ પખવાડિયાની દશમ (ગુજરાતી માગશર વદી દશમ)ની તિથિને વિષે નવ માસ બરાબર પૂર્ણ થતાં અને ઉપર સાડાસાત દિવસ વ્યતીત થતાં, મધ્યરાત્રિને વિષે વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં, આરોગ્યવાળી તે વામાદેવીએ રોગરહિત પુત્રને જન્મ આપ્યો.

ચિત્રમાં સુવર્ણના પલંગ ઉપર બિછાવેલી ફૂલની ચાદરવાળી સુગંધીદાર સુકોમળ શય્યા ઉપર વામાદેવી સૂતાં છે, જમણા હાથમાં પાર્શ્વકુમારને બાળકરૂપે પકડેલા છે અને તેમની સન્મુખ જોઈ રહેલાં છે. તેમના જમણા હાથ નીચે તકીઓ છે, આખા શરીરે વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત છે, દરેક વસ્ત્રોમાં જુદીજુદી જાતની ડિઝાઇનો ચીતરેલી છે, પલંગ ઉપર ચંદરવો બાંધેલો છે, પલંગની નીચે પાણીની ઝારી, ધુપધાણું, સગડી તથા થુંકદાની પણ ચીતરેલાં છે, તેણીના પગ આગળ એક સ્ત્રી-નોકર જમણા હાથમાં ચામર ઝાલીને પવન નાખતી ચીતરેલી છે.

## Plate XXV

**ચિત્ર ૮૫** શ્રીમહાવીરનિર્વાણ. ઇડરની પ્રતના પાના ૫૨ ઉપરથી. ચિત્રનું મૂળ કદ ૨⅞×૨⅞ ઇંચ મોટું કરાવીને અત્રે રજુ કરવામાં આવ્યું છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૮૧નું આ પ્રસંગને લગતું વર્ણન. ચિત્રમા ફક્ત બંને બાજુનાં ઝાડની રજુઆત જુદા પ્રકારની છે તથા બંને બાજુ ઇન્દ્ર ક્ષીરોદકથી ભરેલા સુવર્ણકલશ ઝાલીને ઉભા છે તે સિવાય બધી બાબતમાં સમાનતા છે.

## Plate XXVI

**ચિત્ર ૮૬** ઇન્દ્રસભા. ઇડરની પ્રતના પાના ૭ ઉપરથી. ચિત્રનું મૂળ કદ ૨⅞×૨⅞ ઇંચ ઉપરથી સહેજ નાનું અત્રે રજુ કરેલું છે.

સૌધર્મેન્દ્ર ઇન્દ્રસભામાં બેઠો છે. તે સૌધર્મેન્દ્ર કેવો છે ? જે બત્રીસ લાખ વિમાનોનો અધિપતિ છે, જે રજરહિત આકાશ જેવાં સ્વચ્છ વસ્ત્રો ધારણ કરે છે, જેણે માળા અને મુકુટ યથાસ્થાને પહેરેલા છે, નવીન સુવર્ણનાં મનોહર આશ્ચર્યને કરનારાં આજુબાજુ કંપાયમાન થતા એવાં બે કુંડળો જેણે ધારણ કર્યાં છે, છત્રાદિ રાજચિહ્નો જેની મહાઋદ્ધિને સૂચવી રહ્યાં છે, શરીર અને આભૂષણોથી અત્યંત દીપતો, મહાબળવાળો, મોટા યશ તથા માહાત્મ્યવાળો, દેદીપ્યમાન શરીરવાળો, પંચવર્ણી પુષ્પોની બનાવેલી અને છેક પગ સુધી લાંબી માલાને ધારણ કરનારો સૌધર્મ નામે દેવલોકને વિષે સૌધર્માવતંસક નામના વિમાનમાં, સુધર્મા નામની સભામાં શક્ર નામના સિંહાસન ઉપર બિરાજેલો છે.

ચિત્રમાં ઇન્દ્ર સભામાં સિંહાસન ઉપર બિરાજમાન થએલો છે, ઉપરના જમણા હાથમાં વજ્ર અને ડાબા હાથમાં અંકુશ છે, નીચેનો જમણો હાથ સામે ઉભા રહેલા દેવને કાંઈ આજ્ઞા ફરમાવતો હોય તેવી રીતે રાખેલો છે, ડાબા હાથમાં કાંઇ વસ્તુ છે જે સ્પષ્ટ દેખાતી નથી, ઇન્દ્રના કપડામા ચોકડીની ડિઝાઈન વચ્ચે લાલ રંગની ટીપકીઓ છે, સામે એક સેવક દેવ બે હાથની અંજલિ

જોડીને ઇન્દ્રની આજ્ઞાનો સ્વીકાર કરતો નમ્રભાવે ઊભેલો છે, તે પણ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત છે. તેના મસ્તક ઉપર પણ છત્ર છે. બંનેના કપાળમાં U આવી જાતનું તિલક છે જે તે સમયના સામાજિક રિવાજનું અનુકરણ માત્ર છે.

**ચિત્ર ૮૭ શક્રસ્તવ.** ઈડરની પ્રતના પાના ૯ ઉપરથી. ચિત્રનું કદ ૨⅛×૨⅛ ઇંચ છે. સૌધર્મેન્દ્રે શક્ર નામના સિંહાસન ઉપર બેઠાંબેઠાં પોતાના અવધિજ્ઞાન વડે શ્રમણ ભગવાન મહાવીરને, ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા દેવાનન્દા બ્રાહ્મણીની કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થએલા જોયા. જોતાં જ તે હર્ષિત થયો. હર્ષના અતિરેકથી, વરસાદની ધારાથી પુષ્પ વિકાસ પામે તેમ તેના રોમરાજી વિકસ્વર થયા, તેનાં મુખ અને નેત્ર ઉપર પ્રસન્નતા છવાઇ રહી, તરત જ શક્રેન્દ્ર આદર સહિત ઉત્સુકતાથી પોતાના સિંહાસન ઉપરથી ઊઠયો, ઊઠીને પાદપીઠથી નીચે ઊતર્યો, ઊતરીને રત્નોથી જડેલી બંને પાદુકાઓને પગમાંથી ઊતારી નાખી. પછી એક વસ્ત્રવાળું ઉત્તરાસંગ ધારણ કરીને અંજલિ વડે બે હાથ જોડી તીર્થંકરની સન્મુખ સાત-આઠ પગલાં ગયો.

પછી પોતાનો ડાબો ઢીંચણ ઊભો રાખી, જમણા ઢીંચણને પૃથ્વીતળ ઉપર લગાડીને પોતાનું મસ્તક ત્રણ વાર પૃથ્વીતળને લગાડયું, અને તે સાથે પોતાના શરીરને પણ નમાવ્યું. કંકણ અને બેરખાંથી સ્તંભિત થએલી પોતાની ભુજાઓને જરા વાળીને ઊંચી કરી, બે હાથ જોડી, દસે નખ ભેગા કરી, આવર્ત્ત કરી મસ્તકે અંજલિ જોડીને શક્રસ્તવ વડે પ્રભુ શ્રીમહાવીરની સ્તુતિ કરી.

ચિત્રમાં જમણી બાજુએ ઇન્દ્ર પોતાના બંને ઢીંચણ પૃથ્વીતળ ઉપર લગાડી બે હાથની અંજલિ જોડેલો મસ્તક તથા શરીરને નમાવવાની તૈયારી કરતો અને એક હાથમાં વજ્ર ધારણ કરેલો દેખાય છે, તેના મસ્તક ઉપર એક સેવક પાછળ ઊભા રહીને બે હાથે છત્ર પકડીને ધરેલું છે, છત્ર ધરનારની પાછળ બીજી એક પુરુષ વ્યક્તિ બે હાથની અંજલિ જોડીને તથા ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં બે પુરુષ વ્યક્તિઓ પોતાના બંને ઢીંચણ પૃથ્વીતળને ઇન્દ્રની માફક જ અડાડીને ભક્તિ કરવા માટે તત્પરના બતાવતા ચિત્રકારે ચીતરેલા છે. આ ચિત્રમાં દરેક આકૃતિના કપડામાં મૂળ ચિત્રમાં જુદીજુદી જાતની ડિઝાઇનો ચીતરવા માટે જુદીજુદી જાતના રંગો જેવા કે ગુલાબી. પીરોજી, આસમાની, વગેરે રંગોનો તાડપત્રની પ્રતો ઉપર પહેલવહેલી વાર જ ઉપયોગ કરેલો છે. અગાઉના દેવીનાં ચિત્રોમા જુદીજુદી જાતના સ્ત્રીઓના પહેરવેશની રજુઆત આપણે કરી ગયા છીએ, પરંતુ પુરુષ વ્યક્તિઓના પહેરવેશમાં જુદીજુદી જાતની ડિઝાઇનોની રજુઆત આ પ્રતનાં ચિત્રો સિવાય બીજી કોઇપણ પ્રતમાં રજુ કરવામાં આવેલી દેખાતી નથી. આ ચિત્રો ઉપરથી પ્રાચીન સમયનાં ગુજરાતના પુરુષપાત્રો કેવી વિવિધ જાતનાં અને રંગબેરંગી વસ્ત્રો પરિધાન કરતાં હતા તેનો ખ્યાલ આવે છે.

**ચિત્ર ૮૮ શક્રાજ્ઞા.** ઇડરની પ્રતના પાના ૧૨ ઉપરથી. ચિત્રનું મૂળ કદ ૨⅛૨×⅛ ઇંચ છે.

શક્રસ્તવ કહીને શ્રમણ ભગવાન મહાવીરને વંદન અને નમસ્કાર કરીને, ઇન્દ્ર પોતાના સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખીને બેઠો. ત્યાર પછી દેવોના રાજા શક્રેન્દ્રને વિચાર થયો કે તીર્થંકરો, ચક્રવર્તીઓ, બલદેવો અને વાસુદેવો માત્ર શુદ્ધ અને ઉચ્ચ ક્ષત્રિયકુળમાં જ જન્મ લઇ

શકે તેથી તુચ્છ, ભિક્ષુ અને નીચ એવા બ્રાહ્મણ કુળમાં મહાવીરના જીવનું અવતરવું યોગ્ય નથી, એમ વિચારી શ્રમણ ભગવાન મહાવીરના ગર્ભને ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિને વિષે મૂકવાનો નિશ્ચય કર્યો. તેમજ ત્રિશલા ક્ષત્રિયાણીનો પુત્રીરૂપે જે ગર્ભ હતો તેને દેવાનન્દા બ્રાહ્મણીની કુક્ષિમાં મૂકવાનો વિચાર કર્યો. નિશ્ચય કરીને પદાતિ સૈન્યના અધિપતિ હરિણૈગમેષી નામના દેવને બોલાવી પોતાની આખી યોજનાની સમજુતી આપતાં કહ્યું કે: 'હે દેવાનુપ્રિય! દેવોના ઇન્દ્ર અને દેવોના રાજા તરીકે મારો એવો આચાર છે કે ભગવાન અરિહંતોને શુદ્ર કુળોમાંથી વિશુદ્ધ કુળોમાં સંક્રમાવવા. માટે હે દેવાનુપ્રિય! તું જા અને શ્રમણ ભગવાન મહાવીરને દેવાનન્દા બ્રાહ્મણીની કુક્ષિમાંથી સંહરી, ત્રિશલા ક્ષત્રયાણીની કુક્ષિને વિષે ગર્ભપણે સંક્રમાવ અને ત્રિશલા ક્ષત્રિયાણીનો જે ગર્ભ છે તેને દેવાનન્દા બ્રાહ્મણીની કુક્ષિમાં ગર્ભપણે સંક્રમાવ; આટલું કામ પતાવીને જલદી પાછો આવ અને મને નિવેદન કર.'

આ ઘટનાને લગતી જ ઘટના કૃષ્ણના સંબંધમાં બન્યાનો ઉલ્લેખ ભાગવત, દશમસ્કન્ધ, અ. ૨ શ્લો. ૧ થી ૧૩ તથા અ. ૩ શ્લો. ૪૬ થી ૫૦માં જોવામાં આવે છે જેનો ટુંક સાર આ પ્રમાણે છે: 'અસુરોનો ઉપદ્રવ મટાડવા દેવોની પ્રાર્થનાથી અવતાર લેવાનું નક્કી કરી વિષ્ણુએ યોગમાયા નામની પોતાની શક્તિને બોલાવી. પછી તેને સંબોધી વિષ્ણુએ કહ્યું કે તું જા અને દેવકીના ગર્ભમા મારો શેષ અંશ આવેલો છે તેને ત્યાંથી (સંકર્ષણ) હરણ કરી વસુદેવની જ બીજી સ્ત્રી રોહિણીના ગર્ભમાં દાખલ કર. જે પછી બળભદ્ર રામરૂપે અવતાર લેશે અને તું નંદપત્ની યશોદાને ત્યાં પુત્રીરૂપે અવતાર પામીશ. જ્યારે હું દેવકીના આઠમા ગર્ભરૂપે અવતાર લઇ જન્મીશ ત્યારે તારો પણ યશોદાને ત્યાં જન્મ થશે સમકાળે જન્મેલા આપણા બંનેનું એકબીજાને ત્યાં પરિવર્તન થશે.'

ચિત્રના મધ્ય ભાગમાં વિમાનની વચ્ચે સિંહાસન ઉપર ઇન્દ્ર બિરાજમાન છે, તેના ચાર હાથ પૈકી ઉપરના જમણા હાથમાં વજ્ર છે. નીચેના જમણા હાથથી ચામરધારિણી સ્ત્રીના હાથમાંથી ચપટી ભરીને કાંઇ લેતો દેખાય છે અને તેના બંને ડાબા હાથ ખાલી છે, સામે હરિણૈગમેષી બે હાથની અંજલિ જોડીને ઇન્દ્રની આજ્ઞાનું શ્રવણ કરતો ઊભો છે. ઇન્દ્ર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત છે, ત્રણે આકૃતિઓનાં વસ્ત્રો જુદીજુદી ડિઝાઇનવાળાં છે. ગુજરાતના પ્રાચીન તાડપત્રના ચિત્રોમાં મોરની રજુઆત આ ચિત્રમાં પહેલવહેલી જોવામાં આવે છે. આ સમય પહેલાંનાં પ્રાચીન ચિત્રોમા મોર કેમ દેખાતો નથી તે શોધી કાઢવું મુશ્કેલ છે, પરંતુ અનુભવી ઇતિહાસકારો અને કલાવિવેચકો આ બાબતમાં વધુ પ્રકાશ પાડી શકે.

**ચિત્ર ૮૯** પ્રભુ શ્રીમહાવીરના જન્મ સમયે દેવોનું આગમન. ઇડરની પ્રતના પાના ૩૫ ઉપરથી આ ચિત્ર લેવામાં આવ્યું છે.

પ્રભુનો જન્મ થતાં જ છપ્પન દિક્કુમારીઓનાં આસન કંપ્યાં અને અવધિજ્ઞાને કરીને શ્રીઅરિહંત પ્રભુનો જન્મ થએલો જાણી, હર્ષપૂર્વક સૂતિકાઘરને વિષે આવી. સૂતિકાકર્મ કરી પોતપોતાને સ્થાનકે ગઇ.

ચિત્રની જમણી બાજુએ ત્રિશલા માતા જમણા હાથમાં મહાવીરને લઇને તેમની સન્મુખ

જોતાં દેખાય છે, ઉપરના છતના ભાગમાં ચંદરવો બાંધેલો છે, બીજી બે સ્ત્રીઓ ડાબી બાજુએ ઉપરના ભાગમાંથી આવતી દેખાય છે. જેમાંની એક ચામર વીંઝે છે અને બીજીના હાથમાં સુવર્ણ-થાળમાં મૂકેલો ત્રિશલાને સ્નાન કરાવવા માટેનો ક્ષીરોદકથી ભરેલો કળશ છે. આ બંને સ્ત્રીઓ દિક્કુમારીઓ પૈકીની છે, પલંગની પાસે સ્ત્રી-નોકર ઊભી છે.

**ચિત્ર ૯૦** મેરુ પર્વત ઉપર સ્નાત્ર મહોત્સવ. ઇડરની પ્રતના પાના ૩૮ ઉપરથી વર્ણન માટે જુઓ ચિત્ર ૬૭નું આ પ્રસંગને લગતું વર્ણન.

મહાવીરના મેરૂ પર્વત ઉપરના જન્માભિષેક સમયની એક ઘટના ખાસ ઉલ્લેખનીય હોવાથી અહીંઆં તેનો પ્રસંગોપાત ઉલ્લેખ કરી લઇએ:

જ્યારે દેવદેવીઓ શ્રમણ ભગવાન મહાવીરને જન્માભિષેક માટે મેરૂ પર્વત ઉપર લઈ ગયા ત્યારે ઇન્દ્રને મનમાં શંકા ઉત્પન્ન થઇ કે: 'લઘુ શરીરવાળા પ્રભુ આટલો બધો જળનો ભાર શી રીતે સહન કરી શકશે?' ઇન્દ્રનો આ સંશય દૂર કરવા પ્રભુએ પોતાના ડાબા પગના અંગુઠાના અગ્ર ભાગથી મેરૂ પર્વતને સહેજ દબાવ્યો એટલામાં તો પ્રભુના અતુલ બળથી મેરૂ પર્વત કંપી ઊઠ્યો.

આ વર્ણનની સાથે સરખાવો ભાગવત, દશમસ્કન્ધ, અ. ૪૩ શ્લો. ૨૬-૨૭માં આપેલું કૃષ્ણની લીલાનું વર્ણન:

ઇન્દ્રે કરેલા ઉપદ્રવોથી વ્રજવાસીઓને રક્ષણ આપવા તરુણ કૃષ્ણે યોજનપ્રમાણ ગોવર્ધન પર્વતને સાત દિવસ સુધી ઊંચકી તોળ્યો.

**ચિત્ર ૯૧** પ્રભુ મહાવીરના જન્મ મહોત્સવની ઉજવણી. ઇડરની પ્રતના પાના ૨૯ ઉપરથી ચિત્રના મૂળ કદ ૨$\frac{3}{8}$×૨$\frac{3}{8}$ ઇંચ ઉપરથી સહેજ નાનું કરીને આ ચિત્ર રજુ કરવામા આવ્યું છે.

શ્રમણ ભગવાન મહાવીરનો જન્મમહોત્સવ મેરૂ પર્વત ઉપર દેવોએ કર્યો તે આપણે જણાવી ગયા, પછી સિદ્ધાર્થ રાજાએ આ જન્મમહોત્સવના દિવસોમાં કોઇ પોતાની ગાડી ન જોડે, હળ ન ખેડે અને ખાંડવા-દળવાનું બંધ રાખે એવો બંદોબસ્ત કરવા અને કેદીઓને છોડી મૂકવા માટે કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરી અને કૌટુંબિક પુરુષોએ ખૂબ હર્ષ, સંતોષ અને આનંદપૂર્વક નમન કર્યું અને આજ્ઞાનાં વચન વિનયપૂર્વક અંગીકાર કરી, ક્ષત્રિયકુંડ નગરમાં જઇ કેદીઓને છોડી મૂકયા, ધોંસરા અને સાંબેલા ઊંચાં મૂકાવી દીધાં અને દરેક કાર્ય સંપૂર્ણ કરી, સિદ્ધાર્થ ક્ષત્રિય પાસે આવી નમન કરી 'આપની આજ્ઞા મુજબ બધાં કાર્યો થઈ ગયાં છે' એ પ્રમાણે નિવેદન કર્યું.

ચિત્રના મધ્ય ભાગમાં સિંહાસન ઉપર જમણા હાથમાં ઉઘાડી તલવાર રાખી ડાબા હાથે સિદ્ધાર્થ રાજા કૌટુંબિક પુરુષોને હુકમ ફરમાવતા હોય એમ લાગે છે. તેમની સામે ચિત્રની ડાબી બાજુએ બે હાથની અંજલિ જોડીને બે કૌટુંબિક પુરુષો આજ્ઞાનો સ્વીકાર કરતા દેખાય છે, સિદ્ધાર્થ રાજાના મસ્તક ઉપર રાજ્યચિહ્ન તરીકે છત્ર ચીતરેલું છે, સિંહાસનની પાછળના ભાગમાં સ્ત્રી-પરિચારિકા ડાબા હાથથી ચામર વીંઝતી અને જમણા હાથે સિંહાસનને અઢેલીને ઊભી છે. છતના ઉપરના ભાગમાં ચંદરવો બાંધેલો છે.

## Plate XXVII

**ચિત્ર ૬૨** સ્વજનો અને રાજા સિદ્ધાર્થ. ઇડરની પ્રતમાંના પાના ૪૦ ઉપરથી. ચિત્રનું મૂળ કદ ૩×૩$\frac{૧}{૮}$ ઇંચ છે. મહાવીરના જન્મમહોત્સવના બારમા દિવસે અશન-પાન-ખાદિમ-સ્વાદિમ એમ ચાર પ્રકારના આહારની પુષ્કળ સામગ્રી તૈયાર કરાવી. મિત્રો, જ્ઞાતિજનો, પિતરાઇઓ વગેરે સ્વજનો, દાસ-દાસી, નોકર-ચાકર વગેરે પરિજનો અને સાત કુળના ક્ષત્રિયોને ભોજનને માટે નિમંત્રણો આપ્યાં.

ચિત્રની મધ્યમાં સિદ્ધાર્થ રાજા બેઠા છે, તેમની પાછળ ઉપરના ભાગમાં જમણી બાજુએ એક સ્ત્રી–ઘણું કરીને ત્રિશલા ક્ષત્રિયાણી બેઠાં છે. ચિત્રની ડાબી બાજુએ બબ્બે પુરુષો ચાર લાઇનમાં કુલ મળીને આઠ પુરુષો સિદ્ધાર્થની સામે બેઠેલા છે, તે બધાને સંબોધીને શ્રમણ ભગવાન મહાવીરનું વર્ધમાન એવું ગુણનિષ્પન્ન નામ પાડવા માટેના પોતાના મનોરથો દર્શાવે છે.

**ચિત્ર ૬૩** વર્ષીદાન. ઇડરની પ્રતના પત્ર ૪૪ ઉપરથી ચિત્રનું મૂળ કદ ૨$\frac{૩}{૮}$×૨$\frac{૧}{૪}$ ઇંચ છે.

શ્રમણ ભગવાન મહાવીરને દીક્ષા લેવામા એક વર્ષ બાકી હતું ત્યારથી જ તેમણે વાર્ષિક દાન આપવાનું શરૂ કર્યું, તેઓ હમેશાં સૂર્યોદયથી આરંભી પ્રાતઃકાળનાં ભોજન પહેલાં એક કરોડને આઠ લાખ સોનૈયાનું દાન આપવા લાગ્યા. એવી રીતે એક વર્ષમાં પ્રભુએ ત્રણ અબજ, અઠ્યાસી કરોડ અને એંશી લાખ સોનૈયા દાનમાં ખર્ચી દીધા.

ચિત્રમાં મહાવીર સિંહાસન ઉપર બેઠેલાં છે અને જમણા હાથે સોનૈયાનું દાન આપે છે, હાથમાં એક સોનૈયો અંગુઠો અને તર્જની આંગળીથી પકડેલો દેખાય છે. મહાવીરનો જમણો પગ સિંહાસન ઉપર છે અને ડાબો પગ પાદપીઠ ઉપર છે, જે બતાવે છે કે દાનની સમાપ્તિનો સમય થવા આવ્યો છે, આ ચિત્રમાં મહાવીરને દાઢી તથા મૂછો સહિત ચિત્રકારે ચીતરેલાં છે. મહાવીરની નજીકમાં ત્રણપાયા વાળી ટીપોઈ ઉપર સુવર્ણનો થાળ મુકેલો સ્પષ્ટ દેખાય છે, મહાવીરની પાછળ ચિત્રની જમણી બાજુએ ચામરધારિણી સ્ત્રી મહાવીરને ડાબા હાથથી ચામર વીંઝતી દેખાય છે, ઉપરની છતના ભાગમાં ચંદરવો બાંધેલો છે, ચિત્રની ડાબી બાજુએ એક યુવાન તથા ચાર ઉમ્મર લાયક માણસો કુલ મળીને પાંચ વ્યક્તિઓ દાન લેવા આવેલી દેખાય છે.

**ચિત્ર ૬૪** દીક્ષા મહોત્સવ. ઇડરની પ્રતના પાના ૪૬ ઉપરથી ચિત્રનું કદ ૨$\frac{૩}{૮}$×૨$\frac{૧}{૪}$ ઇંચ છે.

વાર્ષિક દાનની ક્રિયા સમાપ્ત થતાં, પોતાના વડિલ બંધુ નંદિવર્ધનની અનુમતિ લઈ દેવોએ આણેલા ક્ષીર સમુદ્રના જળથી, સર્વ તીર્થોની માટીથી અને સકલ ઔષધિઓથી નંદિવર્ધન રાજાએ પ્રભુને પૂર્વદિશા સન્મુખ બેસાડી તેમનો અભિષેક કર્યો. પ્રભુને એ રીતે સ્નાન કરાવી, ગંધકાષાયી વસ્ત્રવડે શરીરને લૂંછી નાખી આખે શરીરે ચંદનનું વિલેપન કર્યું, પ્રભુના આખા શરીર ઉપર સુવર્ણજડિત છેડાવાળું, સ્વચ્છ, ઉજ્જ્વળ અને લક્ષમૂલ્યવાળું શ્વેતવસ્ત્ર શોભવા લાગ્યું, વક્ષઃસ્થળ ઉપર કિંમતી હાર ઝુલવા લાગ્યો, બાજુબંધ અને કડાઓથી તેમની ભુજાઓ અલંકૃત બની અને કુંડલના પ્રકાશથી તેમના મુખમંડળમાં દીપ્તિ આવવા લાગી. આવી રીતે આભૂષણો અને વસ્ત્રોથી અલંકૃત થઇ પ્રભુ પાલખીમાં બિરાજમાન થયા. આ સમયે આખા ક્ષત્રિયકુંડ નગરને ધ્વજા–પતાકા

તથા તોરણોથી શણગારવામાં આવ્યું હતું.

પચાસ ધનુષ્ય લાંબી, પચ્ચીસ ધનુષ્ય પહોળી, છત્રીસ ધનુષ્ય ઊંચી, સુવર્ણમય સેંકડો સ્તંભોથી શોભી રહેલી અને મણિઓ તથા સુવર્ણથી જડિત એવી 'ચંદ્રપ્રભા' નામની પાલખીમાં પ્રભુ (મહાવીર) દીક્ષા લેવા નિસર્યા.

તે સમયે હેમંત ઋતુનો પહેલો મહિનો–માગશર માસ, પહેલું પખવાડિયું કૃષ્ણપક્ષ અને દશમની તિથિ હતી. તે વેળા તેમણે છઠનો તપ કર્યો હતો અને વિશુદ્ધ લેશ્યાઓ વર્તતી હતી. પ્રભુના જમણે પડખે કુલની મહત્તરા સ્ત્રી હંસલક્ષણ ઉત્તમ સાડી લઇને ભદ્રાસન ઉપર બેઠી હતી. સર્વ પ્રકારની તૈયારી થઇ રહ્યા પછી નંદિવર્ધનની આજ્ઞાથી તેના સેવકોએ પાલખી ઉપાડી.

ચિત્રની મધ્યમાં પાલખીમાં પ્રભુ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બેઠેલા છે. બંને બાજુ એકેક સ્ત્રી ચામર વીંઝતી બેઠેલી છે. ચાર સેવકોએ પાલખી ઉપાડી છે, પાલખીની આગળ બે માણસો ભૂંગળ વગાડતાં અને એક માણસ જોરથી નગારૂં વગાડતો તથા પાલખીની પાછળના ભાગમાં બે માણસો નગારૂં વગાડતાં દેખાય છે.

**ચિત્ર ૬૫** પંચમુષ્ટિલોચ અને અર્ધવસ્ત્રદાન. ઇડરની પ્રતના પાના ૫૦ ઉપરથી ચિત્રનું મૂળ કદ ૩×૨¾ ઈંચનું છે.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના પંચમુષ્ટિ લોચના ચિત્રથી થાય છે. અશોકવૃક્ષ (આસોપાલવ નહિ)ની હેઠળ આવી પ્રભુ નીચે ઉતર્યા અને પોતાની મેળે જ એક મુષ્ટિવડે દાઢીમૂછનો અને ચાર મુષ્ટિવડે મસ્તકના કેશનો એવી રીતે પંચમુષ્ટિ લોચ કર્યો. એ વેળા નિર્જળ છઠનો તપનો હતો જ. ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ થયો ત્યારે ઇન્દ્રે ડાબા ખભા ઉપર સ્થાપન કરેલું દેવદૂષ્ય વસ્ત્ર ગ્રહણ કરીને, એકલા એટલે રાગ-દ્વેષરહિતપણે કેશનો લોચ કરવા રૂપ દ્રવ્યથી અને ક્રોધાદિને દૂર કરવારૂપથી ભાવથી મુંડ થઇને, ગૃહવાસથી નીકળીને અનગારપણા–સાધુપણાને પામ્યા.

ચિત્રમાં શ્રમણ ભગવાન મહાવીરના ડાબા ખભા ઉપર દેવદૂષ્ય વસ્ત્ર તથા અશોકવૃક્ષની રજુઆત ચિત્રકારે કરી જણાતી નથી, મહાવીર પ્રભુ એક હાથે મસ્તકના વાળનો લોચ કરવાનો ભાવ દર્શાવતા, ઇન્દ્રની સન્મુખ જોતાં, અને બે હાથ પ્રસારીને પ્રભુએ લોચ કરેલા વાળને ગ્રહણ કરવાની ઉત્સુકતા બતાવતો ઇન્દ્ર દેખાય છે, ઇન્દ્રના પાછળના એક હાથમાં વજ્ર છે જે ઇન્દ્રને ઓળખાવે છે, ખરી રીતે તો જ્યારે જ્યારે ઇન્દ્ર પ્રભુની પાસે આવે ત્યારે ત્યારે આયુધોનો ત્યાગ કરીને જ આવે એવો રિવાજ છે પરંતુ ઇન્દ્રની ઓળખાણ આપવા ખાતર ચિત્રકારે વજ્ર કાયમ રાખેલું હોય એમ લાગે છે.

આ પછી ચિત્રના અનુસંધાને, ઉપરના ચિત્રમા વર્ણવેલો અર્ધવસ્ત્રદાનનો પ્રસંગ જોવાનો છે. જે વખતે શ્રમણ ભગવાન મહાવીર ગૃહસ્થપણામાં વાર્ષિક દાન આપી, જગતનું દારિદ્રય ફેડી રહ્યા હતા, તે વખતે એક દરિદ્ર સોમ નામા બ્રાહ્મણ ધન કમાવા માટે પરદેશ ગયો હતો. પોતે કમનસીબ હોવાથી પરદેશમાંથી પણ ખાલી હાથે જ પાછો ફર્યો. ગરીબીથી અકળાઇ ગએલી

બ્રાહ્મણુ પત્ની તેને લડવા લાગી કે: 'અરે નિર્ભાગ્ય શિરોમણી! શ્રીવર્ધમાનકુમારે જ્યારે સુવર્ણનો વરસાદ વરસાવ્યો ત્યારે તમે કયાં ઉંઘી ગયા હતા? પરદેશમાં ભટકીને પણુ હતા તેવા ને તેવા જ નિર્ધન પાછા ઘેર આવ્યા! જાઓ–હજી પણુ મારૂં કહ્યું માની, જંગમ કલ્પવૃક્ષસમાન શ્રીવર્ધમાન પાસે જશો તો તે દયાળુ અને દાનવીર તમારૂં દારિદ્રય દૂર કર્યા વિના નહિ રહે. પોતાની સ્રીનાં વચનો સાંભળી પેલો બ્રાહ્મણુ પ્રભુની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે: 'હે પ્રભુ! આપ તો જગતના ઉપકારી છો, આપે તો વાર્ષિક દાન આપી, જગતનું દારિદ્રય દૂર કર્યું. હે સ્વામી! સુવર્ણની ધારાઓથી આપ સર્વત્ર વરસ્યા તો ખરા, પણુ હું અભાગ્યરૂપી છત્રથી એવો ઢંકાઇ ગયો હતો કે મારી ઉપર સુવર્ણધારનાં બે ટીંપાં પણુ ન પડ્યાં! માટે હે કૃપાનિધિ! મને કાંઇક આપો. મારા જેવા ગરીબ બ્રાહ્મણને નિરાશ નહિ કરો!' કરૂણાળુ પ્રભુએ તે વખતે પોતાની પાસે બીજી કોઇ વસ્તુ ન હોવાથી, દેવદૂષ્ય વસ્રનો અરધો ભાગ આપ્યો, અને બાકીનો પાછો પોતાના ખભા ઉપર મુકયો! (જુઓ ચિત્રની જમણી બાજુ).

હવે પેલો બ્રાહ્મણુ, કિંમતી વસ્રનો અરધો ભાગ મળવાથી ખૂબ ખુશી થતો થતો સત્વર પોતાના ગામ આવ્યો. તેણે તે અર્ધ દેવદૂષ્ય વસ્રના છેડા બંધાવવા એક તૂણુનારને બતાવ્યું, અને તે કોની પાસેથી કેવી રીતે મેળવ્યું તે વૃત્તાંત અથથી ઇતિ પર્યંત કહી સંભળાવ્યો. તૂણુનારે આખરે કહ્યું કે 'હે સોમ! જો તું આ વસ્રનો બીજો અરધો ટુકડો લઇ આવે તો બંને ટુકડા એવી રીતે મેળવી આપું કે તેમાં જરાપણુ સાંધો ન દેખાય અને તું વેચવા જાય તો તે અખંડ જેવા વસ્રના એક લાખ સોનૈયા તો જરૂર ઉપજે, એમાં આપણા બંનેનો ભાગ. આ સાંભળીને બ્રાહ્મણુ ફરીથી પ્રભુ પાસે આવ્યો તો ખરો, પણુ શરમને લીધે તેના મુખમાથી વાચા ન નીકળી શકી. તે આશામાં ને આશામાં પ્રભુની પાછળ પાછળ ભટકતો રહ્યો.

પ્રભુને દીક્ષા લીધા પછી એક વર્ષ અને એક મહિનાથી કંઇક અધિક સમય વીતી ગયો. એકદા તેઓ દક્ષિણવાચાલ નામના સન્નિવેશની નજીકમાં સુવર્ણવાલુકા નામની નદીને કાંઠે આવ્યા. ત્યાં ચાલતાં ચાલતાં દેવદૂષ્યનો અરધો ભાગ કાંટામાં ભરાઇ જવાથી પડી ગયો. પ્રભુ નિર્લોભ હોવાથી, પડી ગએલો વસ્રભાગ તેમણે પાછો ન લીધો. પણુ પેલો સોમ નામનો બ્રાહ્મણુ, જે એક વર્ષથી તે વસ્ર માટે જ તેમની પાછળ પાછળ ભમતો હતો, તેણે તે ઉપાડી લીધું અને ત્યાંથી ચાલ્યો ગયો (જુઓ ચિત્રની ડાબી બાજુ).

**ચિત્ર ૯૬** શ્રીમહાવીર નિર્વાણુ. ઇડરની પ્રતના પાના ૫૨ ઉપરથી વર્ણન માટે જુઓ ચિત્ર ૭૧નું આ પ્રસંગને લગતું વર્ણન.

**ચિત્ર ૯૭** શ્રીપાર્શ્વનાથનો જન્મ. ચિત્ર ૮૪ વાળું જ ચિત્ર વર્ણન માટે જુઓ ચિત્ર ૮૪નું જ વર્ણન.

## Plate XXVIII

**ચિત્ર ૯૮** પ્રભુ પાર્શ્વનાથનો પંચમુષ્ટિ લોચ. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૧૦નું આ ચિત્રને લગતું વર્ણન.

**ચિત્ર ૯૯** શ્રીનેમિનાથનો જન્મ અને મેરૂ ઉપર સ્નાત્ર મહોત્સવ ઇડરની પ્રતના પાના ૬૪ ઉપરથી

ચિત્રનું મૂળ કદ ૩×૨ ઇંચ ઉપરથી સહેજ નાનું.

આ ચિત્રમાં પણ ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના નેમિનાથના જન્મ પ્રસંગને લગતાં ચિત્રથી થાય છે. વર્ષાકાળના પહેલા મહિનામાં, બીજા પક્ષમાં શ્રાવણ શુકલ પંચમીની રાત્રિને વિષે, નવ માસ બરાબર સંપૂર્ણ થતાં, ચિત્રા નક્ષત્રમાં ચંદ્રનો યોગ થતાં, આરોગ્ય દેહવાળી શિવાદેવીએ આરોગ્યપુત્રને જન્મ આપ્યો. જન્મમહોત્સવને લગતાં વર્ણન માટે તથા ચિત્રના અનુસંધાને, ઉપરના ચિત્રમાં વર્ણવેલો મેરૂપર્વત ઉપર નેમિનાથનો ઇંદ્રે કરેલો સ્નાત્રમહોત્સવ વગેરે સર્વ શ્રીમહાવીરસ્વામીની પેઠે ચિત્ર ૬૭ અને ૭૦ ના વર્ણન પ્રમાણે સમજી લેવું.

**ચિત્ર ૧૦૦** શ્રીઆદીશ્વરનું નિર્વાણ. જુઓ ચિત્ર ૧૧૨નું આ જ ચિત્રને લગતું વર્ણન.

**ચિત્ર ૧૦૧** પ્રભુ મહાવીરના અગિયાર ગણધરો. ઇડરની પ્રતના પત્ર ૮૦ ઉપરથી આ ચિત્ર અત્રે રજુ કરેલું છે. આખુંએ ચિત્ર સોનાની શાહીથી ચીતરેલું છે તેઓનાં નામો નીચે પ્રમાણે છેઃ

૧ ઈંદ્રભૂતિ (ગૌતમસ્વામી) ૨ અગ્નિભૂતિ ૩ વાયુભૂતિ ૪ વ્યક્ત ૫ સુધર્માસ્વામી ૬ મંડિતપુત્ર ૭ મૌર્યપુત્ર ૮ અકમ્પિત ૯ અચલભ્રાતા ૧૦ મેતાર્ય અને ૧૧ પ્રભાસ આ અગિયારે ગણધરો જ્ઞાતિએ બ્રાહ્મણ હતા.

**ચિત્ર ૧૦૨** ગુરુમહારાજ અને ધ્રુવસેનરાજા. ઇડરની પ્રતના પત્ર ૧૦૮ ઉપરનું આ ચિત્ર ઐતિહાસીક દૃષ્ટિએ ઘણું જ મહત્ત્વનું છે.

શ્રીમહાવીરપ્રભુ નિર્વાણ પામ્યા બાદ ૯૮૦ વર્ષે અને મતાંતરે ૯૯૩ વર્ષે આનંદપુર (હાલનું વડનગર) નગરમા આ કલ્પસૂત્ર સૌ પહેલવહેલું સભા સમક્ષ વંચાયું. એ વિષે એવી હકીકત પ્રચલિત છે કે આનંદપુરમાં ધ્રુવસેન નામે રાજા રાજ્ય કરતો હતો તેને સેનાંગજ નામનો એકનો એક અત્યંત પ્રિય પુત્ર હતો. પુત્રનું એકાએક મૃત્યુ નીપજવાથી ધ્રુવસેનરાજાને બેહદ સંતાપ ઉત્પન્ન થયો. તે સંતાપને લીધે તેણે બહાર જવા–આવવાનું માંડી વાળ્યુ, તે એટલે સુધી કે ધર્મશાળામાં કોઇ ગુરુ કે મુનિમહારાજ સમિપે જવાનો પણ તેને ઉત્સાહ ન થાય. એટલામા પર્યુષણ પર્વ આવ્યું. રાજાને અત્યંત શોક સંતપ્ત થએલો સાંભળી ગુરુમહારાજ રાજા પાસે ગયા અને ત્યાં સંસારની અસારતા તથા શોકની વ્યર્થતા અસરકારક રીતે સમજાવી. તે પછી વિશેષમાં ગુરુમહારાજે કહ્યું કેઃ 'તમે ખેદને પરિહરી આ પર્યુષણા પર્વમા ધર્મશાળામાં–ઉપાશ્રયમા આવો તો શ્રીભદ્રબાહુસ્વામીજીએ ઉદ્ધરેલું કલ્પસૂત્ર તમને સંભળાવું. તે કલ્પસૂત્ર શ્રવણના પ્રતાપે તમારા આત્મા અને મનની દશામાં જરૂર ઘણો સુધારો થશે.' રાજા ગુરુજીની આજ્ઞાને માન આપી સભા સહિત ઉપાશ્રયમાં આવ્યો અને ગુરુજીએ પણ વિધિપૂર્વક સર્વ સભા સમક્ષ કલ્પસૂત્ર વાચી સંભળાવ્યું. તે દિવસથી સભા સમક્ષ કલ્પસૂત્ર વાંચવાની પ્રવૃત્તિ શરૂ થઇ.

ચિત્રમાં સિંહાસન ઉપર ગુરુમહારાજ બેઠા છે પાછળ એક શિષ્ય કપડું ઉંચુ એક હાથે રાખીને ગુરુની સુશ્રુષા કરતો ઉભો છે, ઉપરના ભાગમા સ્થાપનાચાર્યજી છે, ગુરુની સામે બે હાથની અંજલિ જોડીને હાથમાં ઉત્તરાસંગનો છેડો લઇ ધ્રુવસેન રાજા ઉપદેશ શ્રવણ કરતો બેઠો છે. ગુરુ-

મહારાજ રાજાને શોક નિવારણ કરવાનો ઉપદેશ કરતા લાગે છે, તેઓશ્રીના જમણા હાથમાં મુહપત્તિ છે અને ડાબો હાથ વરદમુદ્રાએ છે.

**ચિત્ર ૧૦૩** ગણધર શ્રીસુધર્માસ્વામી. આ ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૭૮ મધ્યેનું આ પ્રસંગનું જ વર્ણન.

**ચિત્ર ૧૦૪** 'આચાર્ય શ્રીજિનેશ્વરસૂરિ' ખંભાતના શાં. ભં. ની તાડપત્રની પર્યુષણા કલ્પની પત્ર૮૭ની તારીખ વગરની પ્રતનાં છેલ્લા પત્ર ઉપરથી આ પ્રસંગ લેવામાં આવ્યો છે. પ્રતની લિપિનો મરોડ વગેરે જોતાં આ પ્રત તેરમા સૈકા લગભગની લખાએલી હોય એવું લાગે છે.

જિનેશ્વરસૂરિ નામના બે આચાર્યો થએલા છે, જેમાંના એક શ્રીવર્ધમાનસૂરિના શિષ્ય જેમણે વિ.સં. ૧૦૮૦ (ઇ.સ. ૧૦૨૩)માં જાવાલિપુરમાં અષ્ટકવૃત્તિ, નિર્વાણલીલાવતી આદિની રચના કરી હતી અને જેઓ સાતહજાર શ્લોક પ્રમાણે નવા વ્યાકરણની રચના કરનાર શ્રીબુદ્ધિસાગરસૂરિના ગુરુભાઇ હતા તે અને બીજા શ્રાવકધર્મપ્રકરણના રચનાર શ્રીજિનપતિસૂરિના શિષ્ય કે જેઓ શ્રી-નેમિચંદ્રભંડારીના બીજા પુત્ર હતા અને વિ.સં. ૧૨૪૫ (ઇ.સ. ૧૧૮૮)માં જેઓને આચાર્યપદવી આપવામાં આવી હતી અને વિ.સં. ૧૩૩૧ (ઇ.સ. ૧૨૭૪)માં જેઓ સ્વર્ગે સંચર્યા હતા તે સંબંધીનો વિસ્તૃત ઉલ્લેખ 'ખરતરગચ્છ પટ્ટાવલિ'માં છે.

પ્રસ્તુત ચિત્ર તે બીજા જિનેશ્વરસૂરિ કે જેઓ શ્રીજિનપતિસૂરિના શિષ્ય હતા તેઓનું હોય એમ લાગે છે. શ્રીજિનેશ્વરસૂરિ સિંહાસન ઉપર બેઠેલાં છે તેઓના જમણા હાથમાં મુહપત્તિ છે અને ડાબો હાથ અભયમુદ્રાએ છે, જમણી બાજુનો તેઓશ્રીનો ખભો ખુલ્લો છે ઉપરના છતના ભાગમાં ચંદરવો બાંધેલો છે, સિંહાસનની પાછળ એક શિષ્ય ઊભો છે અને તેઓની સન્મુખ એક શિષ્ય વાચના લેતો બેઠો છે ચિત્રની જમણી બાજુએ એક ભક્તશ્રાવક બે હાથની અંજલિ જોડીને ગુરુ-મહારાજનો ઉપદેશ સાંભળતો હોય એમ લાગે છે.

## Plate XXIX

**ચિત્ર ૧૦૫** કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિને શ્રીજયસિંહદેવની વ્યાકરણ રચવા માટે પ્રાર્થના. પાટણના તપા-ના ભંડારની તાડપત્રની પોથી ૧૯ પત્ર ૩૫૦માં બે વિભાગ છે. પહેલા વિભાગમાં પત્ર ૧ થી ૨૯૭ સુધી સિદ્ધહૈમચંદ્ર વ્યાકરણવૃત્તિ છે અને બીજા વિભાગમાં સિદ્ધહૈમચંદ્ર વ્યાકરણાંતર્ગત ગણપાઠ પત્ર ૨૯૭થી ૩૫૦ સુધી છે અંતમાં લેખક વગેરેની પુષ્પિકા આદિ કશુંયે નથી. પ્રતના પત્રની લંબાઇ ૧૨⅞ ઈંચની અને પહોળાઇ ફક્ત ૨⅞ ઇંચની છે. અત્રે રજુ કરેલાં ચિત્રો પહેલા વિભાગના પત્ર ૧–૨ અને ૨૯૬–૨૯૭ ઉપરથી લીધેલાં છે આ ચિત્રો પૈકીનાં પહેલાં બે ચિત્રો ગુજરાતના ઇતિ-હાસ માટે બહુ જ મહત્ત્વનાં હોવાથી મૂળ રંગમાં આ ગ્રંથનાં મુખપૃષ્ઠ તરીકે આપ્યા છે.

એક વખતે અવંતિના ભંડારમાં રહેલાં પુસ્તકો ત્યાંના નિયુક્ત પુરુષોએ બતાવતાં તેમાં એક લક્ષણશાસ્ત્ર (વ્યાકરણ) રાજાના જોવામાં આવ્યું. એટલે તેણે ગુરુને પૂછ્યું કે આ શુ છે? ત્યારે આચાર્ય મહારાજ (શ્રીહેમચંદ્રસૂરિ) બોલ્યા કેઃ 'એ ભોજ વ્યાકરણ શબ્દશાસ્ત્ર તરીકે પ્રવર્તમાન છે. વિદ્વાનોમાં શિરોમણી એવા માલવાધિપતિએ શબ્દશાસ્ત્ર, અલંકાર, નિમિત્ત અને તર્કશાસ્ત્ર રચેલાં

છે, તેમજ ચિકિત્સા, રાજસિદ્ધાંત, વૃક્ષ, વાસ્તુ–ઉદય, અંક, શકુન, અધ્યાત્મ અને સ્વપ્ન તથા સામુદ્રિક શાસ્ત્રો પણ અહીં છે, અને નિમિત્ત શાસ્ત્ર, વ્યાખ્યાન અને પ્રશ્નચૂડામણિ ગ્રંથો છે, વળી મેઘમાળા અર્થશાસ્ત્ર પણ છે, અને તે બધા ગ્રંથો તે રાજાએ બનાવેલ છે.'

આ પ્રમાણે સાંભળતાં સિદ્ધરાજ બોલી ઉઠ્યો કેઃ 'આપણા ભંડારમાં શું એ શાસ્ત્રો નથી? સમસ્ત ગૂર્જર દેશમાં શું કોઇ વિદ્વાન નથી? ત્યારે બધા વિદ્વાનો મળીને શ્રીહેમચંદ્રસૂરિને જોવા લાગ્યા. એટલે મહાભક્તિથી રાજાએ નમ્રતાપૂર્વક વિનંતિ કરી કે 'હે ભગવન્! એક વ્યાકરણ–શાસ્ત્ર બનાવીને અમારા મનોરથ પૂરા કરો.'[૪૬]

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં ચિત્રના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. જમણી બાજુએ ભદ્રાસન ઉપર શ્રીહેમચંદ્રસૂરિ બેઠા છે. તેઓના જમણા હાથમાં મુહપત્તિ છે તથા ડાબો હાથ તેઓશ્રીએ વરદમુદ્રાએ રાખેલો છે, તેઓની સન્મુખ સ્થાપનાચાર્ય છે, જમણો ખભો ઉઘાડો છે, બગલમાં ઓઘો (જૈન સાધુઓનું જીવરક્ષાના ઉપયોગમાં આવતું એક ગરમ ઊનનું ઉપકરણ) છે, સામે એક શિષ્ય બે હાથે તાડપત્રનું એક પત્ર ઝાલીને બેઠા છે જેના ઉપર 'સિદ્ધહેમ'નું પહેલું સૂત્ર ॐ अर्हम् नमः સ્પષ્ટ લખેલું છે. શિષ્યની પાછળ બે હાથની અંજલિ જોડી નમ્ર વદને ગુરુશ્રીના વચનામૃતનું પાન કરતા બે રાજવંશી પુરુષો બેઠેલા છે, જેમાં એક વ્યક્તિના ચિત્ર ઉપર श्रीजयसिंहदेव અને બીજી વ્યક્તિના ચિત્ર ઉપર श्रीकुमारपालदेव આ પ્રમાણેના અક્ષરોથી નામો લખેલાં છે. ચિત્રની ઉપરના ભાગમાં श्रीहेमचन्द्रसूरि श्रीजयसिंहदेवराज्ञाभ्यर्थया सिद्धहेमचन्द्रव्याकरणनिर्मापयति આ પ્રમાણેના સ્પષ્ટ અક્ષરો લખેલા છે. જે સમયે સિદ્ધરાજ જયસિંહદેવ કુમારપાલદેવ બે મહાન ગૂર્જરેશ્વરો જૈનધર્મનું તથા જૈનાચાર્યોનું આ પ્રમાણે બહુમાન કરતા હશે તે સમયે ગુજરાતની પુણ્યભૂમિ ઉપર અહિંસાનું કેટલું બધું પ્રાબલ્ય પ્રવર્તતું હશે તેનો ખ્યાલ સુદ્ધાં આજના વિલાસી વાતાવરણમાં આવવો મુશ્કેલ છે. ચિત્રમાં સિદ્ધરાજ જયસિંહદેવ તથા કુમારપાલ દેવની સાથે જ રજુઆત કરેલી હોવાથી આ પ્રત તે બંનેની હયાતી બાદ લખાઈ હશે તેમ સાબિતી આપે છે. જોકે ચિત્રમાં વપરાએલા રંગો તથા લિપિ પણ એ વાતની સાબિતી આપે છે જ. આ પછી ચિત્રના અનુસંધાને નીચેના ચિત્રમાં વર્ણવેલી 'સિદ્ધહેમ' વ્યાકરણના પ્રચારને લગતી ઘટનાનો પ્રસંગ જોવાનો છે. પોતાના કુળને શોભાવનાર એવો કાકલ નામે કાયસ્થ હતો કે જે આઠ વ્યાકરણનો અભ્યાસી અને પ્રજ્ઞાવાન હતો, તેને જોતા જ આચાર્યશ્રીએ વ્યાકરણશાસ્ત્રના તત્ત્વાર્થને જાણનાર એવા તેને તરત જ અધ્યાપક બનાવ્યો. પછી પ્રતિમાસે જ્ઞાનપંચમી (શુક્લ પંચમી)ના દિવસે તે પ્રશ્નો પૂછી લેતો અને ત્યાં અભ્યાસમાં પ્રવૃત્ત થએલા વિદ્યાર્થીઓને રાજા કંકણાદિથી વિભૂષિત કરતો. એમ એ શાસ્ત્રમાં નિષ્ણાત થએલા જનોને રાજા રેશમી વસ્ત્રો, કનકાભૂષણો, સુખાસન અને આતપત્રથી અલંકૃત કરતો.[૪૭]

---

૪૬ જુઓ 'श्रीप्रभावकचरिते श्रीहेमचन्द्रसूरिप्रबन्धः શ્લો. ૭૪ થી ૮૧ સુધી.

૪૭ જુઓ श्रीप्रभावकचरिते श्रीहेमचन्द्रसूरिप्रबन्धे શ્લો. ૧૧૨ થી ૧૧૫

ચિત્રમાં ઉપરના ભાગમાં पण्डितच्छात्रान् व्याकरणं पाठयति એમ સ્પષ્ટ લખેલું છે, જમણી બાજુએ લાકડાના ઊંચા આસન ઉપર જમણા હાથમાં સોટી (વિદ્યાર્થીઓને શિક્ષા કરવા) અને ડાબા હાથની તર્જની આંગળી ઊંચી કરીને પંડિત સામે બેઠેલા વિદ્યાર્થીઓને તર્જના કરતો અને અભ્યાસ કરાવતો બેઠેલો છે. તેના ગળામાં ઉપવીત–જનોઇ નાખેલી છે, તેનો ચહેરો પ્રૌઢ, પ્રતિભાવાન અને બુદ્ધિશાળી હોવાની ખાત્રી આપે છે, ઉપરના છતના ભાગમાં ચંદરવો બાંધેલો છે, વચ્ચે સ્થાપનાચાર્ય ઉપર પુસ્તક મૂકેલું છે, જે ઘણું કરીને 'સિદ્ધહૈમ' વ્યાકરણની પ્રત હશે એમ લાગે છે. પંડિતની સામી બાજુએ ચારે વિદ્યાર્થીઓ બંને હાથમાં 'સિદ્ધહૈમ'નું પહેલું સૂત્ર ॐ अर्हम् नमः અક્ષરો લખેલું પત્ર લઇને અભ્યાસમાં પ્રવૃત્તિ કરતા હોય એમ લાગે છે. આ ચિત્ર પ્રતના બીજા પત્ર ઉપરથી લીધેલું છે.

**ચિત્ર ૧૦૬** સિદ્ધહૈમ વ્યાકરણની હસ્તિ ઉપર સ્થાપના. ઉપરોક્ત પ્રતના પત્ર ૨ ઉપરનો ચિત્રપ્રસંગ.

આ ચિત્રમા પણ ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે: તેમાં ચિત્રના પરિચયની શરૂઆતઉપરના જિનમંદિરના ચિત્રથી થાય છે. જમણી બાજુએ સિદ્ધરાજ જયસિંહદેવ પોતે બંધાવેલા રાયવિહાર[૪૮] નામના ચૈત્યમાં શ્રીજિનેશ્વરદેવની બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતો દેખાય છે. ડાબી બાજુએ રાજહસ્તિ ઉપર મહારાજાધિરાજ ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહદેવની સવારી હોય એમ લાગે છે. તેના ડાબા હાથમાં ખુલ્લી તલવાર છે અને જમણા હાથમા 'સિદ્ધહૈમ'ની પ્રતિનું એક પત્ર પકડ્યું હોય એમ લાગે છે. હાથીના કુંભસ્થળ ઉપર માવત જમણા હાથમાં અંકુશ લઇને બેઠેલો છે, માવતના મસ્તકની ઉપરના ભાગમાં શ્વેત છત્રના દંડનો ભાગ દેખાય છે. હાથીની પાછળ ચામર ધરનારી એક સ્ત્રી જમણા હાથથી ચામર વીંઝતી ઊભેલી છે, હાથીની જમણી બાજુએ એક પુરુષ ઢોલ વગાડતો દેખાય છે, આ પ્રસંગને લગતો ઉલ્લેખ 'પ્રબંધ ચિંતામણિ'મા શ્રીમેરૂતુંગસૂરિએ કરેલો છે:

'શ્રીહેમચંદ્રસૂરિએ સમસ્ત વ્યાકરણને અવગાહન કરી એક જ વર્ષમાં સવાલાખ શ્લોકપ્રમાણ એવું પંચાંગપૂર્ણ વ્યાકરણ રચ્યુ અને રાજા તથા પોતાની સ્મૃતિ–યાદગીરીમાં તેનું નામ 'શ્રીસિદ્ધહૈમ' રાખ્યું. વળી આ ગ્રંથ રાજાની સવારીના હાથી પર રાખી રાજાના દરબારમા લાવવામા આવ્યો. હાથી પર બે ચામર ધરનારી સ્ત્રીઓ બંને બાજુ ચામર ઢાળતી હતી અને ગ્રંથ પર શ્વેત છત્ર ધર્યું હતું ત્યારપછી તેનું પઠન રાજસભાના વિદ્વાનો પાસે કરવામાં આવ્યુ અને રાજાએ સમૂચિત પૂજોપચાર કર્યા પછી તેને રાજકીય સરસ્વતી કોષમા સ્થાપિત કરવામાં આવ્યુ.[૪૯]

આ પછી ચિત્રના અનુસંધાને, તેના પ્રચારને અંગે તેના વિદ્યાર્થીઓને પારિતોષિકાદિ આપવાનો નીચેના ભાગમા વર્ણવેલો પ્રસંગ જોવાનો છે. જમણી બાજુએ શ્રીવીરકુમાર નામનો રાજ્યાધિકારી સિંહાસન ઉપર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બેઠો છે. તેણે જમણા ખભા ઉપર ઉઘાડી તલવાર જમણા હાથે મુઠમાંથી પકડીને રાખેલી છે અને ડાબા હાથની તર્જની આંગળી ઊંચી કરીને હાથની

---

૪૮ જુઓ श्रीमद्राजविहारेसाश्वायययावुत्सवोत्सवो ।
दृष्ट्वार्हतं द्वितीयञ्च पदं प्रणिजगाद सः ॥ २२६ ॥ —श्रीप्रभावकचरिते श्रीहेमचन्द्रसूरिप्रबन्धे

૪૯ જુઓ श्रीप्रबन्धचिन्तामणे तृतीयप्रकाशः पृष्ठ ६०–६२. સંપાદક જિનવિજયજી

મુઠીમાં કાંઇક—ઘણું કરીને સામે બે હાથની અંજલિ જોડીને બેઠેલા વિદ્યાર્થીઓને પારિતોષિક આપવાની વસ્તુ—રાખીને બોલતો દેખાય છે, વિદ્યાર્થીની પાછળ ગળામાં જનોઈ સહિત, ડાબા ખભા ઉપર સોટી રાખીને જમણા હાથની તર્જની આંગળી અને અંગુઠાને ભેગા રાખીને ઊભેલો કાકલ કાયસ્થ પંડિત આ વિદ્યાર્થી ઘણું જ સારૂં ભણ્યો છે એમ સંતોષ બતાવતો અને વીરકુમારને પારિતોષિક આપવાનુ કહેતો હોય એમ લાગે છે. વિદ્યાર્થીની યુવાન વય બતાવવા ચિત્રકારે દાઢી અગર મૂછના વાળની રજુઆત કરી નથી. મારી માન્યતા પ્રમાણે જેવી રીતે કાકલ કાયસ્થને પંડિત તરીકે આ વ્યાકરણનો અધ્યાપક નીમવામા આવ્યો હતો તેવી જ રીતે ચિત્રમાં વર્ણવેલા શ્રીવીરકુમારને તેના પ્રચારની અને તેમાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓને પારિતોષિકાદિ આપવાના અધિકારપદે નીમવામાં આવ્યો હશે. આ ચિત્રમાં આપણને તેનો પ્રચાર કરનાર અધિકારીનું નામ મળી આવે છે જે ગુજરાતના ઇતિહાસને માટે મહત્ત્વનું છે.

**ચિત્ર ૧૦૭** પાર્શ્વનાનાથનું દેરાસરઃ શા. વિક્રમ, શા. રાજસિંહ, શા કર્મણ તથા હીરાદે શ્રાવિકા. ઉપરોક્ત પ્રતના પાના ૨૯૬ ઉપરનું ચિત્ર. ચિત્રનું કદ ૨$\frac{5}{8}$×૨$\frac{5}{8}$ ઈંચ છે.

જમણી બાજુ પાર્શ્વનાથ પ્રભુનું શિખરબંધ દેરાસર છે, તેમાં મધ્યભાગમાં નીલવર્ણની પાર્શ્વનાથ પ્રભુની સુંદર મૂર્તિ આભૂષણો સહિત બિરાજમાન છે; મસ્તકે શ્યામ રંગની સાત ફણાઓ છે. મૂર્તિની સન્મુખ ગર્ભાગારની બહાર રંગમંડપમાં सा. विक्रम, सा. राजसिंह, सा. कर्मण નામના ત્રણ પુરુષો તથા श्राविका हीरादेवि નામની એક સ્ત્રી અનુક્રમે છે. સઘળાંએ બે હાથની અંજલિ જોડીને પ્રભુની સ્તુતિ કરતાં ઊભાં છે. દેરાસરનું શિખર આકાશમાં ઊડતી ધ્વજા સહિત દેખાય છે, શિખર તથા રંગમંડપ ગુજરાતની મધ્યકાલીન સ્થાપત્ય કળાના સુંદર નમૂના છે. શિખરની બંને બાજુએ ઊડતાં પક્ષીઓની રજુઆત તથા રંગમંડપ ઉપરથી કૂદકા મારીને શિખર તરફ જતાં ત્રણ વાંદરાંઓની રજુઆત કરીને આ દેરાસર ગગનચુંબી છે તેમ બતાવવાનો ચિત્રકારનો ઇરાદો છે. सा. विक्रम, सा. राजसिंह તથા सा. कर्मण ત્રણે સગા ભાઇઓ તથા વૈભવશાળી ગૃહસ્થ-શ્રાવકો હશે તેમ તેઓના પહેરવેશ ઉપરથી જણાઈ આવે છે. મારી માન્યતા પ્રમાણે કદાચ ચિત્રમાં રજુ કરેલું પાર્શ્વનાથનુ મંદિર પણ તેઓએ બંધાવ્યું હોય, ગુજરાતના પ્રાચીન ચિત્રોમાં વાદરાંની રજુઆત સૌથી પ્રથમ આ ચિત્રોમા મળી આવે છે. જોકે વિ.સં. ૧૪૯૦ (ઇ.સ. ૧૪૪૩)ના કપડા ઉપર ચીતરાએલા પચતીર્થી પટમા પણ વાંદરાની રજુઆત કરવામાં આવી છે, પરંતુ તે આપણા આ ચિત્રથી પછીના સમયના છે.

**ચિત્ર ૧૦૮** આનંદપ્રભ ઉપાધ્યાયને સિદ્ધહૈમ વ્યાકરણની પ્રત લખાવવા માટે મંત્રી કર્મણ વિનતિ કરે છે. ઉપરના ચિત્રના અનુસધાનનું આ ચિત્ર પ્રતના પાના ૨૯૭ ઉપરથી લેવામા આવ્યું છે. ચિત્રનું કદ ૨$\frac{1}{8}$×૨$\frac{5}{8}$ છે. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં ચિત્રના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. જમણી બાજુએ સિંહાસન ઉપર आनन्दप्रभोपाध्याय નામના જૈન સાધુ જમણા હાથમાં મુહપત્તિ રાખીને તથા ડાબો હાથ ઢીંચણ ઉપર ટેકવીને સામે બેઠેલા શિષ્યને પાઠ આપતા હોય એમ લાગે છે, સામે બેઠેલા શિષ્યનું નામ कीर्तितिलकमुनि છે. કીર્તિતિલક મુનિના બંને હાથમાં તાડપત્રનું એક પત્ર છે, તેમની પાછળ सा. कर्मण તથા ઉપરના ભાગમાં सा. विक्रमसिंह બે હાથની

અંજલિ જોડીને બેઠેલા અને ગુરુના ઉપદેશનું શ્રવણ કરતા દેખાય છે. આ પછી ચિત્રના અનુસંધાને નીચેના ચિત્રમાં બે સાધ્વીઓ કે જેમનાં નામ અનુક્રમે श्रीपद्मकांतिगणिनी તથા श्रीसुव्रतप्रभामहत्तरामुख्या છે અને બંને સાધ્વીઓની સામે બે શ્રાવિકાઓ છે જેમાં એકનું નામ वा० हीरादेविमुख्याश्राविका: એટલે વાયટગચ્છીય હીરાદેવી મુખ્ય શ્રાવિકા છે, ઉપરોક્ત ચિત્રની બધી વ્યક્તિઓ તથા નીચેના ચિત્રની સાધ્વીઓ તથા શ્રાવિકાઓ આનંદપ્રભોપાધ્યાયનો ઉપદેશ શ્રવણ કરે છે, બીજું આ ચિત્રમા પ્રત લખાવનારના સમયના મુખ્ય સાધુઓ, સાધ્વીઓ શ્રાવકો તથા શ્રાવિકાઓના નામ સાથેનાં ચિત્રો આપણને તે સમયના ચતુર્વિધ સંઘના રીતરિવાજો તથા પહેરવેશોનો બહુ જ સુંદર ખ્યાલ પૂરો પાડે છે.

આ ચિત્રોમાં મુખ્યતવે કરીને લાલ, કાળો, ધોળો, પીળો, લીલો તથા ગુલાબી રંગનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ચિત્ર ૧૦૬–૧૦૭માં જિનમંદિરોની રજુઆત તે સમયનાં જિનમંદિરોની સ્થાપત્ય રચનાનો, ચિત્ર ૧૦૬–૧૦૭–૧૦૮માંના સ્ત્રી-પુરુષોના પહેરવેશો તે સમયના ગુજરાતના વૈભવશાળી ગૃહસ્થોના રીતરિવાજોનું ભાન કરાવનારા પુરાવા છે. ચિત્ર ૧૦૬માં હાથીનો જે રંગ પોપટીઓ લીલો છે તે ચિત્રકારની કલ્પના માત્ર છે અને તે બતાવીને તેનો આશય આ હાથી સામાન્ય નથી પણ વિશિષ્ટ જાતિનો છે તે બતાવવાનો છે. ચિત્ર ૧૦૭–૧૦૮માં સા. વિક્રમ, સા. રાજસિંહ તથા સા. કર્મણના માથાની પાછળના ભાગમાં અંબોડા વાળેલા અને અંબોડામાં દરેકે માથાનો ખુંપ (માથે પહેરવામાં આવતો દાગીનો) ઘાલેલો છે જે રિવાજ આજે સ્ત્રીઓમાં હજુ ચાલુ છે પરંતુ ગુજરાતના પુરુષોમાંથી હાલમાં નાબુદ થઈ ગએલો છે. ચિત્ર ૧૦૭ તથા ૧૦૮માં હીરાદેવી પ્રમુખ શ્રાવિકાએ માથે સાડી ઓઢેલી નથી અને કાનમાં મોટી વાળીઓ તથા કર્ણફૂલ ઘાલેલાં છે, ચિત્ર ૧૦૮માંની બે સાધ્વીઓનાં માથાં પણ ખુલ્લાં છે જે તે સમયના પહેરવેશનું દિગ્દર્શન કરાવનારા નમૂના છે, સ્ત્રીઓની આકૃતિ કંચુકી તથા સ્તનની રજુઆતથી પુરુષની આકૃતિથી પ્રાચીન ચિત્રોમાં તરત જ જુદી તરી આવે છે.

## પ્રત લખાવનાર સંબંધી માહિતી

કર્મણ નામે એક અમદાવાદના સુલતાનનો મંત્રી પંદરમા સૈકામાં થએલો છે જેણે અમદાવાદમાં આચાર્યશ્રી સોમજયસૂરિના શિષ્ય મહીસમુદ્રને વાચકપદ અપાવ્યુ હતું[૫૦] પરંતુ બીજાં નામો સાથે તથા પ્રતની લિપિ જોતાં આ પ્રત તેરમા અગર ચૌદમા સૈકામાં લખાએલી હોય એવી લાગે છે તેથી આ પ્રત લખાવનાર ઉપરોક્ત કર્મણ હોવાની સંભાવના બહુ જ ઓછી છે.

આ પ્રત ચૌદમા સૈકા દરમ્યાન લખાએલી હોય એમ લાગે છે. પ્રતનાં ચિત્રોમાં સમકાલીન સૃષ્ટિની છાપ ઉતરી છે. જૂનાં ખોખાં પ્રમાણે ચિત્રો દોરવા છતાં પાત્રો-પ્રાણીઓ વગેરેનાં રૂપરંગ તાદૃશ બન્યાં છે.

---

૫૦ જુઓ श्रीतीर्थयात्रागुरुपुण्यकारिणा श्रीकर्मणाऽऽह्वयेन महीपमन्त्रिणा।
महीसमुद्रभिक्षपण्डितप्रभोः पादाप्युपाध्यायपदं विवेकिना ॥ ३७ ॥
—गुरुगुणरत्नाकरकाव्य सर्ग ३, पृष्ठ ३८

## Plate XXX

**ચિત્ર ૧૦૯** શ્રીપાર્શ્વનાથનું ચ્યવન. ઇડરની પ્રતના પાના ૫૭ ઉપરથી ચિત્રના મૂળ કદ ૨$\frac{3}{8}$×૨$\frac{3}{8}$ ઇંચ ઉપરથી મોટું કરીને અત્રે રજુ કરવામાં આવ્યું છે.

પુરુષપ્રધાન અર્હન્ શ્રીપાર્શ્વનાથ ગ્રીષ્મકાળના પહેલા માસમાં, પહેલા પખવાડિયામાં, ચૈત્ર માસના કૃષ્ણપક્ષમાં (ગુજરાતી ફાગણ માસમાં) ચોથની રાત્રિને વિષે, વીસ સાગરોપમની સ્થિતિવાળા પ્રાણત નામના દશમા દેવલોકથી ચ્યવીને વારાણસી નગરીના અશ્વસેન નામે રાજાની વામાદેવી પટરાણીની કુક્ષિને વિષે મધ્યરાત્રિએ વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં દેવ સંબંધી, આહાર, ભવ અને શરીરનો ત્યાગ કરી ગર્ભપણે ઉત્પન્ન થયા.

પાર્શ્વનાથ ભગવાનની નીલ વર્ણની પદ્માસનસ્થ મૂર્તિ ચ્યવન કલ્યાણક દર્શાવવા અત્રે રજુ કરી છે. મસ્તક ઉપર કાળા રંગની ધરણેન્દ્રની સાત ફણા છે. મૂર્તિ આભૂષણોથી શણગારેલી છે. પદ્માસન વગેરેનું વર્ણન અગાઉ ચિત્ર ૬૮માં કરી ગયા છીએ.

## Plate XXXI

**ચિત્ર ૧૧૦** શ્રીપાર્શ્વનાથનો પંચમુષ્ટિ લોચ. ઇડરની પ્રતના પાના ૬૦ ઉપરથી મૂળ ચિત્રનું કદ ૨$\frac{3}{8}$×૨$\frac{3}{8}$ ઇંચ ઉપરથી મોટું કરીને અત્રે રજુ કર્યું છે.

શ્રીપાર્શ્વનાથ પ્રભુએ શ્રમણપણું અંગિકાર કર્યું ત્યારે હેમન્તઋતુનું ત્રીજું પખવાડીયું–પોષ માસનો કૃષ્ણપક્ષ વર્તતો હતો, તે પખવાડીઆની અગિયારશના દિવસે (ગુજરાતી માગશર વદી અગિયારશ) પહેલા પ્રહરને વિષે, વિશાલા નામની પાલખીમાં બેસીને આશ્રમપદ ઉદ્યાનમાં, અશોક નામના ઉત્તમવૃક્ષની પાસે આવી, પાલખીમાંથી નીચે ઊતરી, પોતાની મેળે જ પોતાનાં આભૂષણ વગેરે ઊતાર્યાં, અને પોતાની મેળે જ પંચમુષ્ટિ લોચ કર્યો. આખીએ ચિત્રમાલામાં આ ચિત્ર બહુ જ ધ્યાન ખેંચે તેવી રીતે ચિત્રકારે તાદશ્ય ચીતર્યું છે. આજુબાજુના ઝાડની ગોઠવણી બહુ જ સુંદર પ્રકારની છે, આખુંએ ચિત્ર સોનાની શાહીથી મૂળ ચીતરેલું છે.

## Plate XXXII

**ચિત્ર ૧૧૧** જમણી બાજુ: શ્રીપાર્શ્વનાથ કાઉસગ્ગધ્યાનમાં: ડાબી બાજુ: શ્રીપાર્શ્વનાથનું નિર્વાણ અને ધરણેન્દ્ર, પદ્માવતી. ઇડરના પ્રતના પત્ર ૬૧ ઉપરથી આ ચિત્ર મૂળ કદમાં તેના લખાણ સાથે લીધેલું છે.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના ઉપસર્ગના ચિત્રથી થાય છે. શ્રીપાર્શ્વનાથ પ્રભુ શ્રમણપણું અંગીકાર કર્યા પછી, વિચરતા થકા, એકદા કોઇ તાપસના આશ્રમમાં આવી ચડ્યા. ત્યાં રાત્રિને વિષે એક કુવાની નજીકમાં જ વડવૃક્ષ નીચે પ્રતિમા ધ્યાને સ્થિર થયા. તે સમયે કમઠના જીવ મેઘમાલી નામના દેવે કલ્પાંતકાળના મેઘની પેઠે વરસાદ વરસાવવા માડ્યો. આકાશ અને પૃથ્વી પણ જળમય જેવાં બની ગયાં. જળનો જોસબંધ પ્રવાહ પ્રભુના ઘુંટણ પર્યંત પહોંચ્યો, ક્ષણવારમાં પ્રભુની કેડસુધી પાણી પહોંચ્યું અને જોતજોતામાં કંઠની ઉપરવટ થઇને નાસિકાના અગ્રભાગ સુધી પાણી ફરી વળ્યું. છતાં પ્રભુ તો

અચળ અને અડગ જ રહ્યા. એ અવસરે ધરણેન્દ્રનું આસન કંપ્યું. તેણે અવધિજ્ઞાનથી પ્રભુ ઉપર ભયંકર ઉપદ્રવ થતો જોયો. તત્કાળ ધરણેન્દ્ર પોતાની પટરાણીઓ સહિત પ્રભુની પાસે આવ્યો અને ભક્તિભાવ ભર્યો નમસ્કાર કરી, તેમના મસ્તક ઉપર ફણાઓ રૂપી છત્ર ધરી રાખ્યું.

જમણી બાજુએ પાર્શ્વનાથ પ્રભુની પાછળ ગરદનસુધી જળ બનાવવા માટે ચિત્રકારે ઝાંખા લીલા રંગના લીટા મારીને જળની આકૃતિ ઉપજાવી કાઢી છે તેમના પગની નીચે એક સ્વરૂપે ધરણેન્દ્ર બે હાથ જોડીને પદ્માસને બેઠેલો અને પલાંઠી વાળેલા પોતાના બંને પગ ઉપર પ્રભુના બે પગ રાખીને બેઠો છે, બીજું સ્વરૂપ નાગનું કરી આખા શરીરને વીંટળાઇ વળી સાત ફણાઓ રૂપી છત્ર મસ્તક ઉપર ધરી રહ્યો છે, ત્રીજા મૂળ રૂપે પાર્શ્વનાથ પ્રભુની ડાબી બાજુએ બે હાથની અંજલિ જોડીને પ્રભુની સ્તુતિ કરતો ઊભો છે, તેની પાછળ તેની પટરાણી બે હસ્તની અંજલિ જોડીને પ્રભુના ગુણગાન કરતી ઊભી છે. ધરણેન્દ્રે આટલી બધી ભક્તિ કરી અને કમઠે પ્રભુની આટલી બધી કદર્થના કરી, બંનેએ પોતપોતાને ઉચિત કાર્યો કર્યા છતાં બંને તરફ સમાન દૃષ્ટિવાળા પ્રભુ પાર્શ્વનાથ જગત્‌નું કલ્યાણ કરનારા હોવાથી કેમ વંદનીય ન થાય? આ પછી ચિત્રના અનુસંધાને ઉપરના ચિત્રમાં વર્ણવેલો પ્રભુ પાર્શ્વનાથના નિર્વાણનો પ્રસંગ જોવાનો છે. વર્ષાકાળના પહેલા મહિનાનાં બીજા પખવાડીયામાં, શ્રાવણ શુકલ અષ્ટમીના દિવસે, સમ્મેત નામના પર્વતના શીખર ઉપર, જળરહિત માસક્ષમણ (એક મહિનાના ઉપવાસ)નું તપ કરી પાર્શ્વનાથપ્રભુ નિર્વાણ પામ્યા–મોક્ષે ગયા.

## Plate XXXIII

**ચિત્ર ૧૧૨** શ્રીઋષભદેવનું નિર્વાણ. છડરની પ્રતના પાના ૭૮ ઉપરથી ચિત્રનું મૂળ કદ ૨ ૩/૪×૨ ૧/૨ ઈંચ ઉપરથી મોટું કરીને અત્રે રજુ કર્યું છે.

શ્રીઋષભદેવ પ્રભુ શિયાળાના ત્રીજા માસમા, પાંચમા પખવાડીઆમાં; માઘમાસની વદિ તેરશને દિવસે (ગુજરાતી પોષ વદિ ૧૩) અષ્ટાપદ પર્વતના શિખર ઉપર, જળ રહિત ચૌદભક્ત, ૭ ઉપવાસનો તપ કરીને અભિજિત્ નામના નક્ષત્રને વિષે ચંદ્રનો યોગ પ્રાપ્ત થતાં, સવારના સમયે પર્યંકાસને બેસીને નિર્વાણ પામ્યા.

ચિત્રમા ઋષભદેવ પ્રભુ સર્વ આભૂષણો સહિત સિદ્ધશીલા ઉપર બેઠેલા અને આજુબાજુ બે ઝાડની રજુઆત કરીને ચિત્રકારે શ્રીઋષભદેવના નિર્વાણ કલ્યાણકનો પ્રસંગ ચીતરેલો છે.

છડરની આ પ્રતમાંના દરેક ચિત્રોની પૃષ્ઠભૂમિ સીંદુરિયા લાલ રંગની છે. આ બધાયે ચિત્રો અસલ માપે ચીતરાએલાં છે. તેમાં રંગભરણીની સરસ વહેંચણી વાતાવરણ અને પદાર્થોની ઝીણવટમાં પરંપરાગત આકૃતિઓ ચીતરી છે પણ મૂળ આકારોનો પ્રત્યક્ષ પરિચય નહિ હોવાથી ચિત્રકારોએ નક્કી કરેલાં આકારોનાં કૃત્રિમરૂપો ચિત્રકાર ચીતરે ગયો છે છતાં સુશોભનોમાં જરાએ પાછો પડતો નથી. આ પ્રતમાં સોનાની શાહીનો ખૂબ છુટથી ઉપયોગ કરવામાં આવ્યો છે, ચિત્રના પાત્રો ચીતરવામાં તાડપત્ર ઉપર સુવર્ણની શાહીનો ઉપયોગ આ એક જ પ્રતમાં કરવામાં આવ્યો છે, ઉપરાંત, સીંદુરિયો લાલ, ગુલાબી, કીરમજી, પીળો, વાદળી, રૂપેરી, જાંબુડીઓ, સફેદ, કાળો, આસમાની તથા નારંગી રંગનો પણ ઉપયોગ આ પ્રતના ચિત્રોમાં કરવામાં આવ્યો છે.

## Plate XXXIV

**ચિત્ર ૧૧૩** શ્રીમહાવીરપ્રભુ. સારાભાઈ નવાબના સંગ્રહમાંથી. તાડપત્રની કાલકકથાની પ્રતના પાનાનું મૂળ કદનું લગભગ ચઉદમી સદીનું આ ચિત્ર તે સમયના જિનમંદિરોની સ્થાપત્ય રચનાનો સુંદર ખ્યાલ આપે છે, સ્થાપત્ય શણગાર તથા તેની કુદરતી આંખો, મૃદુ–કોમળ છતાં પ્રમાણોપેત હાસ્ય કરતું મૂખ, તે સમયના ચિત્રકારોની ભાવ અર્પણ કરવાની શક્તિનો સાક્ષાત પરિચય આપે છે. મૂર્તિની બેઠકની નીચે પબાસણમાં વચ્ચે કમળ, બંને બાજુએ એકેક હાથી, એકેક સિંહ તથા કિન્નર ચીતરેલા છે, મૂર્તિની આજુબાજુ બે ચામરધારી દેવો ઊભા છે, મસ્તકની બાજુમાં એકેક સ્ત્રી ફૂલની માળા લઇને અને તે દરેકની પાછળ ખાલી હાથે ઊભી રહેલી એકેક વ્યક્તિ ચીતરેલી છે, મૂર્તિના મસ્તકની ઉપરના ભાગમાં છત્ર લટકતું છે. આ ચિત્રથી તાડપત્રની ચિત્રકળાનો વિભાગ સમાપ્ત થાય છે.

## Plate XXXV

**ચિત્ર ૧૧૪–૧૧૫–૧૧૬** નૃત્યનાં જુદાંજુદાં સ્વરૂપો. હંસવિ. ૨. વડોદરા લિસ્ટ નં. ૧૪૦૨ની કલ્પસૂત્રની તારીખ વગરની પાના ૧૩૯ની સુવર્ણાક્ષરી પ્રતમાંથી.

પાનાની આજુબાજુના હાંસીઆમાનાં આ સુશોભનો સહેજ રમતમાં ચીતરાએલાં લાગે છે, છતાં ચિત્રકારની પાત્રોમાં નવીનતા રજુ કરવાની ખૂબી કોઇક અલૌકિક પ્રકારની છે.

**ચિત્ર ૧૧૭–૧૧૮** નૃત્યનાં જુદાંજુદાં સ્વરૂપો. અમદાવાદના દે.પા. ના દયાવિ. શાસ્ત્રસંગ્રહની કલ્પસૂત્ર તથા કાલકકથાની અપ્રતિમ કારીગરીવાળી સુવર્ણાક્ષરી પ્રતના પાના ૧૨૭ ઉપરથી.

કાગળની પ્રતના હાંસીઆમાંનાં ચિત્રો મધ્યેના નર્તનાપાત્રવાળાં આ ચિત્રો વસ્તુસંકલનાનાં અપ્રતિમ પ્રતિનિધિ જેવા છે, ચિત્રકાર બરોબર જાણે છે કે ચિત્રોમાં શું કહેવાનું છે અને તેને અનુરૂપ તે રચના કરી શકે છે. આ ચિત્રનાં ચારે રૂપોનાં એકેએક અંગ એવા તો બારીક દોરાએલાં છે કે આપણી સામે જાણે તે સમયની જીવતીજાગતી ગુજરાતણો ગરબે રમતી ખડી ન કરી દીધી હોય!

## Plate XXXVI

**ચિત્ર ૧૧૯ થી ૧૩૦** નાટ્યશાસ્ત્રનાં કેટલાંક સ્વરૂપો. દે.પા. ના દયાવિ. વર્ણન માટે જુઓ ડૉલરરાય રં. માંકડનો આ સંબંધીનો લેખ. પૃષ્ઠ ૬૨થી પૃષ્ઠ ૬૯ સુધી.

## Plate XXXVII

**ચિત્ર ૧૩૧ થી ૧૪૨** નાટ્યશાસ્ત્રનાં કેટલાંક સ્વરૂપો. દે. પા. ના દયાવિ વર્ણન માટે જુઓ ડૉલરરાય રં. માંકડનો આ સંબંધીનો લેખ.

## Plate XXXVIII

**ચિત્ર ૧૪૩** નારીકુંજર સારાભાઇ નવાબના સંગ્રહમાંની. રતિરહસ્યની પોથીમાંથી. ચિત્ર ૧૪૪ પૂર્ણકુંભ, ચિત્ર ૧૪૫ નારીઅશ્વ, ચિત્ર ૧૪૬ નારીશકટ, ચિત્ર ૧૪૭ નારીકુંજર, ચિત્ર ૧૪૩ થી ૧૪૭ દે.પા. ના

દમાવિ. ની પ્રતમાંના પાના ઉપરથી લેવામાં આવ્યાં છે. વર્ણન માટે જુઓ શ્રીયુત મં. ર. મજમુદારનો 'સંયોજના ચિત્રો' નામનો લેખ, પૃ. ૭૦થી ૯૪ સુધી.

## Plate XXXIX

ચિત્ર ૧૪૮ નારીકુર્કટ રાજપૂત શાળા. ચિત્ર ૧૪૯ નારીઅશ્વ રાજપૂત શાળા. ચિત્ર ૧૫૦ નારીકુંજર રાજપૂત શાળા. ચિત્ર ૧૫૧ નારીઅશ્વ રાજપૂત શાળા. પ્રાચીન ચિત્રો ઉપરથી વર્ણન માટે જુઓ 'સંયોજના ચિત્રો' નામનો લેખ, પૃ. ૭૦થી ૯૪ સુધી.

## Plate XL

ચિત્ર ૧૫૨-૧૫૩ 'નારીકુંજર' અમદાવાદમાં ઝવેરીવાડમાં વાઘણપોળમાં આવેલા અજિતનાથ તીર્થંકરના જિનમંદિરમાં લાકડામાં કોતરી કાઢેલા આ નારીકુંજરનું ચિત્ર લઇને અત્રે રજુ કરવામાં આવ્યું છે. ચિત્ર ૧૫૪ પ્રાણીકુંજર (મુગલ સંપ્રદાય).

## Plate XLI

ચિત્ર ૧૫૫ કામદેવ. સારાભાઈ નવાબના સંગ્રહની રતિરહસ્યની પંદરમા સૈકાની કાગળની હસ્તલિખિત પ્રત ઉપરથી. ચિત્રનો વળાંક તથા રેખાંકન વગેરે અજંતાનાં પ્રાચીન ચિત્રોને મળતાં દેખાય છે, કામદેવનું આટલું પ્રાચીન અને સુંદર બીજું ચિત્ર હજુ સુધી પ્રસિદ્ધિમાં આવ્યું નથી.

ચિત્ર ૧૫૬ ચંદ્રકળા. સારાભાઇ નવાબના સંગ્રહમાંથી પ્રાચીન ગુજરાતી ભાષામાં તેના વર્ણનાત્મક દોહાઓ સાથેનું આ ચિત્ર અત્રે રજુ કરવામાં આવ્યું છે.

ચિત્ર ૧૫૭ હરિહર ભેટ. આધુનિક ચિત્રસંયોજનાનો નમૂનો પૂરો પાડતું આ ચિત્ર રાજા રવિવર્માના ચિત્ર ઉપરથી લેવામાં આવ્યું છે. ચિત્ર ૧૫૫-૧૫૬-૧૫૭ ના વર્ણન માટે જુઓ શ્રીયુત મં. ર. મજમુદારનો 'સંયોજના ચિત્રો' નામનો લેખ.

## Plate XLII

ચિત્ર ૧૫૮ ચિત્રસંયોજના, ચિત્ર ૧૫૯ ચિત્રસંયોજના, ચિત્ર ૧૬૦ જૈન મંત્રાક્ષરો, ચિત્ર ૧૬૧ જૈન મંત્રાક્ષરો. ચિત્ર ૧૫૮ થી ૧૬૧નાં ચિત્રો કાંતિવિ. ૧ માંથી લેવામાં આવ્યાં છે. વર્ણન માટે જુઓ 'સંયોજના ચિત્રો' નામનો લેખ.

## Pltae XLIII

ચિત્ર ૧૬૨ પ્રભુ મહાવીરની દીક્ષા. હંસવિ. ૨ ના પાના ૬૦ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના પાલખીના ચિત્રથી થાય છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૯૪નું વર્ણન. આ પછી ચિત્રના અનુસંધાને. ઉપરના ચિત્રમાં વર્ણવેલો પ્રભુ મહાવીરે કરેલો અનગારપણા (સાધુપણા)ના સ્વીકારનો પ્રસંગ જોવાનો છે. વર્ણનને માટે જુઓ ચિત્ર ૯૫નું આ પ્રસંગને લગતું વર્ણન.

## Plate XLIV

**ચિત્ર ૧૬૩** બ્રાહ્મણી દેવાનન્દા અને ચૌદ સ્વપ્ન હંસવિ. ૧ ના પ્રતના પાના ૩ ઉપરથી. આખું પાનું પ્રતની મૂળ સાઇઝનું અત્રે નમૂના તરીકે રજુ કરેલું છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું જ ચિત્ર ૭૩નું વર્ણન.

## Plate XLV

**ચિત્ર ૧૬૪** ચૌદ સ્વપ્ન. કાંતિવિ. ૧ ના પાના ૧૬ ઉપરથી. ચૌદ સ્વપ્નના ચિત્રો અગાઉ ચિત્ર ૭૩ અને ૧૬૩માં આવી ગયાં છે. વાચકોની જાણ ખાતર અત્રે તેનું ટુંક વિવેચન કરવામાં આવે છે.

(૧) હાથી. ચાર મહાન દંતુશળવાળો, ઊંચો, વરસી રહેલા વિશાળ મેઘ જેવો અને વૈતાઢ્ય પર્વતના જેવો સફેદ, તેના શરીરનું પ્રમાણ શક્રેન્દ્રના ઐરાવણ હાથીના જેવડું હતું, સર્વ પ્રકારનાં શુભ લક્ષણવાળો, હાથીઓમાં સર્વોત્તમ અને વિશાળ એવા પ્રકારનો હાથી ત્રિશલા દેવીએ પ્રથમ સ્વપ્નમા જોયો. હાથી એ પરમ મંગળકારી તથા રાજ્યચિહ્નદ્યોતક છે.

(૨) વૃષભ. શ્વેત કમળના પાંદડાંઓની રૂપકાંતિને પરાજીત કરતો, મજબૂત, ભરાવદાર, માંસપેસીવાળો, પુષ્ટ, યથાસ્થિત અવયવવાળો અને સુંદર શરીરવાળો વૃષભ બીજા સ્વપ્નમાં જોયો. તેનાં અતિશય ઉત્તમ અને તીક્ષ્ણ શીંગડાંઓના આગલા ભાગમાં તેલ લગાવેલું હતું. તેના દાંત સુશોભિત અને શ્વેત હતા. વૃષભ (બળદ) એ કૃષિનો દ્યોતક છે.

(૩) સિંહ. ત્રીજા સ્વપ્નમાં ત્રિશલાએ સિંહ જોયો. તે પણ મોતીના હાર, ચંદ્રના કિરણ, રૂપાના પર્વત જેવો શ્વેત રમણીય અને મનોહર હતો. તેના પંજા મજબૂત અને સુંદર હતા. પુષ્ટ અને તીક્ષ્ણ દાઢો વડે તેનું મુખ શોભી રહ્યું હતુ, તેની મનોહર જીભ લપલપાયમાન થતી હતી, સાથળો વિશાળ અને પુષ્ટ હતી, સ્કંધ પરિપૂર્ણ અને નિર્મળ હતા, બારીક અને ઉત્તમ કેશવાળી વડે તે અનહદ શોભી રહ્યો હતો, તેનું પુચ્છ કુંડલાકાર અને શોભાયમાન હતું, તે વારંવાર જમીન સાથે અફળાતું અને પાછું કુંડલાકાર બની જતુ તેની આકૃતિમાં સૌમ્યભાવ દેખાઇ આવતો હતો. આવો લક્ષણવંતો સિંહ આકાશમાથી ઊતરતો અને પોતાના મુખમાં પ્રવેશ કરતો ત્રિશલા ક્ષત્રિયાણીએ જોયો. સિંહ પરાક્રમનો દ્યોતક છે.

(૪) લક્ષ્મીદેવી. અખંડ ચંદ્રમા જેવી કાંતિવાળી લક્ષ્મીદેવીનાં ચોથા સ્વપ્નમાં દર્શન થયા. તે લક્ષ્મીદેવી ઊંચા હિમવાન પર્વતને વિષે ઉત્પન્ન થએલા કમળરૂપી મનોહર સ્થાને બેઠેલાં હતાં. ચિત્રની મધ્યમાં મોટી આકૃતિ લક્ષ્મીદેવીની છે. તેના કમળરૂપી સ્થાનના વિશેષ વર્ણન માટે જુઓ કલ્પસૂત્ર સુબોધિકા વ્યાખ્યાન ૨ જું.

(૫) ફૂલની માળા. પાંચમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ કલ્પવૃક્ષના તાજાં અને સરસ ફૂલોવાળી ચોમેર સુગંધ પ્રસરાવતી રમણીય માળા આકાશમાથી ઊતરતી જોઈ. માળા શૃંગારની દ્યોતક છે.

(૬) પૂર્ણચન્દ્ર. છઠ્ઠા સ્વપ્નને વિષે ત્રિશલાએ ચન્દ્રનાં દર્શન કર્યા. શુક્લપક્ષના પખવાડિયાની પૂર્ણિમાને પોતાની કળાઓ વડે શોભાવનાર સંપૂર્ણ ચન્દ્ર જોયો. ચન્દ્ર નિર્મળતાનો દ્યોતક છે અને બીજા પક્ષે અંધકારનો નાશક છે.

(૭) ઊગતો સૂર્ય. સાતમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ અંધકારના સમૂહનો નાશ કરનાર અને પ્રકાશથી ઝળહળતા સૂર્યનાં દર્શન કર્યાં; સૂર્ય અતુલ પરાક્રમનો દ્યોતક છે.

(૮) સુવર્ણમય ધ્વજદંડ. આઠમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ ઉત્તમ જાતિના સુવર્ણમય દંડ ઉપર ફરકતી ધ્વજા જોઈ. તેના ઉપલા ભાગમાં શ્વેત વર્ણનો એક સિંહ ચીતરેલો હતો. ધ્વજ એ વિજયનું ચિહ્ન છે.

(૯) જળપૂર્ણકુંભ. નવમા સ્વપ્નને વિષે ત્રિશલા ક્ષત્રિયાણીએ પાણીથી ભરેલો કુંભ જોયો. તે કુંભ (કલશ) અતિ ઉત્તમ પ્રકારના સુવર્ણ સમ અતિ નિર્મળ અને દીપ્તિમાન હતો. એમાં સંપૂર્ણ જળ ભરેલું હોવાથી તે કલ્યાણને સૂચવતો હતો, પૂર્ણકુંભ મંગલનો દ્યોતક છે.

(૧૦) પદ્મસરોવર. દસમા સ્વપ્નને વિષે ત્રિશલા ક્ષત્રિયાણીએ પદ્મસરોવર જોયું. આખું સરોવર જુદીજુદી જાતનાં વિવિધરંગી કમળોથી તથા જળચર પ્રાણીઓથી સંપૂર્ણ ભરેલું હતું. આવું રમણીય પદ્મસરોવર દસમા સ્વપ્નમાં જોયું. સરોવર નિર્મળતાનું દ્યોતક છે.

(૧૧) ક્ષીરસમુદ્ર. અગિયારમા સ્વપ્નને વિષે ત્રિશલા ક્ષત્રિયાણીએ ક્ષીરસમુદ્ર જોયો. એ સમુદ્રના મધ્ય ભાગની ઉજ્જ્વલતા ચન્દ્રનાં કિરણ સાથે સરખાવી શકાય. ચારે દિશામાં તેનો અગાધ જળપ્રવાહ વિસ્તરી રહ્યો હતો.

(૧૨) દેવવિમાન. બારમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ દેવવિમાન જોયું. જેના ૧૦૦૮ થાભલા હતા, તેમાં દિવ્ય પુષ્પની માળાઓ લટકતી હતી, તેની ઉપર વરૂ, વૃષભ, ઘોડા, મનુષ્ય, પંખી, હાથી, અશોકલતા, પદ્મલતા વગેરેનાં મનોહર ચિત્રો આલેખેલાં હતાં. તેની અંદરથી મધુર સ્વરે ગવાતાં ગાયનો અને વાજિંત્રોના નાદથી વાતાવરણમાં સર્વત્ર સંપૂર્ણતા પથરાઈ જતી હતી વળી તે વિમાનમાંથી કાલાગુરુ, ઉંચી જાતનો કિંદુ દશાંગાદિ ઉત્તમ સુગંધી દ્રવ્યોથી ઉત્તમ એક નીકળતી હતી આવું ઉત્તમ વિમાન જોયું.

(૧૩) રત્નરાશિ. તેરમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ રત્નનો ઢગલો જોયો. તેમાં પુલકરત્ન, વજ્રરત્ન, ઇન્દ્રનીલ રત્ન, સ્ફટિક વગેરે રત્નનો ઢગલો જોયો, તે ઢગલો પૃથ્વીતળ પર હોવા છતાં કાંતિ વડે ગગનમંડલ સુધી દીપી રહ્યો હતો.

(૧૪) નિર્ધૂમ અગ્નિ. ચૌદમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ ધુમાડા વગરનો અગ્નિ જોયો. એ અગ્નિમાં સ્વચ્છ ઘી અને પીળું મધ સીંચાતું હોવાથી તે ધુમાડા વગરનો હતો. તેની જ્વાળાઓ પૃથ્વી ઉપર રહીરહી જાણે કે આકાશના કોઇએક પ્રદેશને પકડવા પ્રયત્ન કરી રહી હોય તેવી ચંચલ લાગતી હતી.

## Plate XLVI

**ચિત્ર ૧૫૫** ચંડકૌશિકને પ્રતિબોધ. દે. પા. ના દયાવિ. ની કલ્પસૂત્રની સુશોભનકળાના નમૂના તરીકે આખા પાનાનું ચિત્ર અત્રે રજુ કર્યું છે. આ આખી યે પ્રતમાં મૂળ લખાણ કરતાં ચિત્રકળાના સુશોભન શૃંગાર મુખ્ય ભાગ ભજવે છે.

મોરાક ગામથી વિહાર કરી પ્રભુ શ્વેતાંબી નગરી તરફ ચાલ્યા. માર્ગમાં ગોવાળીઆઓએ

કહ્યું કે: 'સ્વામી! આપ જે માર્ગે જાઓ છો તે જો કે શ્વેતાંબીનો સીધો માર્ગ છે, પણ રસ્તામાં કનકખલ નામનું તાપસોનું આશ્રમસ્થાન છે ત્યાં હમણા એક ચંડકૌશિક નામનો દષ્ટિવિષ સર્પ રહે છે, માટે આપ આ સીધા માર્ગે જવાનું માંડી વાળો.' છતાં કરૂણાળુ પ્રભુ, બીજા કોઇ ઉદ્દેશથી નહીં, પણ પેલા ચંડકૌશિકને પ્રતિબોધવા તેજ માર્ગે તેજ આશ્રમ ભણી ગયા.

**ચંડકૌશિકનો પૂર્વભવ**

ચંડકૌશિક પૂર્વભવમા એક ઉગ્ર તપસ્વી સાધુ હતા. એક દિવસે તપસ્યાના પારણે ગોચરી વહોરવા માટે એક શિષ્યની સાથે ગામમાં ગયા. રસ્તે ચાલતાં તેમના પગ નીચે એક ન્હાની દેડકી આવી ગઈ. દેડકીની થએલી વિરાધનાને પ્રાયશ્ચિતપૂર્વક પડિક્કમવા માટે હિતચિંતક શિષ્યે ગુરુને ઇરિયાવહી પડિક્કમતાં, ગોચરિ પડિક્કમતાં, અને સાયંકાળનું પ્રતિક્રમણ કરતાં–એમ ત્રણ વાર દેડકીવાળી વાત સંભાળી આપી. આથી સાધુને ખૂબ ક્રોધ ચઢ્યો. ક્રોધમાં ને ક્રોધમાં તેઓ શિષ્યને મારવા દોડ્યા. પણ અકસ્માત એક થાંભલા સાથે અફળાતાં તપસ્વી સાધુ કાળધર્મ પામ્યા. ત્યાંથી તેઓ જ્યોતિષ્ક વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તે આશ્રમમાં પાંચસો તાપસોનો સ્વામી ચંડકૌશિક નામે તાપસ થયો. તેને પોતાના આશ્રમ ઉપર એટલો બધો મોહ હતો કે કદાચ કોઇ માણસ આશ્રમનું કંઇ ફળ–ફૂલ તોડે તો તેજ વખતે ક્રોધે ભરાઇ, કુહાડો લઇને મારવા દોડે–એક વખતે તે તાપસ થોડા રાજકુમારોને પોતાના આશ્રમના બાગમાંથી ફળ તોડતાં જોઇ ક્રોધે ભરાયો. કુહાડો લઇ મારવા ધસી જતો હતો, તેટલામાં અચાનક કુવામાં પડી ગયો અને ક્રોધના અધ્યવસાયથી મરીને તેજ આશ્રમમાં પોતાના પૂર્વભવના નામવાળો દષ્ટિવિષ સર્પ થયો.

મહાવીર પ્રભુ તો આશ્રમમાં આવીને કાઉસગ્ગધ્યાને સ્થિર રહ્યા–પ્રભુને જોઇ ક્રોધથી ધમધમી રહેલો તે સર્પ, સૂર્ય સામે દષ્ટિ કરી, પ્રભુની તરફ દષ્ટિજ્વાળા ફેંકે અને રખેને પ્રભુ પોતાની પર પડે એવા ભયથી પાછો હઠી જાય. એટલું છતાં પ્રભુ તો નિશ્ચલ જ રહ્યા, આથી તેણે વિશેષ વિશેષ દષ્ટિજ્વાળા ફેંકવા માંડી. તથાપિ એ જ્વાળાઓ પ્રભુને તો જળધારાઓ જેવી લાગી! ત્રણ વાર દષ્ટિજ્વાળા છોડવા છતાં પ્રભુનું એકાગ્રધ્યાન તુટવા ન પામ્યું, તેથી તે અસાધારણ રોષે ભરાયો. તેણે પ્રભુને એક સખ્ત ડંખ માર્યો. તેને ખાત્રી હતી કે: 'મારા તિવ્ર વિષનો પ્રતાપ એટલો ભયંકર છે કે પ્રભુ હમણા જ પૃથ્વી ઉપર મૂર્છિત થઇને પડવા જોઇએ' પરંતુ આશ્ચર્ય જેવું છે કે પ્રભુના પગ ઉપર વારંવાર ડસવા છતા પ્રભુને તેનુ લેશ માત્ર પણ ઝેર ન ચઢ્યું. ઉલટું ડંસવાળા ભાગમાંથી ગાયના દૂધ જેવી રૂધિરની ધારા વહેવા લાગી.

વિસ્મય પામેલો ચંડકૌશિક સર્પ થોડીવાર પ્રભુની સન્મુખ નીહાળી રહ્યો. પ્રભુની મુદ્રામા તેને કંઇક અપૂર્વ શાંતિ જણાઇ એ શાંતિએ તેના દિલ ઉપર અપૂર્વ અસર કરી. તેના પોતાનામાં પણ શાંતિ અને ક્ષમા આવતાં દેખાયા.[૫૨] ચંડકૌશિકને શાંત થએલો જોઇ પ્રભુએ કહ્યું કે: 'હે

---

૫૨ આવી જ એક વાત બુદ્ધ વિષે જાતક નિદાનમાં છે ઉરુવેલામા (ભગવાન) બુદ્ધ એકવાર ઉરુવેલકાશ્યપ નામના પાંચસો શિષ્યવાળા જટિલની અગ્નિશાળામાં રાતવાસો રહ્યા જ્યાં એક ઉગ્ર આશીવિષ સર્પ રહેતો હતો. બુદ્ધે તે સર્પને જરાપણ ઇજા

ચંડકૌશિક! કંઇક સમજ અને બુઝ-બોધપામ!' પ્રભુની શાંતિ અને ધીરતાએ તેના પર અસર તો કરી જ હતી એટલામાં પ્રભુનાં અમૃત શાં મીઠાં વેણ સાંભળતા અને તે વિષે વિચાર કરતાં તેને જાતિસ્મરણ (પોતાના પૂર્વભવ સંબંધીનું) જ્ઞાન ઉત્પન્ન થયું. તે પોતાના ભયંકર અપરાધોનો પશ્ચાતાપ કરવા લાગ્યો, પ્રભુને પ્રદક્ષિણા આપતો તે મનમાં વિચાર કરવા લાગ્યો કે: ખરેખર આ કરુણા-સમુદ્ર ભગવંતે મને દુર્ગતિરૂપ મોટી ખાઇમાં પડતો બચાવી લીધો. તેજ વખતે તેને અનશન વ્રત લઈ લીધું. રખેને પોતાની વિષમય ભયંકર દૃષ્ટિ કોઈ સદોષ કે નિર્દોષ પ્રાણી ઉપર પડી જાય એવા શુભ હેતુથી તેણે પોતાનું મસ્તક દરને વિષે છુપાવી દીધું.[૫૨]

**આ પ્રસંગને મળતો જ કૃષ્ણના જીવનનો એક પ્રસંગ**

એક વખત એકવનમાં નદી કિનારે નન્દ વગેરે બધા ગોપો-ગોવાળો સુતા હતા, તે વખતે એક પ્રચંડ અજગર આવ્યો કે જે વિદ્યાધરના પૂર્વજન્મમાં પોતાના રૂપના અભિમાનથી મુનિનો શાપ મળતાં અભિમાનના પરિણામરૂપે સર્પની આ નીચ યોનિમાં જન્મ્યો હતો. તેણે નન્દનો પગ ગ્રસ્યો. બીજા બધા ગોપ બાળકોનો સર્પના મુખમાંથી એ પગ છોડાવવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો ત્યારે છેવટે કૃષ્ણે આવી પોતાના ચરણથી એ સર્પને સ્પર્શ કર્યો. સ્પર્શ થતાં જ એ સર્પ પોતાનું રૂપ છોડી મૂળ વિદ્યાધરના સુંદર રૂપમાં ફેરવાઇ ગયો. ભક્તવત્સલ કૃષ્ણના ચરણસ્પર્શથી ઉદ્ધાર પામેલ એ સુદર્શન નામનો વિદ્યાધર શ્રીકૃષ્ણની સ્તુતિ કરી સ્વસ્થાને ગયો.

—ભાગવત દશમ સ્કન્ધ, અ. ૩૪ શ્લો. ૫-૧૫ પૃષ્ઠ ૯૧૭-૯૧૮

---

મહોંગાડયા સિવાય નિસ્તેજ કરી નાંખવા ધ્યાન સમાધિ આદરી, સર્પે પણ પોતાનું તેજ પ્રગટાવ્યું છેવટે બુદ્ધના તેજે સર્પ-તેજનો પરાભવ કર્યો. સવારે બુદ્ધે એ જટિલને પોતે નિસ્તેજ કરેલો સર્પ બતાવ્યો. એ જોઇ એ જટિલ બુદ્ધનો પોતાના શિષ્યો સાથે ભક્ત થયો

૫૨ આ દૃષ્ટાંત ઉપર ક્રોધ સંબંધી એક સજ્ઝાય મને યાદ આવે છે

'કડવાં ફળ છે ક્રોધનાં જ્ઞાની એમ બોલે,
વિષ તણો રસ જાણીએ હળાહળ તોલે. કડવાં૦ ૧
ક્રોધે ક્રોડ પૂરવ તણું સંયમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે તે તો લેખે ન થાય કડવાં૦ ૨
સાધુ ઘણો તપીઓ હતો ધરતો મન વૈરાગ
શિષ્યના ક્રોધ થકી થયો ચંડકોશિયો નાગ. કડવાં૦ ૩
આગ ઉઠે જે ઘર થકી તે પહેલું ઘર બાળે
જળનો જોગ જો નવિ મળે તો પાસેનું પ્રજાળે કડવાં૦ ૪
ક્રોધ તણી ગતિ એહવી કહે કેવળજ્ઞાની;
હાણ કરે જે હિતની જાળવજો એમ પ્રાણી. કડવાં૦ ૫
ઉદયરત્ન કહે ક્રોધને કાઢજો ગળે સાહી
કાયા કરજો નિર્મળી ઉપશમ રસ નાહી. કડવાં૦ ૬

પાનાની જમણી બાજુના ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચંડકૌશિકના પૂર્વભવના સાધુ અવસ્થાના ચિત્રથી થાય છે. ચંડકૌશિક સાધુ બંને હાથમાં ઓઘો પકડી શિષ્યને મારવા જતા-દોડતા દેખાય છે, મારવા જતાં મસ્તક થાંભલા સાથે અંધારામાં અથડાય છે, સામે બંને હાથની અંજલિ જોડી હાથમાં ઓઘો રાખી નમ્રભાવે વિનયપૂર્વક દેડકીની વિરાધનાને પ્રાયશ્ચિતપૂર્વક પડિક્કમવા માટે ગુરુમહારાજને યાદી આપતો શિષ્ય ઊભેલો દેખાય છે, તેના પગ આગળ જ થાંભલા નજીક પ્રસંગાનુસાર ચિત્રકારે દેડકી ચીતરેલી છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં વર્ણવેલા ચંડકૌશિકના બાકીના પૂર્વભવોનો પ્રસંગ જોવાનો છે. ચંડકૌશિક સાધુ અવસ્થામાંથી કાળધર્મ પામી જ્યોતિષ્કવિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થએલા બતાવવા માટે અત્રે વિમાનની અંદર બેઠેલા એક દેવની આકૃતિ ચિત્રકારે ચીતરેલી છે, તેની (વિમાનની) નીચે તે દેવલોકમાંથી ચ્યવીને ચંડકૌશિક નામે તાપસ તરીકે ઉત્પન્ન થએલ હોવાથી તેને તાપસ સ્વરૂપે પોતાના બગીચામાંથી ફળ-ફૂલ તોડતાં રાજકુમારોને હાથમા કુહાડો લઇને મારવા જતા કુહાડા સાથે અચાનક કુવામાં પડેલો ચીતરેલો છે, ત્યાંથી મરીને તે પોતે જ ચંડકૌશિક નામે દૃષ્ટિવિષ સર્પ થયો છે તે બતાવવા માટે ચિત્રકારે કાળો ભયંકર નાગ ચીતરેલો છે.

પાનાની ડાબી બાજુના ચિત્રમાં આ ચિત્રના અનુસંધાને, શ્રમણ ભગવાન મહાવીરે ચંડકૌશિકને કરેલા પ્રતિબોધનો પ્રસંગ જોવાનો છે. ચંડકૌશિકના બિલ-દર આગળ જ પ્રભુ મહાવીર કાઉસગ્ગધ્યાને ઉભા છે, પ્રભુ મહાવીરના શરીરે ચિત્રકારે જે આભૂષણો પહેરાવ્યાં છે તે તેનું જૈનધર્મ પ્રત્યેનું અજ્ઞાન સુચવે છે, કારણકે તીર્થંકર જ્યારે સાધુપણામા વિચરતા હોય ત્યારે આભૂષણ વગેરેનો શ્રમણપણું-સાધુપણું અંગીકાર કરતી વખતે ત્યાગ કરેલો હોવાથી તેમની આ સાધક-અવસ્થામાં આભૂષણો તેઓના અંગ ઉપર સંભવેજ નહિ. વર્ણનમાં તેને પ્રભુના પગે ડંખ મારતો વર્ણવેલો છે ત્યારે ચિત્રમાં પ્રભુના આખા શરીરે વીંટળાએલો તેને ચીતરેલો છે, પછીથી પ્રભુએ પ્રતિબોધ્યા પછી પોતાનું મૂખ બિલમાં નાખીને પડી રહેલો ચિત્રકારે ચીતરેલો છે. પાનાની ઉપરના સુશોભનમાં છ સુંદર હાથીઓ, નીચેના ભાગમા પાચ ઘોડેસ્વારો તથા એક પદાતિ હથીઆરોથી સુસજ્જિત થએલો અને આજુબાજુના બંને હાસીઆઓના ઉપરના ભાગમાં યુદ્ધ કરતાં ઘોડેસ્વારો તથા નીચેના ભાગમાં જળભરેલી વાવો, વાવોની અંદર સ્નાન કરતાં ચાર પુરુષો ચીતરેલાં છે. આખા પાનાની ચાર લાઇનોમાં ફક્ત ૧૪ અક્ષરોના લખાણ સિવાય આખું પાનું અપ્રતિમ સુશોભનકળા તથા ચિત્રકળાની રજુઆત કરે છે.

## Plate XLVII

**ચિત્ર ૧૬૬** પાલખીનું ચિત્રસંયોજના પ્રાચીન ચિત્ર ઉપરથી.

**ચિત્ર ૧૬૭** પૂર્ણકલશ શ્રીયુત મં. ર. મજમુદારના સંગ્રહમાંથી.

**ચિત્ર ૧૬૮** ઊંટની ચિત્ર સંયોજના. વડોદરાના કમાટી બાગના મ્યુઝીઅમમાંથી આ ત્રણે ચિત્ર ૧૬૬-૧૬૭ તથા ૧૬૮ના વર્ણન માટે જુઓ સંયોજના ચિત્રો નામનો લેખ.

## Plate XLVIII

**ચિત્ર ૧૬૯** કાલકાચાર્ય કથાની પુષ્પિકા. કાંતિવિ. ૨ ના પાના ૮૭ ઉપરથી આ ચિત્ર જે પ્રતમાંથી લેવામાં આવ્યું છે તે પ્રત ઘણીજ જીર્ણ સ્થિતિમાં છે કે જેના પાનાને હાથ અડાડતા ભૂકો થઇ જાય છે છતાં તેના સુવર્ણની શાહીથી લખેલા દિવ્ય અક્ષરો સેંકડો વર્ષો વીતી ગયાં છતાં આજે પણ જેવાને તેવા દેખાય છે, આ પ્રતમાં કુલ ચિત્ર ૨૯ છે જેમાંથી સંપૂર્ણ ચિત્ર બે જ હોવાથી અત્રે ચિત્ર ૧૭૦ અને ૧૭૧ તરીકે તે રજુ કર્યાં છે. આચાર્ય શ્રીધર્મપ્રભસૂરિ વિ.સં. ૧૩૮૯ (ઈ.સ. ૧૩૪૨)માં કાલિકાચાર્ય કથા સંક્ષેપમા કરી તે સંબંધીની માહિતી આ પુષ્પિકા પુરી પાડે છે.

**ચિત્ર ૧૭૦** શક્રસ્તવ. કાંતિવિ. ૨ ના પાના ૭ ઉપરથી વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૮૭ નું આ પ્રસંગનું વર્ણન ચિત્રનું મૂળ કદ ૩×૪૧/૪ ઇંચ ઉપરથી નાનું કરીને અત્રે રજુ કર્યું છે. આ ચિત્રમાં મુખ્યત્વે, લાલ, વાદળી, કીરમજી, લીલો કાળો અને સફેદ રંગનો ઉપયોગ કરવામાં આવ્યો છે. હાલમાં બ્રાહ્મણો જેવી રીતે તિલક કરે છે તેવીજ જાતનું તિલક શક્રેંદ્રના કપાળમાં આ ચિત્રમાં દેખાય છે. ચિત્ર ૮૭ માં સિંહાસનની રજુઆત કરવામાં આવી નથી જ્યારે આ ચિત્રમાં સિંહાસન સુંદર ડીઝાઇનોથી શણગારેલું રજુ કરેલું છે.

**ચિત્ર ૧૭૧** લક્ષ્મીદેવી. કાંતિવિ. ૨ ના પાના ૧૭ ઉપરથી. કાગળની પ્રતમાં લક્ષ્મીદેવીનું આખું ચિત્ર કોઇકોઇ પ્રતમાં જ મળી આવે છે. દેવીને ચાર હાથ છે, પદ્માસને બેઠક છે, ઉપરના બંને હાથમા કમળનાં ફુલ છે; નીચેનો જમણો હાથ વરદમુદ્રાએ તથા ડાબા હાથમાં ફળ રાખેલું છે; ઉપરના હાથમાના બને કમળ ફુલો ઉપર એકેક હાથી અભિષેક કરવા માટે સૂંઢ ઉંચી રાખીને ઊભો રહેલો ચીતરેલો છે. દેવી વિમાનમા બેઠેલી છે, વિમાનની ઉપરના ભાગમાં બંને બાજુ એકેક મોર છે, વળી તેણી વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત છે ચિત્રની જમણી બાજુના હાંસીઆમાં તેનું લક્ષ્મી એવું નામ લખેલું છે.

## Plate XLIX

**ચિત્ર ૧૭૨** પ્રભુ પાર્શ્વનાથનું નિર્વાણ. હંસવિ. ૨ ની કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રતના ૧૩૯ પત્રની આ સુંદર પ્રત તાડપત્રનું સ્થાન જ્યારે કાગળે લીધું તે સમયની ચિત્રકળાના નમૂનારૂપે છે. પ્રતના પાનાનું કદ ૧૧૧/૪×૩૧/૪ ઇંચ છે. આ પ્રતમાં લાલ, કીરમજી, વાદળી, ગુલાબી, સફેદ, કાળો, પીળો, લીલો તથા, સોનાની શાહીના રંગનો ઉપયોગ કરેલો છે.

પ્રતના પાના ૮૧ ઉપરથી ચિત્રનું કદ ૩×૩૧/૪ ઇંચ ઉપરથી નાનું કરીને અત્રે રજુ કર્યું છે, મૂર્તિનો રંગ લીલો છે તથા તેની બેઠકમાં સર્પનું લંછન ચીતરેલું છે, વર્ણન માટે જુઓ ચિત્ર ૧૧૧ નું વર્ણન, ચિત્ર ૧૧૧ કરતાં આ ચિત્રમાં બંને બાજુના ઝાડોની રજુઆત વધારે કરવામા આવી છે.

**ચિત્ર ૧૭૩** શ્રીનેમિનાથનું નિર્વાણ હંસવિ. ૨ ના પાના ૮૭ ઉપરથી, મૂર્તિનો રંગ શ્યામ તથા બેઠકમાં તેમનું લંછન શંખ ચીતરેલું છે. શ્રીનેમિનાથ ભગવાન ગ્રીષ્મકાળના ચોથા માસમાં આઠમાં પક્ષમાં– આષાઢમાસના શુક્લ પખવાડીયાની અષ્ટમીના દિવસે, ગિરનાર નામના પર્વતના શિખર ઉપર, પાંચસો છત્રીસ સાધુઓ સાથે નિર્જલ એક મહીનાનું અનશન કરીને ચિત્રા નક્ષત્રનો યોગ થતાં,

મધ્યરાત્રિને વિષે પદ્માસને બેઠા થકા નિર્વાણ પામ્યા.

**ચિત્ર ૧૭૪** શ્રીજન્મમહોત્સવ. હંસવિ. ૨ પાના ૫૧ ઉપરથી. ચિત્રનું મૂળ કદ ૩×૩⅞ ઇંચ છે. વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૬૭નું આ પ્રસંગને લગતું વર્ણન.

**ચિત્ર ૧૭૫** શ્રીપાર્શ્વનાથની દીક્ષા. હંસવિ. ૨ પાના ૭૮ ઉપરથી. ચિત્રનું મૂળ કદ ૩⅞×૩⅞ ઇંચ સમચોરસ. વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૧૧૦નું વર્ણન

## Plate L

**ચિત્ર ૧૭૬-૧૭૭** કલ્પસૂત્રની સુંદર કિનારો. હંસવિ. ૨ ના પાનાની આજુબાજુનાં જુદીજુદી જાતનાં આ સુશોભનો ફક્ત વાદળી અને સફેદ રંગથી જ ચીતરનાર ચિત્રકારોની કલ્પનાશક્તિ કોઇ અજાયબી-ભરી હોય એમ લાગે છે.

## Plate LI

**ચિત્ર ૧૭૮** શ્રીમહાવીરપ્રભુને સંગમદેવનો ઉપસર્ગ. પંદરમા સૈકાની હસ્તલિખિત સુવર્ણાક્ષરી તારીખ વગરની પ્રત ઉપરથી.

એક વખતે શક્રેન્દ્રે પોતાના અવધિજ્ઞાનથી પ્રભુને ધ્યાનમગ્ન જોઇ, તુરત સિંહાસન ઉપરથી ઊતરી પ્રભુને ઉદ્દેશીને નમન કર્યું. તે પછી ઇન્દ્રે પ્રભુના ધૈર્યગુણની પ્રશંસા કરતાં પોતાની સુધર્મા સભામાં બેઠેલા દેવો સમક્ષ કહ્યું કેઃ 'અહો! શ્રીવીરપ્રભુ કેવા ધ્યાનમગ્ન થઇ રહ્યા છે? તેમની ધીરતાની અને અડગતાની હું કેટલી સ્તુતિ કરું? તેમના ધ્યાનમગ્ન ચિત્તને ચલાયમાન કરવા ત્રણ જગતનાં પ્રાણીઓ કદાચ એકઠા થાય તોપણ નિષ્ફળ જ જાય! સભામાં બેઠેલો ઇન્દ્રનો એક સામાનિક દેવ-સંગમ પ્રભુની પ્રશંસા સહન ન કરી શક્યો. તે ભ્રકુટિ ચડાવી ધ્રૂજતા સ્વરમાં તાડુકી ઊઠી બોલ્યો કેઃ 'આ દેવોની સભામાં એક પામર જનનાં વખાણ કરતાં આપને જરા યે સંકોચ નથી થતો? આપને જો વિશેષ ખાત્રી કરવી હોય તો હું પોતે જ તેને એક ક્ષણવારમાં ગભરાવી દઉં!'

ઇન્દ્રે વિચાર્યું 'જો હું ધારું તો સંગમને હમણાં જ બોલતો બંધ કરી શકું, પણ જો હું અત્યારે તેને હુકમ કરી જતો અટકાવી દઇશ તો તે દુર્બુદ્ધિ એમ સમજશે કે તીર્થંકરો તો પારકાની સહાયથી જ તપ કરે છે. એક સંગમના મનમાં નહિ પણ લગભગ બધા દેવોના મનમાં ખોટું ભૂત ભરાઇ જશે. માટે અત્યારે તો આ દુષ્ટને તેનું ધાર્યું કરવા દેવામાં જ લાભ છે.'

ક્રોધથી ધમધમી રહેલા સંગમદેવે પ્રભુને ચલાયમાન કરવા ઇન્દ્ર સમક્ષ પ્રતિજ્ઞા કરી, તરત જ સભામાંથી ચાલી નીકળ્યો અને સીધો પ્રભુ પાસે આવી ઊભો રહ્યો. પ્રભુની શાંત મૂખમુદ્રામાંથી શાંતિ અને કરુણાની અમીધારા ઝરતી હતી. પણ સંગમને તો તે ઉલટું જ પરિણમ્યું, કારણકે તેનું હૃદય ક્રોધ અને ઇર્ષ્યાથી ધગધગી રહ્યું હતું.

(૧) સૌથી પ્રથમ તેણે ધૂળનો વરસાદ વરસાવ્યો. (૨) તે પછી ધૂળને ખંખેરી નાખી તે દુષ્ટે વજ્ર જેવા કઠોર-તીક્ષ્ણ મૂખવાળી કીડીઓ પ્રભુના શરીર ઉપર વળગાડી. તે કીડીઓએ પ્રભુનું આખું શરીર ચાળણી જેવું કરી નાખ્યું છતાં પ્રભુ અચળ જ રહ્યા. (૩) પછી પ્રચંડ ડાંસ

ઉપજાવ્યા, ડાંસના તીક્ષ્ણ ચટકાથી પ્રભુના શરીરમાંથી ગાયના દૂધ જેવું રુધિર ઝરવા લાગ્યું. (૪) વળી તીક્ષ્ણ મૂખવાળી ધીમેલો પ્રભુના શરીરે એવી તો સજ્જડ ચોંટાડી કે આખું શરીર ધીમેલમય થઈ ગયું. (૫) તે પછી વીંછીઓ વિકુર્વ્યા. પ્રલયકાળના અગ્નિના તણખા જેવા તે વીંછીઓએ ભગવંતના શરીરને ભેદી નાખ્યું. (૬) ત્યારપછી નોળિયા વિકુર્વ્યા. તે 'ખી! ખી!' એવા શબ્દો કરતા દોડીદોડીને પોતાની ઉગ્ર દાઢો વડે ભગવંતના શરીરનું માંસ તોડવા લાગ્યા. (૭) પછી ભયંકર સર્પો છોડી મૂક્યા. પરમાત્મન્ મહાવીરનું આખું શરીર—પગથી માથા સુધી—સર્પોથી છવાઇ ગયું. ફણાઓ ફાટી જાય તેવા જોરથી પ્રભુના શરીર ઉપર ફણાના પ્રહારો થવા લાગ્યા, દાઢી ભાગી જાય તેટલાં બળથી તે ડસવા લાગ્યા. (૮) પછી સંગમે ઉંદરો વિકુર્વ્યા. તે નખથી અને દાંતથી પ્રભુને ખણવા લાગ્યા અને તેની ઉપર પેશાબ કરીને પડેલા ઘા ઉપર ક્ષાર છાંટવા જેવું કરવા લાગ્યા. (૯) તે પછી મદોન્મત્ત હસ્તીઓ વિકુર્વ્યા. હસ્તીઓએ પ્રભુના શરીરને સૂંઢથી પકડી, અદ્ધર ઉછાળી, દંતૂશળ ઉપર ઝીલી, દાંત વડે પ્રહાર કર્યો અને પગ નીચે પણ દાબ્યા. (૧૦) હાથીથી ક્ષોભ ન થયો એટલે હાથણીઓ આવી. તે હાથણીઓએ પણ તીક્ષ્ણ દાંતથી પ્રભુને ઘણા પ્રહાર કર્યા. (૧૧) પછી અધમ સંગમદેવે પિશાચનું રૂપ ધારણ કર્યું. તે પિશાચ અગ્નિની જ્વાળાઓથી વિકરાળ બનેલા પોતાના મૂખને ફાડી હાથમાં તલવાર પકડી પ્રભુની સન્મુખ ધસી આવ્યો અને અટ્ટહાસ્ય કરી ઘોર ઉપસર્ગ કર્યા. (૧૨) તે પછી નિર્દય સંગમે વાઘનું રૂપ લીધું. પોતાની વજ્ર જેવી દાઢથી અને ત્રિશૂલ જેવા તીક્ષ્ણ નહોરથી પ્રભુના આખા શરીરને તેણે વિદારી નાખ્યું. (૧૩) છતા પણ પ્રભુને ધ્યાનમાં અચળ જોઇ સંગમે સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા માતાનું રૂપ લીધું. તેઓ જાણે કરુણાજનક વિલાપ કરીને બોલવા લાગ્યા કેઃ 'હે પુત્ર! તેં આવી દુષ્કર દીક્ષા શું કરવા લીધી. અમે ઘણાં દુઃખી થઇ આડાંઅવળાં નિરાધાર ભિખારીની જેમ રઝળીએ છીએ, તું અમારી સંભાળ કેમ નથી લેતો? આવા વિલાપથી પણ પ્રભુ ધ્યાનમાં નિશ્ચલ જ રહ્યા. (૧૪) ત્યારે સંગમે એક છાવણી વિકુર્વી. તે છાવણીના માણસોએ પ્રભુના પગ વચ્ચે અગ્નિ સળગાવી ભાત રાધવા પગ ઉપર વાસણ મૂક્યું. અગ્નિ એટલો બધો આકરો કર્યો કે પ્રભુના પગ નીચેથી પણ બળવા લાગ્યા. (૧૫) તે પછી એક ચાંડાલ વિકુર્વ્યો. તે ચાંડાલે પ્રભુની ડોકમાં, બે કાનમાં, બે ભુજામાં અને બે જંઘા વગેરે અવયવો ઉપર પક્ષીઓનાં પાંજરાં લટકાવ્યાં. પક્ષીઓએ ચાંચ અને નખના પ્રહારો એટલા બધા કર્યા કે પ્રભુનું શરીર પાજરા જેવા છિદ્રવાળું થઇ ગયું. (૧૬) તે પછી પ્રચંડ પવન વિકુર્વ્યો. એ પવનથી પર્વતો પણ કંપવા લાગ્યા. પ્રભુને ઊપાડીને નીચે પટકી દીધા. (૧૭) વળી એક ભયંકર વંટોળીઓ ઊપજાવી, કુંભારના ચાકડાની ઉપર રહેલા માટીના પિંડની પેઠે પ્રભુને ખૂબ ભમાવ્યા. (૧૮) તે પછી સંગમે ક્રોધે ભરાઇને હજારભાર જેટલું વજનદાર એક કાળચક્ર વિકુર્વ્યું. તે કાળચક્ર ઉપાડી જોરથી પ્રભુના શરીર ઉપર નાખ્યું. તે ચક્ર પ્રભુના શરીર ઉપર પડવાથી તેઓ ઢીંચણ સુધી જમીનમાં પેસી ગયા. (૧૯) તે પછી કંટાળીને છેલ્લામાં છેલ્લા અનુકૂળ ઉપસર્ગો અજમાયશ કરવાનો વિચાર કરીને, રાત્રિ હોવા છતાં પ્રભાત વિકુર્વ્યું. માણસો આમતેમ ફરવા લાગ્યા અને તેઓ પ્રભુને કહેવા લાગ્યા કેઃ 'હે દેવાર્ય! પ્રભાત થઇ ગયું છતાં આમ ધ્યાનમાં ને ધ્યાનમાં ક્યાંસુધી

રહેશો? ઊઠો—આપનો ધ્યાનનો સમય તો ક્યારનો યે પૂરો થઇ ગયો.' પણ પ્રભુ તો પોતાના ધ્યાનમાં રાત્રિ ભાળી રહ્યા હતા, તેથી જરા પણ ન ડગ્યા. (૨૦) આખરે તેણે દેવઋદ્ધિ વિકુર્વી, અને વિમાનમાં બેસી પ્રભુને લલચાવવા લાગ્યો કે: 'હે મહર્ષિ! હું આપનું આવું ઉગ્ર તપ અને પવિત્ર સત્વ નિહાળી ભારે પ્રસન્ન થયો છું તો આપને જે જોઇએ તે માગી લો. કહો તો તમને સ્વર્ગમાં લઇ જઉં, કહો તો મોક્ષમાં લઇ જઉં.' એ મીઠા શબ્દોથી પણ પ્રભુ ન લોભાયા. એટલે તેણે તત્કાળ કામદેવની સેના જેવી દેવાંગનાઓ વિકુર્વી. તે દેવાંગનાઓએ હાવભાવાદિ ઘણા ઉપસર્ગ કર્યા પણ એક રૂંવાડું યે ન ફરક્યું તે ન ફરક્યું. એવી રીતે દુષ્ટ સંગમે એક રાત્રિમાં મોટામોટા વીસ ઉપસર્ગો કર્યા, છતાં પ્રભુએ તો તેના તરફ દયાદૃષ્ટિ જ વર્ષાવી. ધન્ય છે મહાવીરની અસીમ કરુણાને!

ચિત્રમાં વચ્ચે મહાવીર પ્રભુ કાઉસગ્ગધ્યાને ઊભા છે. આ ચિત્રમાં આભૂષણો વગેરે જે પહેરાવેલાં છે તે ચિત્રકારની અણસમજણને આભારી છે, કપાળમાં બ્રાહ્મણનું તિલક કર્યું છે તે પણ અવાસ્તવિક છે; સાધુને કપાળમાં તિલક હોય જ નહિ. પ્રભુના મસ્તકના ઉપરના ભાગમાં બે હરણ જેવાં પ્રાણીઓ છે, વર્ણનમાં હરણનો ઉલ્લેખ માત્ર પણ નથી. કાન આગાડી બંને બાજુથી બંને હાથોથી પવનને આમંત્રિત કરતી બે પુરૂષ-વ્યક્તિઓ ઊભેલી છે. જમણી બાજુ વીંછી, વાઘ તથા છાવણીનો લશ્કરી પડાણ સિપાઈ પ્રભુના જમણા પગ ઉપર ભાત રાંધવાનું વાસણ મૂકીને ભાત રાંધતો ઊભેલો દેખાય છે. ડાબી બાજુ સર્પ, હાથી, નોળિયો તથા ડાબા પગ ઉપર ચાડાલે મૂકેલું તીક્ષ્ણ ચાંચવાળું પાંજરા વગરનું એક પક્ષી ચીતરેલું છે.

## Plate LII

**ચિત્ર ૧૭૯** કલ્પસૂત્રનાં સુશોભનો. હંસવિ. ૧ ની પ્રતમાના સુશોભન કળાના નમૂના તરીકે અત્રે મૂળ રંગમાં રજુ કરેલાં છે.

## Plate LIII

**ચિત્ર ૧૮૦** શ્રીનેમિનાથનો વરઘોડો. કાંતિવિ. ૧ ના પાના ૬૩ ઉપરથી મૂળ રંગમાં સહેજ નાનુ કરીને આ ચિત્ર અત્રે રજુ કર્યું છે.

લગ્નના દિવસે શ્રીનેમિકુમારને ઉગ્રસેનના ઘેર લઈ જવા તૈયાર કર્યા. તેમનાં અંગ ઉપર ઉત્તમ વસ્ત્ર પહેરાવ્યાં, એક સરસ શ્વેત અશ્વ ઉપર બેસાડયા, મસ્તક ઉપર એક છત્ર ધર્યું, બંને પડખે ચામર વીંઝાવા લાગ્યા, અને તેમની પાછળના અશ્વોના હણહણાટથી દિશાઓ ગર્જી રહી. નેમિકુમારની પાછળ બીજા અનેક રાજકુમારો અશ્વર ઉપર સ્વાર થઇ ચાલવા લાગ્યા. સમુદ્ર-વિજયાદિ દશાર્હો, કૃષ્ણ અને બળભદ્ર વગેરે આત્મીય પરિવાર પણ સાથે ચાલવા લાગ્યો. શિવાદેવી માતા અને સત્યભામા વગેરે અંતઃપુરવાસિની સ્ત્રીઓ પણ મહામૂલ્યવાળી પાલખીમાં બેસી મંગલ ગીત ગાવા લાગી.

એટલામાં નેમિકુમારની નજર એક સફેદ મહેલ તરફ ગઈ. તેમણે પોતાના સારથિને પૂછ્યું: 'મંગલના સમૂહથી શોભતો આ શ્વેત મહેલ કોનો હશે?' સારથિએ તે મહેલ તરફ આંગળી

ચીંધી કહ્યું: 'સ્વામી! કૈલાસના શિખર સમો એ આલિશાન મહેલ, બીજા કોઈનો નહિ, પણ આપણા સસરા ઉગ્રસેન રાજાનો જ છે. અને આ સામે જે બે સ્ત્રીઓ અંદર અંદર વાતચીત કરી રહી છે તે આપની સ્ત્રી–રાજીમતિની ચન્દ્રાનના તથા મૃગલોચના નામની બે સખીઓ છે.'

ચિત્રમાં નેમિકુમાર હાથી ઉપર બેઠેલા છે. તેમના મસ્તક ઉપર એક છત્ર ધરેલું છે, બે હાથમાં શ્રીફળ પકડેલું છે અને તેઓ ઉત્તમ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થએલાં છે. સામેના મહેલના ઝરૂખામાં જમણી બાજુએ વચ્ચે ડાબા હાથમાં મુખ જોવા માટે દર્પણ લઇને બેઠેલી, વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત રાજીમતિ નેમિકુમારના સન્મુખ જોતી બેઠેલી છે. તેણીની પાછળ અને આગળ તેની બે સખીઓ ચન્દ્રાનના અને મૃગલોચના ઊભી છે. પાછળ ઊભી રહેલી સખી ડાબા હાથમાં કપડું પકડીને તેના છેડાથી પવન નાખી રહી છે. તેણીના ઉત્તરીય વસ્ત્રમાં હંસની ડીઝાઇન છે. સન્મુખ ઊભી રહેલી સખીના બે હાથમાં શ્રીફળ જેવી કાંઇક મંગલસૂચક વસ્તુ છે. હાથીની આગળ ચિત્રના ઉપરના તથા નીચેના ભાગમા ભુંગળો વગાડનારા ભુંગળો વગાડે છે. વચ્ચે એક સ્ત્રી જમણા હાથમા ફૂલ પકડીને નાચતી તથા તેણીની નજીક એક ઢોલી ઢોલ વગાડતો દેખાય છે. ઢોલીની પાછળ અને હાથીની પાછળ એકેક છત્ર ધરનાર માણસ છે. વળી હાથીની પાછળ બીજા ઘોડેસ્વાર રાજકુમારો તથા રથમાં બેઠેલા સમુદ્રવિજયાદિ દશાર્હો હોય એમ લાગે છે. ચિત્રના રથને બળદને બદલે ઘોડા જોડેલા છે જે ચિત્રકારના સમયના રિવાજનો ખ્યાલ આપે છે. પાનાની ડાબી બાજુના છેડે પાનાનો ૬૩ આંક છે. આજ ચિત્ર ઉપરથી પંદરમા સૈકાના પુરુષ અને સ્ત્રીઓના પહેરવેશો, આભૂષણો, વાજીંત્રો, નૃત્ય તથા તે સમયની સમાજ રચનાનો બરોબર સુંદર ખ્યાલ આવી શકે તેમ છે. આખું ચિત્ર સુવર્ણની શાહીથી ચીતરેલુ છે. ચિત્રમા લખાણનુ નામ નિશાન પણ નથી. વળી આ ચિત્રની પૃષ્ઠભૂમિ વાદળી રંગની હોવાથી ચિત્રનો ઉઠાવ બહુજ મનોહર લાગે છે.

આ ચિત્ર પ્રસંગ જિનમંદિરોના લાકડાના કોતરકામો તથા સ્થાપત્ય કામોમાં પણ ઘણે ઠેકાણે કોતરેલો નજર પડે છે. દેલવાડાના સુપ્રસિદ્ધ અપ્રતિમ સ્થાપત્યના ભંડારસમા વસ્તુપાલ તેજપાલે બંધાવેલા જિનમંદિરમાં પણ આ પ્રસંગ બહુ જ બારીકીથી કોતરેલો છે. પ્રાચીન કવિઓએ આ પ્રસંગ પરથી ઉપજાવેલાં ઊર્મિકાવ્યો પણ બહુજ મોટી સંખ્યામાં મળી આવે છે. આ પ્રસંગને લગતા એક ભિત્તિચિત્રનો ઉલ્લેખ પાર્શ્વનાથ ભગવાનના વૈરાગ્ય પ્રસંગ, નવમા સૈકામા થએલા શીલાંકાચાર્યે રચેલા 'ચઉપન મહાપુરિસ ચરિયં'મા કરેલો જોવામા આવે છે જે આપણે અગાઉ જણાવી ગયા છીએ.

## Plate LIV

**ચિત્ર ૧૮૧** હંસવિ. ૧ ના પાના ૬૦ ઉપરથી. ભરત અને બાહુબલિ વચ્ચે દ્વંદ્વયુદ્ધનો પ્રસંગ લેવામા આવ્યો છે. આ પ્રસંગને લગતું ચિત્ર બીજી કોઇપણ પ્રતમાં હોવાનું મારી જાણમાં નથી.

ભરત અને બાહુબલિ બંને ભાઇઓ વચ્ચે બારવર્ષ સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું; પરંતુ ઘણા માણસોનો કચ્ચરઘાણ નીકળી જતો હોવાથી શક્રે તે બંનેને દ્વંદ્વયુદ્ધ કરવાની સલાહ આપી જે

તેમણે માન્ય કરી. પછી શક્રે દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ એમ ચાર પ્રકારના યુદ્ધથી પરસ્પર લડવાનું ઠરાવી આપ્યું. એ ચારે યુદ્ધમાં આખરે બલવાન બાહુબલિનો વિજય થયો, ભરતની હાર થઇ. ભરત મહારાજાએ પોતાની હાર થવાથી શાંતિ ગુમાવી દીધી. તેમણે એકદમ ક્રોધમાં આવી બાહુબલિનો નાશ કરવા ચક્ર છોડયું, પરંતુ બાહુબલિ સમાનગોત્રના હોવાથી તે ચક્ર કાંઇ-પણ ન કરી શક્યું.

બાહુબલિએ વિચાર કર્યો કેઃ 'અત્યાર સુધી કેવળ ભ્રાતૃભાવને લીધે જ ભરતની સામે મેં આકરો ઇલાજ લીધો નથી. માટે હવે તો તેને સખતમાં સખત સજા કરવી જોઇએ. હું ધારૂં તો અત્યારે ને અત્યારે જ એક મુઠ્ઠી મારી તેના ભુક્કા ઉડાડી દઉં એમ છું.' તરત જ તેમણે ક્રોધાવેશમાં મુઠ્ઠી ઉગામી ભરતને મારવા દોટ મૂકી. દોટ તો મૂકી પણ થોડે દૂર જતાં જ બૃહસ્પતિ સમાન તેમની વિવેકબુદ્ધિએ તેમને વાર્યા. તે પુનઃ વિચારવા લાગ્યા કેઃ 'અરેરે! આ હું કોને મારવા દોડી જઉં છું? મોટા ભાઈ તો પિતા તુલ્ય ગણાય! તેમને મારાથી શી રીતે હણી શકાય! પરંતુ મારી ઉગામેલી આ મુષ્ટિ નિષ્ફળ જાય એ પણ કેમ ખમાય!' પણ તેઓની આ મુંઝવણ વધારે વાર ન રહી. તેમણે એ મુષ્ટિવડે પોતાના મસ્તક પરના વાળનો લોચ કરી નાખ્યો અને સર્વસાવદ્ય કર્મ તજી દઈ કાઉસગ્ગધ્યાન ધર્યું.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે અને ચાર વિભાગ છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના પહેલા વિભાગના દૃષ્ટિયુદ્ધ અને વાગયુદ્ધથી થાય છે; પછી ચિત્રના અનુસંધાને અનુક્રમે બીજા વિભાગમા મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ, ત્રીજા વિભાગમાં મુષ્ટિયુદ્ધનો પ્રસંગ જોવાનો છે. ચિત્રમા બાહુબલિનો મુકુટ દૂર પડતો તથા મુષ્ટિથી વાળ ઉખાડતા ચિત્રકારે રજુ કરેલા છે. ચોથા વિભાગમાં કાઉસગ્ગધ્યાનમા સાધુ અવસ્થામાં બાહુબલિ ઊભા છે. તેઓ છાતી ઉપર તથા બંને હાથ ઉપર લાલ રંગના જંતુઓ ઘણું કરીને જંગલી સર્પો તથા બે ખભા ઉપર બે પક્ષીઓ તથા પગના ભાગમા ઝાડીથી વીંટળાએલા ચિત્રમાં દેખાય છે, બંને બાજુએ એકેક ઝાડ છે. ડાબી બાજુએ ઝાડની બાજુમાં તેઓની બ્રાહ્મી અને સુંદરી નામની બે સાધ્વી બ્હેનો હાથ જોડીને વિનતિ કરતી માનરૂપી હાથીથી હેઠા ઉતરવા માટે સમજાવતા કહે છે કેઃ 'વીરા મારા ગજ થકી હેઠા ઉતરોરે, ગજે ને કેવલ ન હોય!' સાધ્વીઓના પાછળ પણ બીજાં ત્રણ ઝાડ ઉગેલા ચિત્રકારે બતાવ્યા છે.

## Plate LV

**ચિત્ર ૧૮૨-૧૮૩** કલ્પસૂત્રની સુંદર કિનારો. હંસવિ. ૨ ના પાનાની આજુબાજુની જુદીજુદી જાતની સુંદર કિનારો અત્રે રજુ કરવામાં આવી છે.

## Plate LVI

**ચિત્ર ૧૮૪** શક્રસ્તવ. જયસૂ૰ વિ.સં. ૧૪૮૯ (ઇ.સ. ૧૪૩૨)ની પાના ૬૯ ની પ્રતના ૨૧ ચિત્રોમાંથી. પ્રતના પાનાનું કદ ૧૦¾×૪¾ ઇંચનું. ચિત્રનુ કદ ૩×૪¾ ઇચ છે. પ્રસંગના વર્ણન માટે જુઓ ચિત્ર

૮૭નું વર્ણન. આ ચિત્ર મધ્યેનું સિંહાસન બહુ જ સુંદર રીતે લાકડામાં કોરી કાઢેલું હોય એમ લાગે છે. પંદરમા સૈકામા જૈનાચાર્યો ભદ્રાસન ઉપર બેસીને ઉપદેશ આપતા તેના પુરાવા રૂપે જ આવી જાતનાં સિંહાસનની ચિત્રમાં રજુઆત કરવામાં આવે છે કારણકે પ્રાચીન પ્રતોમાં જ્યાં જ્યાં આચાર્ય મહારાજોનાં ચિત્ર આવે છે ત્યાં ત્યાં દરેક પ્રસંગમાં ભદ્રાસન ઉપર જ તેઓ બેઠેલા હોય છે. ઇંદ્રના મસ્તક ઉપરનું છત્ર પણ બહુ જ અલૌકિક પ્રકારનું છે; તેના પગ નીચે તેનું ચિહ્ન હાથી દેખાય છે.

**ચિત્ર ૧૮૫** શક્રસ્તવ. કાંતિવિ. ૧ ની પ્રતમાંથી. આ પ્રસંગના વર્ણન માટે જુઓ ચિત્ર ૮૭નું વર્ણન.

**ચિત્ર ૧૮૬-૧૮૭** હરિણૈગમેષિન્. આ બે ચિત્રો પૈકીનું એક ચિત્ર સોહન. પાના ૧૧ ઉપરથી લેવામાં આવ્યું છે. તે ચિત્રમાં હરિણૈગમેષિન્ બે હાથમાં આકાશમાર્ગે ગર્ભ લઇને જતો દેખાય છે. તેના પગની નીચેના ભાગમાં પહાડની આકૃતિ તથા બંને બાજુ સુંદર ઝાડ ચિત્રકારે ચીતરેલા છે. તેને આકાશમાર્ગે ચાલતો હોવાનો બતાવવા માટે હંસપક્ષીની ડીઝાઇનવાળા તેના ઉત્તરાસંગના છેડાને ઊડતો ચિત્રમાં બતાવેલો છે. ચિત્રકારનો આશય ગર્ભ બદલતી વખતનું દૃશ્ય બતાવવાનો છે.

બીજું ચિત્ર કાંતિવિ. ૧. પાના ૧૪ ઉપરથી લેવામાં આવ્યું છે. આ ચિત્રમાં હરિણૈગમેષિન્‌ના એક હાથમાં ફૂલ છે અને તેનો બીજો હાથ ખાલી છે. તેના શરીરનો વર્ણસુવર્ણ છે. તેના પગ આગળ તેનું વાહન મોર છે. ચિત્રકારનો આશય આ ચિત્રમાં ગર્ભની ફેરબદલીનું કાર્ય પતી ગયા પછી દેવલોકમાં તે આકાશમાર્ગે પાછો જાય છે તે પ્રસંગ બતાવવાનો હોય એમ લાગે છે.

## Plate LVII

**ચિત્ર ૧૮૮** સિદ્ધાર્થની કસરતશાળા. કાંતિવિ. ૧ ના પાના ૨૮ ઉપરથી. સૂર્યોદય થતાં સિદ્ધાર્થ રાજા શય્યામાથી ઉઠયા પછી પાદપીઠ ઉપર પગ મૂકી નીચે ઊતર્યા, અને કસરતશાળામા પ્રવેશ કર્યો. આ કસરતશાળામાં વ્યાયામના અનેક સાધનો હતાં; મલ્લયુદ્ધ, મુદ્‌ગલાદિ ખેલવવાનો અભ્યાસ, શરીરના અંગોપાગ વાળવાં, દંડ પીલવા વગેરે વિવિધ જાતની કસરત કરવાથી જ્યારે ખૂબ શ્રમ થયો ત્યારે પુષ્ટિકારક તેલનું મર્દન કરાવવાનો આરંભ કર્યો.

ચિત્રમાં ઉપરના ભાગમાં બે જણાના હાથમા ઢાલ છે અને એક જણે ડાબા હાથમા છરી પકડેલી છે. નીચેના ભાગમાં મધ્ય આકૃતિના હાથમાં ઉપરના ચિત્રના બે જણાના હાથમાં ઢાલ છે એવી ઢાલ છે, જ્યારે બીજાના ડાબા હાથમાં છરી અને ત્રીજાના બંને હાથ ખાલી છે.

**ચિત્ર ૧૮૯** સિદ્ધાર્થ સ્નાનગૃહમા. કાંતિવિ. ૧ ના પાના ૨૯ ઉપરથી. સિદ્ધાર્થરાજા સ્નાનગૃહમાં સ્નાન કરવાના બાજોઠ ઉપર બેઠા છે. તેઓના મસ્તક ઉપર રાજચિહ્નરૂપ સુંદર છત્ર છે. પાછળ માથાના વાળ ઓળતો એક નોકર હાથમાં કાંસકી રાખીને ઊભો છે. તેમના વાળના છેડાનો ભાગ નીચે પ્યાલામા પડતો દેખાય છે. આ ચિત્રના માથાના લાંબા વાળ ઉપરથી આપણને ખાત્રી થાય છે કે ગુજરાતના પહેલાંના પુરુષો લાંબા ચોટલા રાખતા હતા, અને સ્નાનગૃહ તે સમયના વૈભવશાલી કુટુંબોના વૈભવનો ખ્યાલ આપે છે.

**ચિત્ર ૧૯૦-૧૯૧** ત્રિશલા સિદ્ધાર્થને સ્વપ્નનો વૃત્તાંત કહે છે. એક જ પ્રસગનાં આ બે ચિત્રો પૈકી એક

કાંતિવિ. ૧. પ્રતનું તથા બીજું સોહન. પ્રત ઉપરથી લેવામાં આવ્યું છે.

સિદ્ધાર્થરાજા સ્નાનગૃહમાંથી નીકળી, બહાર જ્યાં સભાનું સ્થાન હતું ત્યા પહોંચ્યા અને સિંહાસન ઉપર પૂર્વદિશા તરફ મુખ રાખી બિરાજમાન થયા. ત્યારબાદ પોતાનાથી બહુ નજીક નહીં તેમ બહુ દૂર નહીં એવી રીતે સભાના અંદરના ભાગમા પડદો બંધાવ્યો.

**પડદાની મનોહરતા**

**આ** પડદાને વિવિધ પ્રકારનાં મણિ અને રત્નો જડેલા હતાં. આ પડદાનું વિસ્તૃત વર્ણન અગાઉ આપણે કરી ગયા છીએ. પડદાની અંદર રાણીને બેસવાનું એક સિંહાસન ગોઠવવામા આવ્યું છે.

ચિત્રમાં સિદ્ધાર્થ રાજા જમણા હાથમાં તલવાર તથા ડાબા હાથમાં ફૂલ લઇને સિંહાસન ઉપર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઈ બેઠેલા છે. મસ્તક ઉપર છત્ર લટકી રહેલું છે. વચ્ચે પડદો છે. પડદાના આંતરામા ત્રિશલા જમણા હાથમાં ફૂલ લઇને વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બેઠા છે. તેમના માથે ચંદરવો બાંધેલો છે. ચિત્રના ઉપરના ભાગમાં બે મોર ચીતરેલા છે.

## Plate LVIII

**ચિત્ર ૧૯૨** ગર્ભના ફરકવાથી ત્રિશલાનો આનંદ. સોહન. પાના ૩૦ ઉપરથી. ગર્ભ સહીસલામત છે એમ જાણીનાં ત્રિશલા માતાના આનંદનો પાર ન રહ્યો. ચિત્રમાં ત્રિશલા માતા ખૂબ આનંદમાં આવી જઇને હીંચકા ઉપર બેઠેલા છે. કલ્પસૂત્રની પ્રતના ચિત્રોમા બીજી કોઇપણ પ્રતમાં આ પ્રસંગ આ રીતે ચીતરેલો જોવામાં આવ્યો નથી હીંચકામાં સુંદર બારીક કોતરકામ કરેલું દેખાય છે. માતાની જમણી બાજુએ ચામરધારિણી સ્ત્રી ડાબા હાથથી ચામર વીંઝતી દેખાય છે. ડાબી બાજુ એક સ્ત્રી વાટકામા ચંદન-ઘનસાર વગેરે ઘસીને વિલેપન કરવા આવતી હોય એમ લાગે છે, કારણકે હીંચકાની નજીકમા બંને બાજુ બીજી બે સ્ત્રીઓ બેઠેલી છે ને ઘણું કરીને ત્રિશલાની દાસીઓમાની લાગે છે; વળી બીજી બે સ્ત્રીઓ હાથમાં સુખડના ટૂકડાથી કાંઇક ઘસતી હોય એમ સ્પષ્ટ દેખાય છે.

**ચિત્ર ૧૯૩** પછી જાગરણ. કાંતિવિ. ૧. પુત્રજન્મને છઠ્ઠા દિવસે પ્રભુનાં માતાપિતાએ, કુળધર્મ પ્રમાણે રાત્રિએ જાગરણમહોત્સવ કર્યો.

ત્રિશલા ભદ્રાસન ઉપર બેઠાં છે. તેમનો જમણો પગ આસન ઉપર અને ડાબો પગ પાદપીઠ ઉપર છે. ડાબા હાથમા મુખનું પ્રતિબિંબ જોવા દર્પણ પકડેલુ છે. સામે બે સ્ત્રી પરિચારિકાઓ દીપક લઇને ઊભી છે. ઉપરના ભાગમાં ડાબી બાજુએ એક મોર છે તથા ત્રિશલાના મસ્તક ઉપરના કોતરકામમા સામસામા બે હંસ છે.

**ચિત્ર ૧૯૪** આમલકી ક્રીડા. સોહન. પાના ૩૪ ઉપરથી.

(૧) એક વખતે સૌધર્મેન્દ્ર પોતાની સભામા મહાવીરના ધૈર્યગુણની પ્રશંસા કરી અને કહેવા લાગ્યો કેઃ 'હે દેવો! અત્યારના આ કાળમાં મનુષ્યલોકમાં શ્રીવર્ધમાનકુમાર એક બાળક હોવા છતાં પણ તેમના જેવો બીજો કોઇ પરાક્રમી વીર નથી. ઇન્દ્રાદિ દેવો પણ તેમને બ્હીવરાવવાને અસમર્થ છે.' આ સાભળીને એક દેવ કે જેનુ નામ જણાવવામાં નથી આવ્યું તે જ્યાં કુમારો ક્રીડા કરતા હતા

ત્યાં આવ્યો અને સાંબેલા જેવા જાડા, ચપળ બે જીભવાળા, ચળકતા મણિવાળા ફૂંફાડા મારતા, કાજળ સમાન કાળા વર્ણવાળા, ક્રૂર આકૃતિવાળા અને વિસ્તૃત ફણાવાળા મોટા સર્પનું રૂપ બનાવીને ક્રીડા કરવાના વૃક્ષને વીંટાળી દીધું. આવો ભયંકર સર્પ જોઇ ભયભીત બનેલા બધા કુમારો રમત ગમત પડતી મૂકી નાસી છૂટ્યા. પરંતુ મહાપરાક્રમી ધૈર્યશાળી શ્રીવર્ધમાનકુમારે જરાપણ ભય પામ્યા વિના પોતે ત્યાં તેની પાસે જઇ, સર્પને હાથથી પકડી દૂર ફેંકી દીધો. સર્પ દૂર પડ્યો એટલે નિર્ભય બનેલા કુમારો પાછા એકઠા થઈ ગયા અને ક્રીડા શરૂ કરી દીધી.

(૨) હવે કુમારોએ વૃક્ષની રમત પડતી મૂકી દડાની રમત શરૂ કરી. રમતમાં એવી શરત હતી કે જે હારી જાય તે જીતેલાને ખભા ઉપર બેસાડે. કુમારવેષધારી દેવ શ્રીવર્ધમાનકુમાર સાથે રમતા હારી ગયો. તેણે કહ્યું: 'ભાઇ, હું હાર્યો અને આ વર્ધમાનકુમાર જીત્યા માટે એમને મારા ખભા ઉપર બેસવા દો.' શ્રીવર્ધમાન ખભા ઉપર બેઠા એટલે દેવે તક સાધી તેમને બીવરાવવાનો પ્રપંચ કર્યો. તેણે પોતાની દેવશક્તિથી સાત તાડ જેટલું પોતાનું ઊંચું શરીર બનાવ્યું. પ્રભુ તેનો પ્રપંચ અવધિજ્ઞાનના બળથી જાણી ગયા. તેમણે વજ્ર જેવી કઠોર મુષ્ટિથી તેની પીઠ પર એવો તો પ્રહાર કર્યો કે તે ચીસો પાડવા લાગ્યો અને પીડા પામવાથી મચ્છરની જેમ સંકોચાઈ ગયો. પ્રભુનું પરાક્રમ તથા ધૈર્ય પ્રત્યક્ષ અનુભવી ઇન્દ્રના સત્ય વચનનો તેણે મનમા સ્વીકાર કર્યો અને પોતાનું અસલ સ્વરૂપ પ્રકટ કરી સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે વખતે ઇન્દ્રે ધૈર્યશાળી પ્રભુનું 'વીર' એવું ગુણનિષ્પન્ન નામ પાડ્યું.

ચિત્રમાં વર્ધમાનકુમારે માથે મુકુટ તથા કાનમા કુંડળ વગેરે આભૂષણો પહેરેલા છે અને ડાબા હાથે ઝાડને વીંટાઈ વળેલા સર્પને મોં આગળથી પકડેલો છે. વર્ધમાનકુમારની પાછળ બે તથા ઉપરના ભાગમા ત્રણ બીજા છોકરાઓ ચીતરેલા છે. નીચેના ભાગમાં બે બાજુ બે ઝાડ ચીતરેલાં છે. વચમાં મહાવીર દેવના ઉપર બેઠેલા અને તેમના જમણા હાથની મુષ્ટિનો પ્રહાર સહન નહિ થવાથી દેવ કમ્મરમાંથી વળી જઇને ઘોડા જેવો બની ગએલો ચીતરેલો છે. વળી નજીકમા એક વ્યક્તિ ઊભેલી છે જે જમણો હાથ ઊંચો કરીને કોઇને બોલાવીને મહાવીરનાં આ પરાક્રમનો પ્રસંગ બતાવતી હોય એમ લાગે છે.

આ પ્રસંગની સાથે સરખાવો કૃષ્ણની બાળક્રીડાનો એક પ્રસંગ.

(૧) કૃષ્ણ જ્યારે બીજા ગોપ બાળકો સાથે રમતા હતા ત્યારે તેમના શત્રુ કંસે મારવા મોકલેલો અઘ નામનો અસુર એક યોજન જેટલું સર્પરૂપ ધારણ કરી માર્ગ વચ્ચે પડ્યો અને કૃષ્ણ સુદ્ધા બધાં બાળકોને ગળી ગયો. આ જોઈ કૃષ્ણે એ સર્પના ગળાને એવી રીતે રૂંધી નાખ્યું કે જેથી તે સર્પ અઘાસુરનું મસ્તક ફાટી શ્વાસ નીકળી ગયો અને તે મરી ગયો. તેના મુખમાંથી બાળકો બધા સકુશળ બહાર આવ્યા.—ભાગવત દશમસ્કન્ધ, અ.૧૨ શ્લો.૧૨-૩૫ પૃ.૮૮.

(૨) એકબીજાને અરસપરસ ઘોડા બનાવી જ્યારે ગોપ બાળકો સાથે કૃષ્ણ અને બળભદ્ર રમતા હતા તે વખતે કંસે મોકલેલો પ્રલમ્બ નામનો અસુર તે રમતમાં દાખલ થયો. તે કૃષ્ણ અને બળભદ્રને ઉપાડી જવા ઇચ્છતો હતો. એણે બળભદ્રના ઘોડા બની તેમને દૂર લઇ જઈ એક

પ્રચંડ અને ભયાનક રૂપ પ્રગટ કર્યું. બળભદ્રે છેવટે ન ડરતાં સખત મુષ્ટિપ્રહારથી એ વિકરાળ અસુરને લોહી વમતો કરી ઠાર કર્યો અને અંતે બધા સકુશળ પાછા ફર્યા.

—ભાગવત દશમસ્કન્ધ, અ. ૨૦ શ્લો. ૧૮–૩૦.

**ચિત્ર ૧૯૫** વર્ષી દાન. શ્રીજયસ૦ ના ચિત્ર ઉપરથી. વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૯૩નું આ પ્રસંગને લગતું વર્ણન.

## Plate LIX

**ચિત્ર ૧૯૬** કોશાનૃત્ય તથા આર્યસમિતસૂરિનો એક પ્રસંગ. હંસવિ. ૧ ના પાના ૬૮ ઉપરથી.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે, તેમાં ઉપરના પ્રસંગનો પરિચય ચિત્ર ૨૨૨ના પરિચયમાં આપ્યો છે. ફેરફાર માત્ર આ ચિત્રમાં રથકારની પાસે મોર નથી તેમ રથકાર ગાદી ઉપર ઘુંટણ વાળીને બેઠેલો છે જ્યારે ચિત્ર ૨૨૨માં તે ઊભો છે એ છે. આ ચિત્રમાં આંબાનું ઝાડ બંનેની વચ્ચે ચીતરેલું છે, જ્યારે ચિત્ર ૨૨૨માં તે વેસ્યાની ડાબી બાજુ ઉપર પાછળના ભાગમાં છે. વળી ૨૨૨માં વેશ્યાએ માથે મુકુટ તથા ગળામાં ફૂલનો હાર પહેરેલો છે જ્યારે આ ચિત્રમાં તેણીનું માથું તદ્દન ખુલ્લું છે તથા ગળામા મોતીનો હાર પહેરેલો છે. તેણીના વસ્ત્રાભૂષણો આ ચિત્રમાં વધુ કિંમતી છે.

આ પછી ચિત્રના અનુસંધાને નીચેનો આર્યસમિતસૂરિ તથા તાપસને લગતો પ્રસંગ જોવાનો છે: આભીરદેશમાં અચલપુરની નજીક. કન્ના તથા બેન્ના નામની નદીની મધ્યમાં આવેલા દ્વીપમાં બ્રહ્મદ્વીપ નામના પાચસો તાપસો રહેતા હતા. તેમા એક તાપસ એવો હતો કે પાણી પર થઈને, પોતાના પગને ભીંજવા દીધા વિના–જમીન પર ચાલે તેવીજ રીતે, પારણાને માટે નદીની પેલી પાર ચાલ્યો જતો. તેની આવી કુશળતા જોઈને લોકોને થયુ કે: 'અહો' આ તાપસ કેટલો બધો શક્તિશાળી છે, જૈનોમા આવો કોઈ શક્તિશાળી પુરુષ નહિ હોય?'

શ્રાવકોએ શ્રીવજ્રસ્વામીજીના મામા શ્રીઆર્યસમિતસૂરિને બોલાવ્યા અને ઉપરોક્ત તાપસ સંબંધી હકીકત કહી સંભળાવી. આર્યસમિતસૂરિજીએ કહ્યું કે: 'એમા પ્રભાવ કે પ્રતાપ જેવું કાંઇ જ નથી, એ કેવળ પાદલેપ શક્તિનો જ પ્રતાપ છે.'

તે પછી શ્રાવકોએ પેલા તાપસને જમવાનું આમંત્રણ મોકલ્યું. તાપસ જમવા ઊઠયો એટલે તેનાં પગ અને પાવડી ખૂબ સારી રીતે ધોવરાવ્યાં. ભોજનક્રિયા પણ પૂરી થઇ. પછી તાપસની સાથે શ્રાવકો પણ નદીના કિનારા સુધી સાથે સાથે ચાલ્યા. જે લેપના પ્રતાપથી તાપસ નદીના પાણી ઉપર થઈને ચાલી શકતો હતો તે લેપ ધોવાઈ ગએલો હતો, છતાં જાણે કાંઇ બન્યું જ નથી એવી ધૃષ્ટતા સાથે તાપસે નદીમાં ઝુકાવ્યુ. નદીમા પગ મુકતાં જ તે ડુબવા લાગ્યો અને સૌ કોઇ તેની મશ્કરી કરવા લાગ્યા.

તેટલામાં આર્યસમિતસૂરિજી ત્યાં પધાર્યા. તેમણે કેવળ લોકોને ખરી વસ્તુસ્થિતિનું ભાન કરાવવા માટે પોતાના હાથમાંનું યોગચૂર્ણ (વાસક્ષેપ) નદીમાં નાંખ્યું અને કહ્યું કે: 'હે બેન્ના' મને પેલે પાર જવા દે.' એટલુ કહેતામાં જ નદીના બંને કાંઠા મળી ગયા. સૂરિજીની આવી અદ્ભુત

શક્તિ જોઈ લોકો ભારે આશ્ચર્ય પામ્યા. પછી તેમણે તાપસોના આશ્રમમાં જઇ તેમને પ્રતિબોધ્યા અને દીક્ષા આપી.

ચિત્રમાં જમણી બાજુએ ઊભેલા નાના સાધુ તે વજ્રસ્વામીજી છે અને તેમની સાથે જમણા બગલમાં ઓઘો રાખીને હાથમાંનું યોગચૂર્ણ નાખતા તથા ડાબા હાથમાં મુહપત્તિ રાખીને ઊભા રહેલા શ્રીઆર્યસમિતસૂરિજી છે. સામે બે તાપસો પૈકી એક જમણા હાથની તર્જની આંગળી તથા અંગુઠાને ભેગા કરીને તથા બીજો જમણો હાથ ઉંચો રાખીને સૂરિજીની આવી અદ્‌ભુત શક્તિ જોઈ વિસ્મિત—આશ્ચર્યમુગ્ધ થએલો દેખાય છે. તાપસોના માથે જટા તથા કપાળમા ત્રિપુંડ તિલક પણ સ્પષ્ટ દેખાય છે. બાજુમાં બેન્ના નદીનું પાણી વહેતું ચિત્રકારે બતાવીને ચિત્ર મધ્યેની બધી આકૃતિઓ નદીના તટ પર જ ઊભી છે એમ બતાવવા પ્રયત્ન કર્યો છે.

## Plate LX

**ચિત્ર ૧૯૭** આર્યસ્થૂલભદ્ર અને યક્ષાદિ સાત સાધ્વી બહેનો. આ ચિત્રમાં સાધુ તથા સાધ્વીઓનો પહેરવેશ બીજા ચિત્રો કરતાં તદ્દન જુદી જ રીતનો છે. બંનેનો પહેરવેશ બૌદ્ધ સાધુઓના પહેરવેશને મળતો આવે છે. આખું એ ચિત્ર મૂળ સુવર્ણની શાહીથી ચીતરેલું છે. આ પ્રસંગના વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૨૨૩ નું વર્ણન: બંનેમાં ફેરફાર માત્ર જુજ છે. ચિત્ર ૨૨૩ માં સામાન્ય સિંહ ચીતરેલો છે જ્યારે આ ચિત્રમાં બે દાંતવાળો અને પરાક્રમી વેગવાન સિંહ સુંદર રીતે ચીતરેલો છે: ચિત્ર ૨૨૩ માં અને નીચે બબ્બે સાધ્વીઓ ચીતરીને ચારની રજુઆત કરેલી છે જ્યારે આ ચિત્રમાં સાત સાધ્વીઓ ચીતરેલી છે; દરેકના મસ્તકની પાછળ બૌદ્ધ ભિક્ષુઓના પ્રાચીન ચિત્રોમા દિવ્યતેજ બતાવવા (ભામંડલ) સફેદ ગોળ આકૃતિ મૂકવામાં આવે છે તેવીજ રીતે આ ચિત્રમા દરેક આકૃતિની પાછળ તેની રજુઆત કરવામા આવી છે; વળી વચ્ચેના ભાગમાં નીચેના પ્રસંગમા સ્થાપનાચાર્ય, સાધુના માથે છત્ર તથા છત્રની પાસેથી ઊડની એક કોયલ ચીતરી છે, જેની રજુઆત ચિત્ર ૨૨૩મા બીલકુલ દેખાતી નથી.

## Plate LXI

**ચિત્ર ૧૯૮** કોશાનૃત્ય. આ પ્રસંગના વર્ણન માટે જુઓ ચિત્ર ૨૨૩નું આ પ્રસંગને લગતું વિસ્તૃત વર્ણન. આ ચિત્ર ૧૯૬ અને ૨૨૨ બંને કરતાં જુદી જ નવીનતા રજુ કરે છે. ચિત્ર ૨૨૨ માં રથકારના પગ આગળ કળાનો તથા વસંતઋતુનો પ્રસંગ દર્શાવવા એકલો મોર જ ચીતરેલો છે જ્યારે પ્રસ્તુત ચિત્રમા રથકારના મસ્તકના ઉપરના ભાગમાં વસંતના આગમનને સૂચવતી પંચમ સ્વરે ગાતી કોયલ તથા તેની ધોતીમાં પણ કોયલોની ડીઝાઈન ચીતરેલી છે. વળી આ ચિત્રમા સરસવના ઢગલા અને સોયને બદલે એકલું ફૂલ જ રજુ કરેલું છે. કોશાનર્તકીનો અભિનય તથા પગનો ઠમકો કોઇ અલૌકિક પ્રકારનો છે. બંનેના મસ્તક ઉપરના મુકુટો વળી ગુજરાતના કોઇપણ પ્રાચીન ચિત્રમાં નહિ જોવામાં આવતા જુદા જ પ્રકારના જણાય છે; કદાચ આ ચિત્ર ગુજરાતના સાહસિક વ્યાપારીઓ જાવા વગેરે ટાપુઓમાં વ્યાપારાર્થે જતા તે સમયે ત્યાના કોઇ ચિત્રકાર પાસે

આ પ્રત ચીતરાવી લાવ્યા હોય એમ લાગે છે કારણકે ચિત્ર ચીતરવાની ઢબ ગુજરાતના પ્રાચીન ચિત્રકારોની જ છે અને પહેરવેશ તે બાજુના કોઇ પ્રદેશનો છે. વળી આમ્રવૃક્ષના પાંદડા પણ આ ચિત્રમાં વધુ સ્પષ્ટ દેખાય છે.

## Plate LXII

**ચિત્ર ૧૯૯** કલ્પસૂત્રના સુશોભનો. હંસવિ. ૧. પ્રતમાંના સુશોભન કળાના અદ્વિતીય નમૂના તરીકે.

## Plate LXIII

**ચિત્ર ૨૦૦** પ્રભુશ્રીમહાવીરનો દીક્ષામહોત્સવ. કાંતિવિ. ૧ના પાના ૪૬ ઉપરથી. આ પ્રસંગના વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૯૪નુ વર્ણન.

**ચિત્ર ૨૦૧** વર્ષીદાન તથા દીક્ષામહોત્સવ. સોહન. ના પાના ૩૬ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. કથાના પરિચયની શરૂઆત ઉપરના વર્ષીદાનના ચિત્રથી થાય છે. તેના વર્ણન માટે જુઓ ચિત્ર ૯૩નુ વર્ણન. પછી ચિત્રના અનુસંધાને દીક્ષામહોત્સવનો પ્રસંગ જોવાનો છે. તેના વર્ણન માટે જુઓ ચિત્ર ૯૪નું વર્ણન.

**ચિત્ર ૨૦૨ ૨૦૩** પંચમુષ્ટિ લોચ. સોહન. પાના ૩૭ ઉપરથી તથા કાંતિવિ. ૧ ના પાના ૪૬ની બીજી બાજુના ચિત્ર ઉપરથી આ બંને પ્રસંગો લેવામા આવ્યા છે. આ પ્રસંગના વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૯૫ નુ વર્ણન.

## Plate LXIV

**ચિત્ર ૨૦૪** શ્રીમહાવીરપ્રભુના કાનમા ખીલા ઠોકવાનો પ્રસંગ. કાંતિવિ. ૧ ના ઉપરથી આ પ્રસંગ લેવામાં આવ્યો છે.

મિંઢીક ગામથી વિહાર કરી પ્રભુ પણમાણિ નામના ગામમા આવ્યા અને ત્યાં ગામ બહાર પ્રતિમા ધરીને રહ્યા. પોતાના ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં શય્યાપાલના કાનમાં તપાવેલા સીસાનો રસ રેડાવી ઉપાર્જન કરેલુ અશાતાવેદનીયકર્મ પ્રભુને આ સમયે ઉદયમા આવ્યુ. તે શય્યાપાલનો જીવ ઘણા ભવમાં ભ્રમણ કરતા. આ ગામમા ગોવાળિયો થયો હતો. તે ગોવાળ, રાત્રિએ પ્રભુને ગામની બહાર ઊભા રહેલા જોઇ, પોતાના બળદો પ્રભુની પાસે મૂકી ગાયો દોહવા ગામમા ગયો. ગોવાળ ચાલ્યો ગયો એટલે થોડીવારે બળદ પણ અટવીમાં સ્વેચ્છાપૂર્વક દૂર ચાલ્યા ગયા. ગાયો દોહીને ગોવાળ પાછો આવ્યો અને જુએ તો ત્યાં બળદ ન દેખાયા. તે પ્રભુને પૂછવા લાગ્યો: 'હે દેવાર્ય! બોલ, મારા બળદ ક્યા ગયા?' ગોવાળે એમ ત્રણ વાર પ્રભુને પ્રશ્ન કર્યો, પણ ધ્યાનસ્થ પ્રભુએ તેનો કાઇપણ જવાબ ન વાળ્યો. આથી ગોવાળને ખૂબ ચીડ ચડી. તે દોડતો જઇને, જેના તીર થાય છે તે શરકટ વૃક્ષના કાષ્ટના બે મજબૂત ખીલા લઇ આવ્યો, અને ધ્યાનસ્થ પ્રભુના કાનમા હથોડાવતી બંને ખીલા ઊડા પેસાડી દીધા. ખીલાના અગ્રભાગ કાનમા એકબીજાને મળી ગયા. ખીલાઓને કોઈ ખેંચીને બહાર કાઢી શકે નહિ એવા નિર્દય ઇરાદાથી ગોવાળે બંને ખીલાના

બહાર દેખાતા ભાગ કાપી નાખ્યા. એ પ્રમાણે ઘોર ઉપસર્ગ થવા છતાં ધ્યાનમગ્ન પ્રભુ સમભાવથી લેશમાત્ર પણ ન ચળ્યા.

**ચિત્ર ૨૦૫ અર્ધવસ્ત્રદાન અને ગોવાળની દુર્બુદ્ધિ.** કાંતિવિ. ૧ ના પાના ૪૮ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના અર્ધવસ્ત્રદાનના પ્રસંગથી થાય છે. પ્રભુ મહાવીરનું વસ્ત્ર કાંટામાંથી લેતો બ્રાહ્મણ દેખાય છે અને મહાવીર તેના સન્મુખ જોતા દેખાય છે. તેઓના જમણા હાથમાં મુહપત્તિ અને ડાબા હાથમાં દાંડો છે. આ પ્રસંગના વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૯૫નું વર્ણન. આ પછી ચિત્રના અનુસંધાને ગોવાળની દુર્બુદ્ધિનો પ્રસંગ જોવાનો છે.

પ્રભુ કાઉસગ્ગધ્યાનમાં હતા તે વખતે કોઇએક ગોવાળિયો આખો દિવસ બળદિયા પાસે હળ ખેંચાવી સંધ્યાકાળે પ્રભુ પાસે મૂકી ગાયો દોહવા માટે પોતાને ઘેર ગયો. પેલા બળદિયા ચરતાંચરતાં દૂર જંગલમાં ચાલ્યા ગયા. ગોવાળ ગાયો દોહી પરવારીને પાછો આવ્યો ત્યારે બળદિયા ન દેખાયા એટલે પ્રભુને પૂછવા લાગ્યો 'હે આર્ય! મારા બળદ ક્યાં છે?' પરંતુ પ્રતિમાધારી પ્રભુ શી રીતે જવાબ આપે? ગોવાળે વિચાર્યું કે બળદના સંબંધમાં એમને ખબર નહિ હોય તેથી જ તે કાંઇ બોલતા નથી એટલે પોતે બળદની શોધ કરવા આખી રાત જંગલમાં ભટક્યો પણ પત્તો ન લાગ્યો. બળદિયા ફરતાફરતા પોતાની મેળે જ પ્રભુની પાસે આવીને સ્વસ્થ ચિત્તે વાગોળતા બેઠેલા સવારે ગોવાળે જોયા. તેથી ગોવાળને થયું કે: 'આમને ખબર હતી છતાં એમણે મને વાત ન કરી અને નકામો આખી રાત મને ભટકાવ્યો.' તેના અંગેઅંગમાં ક્રોધ વ્યાપ્યો અને બળદની રાશ લઇને પ્રભુને મારવા તત્પર થએલો ગોવાળિયો અવધિજ્ઞાનથી ઇન્દ્રની નજરે તે વખતે ચડયો. ઇન્દ્રે ગોવાળિયાને ત્યાં જ થંભાવી દીધો અને ત્યાં આવી તેને શિક્ષા કરી. પછી પ્રભુને વંદન કરી વિનંતિ કરી 'ભગવન્' આપને બાર વર્ષ સુધીમાં ઘણાઘણા ઉપસર્ગ થવાના છે માટે જો આપ આજ્ઞા કરો તો હું તેટલો વખત આપની સેવામાં હાજર રહું.'

ચિત્રની મધ્યમાં કાઉસગ્ગમુદ્રાએ પ્રભુ મહાવીર ઊભા છે. બંને બાજુ ઉપરના ભાગમા બે બળદિયા ઊભા છે અને નીચેના ભાગમાં બંને બાજુ હસ્તની અંજલિ જોડીને પ્રભુની પાસે રહેવાની પ્રાર્થના કરતો ઇન્દ્ર દેખાય છે.

**ચિત્ર ૨૦૬** શ્રીકમઠનું પંચાગ્નિતપ. કાંતિવિ. ૧ ના પાના ૫૮ ઉપરથી.

એક વખતે વારાણસી નગરીની બહાર કમઠ નામનો તાપસ પંચાગ્નિ તાપ તપતો આવ્યો. તેની પંચાગ્નિ તપ વગેરે કષ્ટક્રિયાઓ જોઇ નગરના લોકોને હાથમાં પુષ્પ વગેરે પૂજાની સામગ્રી લઇને તે દિશા તરફ જતા ભગવાન શ્રીપાર્શ્વનાથે પોતાના મહેલના ઝરૂખામાંથી જોયા. પ્રભુ પણ તેને જોવા પરિવાર સહિત નીકળ્યા. તીવ્ર પંચાગ્નિના તાપથી તપતા કમઠને પ્રભુએ જોયો એટલું જ નહિ પણ પાસેના અગ્નિકુંડમાં નાખેલા એક કાષ્ટની અંદર એક મોટા જીવતા સર્પને પણ બળતો તેમણે પોતાના જ્ઞાનબળથી નિહાળ્યો. કરુણાસમુદ્ર પ્રભુ બોલ્યા: 'હે મૂઢ તપસ્વી! દયા વિના ફોકટનું આ કષ્ટ શા સારૂ વેઠે છે? હે તપસ્વી! આ કલેશકારક-દયારહિત કષ્ટક્રિયા કરવી મૂકી દે.'

પ્રભુનાં વચન સાંભળી ક્રોધાયમાન થએલો કમઠ તાપસ કહેવા લાગ્યો કેઃ 'હું જાણું છું કે તમે એક રાજપુત્ર છો અને રાજપુત્રો તો કેવળ હાથી–ઘોડા જ ખેલી જાણે! ધર્મનું સાચું તત્ત્વ કેવળ અમે તપોધન જ જાણીએ. તમારાં મોજશોખ તમને મુબારક હો, અમારા તપની વચમાં તમે વ્યર્થ માથું ન મારો.'

ક્ષમાસાગર પ્રભુએ આ વખતે વધારે વાદ ન કરતાં પોતાના એક સેવક–નોકર પાસે પેલું સળગતું કાષ્ઠ બહાર કઢાવ્યું અને તેને યતનાપૂર્વક–સાવચેતીપૂર્વક ફડાવ્યું, તેમાંથી તરત જ તાપ વડે આકુળવ્યાકુળ અને મરણપ્રાયઃ થએલો એક સર્પ નીકળ્યો. પ્રભુની આજ્ઞાથી એક સેવકે તે સર્પને નવકારમંત્ર તથા પ્રત્યાખ્યાન સંભળાવ્યું; તે સાંભળી સર્પ તરત જ મૃત્યુ પામી નાગાધિપ ધરણેન્દ્ર થયો. કમઠ તાપસ લોકોનો તિરસ્કાર પામી પ્રભુ પ્રત્યે દ્વેષભાવ રાખતો લોકોમાં અપકીર્તિ પામી બીજે સ્થળે ચાલ્યો ગયો. તે તપ તપી મરણ પામીને ભવનવાસી મેઘકુમાર દેવોમાં મેઘમાલી નામે દેવ થયો.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના પંચાગ્નિ તપના ચિત્રથી થાય છે. મધ્યમાં કમઠ બેઠો છે, ચાર બાજુ ચાર દિશામાં અગ્નિકુંડો સળગે છે અને મસ્તક ઉપરનો તાપ બનાવવા ઉપરના ભાગમાં ગોળાકાર સૂર્ય ચિત્રકારે ચીતરી પંચાગ્નિ તાપની રજુઆત કરી છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં વર્ણવેલો સળગતા સાપના ઉદ્ધારનો પ્રસંગ જોવાનો છે. હાથી ઉપર જમણા હાથમાં અંકુશ પકડીને ડાબો હાથ આજ્ઞાદર્શક રીતે રાખીને પાર્શ્વકુમાર બેઠા છે. હાથીની આગળ નોકરે યતનાપૂર્વક કાષ્ઠ ચીરીને બહાર કાઢેલો મરણતોલ સ્થિતિમાં નાગ દેખાય છે.

**ચિત્ર ૨૦૭** કમઠનો ઉપસર્ગ. કાંતિવિ૦ ૧ ના પાના ૫૯ ઉપરથી.

આ પ્રસંગના વર્ણન માટે જુઓ ચિત્ર ૧૧૧નું વર્ણન. ફેરફાર માત્ર આ ચિત્રમાં પ્રભુના માથે સેકડો ફણાઓ ચીતરી છે તથા પ્રભુની બંને બાજુએ ખીલેલાં કમળનાં ફૂલો ઉપર જમણી બાજુએ તથા ડાબી બાજુ ત્રણ પક્ષીઓ બેઠેલા, ચિત્ર ૧૧૧ કરતાં અત્રે ચિત્રકારે વધુ ચીતરેલાં છે તે છે.

## Plate LXV

**ચિત્ર ૨૦૮** શ્રીપાર્શ્વનાથનું નિર્વાણ. સોહન. પ્રતના પાના ૮૮ ઉપરથી પાર્શ્વનાથ પ્રભુનું નિર્વાણ સમેતશિખર ઉપર થએલું હોવાથી ચિત્રકારે પાર્શ્વનાથ પ્રભુની પદ્માસનની બેઠકની નીચે પર્વતની દાઢાઓ ઉપર સિદ્ધશીલાની અર્ધચંદ્રાકાર આકૃતિ ચીતરી છે. બંને બાજુ સુંદર બારીક ઝાડ ચીતરેલાં છે. પ્રભુના મસ્તક ઉપર ધરણેન્દ્રની સાત ફણા તથા ફણા ઉપર છત્ર છે. વિસ્તૃત વર્ણન માટે જુઓ ચિત્ર ૧૧૧નું વર્ણન.

**ચિત્ર ૨૦૯** શ્રીપાર્શ્વનાથ પ્રભુનું સમવસરણ. સમવસરણના વર્ણન માટે જુઓ ચિત્ર ૭૨ નું વર્ણન. સોહન. પાના ૪૭ ઉપરથી.

**ચિત્ર ૨૧૦** તીર્થાધિરાજ શ્રીશત્રુંજય. સોહન આ પ્રતના ચિત્રકારનો આશય શ્વેતામ્બર જૈનોના

પાંચે પવિત્ર તીર્થસ્થાનો રજુ કરવાનો હોય એમ લાગે છે. સવારની પ્રાભાતિક સ્તુતિમા પ્રત્યેક જૈન નિમ્નલિખિત સ્તુતિથી એ પવિત્ર સ્થાન ઉપર મોક્ષે જનાર પુણ્યાત્માઓને વંદન કરે છે:

૧ ૨ ૩ ૪ ૫
આબુ અષ્ટાપદ ગીરનાર, સમેતશિખર શત્રુંજય સાર,
પંચતીર્થ એ ઉત્તમ ધામ, સિદ્ધિવર્યા તેને કરૂં પ્રણામ.

તીર્થાધિરાજ શ્રીશત્રુંજય ઉપર મૂળનાયક તરીકે શ્રીઆદીશ્વર પ્રભુની મૂર્તિ બિરાજમાન હોવાથી વૃષભના લાંછન-ચિહ્ન વાળી શ્રીઆદીશ્વર પ્રભુની મૂર્તિ ચિત્રકારે અત્રે રજુ કરી છે. ચિત્રની અંદર શિખરની ઉપરના ભાગમાં એક મોર અને એક સર્પનું ચિત્ર છે, જે બંને ચિત્રો આજે પણ મૂળનાયકના દેરાસરની પાછળના ભાગમાં રાયણ વૃક્ષની નીચે ડાબી બાજુએ વિદ્યમાન છે. વળી ચિત્રની ડાબી બાજુએ એક ઝાડ ચીતરીને રાયણના ઝાડની રજુઆત પણ ચિત્રકારે કરી છે. ચિત્રના મથાળે કાઉસગ્ગધ્યાને પાચ પાંડવોની સાધુ અવસ્થાની મૂર્તિઓ ચીતરેલી સ્પષ્ટ દેખાય છે (જૈન ધર્મની માન્યતા પ્રમાણે વીસકોટિ સાધુઓ સાથે પાંચે પાડવો શત્રુંજય ઉપર મોક્ષે ગયા છે). પાચે પાંડવોની સ્થાપત્ય મૂર્તિઓ આજે પણ શત્રુંજય પર્વત ઉપર વિદ્યમાન છે. ચિત્રની જમણી બાજુએ બેઠા ઘાટનાં શિખરવાળું પુંડરીક ગણધરની મૂર્તિવાળુ મંદિર ચીતરેલું છે. મૂર્તિની પલાઠીમાં પદ્મનું ચિહ્ન છે. આજે પણ મૂળનાયકના મંદિરની સામે જ આ મંદિર આવેલું છે. આ મૂર્તિમાં ખાસ વિશિષ્ટતા એ જ છે કે શત્રુંજય ઉપરના જિનમંદિર સિવાય કોઇપણ તીર્થના જિનમદિરની અંદરની ગણધરોની મૂર્તિઓ તીર્થંકરની માફક પદ્માસને પ્રાચીન શિલ્પીઓએ ઘડી નથી. મૂળ-નાયકના મંદિરનું શિખર બહુ જ ઊંચું, ઊડતી ધ્વજા સહિત ચિત્રકારે ચીતરીને તે સમયના જિન-મંદિરની વિશાલતાનો આબેહુબ ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. બંને મૂર્તિઓની નીચે એક પટ્ટીમા હાથીઓની એક હાર ચીતરેલી છે. નીચેના ભાગમાં પહાડની આકૃતિ છે. બંને મૂર્તિઓની ઠેઠ નીચે ધર્મચક્રની રચના બે હરણીઆઓના જોડલા મૂકીને કરી છે.

**ચિત્ર ૨૧૧** મહાતીર્થ શ્રીગીરનાર. સોહન. પ્રતમાથી શિખરબદ્ધ જિનમંદિરની મધ્યમા શંખના લંછનવાળી આભૂષણ સહિતની મૂળનાયક બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથની સુંદર મૂર્તિ ચીતરી છે. ચિત્ર ૨૧૦ની માફક આ ચિત્રમાં પણ શિખર ઉપર ધ્વજા ફરકી રહી છે. મૂળ નાયકની જમણી બાજુએ એક પુરુષ અને એક સ્ત્રી બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતાં દેખાય છે. ઘણું કરીને આ પ્રત ચીતરાવ-નાર ધણીધણીઆણી તેઓ હશે એમ લાગે છે. ડાબી બાજુએ કાઉસગ્ગધ્યાને ઉભેલી એક સ્ત્રીની આકૃતિ છે, જે ઘણું કરીને 'રાજિમતી'ની હોવી જોઇએ, કારણ કે મૂળનાયકના મંદિરથી જરા ઉચેની ટેકરી ઉપર 'રાજુલની ગુફા' નામની એક ગુફા આજે પણ ગિરનાર ઉપર વિદ્યમાન છે. રાજુલના ઉપરના ભાગમાં બે પદ્માસનસ્થ જિનમૂર્તિઓ છે જે ચીતરીને ચોથી અને પાચમી ટુંક બનાવવાનો આશય ચિત્રકારનો હોવો જોઇએ એમ લાગે છે. તે દેરીઓના ઉપરના ભાગમાં એક હંસપક્ષીનું જોડલું ચીતરેલું છે. ચિત્રની ડાબી બાજુના શિખર ઉપર એક પક્ષી ચીતરેલું છે તથા ઉપરના ખુણામાં પહાડની આકૃતિ કરી શ્રીનેમિનાથ ભગવાનના શાસનની અધિષ્ઠાયિકા અંબિકા-

યક્ષિણી તથા યક્ષની મૂર્તિઓ ચીતરેલી છે. ચિત્રના તળીઆના ભાગમાં બંને બાજુ એકેક ઝાડ અને યાત્રાળુઓ ડુંગર ઉપર ચડતા દેખાય છે. જમણી બાજુથી ચડતા યાત્રાળુના હાથમાં ફૂલની માળા તથા ડાબી બાજુથી ચડતા યાત્રાળુના જમણા હાથમાં કાંઇક વાજીંત્ર જેવું અને ડાબો હાથ ઊંચો કરેલો છે. નીચેના ભાગમાં ધર્મચક્રના દ્યોતક બે હરણીઆં ચીતરેલાં છે, પરંતુ અજાયબીની વાત એ છે કે બીજા ચિત્રો તથા સ્થાપત્ય કામોની માફક બંનેને એકબીજાની સન્મુખ નહિ રજુ કરતા અત્રે એકબીજાની પાછળ બેઠેલાં ચીતર્યાં છે.

## Plate LXVI

**ચિત્ર ૨૧૨** કુમાર અરિષ્ટનેમિનું બાહુબળ. કાંતિવિ. ૧ના પાના ૬૧ ઉપરથી. અરિષ્ટનેમિકુમાર એકવાર મિત્રોની પ્રેરણાથી કેવળ ક્રીડાની ખાતર કૃષ્ણ વાસુદેવની આયુધશાળામાં જઇ ચડ્યા. ત્યાં કૌતુક જોવાની ઉત્સુકતાવાળા કેટલાક મિત્રોની વિનંતિથી શ્રીઅરિષ્ટનેમિકુમારે કૃષ્ણના ચક્રને આંગળીના ટેરવા ઉપર રાખી, કુંભારના ચાકડાની માફક ફેરવવા માંડ્યું. સારંગ નામનું ધનુષ્ય કમળના નાળચાની પેઠે વાંકું વાળી દીધું અને કૌમુદિકી નામની ગદા લાકડાની પેઠે ઉપાડી ખભા ઉપર મૂકી દીધી. પાંચજન્ય નામનો શંખ તો એવા જોરથી ફૂંક્યો કે મોટામોટા ગજેન્દ્રો બંધનસ્તંભને ઉખેડી નાખી, સાંકળો તોડી-ફોડી નાસાનાસ કરવા લાગ્યા અને નગરજનો ત્રાસથી થરથરવા લાગ્યા.

કૃષ્ણનું ચિત્ત પણ એ શંખધ્વનિ સાંભળતાં જ શંકા અને ભયના હિંડોળે ચડ્યું. તેમને લાગ્યું કે: 'જરૂર, મારો કોઈ મહાવૈરી અથવા પ્રતિસ્પર્ધી ઉત્પન્ન થયો. તે સિવાય આમ ન બને.' તે તત્કાળ પોતાની આયુધશાળામાં આવ્યા.

પોતાના ભુજબળની સાથે તુલના કરવાના ઇરાદાથી કૃષ્ણે શ્રીઅરિષ્ટનેમિકુમારને કહ્યું કે: 'બંધુ, ચાલો આપણે આપણા બાહુબળની પરીક્ષા કરી જોઇએ.' નેમિકુમારે નિઃશંકપણે એ આવાહન સ્વીકાર્યું અને બંને જણા મલ્લના અખાડામાં આવ્યા.

નેમિકુમારે શ્રીકૃષ્ણને કહ્યું કે: 'બંધુ! કોઇને જમીન ઉપર નાખી દેવો અને તેને પૃથ્વી ઉપર રગદોળવો એ તો સાધારણ માણસનું યુદ્ધ ગણાય. આપણે જો બળની પરીક્ષા જ કરવી હોય તો પરસ્પરની ભુજાને કોણ કેટલી નમાવે છે ને ઉપરથી પૂરતી ખાત્રી થઈ શકે એમ છે.' કૃષ્ણે એ વાત કબુલી અને તરત જ પોતાનો હાથ લંબાવ્યો. કૃષ્ણે લાંબા કરેલા બાહુને નેમિકુમારે તો નેતરની સોટીની પેઠે જોતજોતામાં વાળી નાખ્યો. પછી નેમિકુમારે પોતાનો ડાબો હાથ લબાવ્યો. વૃક્ષની શાખા જેવા શ્રીનેમિકુમારના બાહુને વિષે શ્રીકૃષ્ણ વાંદરાની જેમ લટકી રહ્યા.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના શંખ ફૂંકવાના ચિત્રથી થાય છે. શ્રીકૃષ્ણ વાસુદેવની આયુધશાળામાં શ્રીઅરિષ્ટનેમિકુમાર શંખ ફૂંકતાં દેખાય છે. સામે લાકડાના પાટ ઉપર શંખ મૂકેલો છે; શંખની પાછળ એક પોપટ છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં વર્ણવેલો શ્રીઅરિષ્ટનેમિકુમારના અનન્ય બાહુબળનો પ્રસંગ જોવાનો છે. શ્રીઅરિષ્ટનેમિકુમારની ભુજાને વાળવા જતાં શ્રીકૃષ્ણ વાસુદેવ વાંદરાની માફક લટકી

પડેલા દેખાય છે, બાજુમાં ગદા અને ચક્ર વાસુદેવનાં આયુધો પડેલાં છે, ઉપર ચંદરવામાં એક હંસ ચીતરેલો છે.

**ચિત્ર ૨૧૩** જલક્રીડા. કાંતિ વિ. ૧ પાના ૬૨ ઉપરથી.

શ્રીઅરિષ્ટનેમિકુમારનું અનન્ય બાહુબળ જોઇને શ્રીકૃષ્ણ વિચારવા લાગ્યા કે: 'આ મહા-બળવાન નેમિકુમાર ધારે તો રમતમાં મારૂં રાજ્ય પડાવી લે.' તેથી પોતાના અંતઃપુરની ગોપીઓ સાથે શ્રીઅરિષ્ટનેમિકુમારને રૈવતાચલના ઉદ્યાનમાં જલક્રીડા કરવા લઇ ગયા. કૃષ્ણે પ્રેમથી પ્રભુનો હાથ ઝાલી સરોવરની અંદર ઊતાર્યા અને સુવર્ણની પિચકારીમાં કેસરવાળું જળ ભરી પ્રભુ ઉપર સીંચવા માંડ્યું. તેમણે પોતાની રૂક્મિણી વગેરે ગોપીઓને પણ આગળથી જ કહી રાખ્યુ હતું કે: 'તમારે નિઃશંકપણે જલક્રીડા કરવી અને કોઇપણ રીતે તેની વિવાહ કરવાની ઇચ્છા થાય તેમ કરવું.'

ચિત્રમાં કૃષ્ણવાસુદેવની આજ્ઞાથી ગોપીઓ અરિષ્ટનેમિકુમારની સાથે જળક્રીડા કરતી દેખાય છે. આજુબાજુ જે પગથિયાં છે તે વાવમાં ઊતરવા માટે છે. પગથિયાં ઉપર બંને બાજુ એકેક ગોપી ઊભી છે, પાણીમાં વચ્ચે શ્રીનેમિકુમાર તથા શ્રીકૃષ્ણવાસુદેવ ઊભેલા છે, બંને બાજુ એકેક ઝાડ તથા ભ્રમર ઊડતો દેખાય છે.

**ચિત્ર ૨૧૪** શ્રીનેમિનાથ ઘોડે બેસીને પરણવા જાય છે. કાંતિવિ. ૧ ના પાના ૬૪ ઉપરથી. રાજિમની અને સખીઓ વાર્તાલાપ કરતી હતી તેટલામા કોણ જાણે ક્યાંથી, અચાનક નેમિકુમારના કાને પશુઓનો આર્ત્તનાદ-સ્વર અથડાયો. નેમિકુમાર એ સ્વર સાંભળતાં જ ઘવાયા, તેથી પોતાના સારથીને અત્યંત આતુરતાપૂર્વક પૂછ્યું: 'આ ભયંકર સ્વર ક્યાંથી આવે છે?' સારથીએ ખુલાસો કર્યો કે: એમા ગભરાવાનું કાંઈ જ કારણ નથી. આપના વિવાહ નિમિત્તે ભોજન માટે એકઠાં કરેલાં પશુઓનો જ એ દુર્બળ સ્વર છે.'

નેમિકુમાર વિચારવા લાગ્યા કે: 'જે વિવાહોત્સવ નિમિત્તે આટલા બધાં પશુ-પંખીઓનો સંહાર થવાનો હોય તેને લગ્ન મહોત્સવ કહેવો કે મૃત્યુમહોત્સવ કહેવો તેજ સમજાતું નથી. એવા હિંસામય વિવાહને ધિક્કાર હો!'

નેમિકુમાર વિચારમાંથી જાગૃત થયા અને સારથિને કહ્યું: 'સારથિ રથ પાછો વાળો.' એ વખતે એક હરણ શ્રીનેમિનાથની સામે જોતો અને પોતાની ગરદનથી હરણીની ગરદનને ઢાંકી દેતો ઊભો હતો.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. નેમિકુમારને ઘોડા ઉપર બેસીને આવતાં ગોખમાં બેઠેલી રાજિમતી જોઇ રહી છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં વર્ણવેલો રથ પાછો વાળવાનો પ્રસંગ જોવાનો છે. આઠ હરણિયાંઓ ઊંચા મુખે પોકાર કરતાં દેખાય છે અને તે સાંભળીને નેમિકુમારના કહેવાથી સારથીએ રથ પાછો વાળેલો દેખાય છે. હાંસીઆમાં ઉપર અને નીચે એકેક હરણ ચીતરેલું છે.

## Plate LXVII

**ચિત્ર ૨૧૫** શ્રીઋષભદેવ. સોહન. અગાઉ આપણે સમેતશિખર, શત્રુંજય, ગીરનાર વગેરેના ચિત્રોનો

ઉલ્લેખ કરી ગયા, આ ચિત્ર પણ અર્બુદગિરિના મૂળનાયક શ્રીઋષભદેવની મૂર્તિની રજુઆત કરવા માટે ચીતરેલું હોય એમ લાગે છે. પલાંઠીમાં વૃષભનું લંછન સ્પષ્ટ દેખાય છે.

**ચિત્ર ૨૧૬** શ્રીમારૂદેવાની મુક્તિ. કાંતિવિ. ૧. પાના ૭૧ ઉપરથી.

ભરત મહારાજાએ મારૂદેવા માતાને પણ પોતાની સાથે લીધા અને તેમને હાથી ઉપર બેસાર્યાં. સમવસરણની નજીક આવતા જ ભરતે માતા મારૂદેવાને કહ્યું કેઃ 'માતાજી! આપના પુત્રની ઋદ્ધિ સામે એકવાર દૃષ્ટિ તો કરો! ભરતના આનંદોદ્‌ગાર સાંભળી મારૂદેવા માતાના અંગેઅંગ રોમાંચિત થયાં. પાણીના પ્રવાહથી જેવી રીતે કાદવ ધોવાઇ જાય તેવી રીતે આનંદાશ્રુવડે તેમનાં પડળ પણ ધોવાઈ ગયા. પ્રભુની છત્ર–ચામર વગેરે ઋદ્ધિ જોઇ મનમા વિચારવા લાગ્યાં કેઃ ખરેખર મોહથી વિહ્‌વળ બનેલા પ્રાણીઓને ધિક્કાર છે! પોતાનો સ્વાર્થ હોય ત્યાંસુધી જ સહુ સ્નેહ બતાવે છે! આ ઋષભના દુઃખની નકામી ચિંતા કરી કરીને અને રડી રડીને આંધળી થઇ છતાં સુરઅસુરથી સેવાતા અને આવી અનુપમ સમૃદ્ધિ ભોગવતા આ ઋષભે મને સુખ સમાચારનો સંદેશો પણ ન મોકલ્યો! આવા સુખમા માતા શેની યાદ આવે? એવા સ્વાર્થી સ્નેહને હજારોવાર ધિક્કાર હો!' એવી ભાવના ભાવતાં મારૂદેવા માતાને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને તેજ ક્ષણે આયુષ્યનો ક્ષય થવાથી તેઓ મુક્તિ પામ્યા.

ચિત્રમા હાથી ઉપર આગળ બેઠેલા શ્રીમારૂદેવા માતા છે, જેમના ડાબા હાથમા શ્રીફળ છે; પાછળ બેઠેલા ભરતચક્રવર્તિ છે; તેમનાં માથા ઉપર છત્ર છે, હાથીની આગળ જમણા ખભા ઉપર તલવાર તથા ડાબા હાથમાં ઢાલ રાખીને ચાલતો પદાતિ સૈનિક છે.

**ચિત્ર ૨૧૭** શ્રીબાહુબલિની તપસ્યા. કાંતિવિ. ૧ ના પાના ૭૩ ઉપરથી. 'વીરા! મારા ગજ થકી હેઠા ઉતરો, સર્વ સાવદ્યનો ત્યાગ થયો.' પણ બાહુબલિ મુનિ અભિમાનનો ત્યાગ ન કરી શક્યા. તેમને વિચાર થયો કે 'જો હું હમણાં ને હમણાં જ પ્રભુ પાસે જઇશ તો મારે મારા નાના ભાઇ, પણ દીક્ષા પર્યાયથી મોટા ગણાતા ભાઇઓને વંદન કરવું પડશે. હું આવો મોટો છતા નાના ભાઇઓને વંદન કરૂં એ કેમ બને? એટલે હવે જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે જ પ્રભુ પાસે જવાનું રાખીશ.' આવા અહંકારને અહંકારમાં જ એક વર્ષ પર્યંત કાઉસગ્ગધ્યાનમાં ઊભા રહ્યા. વરસને અંતે પ્રભુએ મોકલેલી બ્રાહ્મી અને સુંદરી નામની તેમની સાધ્વી બ્હેનોએ આવીને કહ્યું કેઃ 'હે વીરા' અભિમાનરૂપી હાથીથી નીચે ઉતરો.' બાહુબલિના હૃદય ઉપર એ પ્રતિબોધની તત્ક્ષણ અસર થઇ અને અહંકારરૂપી ગજથકી નીચે ઉતરી જેવો પગ ઉપાડ્યો કે તેજ વેળા તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ.

ચિત્રમાં વચ્ચે બાહુબલિ મુનિ કાઉસગ્ગધ્યાનમાં ઊભેલા છે, આજુબાજુ ઝાડ ઊગેલાં છે, નીચે બંને બ્હેનો આવીને પ્રતિબોધ કરતી ઊભી છે.

**ચિત્ર ૨૧૮** શ્રીઋષભદેવનુ નિર્વાણ. સોહનવિ. પ્રતમાંથી વર્ણન માટે જુઓ. ચિત્ર ૧૦૦ તથા ૧૧૨નુ વર્ણન. આ ચિત્રમાં અષ્ટાપદ પર્વત ઉપર ઋષભદેવ પ્રભુ નિર્વાણ પામેલા હોવાથી આઠ પગથીઆ ચીતરીને અષ્ટાપદની રજુઆત કરી છે.

## Plate LXVIII

**ચિત્ર ૨૧૯** શ્રીઋષભદેવનું પાણિગ્રહણ. કાંતિવિ. ૧. પાના ૭૦ ઉપરથી. 'પ્રથમ તીર્થંકરનો વિવાહ કરવો એ અમારો આચાર છે' એમ વિચારી કરોડો-દેવ દેવીઓથી પરિવરેલો ઇન્દ્ર પ્રભુ પાસે આવ્યો અને વિવાહ આરંભ્યો. પ્રભુનું વર સંબંધીનું સઘળું કાર્ય ઇન્દ્રે પોતે તથા દેવોએ કર્યું, અને બંને કન્યાનું વધૂ સંબંધી કાર્ય દેવીઓએ કર્યું.

ચિત્રમાં આજની માફક ચારે દિશામાં ચોરીના છોડ બાંધેલાં છે. દરેક છોડમાં ચોરી ઉપર કેળનાં પાંદડાં બાંધેલાં છે. ઉપર છત્ર ચીતરેલું છે. ચોરીની આગળ ઉપરના ભાગમાં તોરણ બાંધેલું છે. પ્રભુ સંસારાવસ્થામાં એક સ્ત્રી સાથે હસ્તમેળાપ કરતા ચિત્રમાં દેખાય છે. બંનેની વચ્ચે નીચે એક બ્રાહ્મણ બેઠેલો છે અને તે અગ્નિમાં ઘીની આહુતિ આપતો દેખાય છે. ઠેઠ નીચે બે પુરુષો તથા બે સ્ત્રીઓ ચીતરેલાં છે. સૌથી આગળ પ્રથમ પુરુષના જમણા હાથમાં ફૂલ છે, બીજા પુરુષનો જમણો હાથ ઉંચો કરેલો દેખાય છે; સ્ત્રીઓમાં એક સ્ત્રીના હાથમાં રામણ દીવો સળગતો, અને બીજીના હાથમાં શ્રીફળ દેખાય છે. આ સ્ત્રી-પુરુષો મનુષ્યો નથી પણ દેવો છે, તે બતાવવા દરેક ચ્હેરાની પાછળ દિવ્યતેજ બતાવવા માટે ગોળ ભામંડળો સફેદ રંગથી ચીતરેલાં છે. આ ચિત્ર પંદરમા સૈકાની લગ્નવ્યવસ્થાનો સુંદર ખ્યાલ આપે છે.

**ચિત્ર ૨૨૦** શ્રીઋષભદેવનો રાજ્યાભિષેક. ઉપરના પાનાની ડાબી બાજુનો ચિત્ર પ્રસંગ. વર્ણન માટે જુઓ ચિત્ર ૧ નું વર્ણન.

**ચિત્ર ૨૨૧** કલ્પસૂત્રનાં બે સુંદર શોભન-આલેખનો. હંસવિ. ૨ ની પ્રતમાંથી કથા પ્રસંગો સાથે. ઉપરના હેડીંગની બે પટ્ટીઓ સુશોભનકળાના સુંદર નમૂના રજુ કરે છે. ઉપરની પટ્ટીમાં અષ્ટમંગલ તથા ખાલી જગામા ઘોડા, હાથી તથા કમલ અને નીચેની પટ્ટીમાં હાથીની વિવિધ પ્રકારની ક્રીડાઓ ચિત્રકારે ચીતરીને કમાલ કરી છે.

## Plate LXIX

**ચિત્ર ૨૨૨** કોશાનૃત્ય. કાંતિવિ. ૧. પાના ૭૮ ઉપરથી.

સ્થૂલિભદ્રના ઉપદેશથી પ્રતિબોધ પામેલી કોશાને ત્યા એક કામી રથકારે આવી, પોતાનું કૌશલ્ય બતાવવા સારૂ, પ્રથમના બાણના મૂળના ભાગમા બીજું અને બીજા બાણના મૂળના ભાગમાં ત્રીજું એમ કેટલાંક બાણ મારી, દૂર રહેલ આંબાની લુંબ તોડી નાખી. રથકારના એ ગર્વને તોડવા કોશાએ સરસવના ઢગલા ઉપર સોય અને સોયના અગ્રભાગ ઉપર ફૂલ મુકાવી તેની ઉપર નૃત્ય કરી બતાવ્યું, એવું અદ્ભુત નૃત્ય કરવાં છતાં તેણીએ કહ્યું કે:

**न दुक्करं अंबयलुंबितोडणं, न दुक्करं नच्चिया सरिसवइ ।**

**तं दुक्करं तं च महाणुभावं जं सो मुणी पमयावणे वसंतो ।**

અર્થાત્-'આંબાની લુંબ તોડવી એમાં કંઇ જ દુષ્કર નથી, સરસવ ઉપર નાચવું એ પણ એટલું બધુ દુષ્કર નથી, પરંતુ જે મહાનુભાવ મુનિએ પ્રમદારૂપી વનમા પણ નિર્મોહીપણું દાખવ્યું તે

તો દુષ્કરમાં દુષ્કર ગણાય.' એક કવિ કહે છે કેઃ

वेश्या रागवती सदा तदनुगा षड्भी रसैर्भोजनं,
शुभ्रं धाम मनोहरं वपुरहो नव्यो वयः संगमः।
कालोऽयं जलदाविलस्तदपि याः कामं जिगायादरात्,
तं वंदे युवतीप्रबोधकुशलं श्रीस्थूलभद्रं मुनिम्॥'

અર્થાત્-'વેશ્યા રાગવાળી હતી, હમેશા પોતાના કહેવા પ્રમાણે જ વર્તનારી હતી, ષડ્રસથી ભરેલાં-ભાવતાં ભોજનો મળતાં હતાં, સુંદર ચિત્રશાળા હતી, મનોહર શરીર હતું, ખીલતું યૌવન હતું અને કાળા મેઘથી છવાએલી વર્ષાઋતુ હતી; એટલું છતાં જેમણે આદરપૂર્વક કામ(દેવ)ને પોતાના કાબુમાં રાખ્યો એવા યુવતીજનોને બોધ આપવામાં કુશળ શ્રીસ્થૂલભદ્ર મુનિને હું વંદન કરૂં છું.'

ચિત્રમાં રથકાર ડાબા હાથમા ધનુષ્ય અને જમણા હાથમાં બાણ રાખી ધનુષ્યની પણછ ચઢાવીને આંબાના ઝાડ તરફ તાકીને કેરી ઉપર મારતો જણાય છે. તેનો ડાબો પગ ઉંચો છે અને તેની નીચે કળા તથા વસંતઋતુને સુચવનારો મોર ઉંચું મુખ કરીને ટહુકતો દેખાય છે. કોશા નર્તકી સરસવના ઢગલા ઉપર સોય, સોય ઉપર ફૂલ, અને ફૂલ ઉપર જમણો પગ રાખી ડાબો પગ ઢીંચણ સુધી વાળી નૃત્ય કરતી દેખાય છે. તેણીએ બંને હાથમાં ફૂલ, ગળામાં ફૂલની માળા, માથે મુકુટ, કાનમાં કુંડળ વગેરે આભૂષણો તથા કંચુકી અને ઉત્તરીય વસ્ત્ર વગેરે વસ્ત્રાભૂષણો પરિધાન કરેલાં છે.

કોશાનર્તકીના આ એક જ પ્રસંગને લગતાં કુલ ત્રણ ચિત્રો પ્રસ્તુત ગ્રંથમાં રજુ કર્યાં છે, પ્રસંગ એક હોવા છતાં ત્રણેના પહેરવેશો તે ચિત્રો જુદાજુદા પ્રદેશમાં ચીતરાએલા હોવાથી જુદીજુદી જાતના ચિત્રકારે રજુ કર્યા છે. દા.ત. ચિત્ર ૧૯૬ વાળું ચિત્ર યવનપુર (હાલનું જોનપુર) મારવાડમા ચીતરાયેલું છે, તેથી તેનો પહેરવેશ મારવાડી જેવો, ચિત્ર ૧૯૮ વાળા ચિત્રનો પહેરવેશ બર્મા અગર જાવા તરફના લોકોના જેવો, અને આ ચિત્ર ૨૨૨ વાળું ચિત્ર મંડપદુર્ગ (હાલનું માંડવગઢ) માલવામા ચીતરાયેલું હોવાથી તેનો પહેરવેશ માલવાના પ્રજાજન જેવો. આવી રીતના જુદાજુદા પહેરવેશોની રજુઆત આપણને આ એક જ ચિત્ર પ્રસંગમાંથી મળી આવે છે.

**ચિત્ર ૨૨૩** શ્રીઆર્યસ્થૂલભદ્ર અને સાત સાધ્વીબ્હેનો. કાતિવિ. ૧ પાના ૭૮ ઉપરથી.

એકવાર વંદન કરવા આવેલી યક્ષા સાધ્વી વગેરે પોતાની બ્હેનોને શ્રીસ્થૂલભદ્રે પોતાની વિદ્યાના જોરથી પોતાનું સિંહ રૂપ દેખાડ્યું. જ્યારે શ્રીભદ્રબાહુસ્વામીએ આ હકીકત સાંભળી ત્યારે તેઓને ઘણી દિલગીરી થઇ અને તેમણે કહ્યું કે, 'હવે તમે વાચના માટે અયોગ્ય છો.'

ચિત્રમા ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના સિંહના ચિત્રથી થાય છે. શ્રીસ્થૂલભદ્ર સિંહનું રૂપ કરી બેઠેલા છે, બે સાધ્વી બ્હેનો હસ્તની અંજલિ જોડીને વંદન કરતી તથા સિંહનું રૂપ જોઇ વિસ્મિત થએલી દેખાય છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચે ચિત્રમાં વર્ણવેલો સ્થૂલભદ્રની સાધુ અવસ્થાનો પ્રસંગ જોવાનો છે. જમણા હાથમાં મુહપત્તિ રાખીને, સામે અંજલિ જોડીને ઊભી રહેલી બે સાધ્વી બ્હેનો સાથે તેઓ કાંઇક વાતચિત કરતા

દેખાય છે. જમણી તરફના હાંસીઆના ઉપરના ભાગમાં એક સાધુ તથા નીચેના ભાગમાં એક નર્તકીની રજુઆત કરીને સ્થૂલભદ્રમુનિ અને કોશાનો પ્રસંગ તાદશ કર્યો છે. પ્રાચીન ચિત્રોની માફક આ ચિત્રમાં પણ સાધુનો એક ખભો ખુલ્લો તથા સાધ્વીઓનું આખું શરીર ગરદનની નીચેના ભાગથી આચ્છાદિત થએલું દેખાય છે.

**ચિત્ર ૨૨૪** શ્રી જંબુકુમાર અને આઠ સ્ત્રીઓ. કાંતિવિ. ૧ ના પાના ૭૬ ની જમણી બાજુ ઉપરથી. ચિત્રમાં શ્રીજંબુકુમાર લગ્નની પ્રથમ રાત્રિએ જ પોતાની આઠે સ્ત્રીઓને સંસારની અસારતાનો ઉપદેશ આપતા હોય એમ લાગે છે. આઠે સ્ત્રીઓ અને જંબુકુમાર પોતે પણ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થએલાં દેખાય છે.

**ચિત્ર ૨૨૫** શ્રીશય્યંભવભટ્ટ અને જૈન સાધુઓ. કાંતિવિ. ૧ ના પાના ૭૬ ની ડાબી બાજુ ઉપરથી. એક દિવસે શ્રીપ્રભવસ્વામીએ પોતાની પાટે સ્થાપવાને યોગ્ય કોઈ પોતાના ગણમાં કે સંઘમાં છે કે નહીં તે જાણવા જ્ઞાનનો ઉપયોગ મૂક્યો, પણ તેવો યોગ્ય પુરુષ દેખાયો નહી. તેથી પરતીર્થમા ઉપયોગ મૂકતાં રાજગૃહ નગરમાં યજ્ઞ કરતો શય્યંભવભટ્ટ તેમના જોવામાં આવ્યો. પછી તેમની પ્રેરણાથી બે શિષ્યો ત્યાં ગયા અને બોલ્યા કે: '**अहो कष्टमहो कष्टं तत्त्वं न ज्ञायते परं**' એટલે કે ખરેખર આ તો કષ્ટ જ છે, શ્રેષ્ઠ તત્ત્વ કાંઈ જણાતું નથી!

ચિત્રમા ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના યજ્ઞના ચિત્રથી થાય છે. શય્યંભવભટ્ટ યજ્ઞ કરતા દેખાય છે અને બાજુમાં બે સાધુઓ ઉપરના શબ્દો બોલતા દેખાય છે! આ સાંભળીને યજ્ઞ કરતા શય્યંભવભટ્ટે ગુરુને આ બાબતનો ખુલાસો પૂછતાં યોગ્ય ઉત્તર નહી મળવાથી ચિત્રના અનુસંધાને, નીચેના પ્રસંગમાં વર્ણવેલો પ્રભવસ્વામી પાસે તત્ત્વની ચર્ચાનો પ્રસંગ જોવાનો છે. પ્રભવસ્વામી ભદ્રાસન ઉપર બેઠેલા છે. સામે શય્યંભવ ભટ્ટ તત્ત્વની ચર્ચા કરતા પોતાને સંતોષકારક પ્રત્યુત્તર મળવાથી પ્રભવસ્વામી પાસે દીક્ષા લે છે.

## Plate LXX

**ચિત્ર ૨૨૬** શ્રીઆર્યવજ્રનો પુણ્યપ્રભાવ. કાંતિવિ. ૧ ના પાના ૭૯ ની જમણી બાજુ ઉપરથી.

ધનગિરિ અને તેમની માતા સુનંદા તુંબવન નામના ગામમાં રહેતા હતા. સુનંદાને ગર્ભવની અવસ્થામાં ત્યજી દઇને ધનગિરિએ દીક્ષા લીધી હતી. પાછળથી સુનંદાએ એક પુત્રને જન્મ આપ્યો. તે પુત્ર જન્મતાંની સાથે પોતાના પિતાએ દીક્ષા લીધી છે એવું સાંભળ્યુ કે તરતજ તેને જાતિ-સ્મરણજ્ઞાન (પોતાના પૂર્વભવ સંબંધીનું જ્ઞાન) થયું. માતાને પોતાની ઉપર જરાયે મોહ ન થાય એટલા સારૂ તે હમેશાં રડીરડીને માતાને કંટાળો આપવા લાગ્યા. તેથી તેમની માતાએ તે છ માસના થયા ત્યારે જ ધનગિરિને વહોરાવી દીધા. ધનગિરિએ તેમને પોતાના ગુરુના હાથમાં સોંપ્યા. ગુરુએ બહુ વજન હોવાને લીધે તેમનું વજ્ર એવું ગુણનિષ્પન્ન નામ પાડ્યુ. તે પારણામાં રહ્યા રહ્યા અગ્યાર અંગ ભણ્યા.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના

ચિત્રથી થાય છે. ધનગિરિ મુનિ ભદ્રાસન ઉપર બેઠેલા છે. તેમની સન્મુખ સ્થાપનાચાર્ય છે. સ્થાપનાચાર્યની બાજુમાં સુનંદા બે હાથમાં વજ્રસ્વામીને ઊંચા લઇને ધનગિરિ મુનિને વહોરાવતી દેખાય છે. પછી ચિત્રના અનુસંધાને, નીચેના પ્રસંગમાં વજ્રસ્વામી બાળક હોવાથી પારણામાં બેઠા છે; પારણાની બાજુમાં ચાર સાધ્વીઓ હાથમાં મુહપત્તિ રાખીને પાઠ કરતી દેખાય છે જે વજ્રસ્વામી સાંભળે છે.

**ચિત્ર ૨૨૭** શ્રીવજ્રસ્વામીની દેશના. કાતિવિ. ૧ ના પાના ૭૯ ની ડાબી બાજુ ઉપરથી. વજ્રસ્વામીને પાટલિપુત્રના એક ધનશ્રેષ્ઠિએ કરોડ ધન સાથે પોતાની પુત્રી પરણાવવા કહ્યું; અને પેલી પુત્રી પણ સાધ્વીઓ પાસેથી વજ્રમુનિના ગુણો સાંભળીને એટલી બધી મુગ્ધ બની હતી કે 'હું વરું તો વજ્રને જ વરું' એવો નિશ્ચય કરી બેઠી હતી, છતાં વજ્રમુનિ એ મોહમાં ન ફસાયા અને પેલી રૂક્મિણી નામની કન્યાને પ્રતિબોધી દીક્ષા આપી. વળી એક વખત દેશભરમાં ભારે દુષ્કાળ પડવાથી શ્રીસંઘને વિદ્યાના બળથી પોતાના વસ્ત્ર ઉપર બેસાડી એક સુકાળવાળા ક્ષેત્રમાં લઈ ગયા.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત વજ્રસ્વામીની દેશનાના ઉપરના પ્રસંગથી થાય છે. ભદ્રાસન ઉપર બેસીને વજ્રસ્વામી દેશના આપતાં સામે બેઠેલો ધનશ્રેષ્ઠિ વગેરે શ્રોતાવર્ગ બે હસ્તની અંજલિ જોડીને દેશનાનું શ્રવણ કરતો દેખાય છે; વચ્ચે સ્થાપનાચાર્ય છે, જેની બાજુમાં સૌથી આગળ બે હાથ જોડીને રૂક્મિણી કન્યા કે જેને વજ્રસ્વામીએ પ્રતિબોધીને દીક્ષા આપી હતી તે દેશનાનું શ્રવણ કરતી બેઠેલી છે. આ પછી ચિત્રના અનુસંધાને, વજ્રસ્વામીએ વિદ્યાના બળથી વિશાળ પટ વિકુર્વેલો છે તે પ્રસંગ જોવાનો છે.

**ચિત્ર ૨૨૮** બારવર્ષીદુષ્કાળ સમયે સાધુઓના અનશન. કાતિવિ. ૧ ના પાના ૮૧ ઉપરથી. પોતાનું મૃત્યુ નજીક આવી પહોંચેલું જાણી વજ્રસ્વામીજીએ પોતાના વજ્રસેન નામના શિષ્યને કહ્યું કે: 'હવે બાર વર્ષનો ભયંકર દુષ્કાળ પડવાનો છે અને જે દિવસે લક્ષ મૂલ્યવાળા ચોખામાંથી તને ભિક્ષા મળે તે દિવસે સુકાળ થવાનો એમ જાણી લેજે.' એટલું કહીને તેઓ પોતાની સાથે રહેલા સાધુઓને લઇ ત્યાં રહ્યા અને વજ્રસેનમુનિ અન્યત્ર વિહાર કરી ગયા.

હવે વજ્રસ્વામીની સાથે રહેનારા સાધુઓ અનેક ઘર ભમતા પણ ભિક્ષા મેળવી શકતા ન હોતા એટલે ભિક્ષા વિના ક્ષુધા સહન કરવામાં અશક્ત બનેલા અને અન્નની વૃત્તિ રહિત તેઓ નિરંતર ગુરુએ લાવી આપેલા વિદ્યાપિંડનો ઉપયોગ કરવા લાગ્યા. એકદા ગુરુમહારાજે કહ્યું કે: 'બાર વર્ષ સુધી આ પ્રમાણે વિદ્યાપિંડનો ઉપભોગ કરવો પડશે માટે જો તમારા સંયમને બાધા ન લાગતી હોય તો તો હું તમને દરરોજ લાવી આપું. નહિ તો આપણે અન્નની સાથે જ શરીરનો પણ ત્યાગ કરી દઇએ.' આ પ્રમાણેનું ગુરુમહારાજનું વચન સાંભળીને ધર્મરાગી એવા તે સાધુઓ બોલ્યા કે: 'આ પોષણરૂપ વિદ્યાપિંડને અને પોષવા લાયક આ પિંડ (શરીર)ને પણ ધિક્કાર થાઓ. હે ભગવન્! અમારા પર પ્રસાદ કરો, કે જેથી આ પિંડ (દેહ)નો પણ અમે ત્યાગ કરીએ!' પછી તે સર્વ મુનિઓને લઇને વજ્રસ્વામીજી રથાવર્ત્ત પર્વત ઉપર ગયા અને અનશન કરી દેવલોક પામ્યા.

સોપારાનગરમાં જિનદત્ત શ્રાવકના ઘરમાં, લક્ષમૂલ્યવાળું અન્ન રાંધીને તેની ઇશ્વરી નામની સ્ત્રી તેમાં ઝેર ભેળવવાનો વિચાર કરી રહી હતી, તેટલામાં વજ્રસ્વામીજીના મુખ્ય શિષ્ય શ્રીવજ્રસેન

ત્યાં આવી પહોંચ્યા ને ગુરુનું વચન સંભળાવી તેને અટકાવી. બીજે દિવસે સવારમાં–પ્રભાતમાં જ સુકાળ થયો.

ચિત્રમાં ઉપર વચ્ચે અને નીચે એમ ત્રણ પ્રસંગો છે; કથાના પરિચયની શરૂઆત વચ્ચેના વિદ્યાપિંડના ચિત્રથી થાય છે. ભદ્રાસન ઉપર વજ્રસ્વામીજી બેઠાં છે. સામે પાત્રમાં વિદ્યાપિંડ હોય એમ લાગે છે. દરેક શિષ્યના હાથ મધ્યેના એકેક પાત્રમાં તેઓ વિદ્યાપિંડ આપતા દેખાય છે. આ પછી ચિત્રના અનુસંધાને, ઉપરનો વજ્રસ્વામીજી તથા તેઓના શિષ્યોના અનશનનો પ્રસંગ જોવાનો છે, ત્યાર પછી સૌથી નીચેનો ઇશ્વરી શ્રાવિકા વજ્રસેન મુનિને હર્ષિત થઇને લક્ષમૂલ્યના ચોખા--ભાત વહોરાવતી દેખાય છે. અગ્નિ ઉપર ભાતની હાંલ્લીઓ ચડાવેલી છે. વજ્રસેન મુનિના પાત્ર નીચે આહારનો છાંટો બિંદુ જમીન ઉપર પડીને તેના અંગે જીવોની વિરાધના થવા ન પામે તે માટે થાળ મુકેલો છે. વજ્રસેન મુનિની પાછળ એક શિષ્ય જમણા હાથમા પાત્ર રાખીને ઊભેલો છે.

**ચિત્ર ૨૨૯** પુસ્તકાલેખન. કાંતિવિ. ૧. પાના ૮૪ ઉપરથી. વીરનિર્વાણ સંવત ૯૮૦ વિ.સં. ૫૧૦ (ઇ.સ. ૮૫૩)મા દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના આધિપત્યપણા નીચે આગમો પુસ્તકારૂઢ થયાં.

ચિત્રમા ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. કથાના પરિચયની શરૂઆત ઉપરના પુસ્તકાલેખનના ચિત્રથી થાય છે. ચતુર્વિધ સંઘ સમક્ષ ભદ્રાસન ઉપર બેસીને શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ ડાબા હાથમાં પુસ્તક તથા જમણા હાથમાં પકડેલી લેખનથી પુસ્તક લખતા હોય એમ લાગે છે સામે બે સાધુઓ તથા બે શ્રાવકો હસ્તની અંજલિ જોડીને બેઠેલા છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેનો પુસ્તક સુધારવાની પદ્ધતિનો પ્રસગ જોવાનો છે. ગુરુમહારાજ ગ્રંથ સુધારતા જણાય છે કારણ કે સામે બેઠેલા શિષ્યના હાથમાં મષીભાજન પકડેલું છે. પંદરમા સૈકાના સમયની લેખનપદ્ધતિ તથા ગ્રંથ સુધારણા પદ્ધતિનો સુંદર પુરાવો આ ચિત્ર આપણને પુરો પાડે છે.

## Plate LXXI LXXII and LXXIII

**ચિત્ર ૨૩૦–૨૩૧–૨૩૨** કલ્પસૂત્રના સુશોભનો. હંસવિ. ૧ ની પ્રતના સુશોભન કળાના સુંદર નમૂનાઓ.

## Plate LXXIV

**ચિત્ર ૨૩૩** હંસવિ. ૧ ના પાના ૨૯ ઉપરથી. ગર્ભ નહિ ફરકવાથી ત્રિશલાનો શોક.

શ્રમણ ભગવાન મહાવીરે માતા પ્રત્યેની અનુકંપા અથવા ભક્તિને લીધે વિચાર્યું કે મારા હલન-ચલનથી માતાને જરૂર કષ્ટ થતું હશે. તેથી તેઓ નિશ્ચલ થયા, જરાપણ ચલાયમાન ન થતા નિષ્પંદ અને નિષ્કંપ થયા. પોતાના અંગોપાંગને એવી રીતે ગોપવ્યા કે માતાને જરાપણ કષ્ટ ન થાય.

### માતાનું હૃદય–અનહદ ચિંતા

પ્રભુ નિશ્ચલ થયા એટલે માતાને એકદમ ફાળ પડી. માતાને લાગ્યુ કે ખરેખર મારો ગર્ભ કોઈ દુષ્ટ દેવે હરી લીધો, અથવા તો અકસ્માત મૃત્યુ પામ્યો; કાં તો તે ચવી ગયો અને કાં તો ગળી ગયો. એવી એવી અનેક શંકાઓ માતાના હૃદયમાં ઉદ્‌ભવી. મારો ગર્ભ પહેલાં જે

કંપતો હતો તે હવે બિલકુલ નિષ્કંપ થઈ ગયો એવા પ્રકારના વિચારોથી તેઓ ચિંતા અને શોકરૂપી સમુદ્રમાં તણાવા લાગ્યાં. હથેળી ઉપર મુખને ટેકવી, આર્ત્તધ્યાનમાં ઊતરી પડ્યાં.

ચિત્રમાં માતાના મુખ ઉપર શોકની અનહદ છાયા ઊતારવામાં ચિત્રકારે પૂરેપૂરી સફળતા મેળવી છે, ડાબા હાથની હથેળી ઉપર માતાએ મુખને ટેકવેલું છે, અને જમણો હાથ આ શું થઈ ગયુ એવી વિસ્મયતા સૂચન કરતો રાખેલો છે. સામે બે દાસીઓ આશ્વાસન આપતી દેખાય છે. તેઓ પણ શોકસાગરમાં ડુબેલી છે. ઉપરની છતમાં ચંદરવો બાંધેલો છે.

**ચિત્ર ૨૭૪** સાધુ સામાચારીનો એક પ્રસંગ. કાંતિવિ. ૧ ના પાના ૯૧ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. પ્રસંગના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. ભીંતમાં પણ સ્ત્રીનુ ચિત્ર ચીતરેલું હોય ત્યા બ્રહ્મચારી એવા સાધુને રહેવું કલ્પે નહિ તે પ્રસંગને અનુસરીને સ્ત્રીનું ચિત્ર ચીતરેલુ છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેનો સાધુને વહોરાવવાનો પ્રસંગ જોવાનો છે. જમણા હાથમાં દાંડો તથા ડાબા હાથના પાત્રમાં સાધુ કાંઇક વહોરતા જણાય છે અને સામે ઊભેલો ગૃહસ્થ તેમને વહોરાવતો હોય એમ લાગે છે. પાસે સળગતા અગ્નિવાળા ચૂલા ઉપર ત્રણ હાંલ્લીઓ ચડાવેલી દેખાય છે. આ પ્રસંગ ચીતરીને જૈન સાધુ સળગતા અગ્નિ ઉપરના વાસણમાં રહેલા આહારને વહોરી શકે નહિ તેમ બતાવવાનો ચિત્રકારનો આશય હોય એમ લાગે છે.

**ચિત્ર ૨૭૫** આર્ય ધર્મ ઉપર દેવે ધરેલું છત્ર. હંસવિ. ૧ ના પાના ૭૩ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. 'શીલલબ્ધિથી સંપન્ન અને જેમના દીક્ષામહોત્સવમાં દેવોએ ઉત્તમ છત્ર ધારણ કર્યું હતું તે સુવ્રત ગોત્રવાળા આર્યધર્મને હું વંદું છું.[૫૩] આર્યધર્મ બે હાથ જોડીને ગુરની સન્મુખ બેઠા છે. ગુરુમહારાજ માથે વાસક્ષેપ નાખતા દેખાય છે. ગુરની પાછળ એક નાના સાધુ હાથમા દંડ, પાત્ર તથા બગલમાં ઓઘો રાખીને ઊભા છે. આર્યધર્મની પાછળ દેવ પોતાના જમણા હાથથી છત્ર પકડીને તેઓના મસ્તક ઉપર ધરતા ઊભો છે. દેવને ચાર હાથ છે. દેવના પાછળના જમણા હાથમાં દંડ છે. ઉપરના ભાગમાં બે પોપટ ચીતરેલા છે. આ પછી ચિત્રના અનુસંધાને નીચેનો ચતુર્વિધ સંઘના વંદનનો પ્રસંગ જોવાનો છે. ચિત્રમાં બે સાધુઓ, બે શ્રાવકો તથા બે શ્રાવિકાઓ બે હસ્તની અંજલિ જોડીને શ્રીઆર્યધર્મની સ્તુતિ-બહુમાન કરતાં દેખાય છે.

**ચિત્ર ૨૭૬** ચતુર્વિધ સંઘ. હંસવિ. ૧ ના પાના ૮૬ ઉપરથી. ચિત્રના ઉપરના ભાગમાંથી અનુક્રમે પહેલી લાઇનમા છ દેવો, બીજીમા પાચ દેવીઓ, ત્રીજીમાં પાંચ સાધુઓ, ચોથીમાં પાચ સાધ્વીઓ, પાચમીમાં પાંચ ગૃહસ્થો તથા છઠ્ઠી-છેલ્લી લાઇનમા પાંચ શ્રાવિકાઓ વગેરે ચતુર્વિધ સંઘ શ્રમણ ભગવાન મહાવીરના ગુણગાન કરતો દેખાય છે. પંદરમા સૈકામાં સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકાઓના પહેરવેશોની સુંદર રજુઆત આ ચિત્ર કરે છે.

---

૫૩ वंदामि अज्जधम्मं च सुव्वयं सीललद्धीसंपन्नं ।
जस्स निक्खमणे देवो, छत्तं वरमुत्तमं वहइ ॥ ३१ ॥ ७ ॥ —कल्पसूत्र पृष्ठ ६९.

## Plate LXXV

**ચિત્ર ૨૩૭** શ્રીગૌતમસ્વામી. સોહન. પાના ૭૮ ઉપરથી. ચિત્રની મધ્યમાં પદ્માસને ગૌતમસ્વામી બેઠા છે. તેઓની આજુબાજુ લાકડાની ગાદી છે. ઉપરના ભાગમાં મોંમાં ફૂલની માળા રાખેલા મોર ચીતરેલા છે. ગૌતમસ્વામીજીના જમણા ખભા ઉપર પહેરેલાં કપડાંના વસ્ત્રનો છેડો છે, જમણી બાજુના ખોળામાં ઓઘો છે; તેઓએ પોતાના બંને હાથ હૃદયની પાસે અભયમુદ્રાએ[૫૪] રાખેલા છે. આવી રીતની મુદ્રાવાળી મૂર્તિઓ અગર ચિત્રો જવલ્લે જ મળી આવે છે. ગાદીને બે પાયા છે. કુલ ચાર પાયા હોવા જોઇએ પણ ચિત્રમાં બેની જ રજુઆત કરવાનું કારણ એકબીજાની પાછળ બીજા બે પાયા આવેલા હોવાથી સામેથી જોનારને હમેશાં પ્રથમ દૃષ્ટિએ બે જ પાયા દેખાતા હોવાથી અત્રે પણ બે રજુ કર્યા હોય એમ લાગે છે.

**ચિત્ર ૨૩૮** શ્રીસરસ્વતીદેવી. લાકડાના ભદ્રાસનની વચ્ચે ચાર હાથવાળી સરસ્વતીની સુંદર મૂર્તિ વિરાજમાન છે. તેણીના ઉપરના જમણા હાથમાં પુસ્તક તથા ડાબા હાથમાં કમળ છે, જ્યારે નીચેના જમણા હાથમાં કમંડલુ અને ડાબા હાથમા વીણા છે. વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત તેણી બીજા કોઇ-પણ ચિત્રમાં આવી રીતે બેઠેલી નથી. ભદ્રાસનની આગળ હંસપક્ષી તેણીના વાહન તરીકે ચીતરેલો છે. ચિત્ર ૨૩૭ની માફક આ ચિત્રમાં પણ ભદ્રાસનની ઉપર બંને બાજુ એકેક મોર મુખમાં ફૂલની માળા સહિત ચીતરેલો છે. આ ચિત્રોની કળા બહુ ઊંચી કક્ષાની હોય એમ લાગે છે.

**ચિત્ર ૨૩૯** શ્રીમહાવીર. મો. મો. બં. ની દાબડા. નં. ૧ માં ૧૯ નંબરની 'અંતગડદશાંગસૂત્ર'ની ૧૫ પાનાના કાગળની પ્રતમાંથી. ચિત્રનું કદ ૫$\frac{3}{4}$×૩$\frac{3}{4}$ ઈંચ ઉપરથી નાનું કરીને અત્રે રજુ કર્યું છે.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં ઉપરના ભાગમા પ્રભુ મહાવીરની પદ્માસનસ્થ મૂર્તિ છે. તેની નજીકમાં એક દેવ ઊભો છે જેના ચાર હાથ છે તેમાં ઉપરના બે હાથમાં ચક્ર તથા ગદા જેવાં આયુધો છે અને નીચેના હાથમાં કાંઇ સ્પષ્ટ દેખાતું નથી. નીચેના ભાગમાં બે હારમાં કુલ આઠ સ્ત્રીઓ હાથમાં દીપક અગર શ્રીફળ લઇને બેઠેલી છે.

**ચિત્ર ૨૪૦** મેઘકુમારનો એક પ્રસંગ. મો. મો. બં. ની દાબડા. નં. ૧ ની ૧૭ નંબરની 'જ્ઞાતાધર્મકથાંગસૂત્ર'ની ૭૦ પાનાની પ્રત ઉપરથી. મૂળ કદ ૫$\frac{3}{4}$×૩$\frac{3}{4}$ ઉપરથી આ ચિત્ર નાનું કરીને લેવામા આવ્યુ છે. આ ચિત્ર મૂળ રંગોમાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી છપાએલા પંડિત બહેચરદાસ જીવરાજ દોશીદ્વારા સંપાદિત 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' નામના પુસ્તકમાં મુખચિત્ર તરીકે છપાઇ ગએલું છે.

ચિત્રમાં જે બે વ્યક્તિ ઊભી છે તે પૈકી જે સ્ત્રી છે તે મગધના રાજા શ્રેણિકની રાણી ધારિણી નામની, અને પુરુષ તે તેનો પુત્ર મેઘકુમાર છે. બેઠેલી સ્ત્રીઓ મેઘકુમારની સ્ત્રીઓ છે. ધારિણી પાસે મેઘકુમાર દીક્ષા લેવા આજ્ઞા માગે છે તે પ્રસંગને લગતુ આ ચિત્ર છે. વિસ્તૃત વર્ણન માટે જુઓ 'જ્ઞાતાધર્મકથાંગસૂત્ર અધ્યયન ૧ લું.

[૫૪] 'दक्षिणहस्तनोर्ध्वाङ्गुलिना पताकाकारेणाभयमुद्रा' ॥ १५ ॥ —निर्वाणकलिका पृष्ट ३३.

**ચિત્ર ૨૪૧** મૃગાલોઢીઆનો પ્રસંગ. મો. મો. બં.ની દાબડા નં. ૨ માં પ્રત નંબર ૨ ની વિપાકસૂત્રની પત્ર ૨૨ વાળી પ્રતમાંથી. ચિત્રનું મૂળ કદ ૫⅞×૩⅞ ઇંચ ઉપરથી નાનું કરીને અત્રે રજુ કરવામા આવ્યું છે.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. કથાના પરિચયની શરૂઆત ઉપરના ભગવાન મહાવીરના તથા ગણધરદેવ શ્રીગૌતમસ્વામીજીના ચિત્રથી થાય છે. જમણી બાજુએ ભગવાન મહાવીર પદ્માસને બેઠા છે અને તેઓની ડાબી બાજુએ ગણધરદેવ શ્રીગૌતમસ્વામી પ્રવચનમુદ્રાએ હાથ રાખીને બેઠેલા છે. પ્રસંગ એવો બને છે કે કોઈ એક સમયે શ્રીગૌતમસ્વામીજી એક બહુ જ દુઃખી મનુષ્યને જોઇને પ્રભુ શ્રીમહાવીરને પ્રશ્ન પૂછે છે કે 'હે ભગવન્! આ મનુષ્ય જેવો કોઈ દુઃખી મનુષ્ય દુનિયામાં હશે?' તેના જવાબમા મૃગાલોઢીઆનું દષ્ટાંત આપતાં કહે છે કેઃ 'વિજય નામના ક્ષત્રિયની મૃગા નામની સ્ત્રીથી ઉત્પન્ન થએલો મૃગાપુત્ર કે જે મૃગાલોઢીઆના નામથી ઓળખાય છે તેના જેવો દુઃખી બીજો કોઇ ભાગ્યે જ હશે.' આ પ્રમાણેનો પ્રભુનો ઉત્તર સાંભળી તેને જોવાને માટે શ્રીગૌતમસ્વામીજી પોતે જ વિજય ક્ષત્રિયને ત્યાં વહોરવા માટે ગયા. ત્યાં મૃગા તેમને વહોરાવવા માટે તૈયાર થાય છે. વહોરી રહ્યા પછી ગૌતમસ્વામી તેના પુત્રને જોવા માગે છે, મૃગા પોતાના બીજા પુત્રો કે જે તંદુરસ્ત અને સર્વાંગોપાંગવાળા છે તે બતાવે છે. પરંતુ શ્રીગૌતમસ્વામીજી ભોંયરામાં રહેલા મૃગાલોઢીઆને જોવાને માગણી કરે છે ત્યારે મૃગા તેઓને થોડીવાર દૂર ઊભા રાખીને ભોંયરૂં ખુલ્લું મૂકીને જોવા માટે શ્રીગૌતમસ્વામીજીને બોલાવે છે. શ્રીગૌતમસ્વામીજી તેનો દુર્ગંધમય દેહ અને ઇંદ્રિયોમા ફક્ત બે આંખો સિવાયનો બાકીનો માંસનો પિંડ જોઇને બહુ જ અચંબો પામી જાય છે. આ બધાં યે પાપકર્મનાં વિપાકના ફળ છે તેમ જાણીને તેઓને તેની ઉપર દયા આવે છે.

ચિત્રના અનુસંધાને, નીચે જમણી બાજુ બે આંખો અને બાકીનો શરીરપિંડ જે મૃગાલોઢીઆની આકૃતિનું સૂચન કરે છે તે તથા તેના દુર્ગંધમય શરીરની દુર્ગંધ સહન નહિ થવાથી ડાબા હાથમા મુહપત્તિ મુખ આગળ રાખીને શ્રીગૌતમસ્વામીજી ઊભેલા દેખાય છે. તેઓની સામે મૃગા ડાબા હાથમા એક પાત્ર રાખીને શ્રીગૌતમસ્વામીજીને વહોરવાનો આગ્રહ કરતી હોય એમ લાગે છે.

## Plate LXXVI

**ચિત્ર ૨૪૨** શ્રીમહાવીરનુ ચ્યવન. હંસવિ. ૧ના પાના ૩ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૬૮–૭૭નું વર્ણન.

**ચિત્ર ૨૪૩** કલ્પસૂત્રની સુંદર પ્રતની પ્રશસ્તિ. હંસવિ. ૧ના અંતિમ પાના ઉપરથી. પ્રશસ્તિનો ટુંક સાર નીચે પ્રમાણેઃ

વિ.સં. ૧૫૨૨ (ઇ.સ. ૧૪૬૫)ના ભાદરવા સુદી ૨ ને શુક્રવારના દિવસે યવનપુર (હાલનું જોનપુર)[૫૫] ગામમાં જે સમયે હુસેનશાહ બાદશાહ રાજ્ય કરતો હતો તે સમયે શ્રીમાળી જ્ઞાતિના

[૫૫] Yavana-Pura 1 Jaunpura, forty miles from Benaras, the Capital of an independant Muhammadan kingdom (See Kathoutiya inscription in J. A S. B., 1839, P. 697, Vol. 7). —The Geographical history of Ancient India. P. 215 by Nandlal Dey.

સંઘવી કાલિદાસની સ્ત્રી હરસિનિ શ્રાવિકા કે જે સાધુ (વ્રતધારી શ્રાવક) સહસરાજની પુત્રી હતી, તેણીએ પોતાના પુત્ર ધર્મદાસ સહિત આ કલ્પસૂત્ર (બારસાસૂત્ર)ની પ્રત લખાવી અને ખરતરગચ્છાધિપતિ આચાર્ય શ્રીજિનભદ્રસૂરિના પટ્ટધર શ્રીજિનચંદ્રસૂરિના હુકમથી શ્રીકમલસંયમોપાધ્યાયને વહોરાવી.

## Plate LXXVII

**ચિત્ર ૨૪૪** શ્રીમહાવીરનું સમવસરણ. સારાભાઇ નવાબના સંગ્રહમાંથી. નિશીથચૂર્ણીની કાગળ પર લખાએલી એક નામાંકિત મુનિમહારાજ તરફથી ભંડારી દેતાં તે મધ્યેના આદિ અને અંતનાં બે ચિત્રવાળાં પાનાંની માગણી કરવાથી તે મળેલાં તે ઉપરથી આ ચિત્ર ૨૪૪ તથા ચિત્ર ૨૪૫ વાળી ઐતિહાસિક પ્રશસ્તિ કે જેના ઉપર વિ.સં. ૧૫૦૮માં ગુજરાતમાં પડેલા દુકાળની અને તે સમયે સદા નામના જૈન ગૃહસ્થે કોઇપણ જાતના જાતિભેદ વિના અન્નસત્રો (દાનશાળાઓ) ખુલ્લાં મૂકવાની ઐતિહાસિક નોંધ મળી આવી છે. સમવસરણના વર્ણન માટે જુઓ ચિત્ર ૩૨ નું વર્ણન.

**ચિત્ર ૨૪૫** પ્રશસ્તિના પાનાના બે ટુકડાઓ ઉપરથી તેનો અક્ષરશઃ અનુવાદ ગુજરાતના ઇતિહાસ માટે ઉપયોગી હોવાથી અત્રે આપ્યો છે.

### પ્રશસ્તિનો અનુવાદ[૫૬]

કલ્યાણને કરનાર શ્રીગૂર્જરભૂમિના લોચન—નેત્ર સમાન, બીજાં નગરોમાં અલંકારભૂત અણહિલપાટક નામનું નગર છે—૧.

ભવ્ય મકાનોથી સુશોભિત, પુણ્યથી ભરપૂર શ્રીઅણહિલપાટકપુરમા શ્રીમાળીવંશમા તિલક સમાન. અને પ્રતિષ્ઠાપાત્ર સાધુ મદન થયો—૨.

તેનો પુત્ર,—ત્રણ લોકમાં અદ્વિતીય, ભાગ્યવાન અને પ્રસિદ્ધિપાત્ર અને રાજાના સમાન રૂપવાળો—દેવસિંહ નામનો હતો—૩.

તેનો પુત્ર—આખા જગતમા પ્રસિદ્ધ, સંઘ અને ગુરુભક્તિમાં તત્પર અને ધીરતા આદિ ગુણોથી યુક્ત—સરવણ નામનો શોભે છે—૪.

તે સરવણને શીલગુણથી પવિત્ર બે પત્નીઓ હતી; જેમાથી પહેલીનું નામ ટીબૂ અને બીજીનું નામ લક્ષ્મી હતું. આ બંને ય પત્નીઓ સ્ત્રીમા રત્ન સમાન હતી—૫.

પહેલી પત્ની ટીબૂએ બે પુત્રને જન્મ આપ્યો. એક સદા નામનો અને બીજો હેમ નામનો—૬.

પહેલો સદા નામનો પુત્ર,—જે ગરીબોને દાન આપે છે, સજ્જનોને-કુટુંબીઓને માન આપે છે, સત્પાત્રમા ધન ખરચે છે, સુકૃત્યમા પોતાના ચિત્તને રાખે છે,—એ કોને આનંદ ન આપે?—૭.

એણે શત્રુંજય, ગીરનાર આદિ ઉપર આનંદથી યાત્રા કરી છે અને એ પરોપકારમાં પરાયણ ધીર છે—૮.

સદાએ [ગીરનાર ઉપર] ત્રણ કલ્યાણક સૂચક ભવ્ય મંદિરમા પોતાની લક્ષ્મી ખરચી છે

૫૬ અનુવાદક · વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજી—પાટણ.

અને એ પાતસાહિ મહિમૂદની સભામાં માન્ય હતો—૯.

જેને (સદાને) સુરત્રાણ અહમ્મદે મહોત્સવપૂર્વક **વચ્છેરક** એવું નામ પોતે આપ્યું હતું અને જેણે સંવત ૧૫૦૮માં પડેલા ભયંકર દુકાળના વખતમાં દાનશાળાઓ સ્થાપી હતી—૧૦.

બીજી પત્ની લક્ષ્મીને અમદાવાદ નિવાસી અને ગુરુ સેવા પરાયણ ભાગ્યવાન દેવાક નામે પુત્ર હતો—૧૧.

તેને લજ્જાવતી મર્યાદાશીલ દેવશ્રી નામે પત્ની છે—૧૨.

તેણીનો (દેવશ્રીનો) પુત્ર અમરદત્ત નામનો છે. શ્રીહેમને જીવા નામનો પુત્ર છે—૧૩.

જીવાને રમાઇ નામે પત્ની છે. આ પ્રકારના પરિવારથી વિરાજીત દેવરાજ છે—૧૪.

એ રાજમાન્ય દેવરાજે જિનાગમ પ્રત્યેની ભક્તિથી . . . . .

આ ઐતિહાસિક પ્રશસ્તિનો આગળનો ભાગ અત્રેથી ત્રુટક છે. અજ્ઞાનાવસ્થામાં આવા તો કેટલા યે ઐતિહાસિક ઉલ્લેખોનો નાશ થયો હશે.

## Plate LXXVIII

**ચિત્ર ૨૪૬** શ્રીમહાવીરપ્રભુનું ચ્યવન. કાંતિવિ. ૧ના પાના ૧ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૭૨નું વર્ણન. આ પાનામા વચ્ચેની દોરા બાધવાની યાદગિરીરૂપે પ્રાચીન હસ્તલિખિત પ્રતોની વચમાં કોરી જગ્યા રાખવામાં આવતી હતી તે જગ્યામાં તથા બંને બાજુના હાંસિયાની વચ્ચેનું એકેક, કુલ મળીને ત્રણ સાધુઓનાં ચિત્રો તથા બંને હાંસિયાઓમાં ઉપર અને નીચેની આકૃતિઓમા કુલ મળીને ચાર તીર્થંકરની મૂર્તિઓ સોનાની શાહીથી ચિત્રકારે ચીતરેલી છે. પ્રતની આદિમા श्रीउदयसागरसूरिगुरुभ्यो नमः લખીને પંદરમા સૈકામાં તપાગચ્છમાં થઇ ગએલા શ્રીઉદયસાગરસૂરિને નમસ્કાર કર્યો છે.

**ચિત્ર ૨૪૭** પંદરમા સૈકાની એક પ્રશસ્તિ. કાંતિવિ. ૧ ની પ્રતનું પ્રશસ્તિનું પાનું. પ્રશસ્તિનો સાર નીચે મુજબ છે.

કલ્યાણને કરનાર શ્રીમાલવ નામના જનપદ–દેશને વિષે, પૃથ્વીરૂપી સ્ત્રીના ભૂષણ સમાન, મંડપદુર્ગ (હાલનું માંડવગઢ) નામનું નગર છે કે જ્યાં વિવિધ પ્રકારના કોટિધ્વજ–શ્રેષ્ઠિઓ વસે છે. (ત્યાં) પ્રાગ્વાટ વંશમાં કાલ નામનો મુખ્ય મંત્રી હતો, તેને રાજૂ નામની પોતાની સ્ત્રીથી એક પુત્ર ઉત્પન્ન થયો—૧.

જે હરિદાસ મંત્રીશ્વરના નામથી પૃથ્વીતળના વિષે વિખ્યાત થયો, તેને માલ્હણદેવી નામની સ્ત્રીની કુક્ષિથી ઉત્પન્ન થએલી દૂમંતા નામની પુત્રી હતી. જિણદાસ નામનો બીજો જૈન ધર્મને વિષે પ્રીતિવાળો–શ્રદ્ધાવાળો . . . . અહીંથી પ્રશસ્તિ અટકે છે.

**ચિત્ર ૨૪૮** શ્રીસરસ્વતી. નીચેની પ્રતના તે જ પાનાની જોડેનું આ ચિત્ર તથા ચિત્ર ૨૪૯ એક જ પાના ઉપર છે.

શિખરબદ્ધ દહેરીની અંદર ઐં અક્ષરની મધ્યમાં દેવી સરસ્વતી વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થએલી બિરાજમાન છે. દેવીના ઉપરના બંને હાથમાં પુસ્તક તથા કમલ છે અને નીચેના બંને હાથમા

અનુક્રમે અક્ષસૂત્ર અને વીણા છે. વળી દેવીના આસનમાં તથા ઐંકાર અક્ષરની બહાર પણ બંને ઠેકાણે હંસ ચીતરેલા છે. ચિત્ર ૨૪૯ માફક મિ. બ્રાઉને આ ऐँ અક્ષરને ॐ અક્ષર તરીકે ઓળખાવ્યો છે.[૫૭]

સરસ્વતીનું મંત્રબીજ ઐંકાર છે અને આ અક્ષર પણ ऐँ છે. મિ. બ્રાઉન આ અક્ષરને ॐ તરીકે કઇ રીતે ઓળખાવે છે તેની સમજણ કાંઇ પડતી નથી. આ બંને ભૂલો થવાનું વાસ્તવિક કારણ મને તો તેઓનું જૈન મંત્રશાસ્ત્રોના ગ્રંથોથી અજ્ઞાનપણું લાગે છે; પરંતુ તેમના જેવા ઇન્ટરનેશનલ રેપ્યુટેશનવાળા વિદ્વાને બરાબર તપાસ કર્યા વિના જેમતેમ લખી નાખવું તે વ્યાજબી તો નથી જ.

## Plate LXXIX

**ચિત્ર ૨૪૯** પ્રભુ શ્રીમહાવીરસ્વામી. શ્રીહેમચંદ્રસૂરિકૃત શબ્દાનુશાસનવૃત્તિ ઉપરની ટીકાની Oxfordની **Bodelian Library**ના સંસ્કૃત વિભાગની ૧૦૨ નંબરની પ્રતના પાના ૧ ઉપરથી. આ ચિત્ર તથા ચિત્ર ૨૪૮ (શ્રીસરસ્વતીદેવી) બંને ચિત્રો મિ. બ્રાઉને લખેલા 'કાલકકથા' નામના અંગ્રેજી પુસ્તકના પાના ૧૨૨ની સામે ચિત્ર નંબર ૧૧-૧૨ તરીકે સૌથી પ્રથમ છપાવેલાં તેના ઉપરથી મિ. બ્રાઉનની પરવાનગી લઇને અત્રે રજુ કર્યાં છે.

**अर्हं** અક્ષરની વચ્ચે ભગવાન મહાવીરની મૂર્તિ શિખરબદ્ધ દેરાસરની અંદર વિરાજમાન છે. મિ. બ્રાઉને આ **अर्हं** અક્ષરની આકૃતિને **ह्रीँ**કારની આકૃતિ તરીકે ઓળખાવી છે.[૫૮]

ચિત્રમાં **ह्रँ** શબ્દ સ્પષ્ટ દેખાય છે. તેની જમણી બાજુએ સર્પાકાર જેવું અવગ્રહનું ચિહ્ન કર્યું છે. મિ. બ્રાઉને આ અવગ્રહના ચિહ્નને પડિમાત્રાની માફક ई કલ્પી લીધી હોય એમ લાગે છે. જૈન મંત્રશાસ્ત્રના '**श्रीभैरवपद्मावतीकल्प**'[૫૯] જેવી પ્રાચીન જૈન મંત્રશાસ્ત્રની હસ્તલિખિત પ્રતમાં **ह** શબ્દની તેમજ બીજા મંત્રાક્ષરોની આગળ આ ચિત્રમાં દોરવામાં આવી છે તેવી રીતની આકૃતિઓ દોરેલી મેં મારી નજરે જોએલી છે. વળી આ પ્રત હેમચંદ્રસૂરિના શબ્દાનુશાસનની છે. અને તેઓના રચેલા સિદ્ધહૈમનું પહેલું સૂત્ર પણ **ॐ अर्हम् नमः** છે. આકૃતિ પણ તીર્થંકરની છે. **अर्हम्** પરમેષ્ઠીબીજ છે અને પરમેષ્ઠીમા પ્રથમ પદે અરિહંત હોવાથી અત્રે અક્ષરની વચ્ચે રજુઆત પણ અરિહંતની કરી છે, જ્યારે **ह्रीँ** તો શક્તિબીજ છે, એટલે આ શબ્દ માટે ગમે તેવી કલ્પના લગાવીએ તોપણ તે **ह्रीँ**કાર સંભવી શકતો જ નથી અને **अर्हम्** દરેક રીતે ઘટી શકે છે અને તેથી જ આ શબ્દ **अर्हम्** છે એમ મારૂં કહેવું વાસ્તવિક જ છે.

---

[૫૭] Fig. 12. The Goddess Sarasvati in the Omkara symbol. From same MS and same page as Fig. 11. which this faces.'

[૫૮] 'Fig. 11. A Tirthanker (Mahavira ?) in the hrimkar symbol. From folio 1 verso of paper Ms. Sanskrit d. 102, a commentary on Hemachandra's Sabdanusasana, in the Bodelian Library, Oxford. Not dated, probably late fifteenth or early sixteenth century'
—The Story of Kalak P. 122.

[૫૯] મારા તરફથી ટુંક સમયમાં પ્રસિદ્ધ થનાર છે. હાલ પ્રેસમાં.

**ચિત્ર ૨૫૦** શ્રીસરસ્વતીદેવી. શ્રીયુત મં. ર. મજમુદારના સંગ્રહની 'સપ્તશતી' નામની હિંદુ તાંત્રિક પ્રતનાં બાર ચિત્રો પૈકી દેવી સરસ્વતીનું ચિત્ર અત્રે રજુ કર્યું છે. ગુજરાતની પ્રાચીન ચિત્રકળાના સમયના જૈન ધર્મના ગ્રંથો સિવાયનાં 'બાલગોપાલસ્તુતિ'ની પ્રતનાં જ ચિત્રો આજસુધી વિદ્વાનોની દુનિયામાં પ્રસિદ્ધિમાં આવ્યાં હતાં, પરંતુ હાલમાં સપ્તશતીની પ્રતો પણ મળવા લાગી છે. મળી આવેલી સપ્તશતીની પ્રતોમા સૌથી પ્રાચીન પ્રત આ છે.

ચિત્ર ૨૪૮ની માફક જ આ દેવીના પણ ચાર હાથ છે. વળી ઉપરના જમણા હાથમાં પુસ્તક તથા ડાબા હાથમા કમલ અને નીચેના જમણા હાથમાં અક્ષસૂત્ર અને ડાબા હાથમાં વીણા છે. આસન કમલનું અને વાહન હંસનું જ છે. જુદા જુદા સંપ્રદાયની બંને પ્રતો હોવા છતાં બંને દેવીના સ્વરૂપો એક જ જાતનાં છે.

## Plate LXXX

**ચિત્ર ૨૫૧** 'કૃષ્ણની સ્તુતિ.' શ્રીયુત ભોગીલાલ જયચંદ સાંડેસરાના સંગ્રહની 'બાલગોપાલ સ્તુતિ'ની આ પ્રત લગભગ પંદરમા સૈકામાં લખાએલી હોય એમ લાગે છે. પ્રતમાં કુલ ૫૫ ચિત્રો છે તે પૈકી ચાર ચિત્રો અત્રે રજુ કર્યાં છે.

આ ચિત્રમાં કૃષ્ણની સ્તુતિ નીચેના શબ્દોમાં કરવામાં આવી છે:

कण्ठावसक्ततुलसीदलपुण्यमालं
वक्षस्थलोल्लसितकौस्तुभकांतिजालं ।
पक्षांतरालरजनीकरु(र)चारुभालं
व(वं)दामहे सुवदनं वसुदेवबालं ॥ १६७ ॥

अलसविलसत्मुग्धं(ग्ध) स्निग्धस्मितव्रजसुन्दरी–
मदनकदनस्विन्नं धन्यं बहत्(द्) वदनांबुजं ।
तरु[णतरु]णे(ण) यो (ज्यो)त्स्नाकृत्प्रतिस्नपिताधरः
जयति वियति श्रेणीरेणीदशा मदयन् महः ॥ १६८ ॥

ભાવાર્થઃ ગળામા પહેરી છે તુલસીના પાનોની પવિત્ર માળા જેણે, હૃદય ઉપર શોભી રહેલ છે કૌસ્તુભની કાંતિનો સમુદાય જેને, પક્ષાંતરાલ એટલે અષ્ટમીના ચંદ્રમા સમાન સુંદર છે લલાટ–કપાળ જેનું,—એવા સુંદર મુખવાળા વસુદેવ બાળક (શ્રીકૃષ્ણ)ને અમે વંદન કરીએ છીએ. ૧૬૭.

જે (કૃષ્ણરૂપી) જ્યોતિ, મંદમંદ મધુર સ્મિત હાસ્ય કરતી વ્રજસુંદરીની કામની પીડા (વ્યાકુળતા)ને લીધે પરસેવાના ઝેબવાળું મુખારવિંદ [હાથથી ટેકવે છે] અને (ગોપીના સ્મિતની) અત્યંત તરુણ જ્યોત્સ્નાથી જેનો અધરોષ્ઠ સંપૂર્ણ નવાએલો છે એવી, મૃગાક્ષીની મંડળીને ઉન્મત બનાવે છે તે જ્યોતિનો જય હો. ૧૬૮.[૬૦]

---

૬૦ આ શ્લોકની સમજુતી તથા ભાષાંતર માટે દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાહેબે મારા ઉપર મહેરબાની દર્શાવી છે તે માટે તેઓનો આભાર માનુ છુ. —સંપાદક.

આ ચિત્ર પ્રતના પાના ૩૨ ઉપરથી લેવામાં આવ્યું છે પાનાનું કદ ૯૩/૪×૪૩/૪ ઇંચ છે. ચિત્રનું કદ ૪૩/૪×૪૩/૪ ઇંચ છે. ચિત્રમાં સિંહાસન ઉપર કૃષ્ણ બેઠા છે. કૃષ્ણના શરીરનો રંગ વાદળી છે, ગળામાં તુલસીની માળા તથા વક્ષસ્થલ ઉપર કૌસ્તુભમણિ શોભી રહ્યો છે. કૃષ્ણના ઉપરના બંને હાથમાં ગદા તથા ચક્ર અને નીચેનો જમણો હાથ અભયમુદ્રાએ તથા ડાબા હાથમાં શંખ છે. તેમની સન્મુખ એક ભક્તપુરુષ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થએલો બંને હાથમાં ફૂલની માળા પકડીને ઊભો છે. આ પ્રસંગને લગતું રંગીન ચિત્ર મિ. બ્રાઉનની 'કાલકકથા'માં પ્રસિદ્ધ થએલું છે.[૧૧] આ આખુંએ ચિત્ર લખાણના વર્ણનને અનુસરીને ચીતરેલું છે.

**ચિત્ર ૨૫૨** પ્રતના પાના ૨૧ ઉપરથી. ચિત્રનું કદ ૪૩/૪×૪૩/૪ ઇંચ. 'કૃષ્ણની દાણલીલા'ને લગતું આ ચિત્ર છે. પાનાના લખાણમાં કૃષ્ણની સ્તુતિ જ છે ચિત્રના પ્રસંગને લગતું વર્ણન બીલકુલ નથી. લખાણનું વર્ણનઃ

नारायणाय नम इत्ययमेव सत्यं
संसारघोरविषसंहरणाय म(म)न्त्रः।
शृण्वन्तु सर्वमुनयो मुदितास्तु रागात्
उच्चैस्तरामुपदिशाम्यहमूर्ध्वबाहुः॥ १०८॥

*इति श्रीपरमहंसप्रव्राजकश्रीपादबिल्वमंगलविरचिता श्रीबालगोपालस्तुतिः। इति माघपुराणे भगवद्वाक्यं ॥१०९॥छ॥*

ભાવાર્થઃ સંસારરૂપ ઘોર–ઉગ્ર વિષનો નાશ કરવા માટે 'નારાયણને નમસ્કાર' એ એક જ ખરો મંત્ર છે. તેને પ્રેમથી પ્રસન્ન થએલા દરેક મુનિઓ સાંભળો; એમ હું હાથ ઊંચો કરીને ભારપૂર્વક ઉપદેશ આપું છું.–૧૦૮

પરમહંસ પરિવ્રાજક શ્રીપાદબિલ્વમંગલે રચેલી શ્રીબાલગોપાલ સ્તુતિ। માઘ પુરાણમાં ભગવાનનું વચન.–૧૦૯

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના કૃષ્ણના ચિત્રથી થાય છે. કૃષ્ણને ઉપરના એક હાથમાં વાંસળી–મોરલી અને બીજા હાથમાં કમળના ફૂલ જેવું કાંઈક નીચેના ડાબા હાથમાં દંડો (હાલની હોકીની માફક નીચેથી વાળેલો) તથા જમણો હાથ ખાલી રાખીને નાચતા અને દૂરથી માથે માખણની મટુકી લઈને આવતી ગોપાંગના તરફ જોતા અને રાજી થતા ચીતરેલા છે. ગોપી અને કૃષ્ણની વચ્ચે એક ઝાડ છે. ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં એક ગોપી બે હાથે દોરડું પકડી માખણ વલોવતી લાગે છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેનો નંદ તથા યશોદાનો પ્રસંગ જોવાનો છે. ચિત્રની ડાબી બાજુએ મકાનની અંદર એક સ્ત્રી ઘણું કરીને યશોદા બેઠેલાં છે, ઉપરના છતના ભાગમાં છીકામાં માખણ અગર મહીની મટુકીઓ મુકેલી છે, એક મટુકી નીચે જમીન ઉપર પણ પડી છે અને જમણી બાજુ એક પુરુષ, ઘણું કરીને નંદ ઊભા હોય એમ લાગે છે. તેની સામે એક સ્ત્રી બે હાથ લાંબા કરીને પોતાની આવડી મટુકી ફોડી નાખી તેમ બતાવતી કૃષ્ણના તોફાનની ફર્યાદ કરતી હોય તેમ લાગે છે અને નંદ તે સાંભળીને

---

૧૧ જુઓ 'The Story of Kalak' Fig 13 પાના ૧૨૪ ની સામી બાજુમાં

એ હાથે એમ કહેતો હોય એમ લાગે છે કે, તે કૃષ્ણુ તો એવો જ તોફાની છે, તમે શાંત પડો અને તમારે ઘેર જાઓ; આવી રીતનો પ્રસંગ બતાવવાનો ચિત્રકારનો આશય હોય એમ લાગે છે.

## Plate LXXXI

**ચિત્ર ૨૫૩** 'કૃષ્ણુની ગોપીઓ સાથે ક્રીડા', પ્રતના પાના ૪૦ ઉપરથી. પાનાના લખાણુને જ ચિત્રકાર અનુસર્યો હોય એમ લાગે છે.

गोपीभिरास्वाद्य मुखं विमुक्तः(मुक्तः)
शेते स्म रात्रौ सुखमेव केशवः।
स्तनांतरेष्वेव बभूव तासां
कामीव कान्ताधरपल्लवं पिबन् ॥ ८ ॥
मधुरमधु(ध)रबिंबं प्राप्नुवत्यां भवत्यां
कथय रहसि कर्णे मद्दि(द)शां नंदसूनोः।
अयि मरलि मुकुंदस्मेरवक्त्रारवि(विं)दात्
श्रवणनिचय धूम्रे (स्वरपरिचय नम्रे) संप्रति प्राणनाथे ॥ ९ ॥

ભાવાર્થ: ગોપીઓના મુખનો આસ્વાદ લઇને છુટો થયેલો અધરપલ્લવનું પાન કરતો (હોય) એવો કેશવ રાત્રિમાં તેણીઓના જ સ્તનાંતરોને વિષે (વક્ષસ્થળ ઉપર) કામી જેમ સુખપૂર્વક સુઇ ગયો.–૮

હે મોરલી! પ્રાણુનાથ (કૃષ્ણુ) સ્વરનો પરિચય કરવા તત્પર બને તે વખતે, તું મુકુંદના પ્રસન્ન મુખકમળથી, અધરબિંબ–ઓષ્ટપુટ પાસે જાય ત્યારે, એકાંતમાં નંદસૂનુ–કૃષ્ણુના કાનમાં મારી દશાને–અવસ્થાને કહેજે.–૯

ચિત્રમા શયનમંદિરમાં હીંચકાઉપર કૃષ્ણુ એક ગોપી સાથે સુતેલા અને તેના અધરપલ્લવનું પાન કરવા માટે ઉત્સુકતા બતાવતા દેખાય છે. બંને બાજુ એકેક ગોપી હીંચકા ઉપર સુઇ રહેલા કૃષ્ણુ અને ગોપીને હીંચકા નાખતી દેખાય છે. શયનમંદિરની છતમાં ચંદરવો બાંધેલો છે, ચિત્રકારે પ્રસંગને તાદશ્ય ચિત્ર આલેખેલું છે.

**ચિત્ર ૨૫૪** 'કૃષ્ણુ અને ગોપીઓની વન ક્રીડા.' પ્રતના પાના ૪૩ ઉપરથી. આ ચિત્રનો પ્રસંગ અને લખાણુ બંને જુદાં પડે છે.

अहं परं वेद्मि न वेत्ति तत्परात्(रा)
स्मरोत्सुकानामपि गोपसुभ्रुवां
अभूदहंपूर्विकया महान् कलि-
र्बलिद्विषः केशकलापगुम्फने ॥ २२६ ॥
भ्रमद्भ्रमरकुंतलारचितलोललीलालकं
कलक्वणितकिङ्किणी ललितमेखलाबन्धनं।
कपोलफलकस्फुरत्कनककुंडलं तन्महो
मम स्फुरतु मानसे मदनकेलिशय्यो[त्सुकं]।

ભાવાર્થઃ ગોપાલ–કૃષ્ણના વાળ ઓળવામાં કામથી વિહ્વલ બનેલી ગોપીઓનો આપસમાં 'હું જ ઉત્કૃષ્ટ–સારીરીતે (વાળ ઓળવાનું) જાણું છું બીજી જાણતી નથી' આ પ્રમાણે ચડસાચડસીથી ખૂબ ઝઘડો જામ્યો.—૨૨૬

ભમતા ભમરો જેવા કેશથી છવાએલા કપાળવાળું અને મધુર અવાજ કરતી ઘુઘરીઓવાળી કટિમેખલાવાળું અને ગંડસ્થલ ઉપર ઝળક ઝળક થતા કુંડલવાળું શય્યાવિષે રતિક્રીડામાં તત્પર તે (શ્રીકૃષ્ણ રૂપી) જ્યોતિ મારા હૃદયમાં સ્ફુરો.

ચિત્રની મધ્યમાં કૃષ્ણ કમળ ઉપર અદ્ધર નાચતા દેખાય છે. તેમના પગ નીચે કમળ છે, કૃષ્ણની જમણી બાજુ એક ગોપી ડાબા હાથથી ચામર વીંઝતી ઊભી છે; ડાબી બાજુએ બે ગોપીઓ ઊભી છે, તેમાંની પહેલી ગોપી તરફ કૃષ્ણ જુએ છે અને તેની સાથે કાંઈક વાત કરતા હોય એમ લાગે છે. ઘણું કરીને આગળની ગોપી કૃષ્ણની માનીતી ગોપી રાધા હોવી જોઈએ. તેણી જમણા હાથની તર્જની આગળી અને અંગુઠો ભેગો કરીને કૃષ્ણને નાચતા જોઈ તેમની મશ્કરી કરતી હોય એમ લાગે છે. ચિત્રમાં ત્રણ જુદીજુદી જાતનાં ઝાડ ચીતરેલા છે. રાધાની પાછળના ભાગમાં બીજી એક ગોપી જમણો હાથ ઉંચો રાખીને હાથના વાસણમા કંઇ લઇ જતી હોય એમ લાગે છે. આ પ્રતના ચિત્રોમાં ચિત્ર ૨૫૨ અને ૨૫૪માં જે જાતનાં ઝાડો છે તેજ જાતના ઝાડો વિ.સં. ૧૫૦૮ માં લખાએલા 'વસંત વિલાસ'ના ચિત્રપટમાં પણ રજુ કરેલાં છે તેથી આ પ્રત તેની સમકાલીન હોવાની સંભાવના છે.

## Plate LXXXII

**ચિત્ર ૨૫૫** કલ્પસૂત્રનાં સુશોભનો. હંસવિ. ૧. સુશોભન કળાના સુંદર નમૂનાઓ.

## Plate LXXXIII

**ચિત્ર ૨૫૬** ઉત્તરાધ્યયન સૂત્રનો એક ચિત્ર પ્રસંગ. હંસવિ. ૩ ની પ્રતમાંથી.

ચિત્રમાં ઉપર ગોળાકૃતિમાં પાણી ભરેલું તળાવ, તેમાં તરતાં રાજહંસ વગેરે જળચર પક્ષીઓ, અને વચ્ચે એક મોટું કમળ ઊગેલું બનાવ્યું છે. તળાવના કાંઠા ઉપર જળચર પક્ષીઓ ફરતા બતાવ્યાં છે. ચિત્રકારનો આશય આ ચિત્ર દોરવાનો એવો છે કે જેવી રીતે મોટા તળાવના જળ આવવાના ચારે બાજુના માર્ગો બંધ કરવામાં આવ્યા છે, તેવી રીતે સંયમી પુરુષને નવાં પાપ આવવાનાં દ્વારો વ્રતદ્વારા રૂંધાઇ જવાથી બાકી રહેલાં પહેલાંનાં બંધાએલાં કર્મો તપદ્વારાએ શોષાઇ જાય છે. તે એવી રીતે કે જેમ જળ આવવાના માર્ગો બંધ કર્યા પછી તળાવની અંદરનું પાણી સૂર્યના પ્રચંડ તાપથી શોષાઈ જાય છે તેમ. વળી ચિત્રમા નીચેના ભાગમા સાધુની આજુબાજુ બે ઝાડો જુદીજુદી જાતનાં ચિત્રકારે ચીતર્યાં છે. તે ચીતરવાનો આશય પણ ઉપરની કલ્પનાને મળતો હોય એમ લાગે છે. ઝાડ જેવી રીતે જળ વગેરેનાં સીંચનથી આવડાં મોટાં ઊગેલાં છે તેવી જ રીતે સંયમી પુરુષ પણ કર્મોથી બંધાતોબંધાતો ઉમર લાયક થયો છે; પરંતુ જેમ વૃદ્ધિ પામેલા ઝાડને પણ જો જળસીંચન વગેરે કરવામાં ન આવે તો આખરે તે સૂર્યના તાપથી કરમાઇને નાશને પામે તેવી રીતે જ સંયમી

પુરુષને નવાં કર્મો આવવાનો રસ્તો બંધ થવાથી જૂનાં કર્મોનો નાશ તપશ્ચર્યા વગેરે ક્રિયાઓથી થઇ જાય તો અંતે સર્વ પાપકર્મોથી મૂકાઇને તે મોક્ષસુખને પામે. ઝાડ ચીતરવાનો ચિત્રકારનો આશય આ બતાવવાનો હોય એમ લાગે છે.

## Plate LXXXIV

**ચિત્ર ૨૫૭** સારાભાઇ નવાબના સંગ્રહની ઉત્તરાધ્યયન સૂત્રની પ્રતનાં ૪૬ ચિત્રોમાંથી આઠ ચિત્રો અત્રે રજુ કર્યાં છે. આ ચિત્ર 'બહુશ્રુતપૂજ્ય' નામના ૧૧મા અધ્યાયના શ્લોક ૧૬ થી ૩૦ સુધીના પ્રસંગને લગતું છે. ચિત્રમાં ચાર લાઇનમાં જુદાંજુદાં ચિત્રો આપ્યાં છે. તેમાં ચિત્રના પરિચયની શરૂઆત પહેલી લાઇનના 'બહુશ્રુતપૂજ્ય' તરીકેના જૈન સાધુના ચિત્રથી થાય છે. પછી અનુક્રમે, કમ્બોજ દેશના ઘોડાઓમાં આકીર્ણ (બધી જાતની ચાલમાં ચાલાક અને ગુણી) ઘોડો જેવી રીતે વેગમાં ઉત્તમ હોય તેથી જ ઉત્તમ કહેવાય છે તેવી જ રીતે બહુશ્રુતજ્ઞાની પણ ઉત્તમ ગણાય છે. આમ પ્રસંગ દર્શાવવા ઉત્તમ જાતિનો ઘોડો ચિત્રકારે સાધુની પાસે જ ચીતરેલો છે.

જેમ આકીર્ણ ઘોડા પર આરૂઢ થએલો દૃઢ પરાક્રમી શૂર બંને રીતે નાંદીના અવાજે કરીને શોભે છે તેમ બહુશ્રુત (જ્ઞાની) બંને પ્રકારે (આંતરિક તથા બાહ્ય વિજયથી) શોભે છે. આ પ્રસંગ દર્શાવવા બીજી લાઇનની શરૂઆતમા ચિત્રકારે શૂરવીર માણસનું ચિત્ર ચીતરેલું છે.

જેમ હાથણીથી ઘેરાએલો સાઠ વરસનો પીઢ હાથી બળવાન અને કોઇથી પરાભવ ન પામે તેવો હોય છે તેવી જ રીતે બહુશ્રુતજ્ઞાની પરિપક્વ, સ્થિર બુદ્ધિ અને અન્યથી વાદ કે વિચારમા ન હણાય તેવો તેમજ નિરાસક્ત હોય છે. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે પહેલી લાઇનમા છેલ્લુ ચિત્ર હાથીનું ચીતરેલુ છે.

તીક્ષ્ણ શીંગડાંવાળો અને જેની ખાંધ ભરેલી છે એવો ટોળાનો નાયક સાંઢ જેમ શોભે છે તેમ (સાધુસમૂહમા) બહુશ્રુતજ્ઞાની શોભે છે. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે બીજી લાઇનના બીજા ચિત્રમાં ભરેલી ખાંધવાળો મદમસ્ત સાંઢ ચીતરેલો છે.

જેમ અતિ ઉગ્ર તથા તીક્ષ્ણ દાઢવાળો પશુઓમાં શ્રેષ્ઠ સિંહ સામાન્ય રીતે પરાભવ પામતો નથી તેમ બહુશ્રુતજ્ઞાની કોઇથી પરાભવ પામતો નથી. આ પ્રસંગ દર્શાવવા બીજી લાઇનના ત્રીજા ચિત્રમા શ્રેષ્ઠ સિંહ ચીતરેલો છે.

જેમ શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર વાસુદેવ સદાયે અપ્રતિહત (અખંડ) બળવાળા રહે છે તેમ બહુશ્રુતજ્ઞાની પણ (અહિંસા, સંયમ અને તપથી) બલિષ્ઠ રહે છે. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે ત્રીજી લાઇનના પહેલા ચિત્રમાં શ્યામ વર્ણવાળા વાસુદેવ ચીતરેલા છે.

જેમ ચતુરન્ત, (ઘોડા, હાથી રથ અને સુભટો એ ચાર સેના વડે શત્રુનો અંત કરનાર) મહાન ઋદ્ધિવાળો (ચૌદ રત્નનો અધિપતિ) ચક્રવર્તી શોભે છે તે જ પ્રકારે ચૌદ લબ્ધિ વડે બહુશ્રુત (ચાર ગતિનો અંત કરનાર) જ્ઞાની શોભે છે. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે ત્રીજી લાઇનના બીજા ચિત્રમા સફેદ વર્ણવાળો ચક્રવર્તી ચીતરેલો છે.

જેમ હજાર નયનવાળો, હાથમાં વજ્ર ધારણ કરનાર તથા પુર નામના દૈત્યનો નાશ કરનાર દેવોનો અધિપતિ ઇંદ્ર શોભે છે તેમ બહુશ્રુતજ્ઞાનરૂપ સહસ્રનયનવાળો અને ક્ષમારૂપ વજ્રથી મોહરૂપ દૈત્યને મારનાર જ્ઞાની શોભે છે. આ પ્રસંગ દર્શાવવા ત્રીજી લાઇનમાં ત્રીજું ઇંદ્રનું ચિત્ર ચિત્રકારે ચીતરેલું છે.

જેવી રીતે અંધકારનો નાશ કરનાર ઊગતો સૂર્ય તેજથી જાણે જાજ્વલ્યમાન હોય તેવો શોભે છે તેવી જ રીતે આત્મજ્ઞાનના પ્રકાશથી બહુશ્રુતજ્ઞાની શોભે છે. આ પ્રસંગ દર્શાવવા ચોથી લાઇનમાં છેલ્લું ઉપરનું ચિત્ર ઊગતા સૂર્યનું ચિત્રકારે ચીતરેલું છે.

જેમ નક્ષત્રપતિ ચંદ્રમા, ગ્રહ અને નક્ષત્રાદિથી વીંટાએલો હોઇ પૂર્ણિમાને દિવસે શોભે છે તેવી જ રીતે આત્મિક શીતળતાથી બહુશ્રુતજ્ઞાની પણ શોભે છે. ચોથી લાઇનમાં છેલ્લું સૂર્યની નીચેનું પૂર્ણિમાના ચંદ્રનું ચિત્ર આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે ચીતરેલું છે.

ભિન્નભિન્ન પ્રકારના ધાન્યાદિથી પૂર્ણ અને સુરક્ષિત જેવી રીતે લોકસમૂહોના ભંડાર શોભે છે તેવી જ રીતે (અંગ, ઉપાંગ આદિ શાસ્ત્રોના જ્ઞાનથી પૂર્ણ) જ્ઞાની શોભે છે. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે બીજી લાઇનમા પહેલું ચિત્ર છોડવાનું—ધાન્યોત્પત્તિ છોડવામા થતી હોવાથી—ચીતરેલું છે.

અનાહૃત નામના દેવનું સર્વ વૃક્ષોમાં ઉત્તમ એવું જંબુવૃક્ષ શોભે છે તેવી જ રીતે (જ્ઞાનીઓમાં સર્વથી ઉત્તમ) બહુશ્રુતજ્ઞાની શોભે છે. આ પ્રસગ દર્શાવવા ચોથી લાઇનમાં પહેલું જ ચિત્ર જંબુવૃક્ષનું ચિત્રકારે ચીતરેલું છે.

નીલવંત પર્વતમાંથી નીકળી સાગરમાં મળનારી સીતા નદી જેમ નદીઓમા ઉત્તમ હોય છે તે જ પ્રકારે બહુશ્રુતજ્ઞાની પણ સર્વે સાધુઓમાં ઉત્તમ હોય છે. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે ચોથી લાઇનમાં બીજું ચિત્ર વાદળી રંગથી પાણીની આકૃતિ બનાવી સીતા નદીનું ચીતરેલું છે.

જેમ પર્વતોમાં ઊંચો અને સુંદર તથા વિવિધ ઔષધિથી શોભતો મન્દર પર્વત ઉત્તમ છે તેમ બહુશ્રુતજ્ઞાની પણ અનેક ગુણો વડે કરીને ઉત્તમ છે. ચોથી લાઇનના ત્રીજા ચિત્રમા આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે પહાડની આકૃતિ તથા તેના ઉપર વિવિધ ઔષધિનાં ઝાડો ચીતરેલાં છે.

જેમ અક્ષયોદ (જેનું જળ સૂકાય નહિ તેવો) સ્વયંભૂરમણ સમુદ્ર જુદાજુદા પ્રકારના રત્નોથી પરિપૂર્ણ છે તે જ પ્રકારે બહુશ્રુતજ્ઞાની પણ રત્નત્રયીથી પરિપૂર્ણ હોવાથી ઉત્તમ છે. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે ચોથી લાઇનના ચોથા ચિત્રમાં વાદળી રંગથી સમુદ્રની આકૃતિ ચીતરેલી છે.

**ચિત્ર ૩૫૮** ઉત્તરાધ્યયન સૂત્રના ૧૨મા 'હરિકેશીય' નામના અધ્યયનના એક પ્રસંગને લગતું ચિત્ર.

ભગવાન સુધર્માસ્વામીએ જંબુસ્વામીને કહ્યું: 'ચાંડાલકુળમાં ઉત્પન્ન થએલા છતાં ઉત્તમ ગુણને ધારણ કરનારા હરિકેશી બલ નામના એક જિતેન્દ્રિય ભિક્ષુ સાધુ થયા હતા—૧.

મનથી, વચનથી અને કાયાથી ગુપ્ત અને જિતેન્દ્રિય તે ભિક્ષુ ભિક્ષા માટે બ્રહ્મયજ્ઞમાં યજ્ઞવાડે આવીને ઊભા રહ્યા—૨.

જાતિમદથી ઉન્મત્ત થએલા, હિંસામા ધર્મ માનનારા, અજિતેન્દ્રિય અને અબ્રહ્મચારી મૂર્ખ બ્રાહ્મણો (તેમને ત્યાં આવતા જોઇને) આ પ્રમાણે બોલવા લાગ્યા:—૩-૪.

'દૈત્ય જેવા રૂપને ધરનાર, કાળ જેવો ભયંકર, બેઠેલા નાકવાળો, જીર્ણ વસ્ત્રવાળો અને મલિનતાથી પિશાચ જેવો દેખાતો આ ગળે વસ્ત્ર વીંટાળીને કોણ ચાલ્યો આવે છે?'—૫,૬.

આમ વિચારી મુનિને સંબોધીને કહેવા લાગ્યા કે: 'રે આવો અદર્શનીય (ન જોવાલાયક) તું કોણ છે? અને કઈ આશાથી અહીં આવ્યો છે? જીર્ણ વસ્ત્ર અને મેલથી પિશાચરૂપ થએલો તું અહીંથી જા. અહીં શા માટે ઊભો છે?'—૭.

આ જ વખતે તે મહામુનિનો અનુરાગી તિન્દુકવૃક્ષવાસી દેવ યક્ષ જે એમનો સેવક બન્યો હતો તેણે મુનિશ્રીના શરીરમાં પ્રવેશ કર્યો—૮.

તે સમયે કેટલાક બ્રાહ્મણો પોતાના બ્રાહ્મણધર્મથી પતિત થઇ યજ્ઞના નામે મહા હિંસાઓને કરતા હતા તેવાઓને ઉદ્દેશીને આ શ્લોક મુનિના મુખમાંથી યક્ષની પ્રેરણાદ્વારા બોલાયો:

'રે! વેદોને ભણ્યા છતાં તેના અર્થને તમે જરા પણ જાણી શકતા નથી માટે ખરેખર વાણીના ભારવાહક છો. જે મુનિપુરુષો સામાન્ય કે ઊંચાં કોઇપણ ઘરોમાં (જાતિભેદ વિના) જઈ ભિક્ષાવૃત્તિથી સંયમી જીવન ગુજારે છે તે જ ક્ષેત્રો ઉત્તમ છે.'—૧૫.

આ સાંભળીને પંડિતોના શિષ્યો ખૂબ કોપ્યા અને બ્રાહ્મણ પંડિતો પણ લાલચોળ થઈ ગયા અને ઘાંટા પાડીને બોલવા લાગ્યા:

'અરે! અહીં કોણ ક્ષત્રિયો, યજમાનો કે અધ્યાપકો છે? વિદ્યાર્થીઓની સાથે મળી સૌ લાકડી અને દંડાએ આને (મુનિને) મારી તથા ગરદન દાબીને જલ્દી બહાર કાઢો.'—૧૮

પંડિતોનું આવું વચન સાંભળીને ત્યાં ઘણા કુમારો દોડી આવ્યા અને દંડ, છડી અને ચાબુકોથી તે ઋષિને મારવા તૈયાર થયા—૧૯.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમા કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. શ્લો. ૧૯ના વર્ણન પ્રમાણે મધ્યમાં ઊભા રહેલા હરિકેશીબલ મહામુનિને બંને બાજુથી મારવા માટે ઊપાડેલા દંડા કુમારોના હાથમાં સ્પષ્ટ દેખાય છે.

કુમારો જેવા દંડા લઇને મારવા જાય છે તેવામાં તો પોતાના એ શિષ્યોને કોઇને પીઠ ઉપર તો કોઇને નીચે મસ્તકે પડી ગએલા, કોઇ તદ્દન કર્મ અને ચેષ્ટાવિહીન બનેલા, કોઈ ભૂતલ પર હાથ ફેલાવતા પડી રહેલા, કોઇ બહાર નીકળી ગએલા ડોળા અને જીભવાળા તો કોઈ ઊંચા મસ્તકે ઢળી પડેલા, એવી રીતે કાષ્ઠભૂત બનેલા જોઇને તે યાજક બ્રાહ્મણ પોતે બહુ ખેદ પામ્યો અને પોતાની ધર્મપત્નિ (ભદ્રા) સહિત મુનિ પાસે જઇ વારંવાર વિનવણી કરવા લાગ્યો કે: 'હે પૂજ્ય! આપની નિંદા અને તિરસ્કાર થયાં છે તેની ક્ષમા કરો.—૨૦-૩૦.

ચિત્રના અનુસંધાને નીચેના ચિત્રમા ભદ્રાની વિનવણીનો પ્રસંગ જોવાનો છે. મુનિ કાઉસગ્ગ-મુદ્રાએ ઊભા છે. તેઓના પગ આગળ ભદ્રા બે હાથ પહોળા કરીને ઘુંટણથી નમીને મુનિની ક્ષમા માગતી દેખાય છે.

**ચિત્ર ૨૫૯** 'મૃગાપુત્રીય' નામના ઉત્તરાધ્યયનના ૧૯મા અધ્યયનના પ્રસંગને લગતું એક ચિત્ર. નરક-યોનિની યાતના.

સુગ્રીવ નામના નગરને વિષે બળભદ્ર નામના રાજા હતા, જેને મૃગાવતી નામે પટરાણી હતા.—૧.

માતાપિતાને વલ્લભ અને યુવરાજ એવો બલશ્રી નામનો એક કુમાર હતો જે દમિતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ અને મૃગાપુત્ર તરીકે પ્રસિદ્ધ થયો હતો.—૨.

એક સંયમી મુનિને જોવાથી જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થતાં પોતાના માતાપિતા પાસે તેણે દીક્ષા લેવાની અનુમતિ માગી. તે વખતે પોતાના પૂર્વ ભવોમાં જે જે જાતનાં દુઃખો વેઠયાં હતાં તેનું વર્ણન કરતાં નરકયોનિમાં કષ્ટકષ્ટ જાતનાં દુઃખો ભોગવ્યા હતાં તે પ્રસંગને અનુલક્ષીને કરેલા વર્ણન ઉપરથી આ ચિત્ર દોરેલું છે.

કંદુ નામની કુંભીઓમાં આક્રંદ કરતાં કરતાં ઊંચા પગે અને નીચા મસ્તકે રહેલો હું (દેવકૃત) બળતા અગ્નિમાં પૂર્વે ઘણીવાર પકાવાયો છું; આ પ્રસંગને દર્શાવવા ચિત્રકારે ત્રીજી લાઇનની ડાબી બાજુએ કુંભીની અંદર ઊંચા પગે અને નીચા મસ્તકે રહેલી એક આકૃતિ ચીતરી છે. કુંભીની નજીકમાં સળગતી મશાલ લઇને પરમાધામી ઊભેલો છે.

પાપકર્મના પરિણામે હું પૂર્વકાળે (પોતાના જ કર્મથી) મોટા યંત્રામાં શેરડીની માફક અતિ ભયંકર અવાજ કરતો કરતો ખૂબ પીલાયો છું. આ પ્રસંગને બતાવવા ચિત્રકારે પહેલી લાઇનની ડાબી બાજુના ચિત્રમાં કોલુની અંદર ઊંધે મસ્તકે પીલાતી એક માનવ આકૃતિ ચીતરેલી છે.

તાપથી પીડાતાં અસિ (તલવાર) પત્ર નામના વનમાં ગયો જ્યાં ઝાડ ઉપરથી તલવારની ધાર જેવાં તીક્ષ્ણ પત્રો પડવાથી અનંતવાર છેદાયો હતો. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે બીજી લાઇનમાં એક વૃક્ષ નીચે એક પુરુષ બેઠેલો અને તેના ઉપર ઝાડનાં પાદડાં પડતા તેના અંગોપાંગ છેદાતાં ચીતરેલાં છે.

ચિતાઓમાં પાડાઓને જેમ બાળે છે તેમ પાપકર્મોથી ઘેરાએલા અને પરાધીનપણે જાજ્વલ્યમાન અગ્નિમાં (પરમાધામીઓએ) શેક્યો હતો અને બાળીને ભસ્મ કર્યો હતો. આ પ્રસંગ દર્શાવવા ચિત્રકારે બીજી લાઇનની ડાબી બાજુએ એક માણસને ચિતામાં બળતો બતાવીને અગ્નિમા શેકાયાનો પ્રસંગ ચીતરેલો છે.

આ ઉપરાંત ઉપરના પહેલી લાઇનના પહેલા ચિત્રમાં નીચે રહેલા લોખંડના તીક્ષ્ણ ખીલાથી વીંધાતો અને ત્રીજી લાઇનના પહેલા ચિત્રમા શૂળીથી છેદાતો એમ બે પ્રસંગો નરક યાતનાના આ ચિત્રમાં વધારે ચીતરેલા છે.

**ચિત્ર ૨૬૦** ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનનો જ બીજો એક ચિત્રપ્રસંગ.

આ પ્રમાણે નરક તથા પશુ યોનિનું ઘણાઘણા પ્રકારનુ દુઃખ વર્ણવી માતાપિતાની આજ્ઞા માગી. પુત્રના આવા રીતના દૃઢ વૈરાગ્યને જાણી માતાપિતાનાં કઠોર હૃદય પીગળી ગયાં અને તેમણે કહ્યું: "હે પુત્ર! જેમ તને સુખ ઉપજે તેમ તું ખુશીથી કર."–૮૮

ચિત્રમા લાકડાના બાજોઠ ઉપર બળભદ્ર રાજા અને તેમની સન્મુખ પટરાણી મૃગાવતી બેઠેલા છે. તેઓ બંનેના ચહેરાઓ તથા વસ્ત્રાભૂષણો પ્રાચીન રીતિરિવાજોનુ દિગ્દર્શન કરાવે છે

અને આપણને પુરાવો આપે છે કે વિ.સં. ૧૬૪૭ સુધી તો ગુજરાતની સ્ત્રીઓ માથે સાડી ઓઢતી નહોતી અને પુરુષો પણ સ્ત્રીઓની માફક ચોટલા રાખતા હતા. છતની ઉપરના ભાગમાં નાનું છત્ર લટકે છે. મહેલની ઉપર ધ્વજા ફરકી રહેલી છે. ચિત્રના નીચેના ભાગમાં પાંચ પુરુષાકૃતિઓ હાથમાં કાંઇ વસ્તુઓ લઇને જતી દેખાય છે.

## Plate LXXXV

**ચિત્ર ૨૬૧** ઉત્તરાધ્યયન સૂત્રના 'મહાનિર્ગ્રંથીય' નામના ૨૦મા અધ્યયનને લગતો પ્રસંગ.

અપાર સંપત્તિના સ્વામી અને મગધદેશના અધિપતિ શ્રેણિક મહારાજા મંડિતકુક્ષિ નામના ચૈત્ય તરફ વિહાર યાત્રા માટે નીકળ્યા–૨

ત્યાં એક વૃક્ષના મૂળ પાસે બેઠેલા સુખને યોગ્ય, સુકોમળ અને સંયમી એવા સાધુને જોયા.–૪

યોગીશ્વરનું અપૂર્વ રૂપ જોઇને તે નૃપતિ સંયમીને વિષે અત્યન્ત આશ્ચર્ય પામ્યો. તે મુનિનાં બંને ચરણોને નમીને પ્રદક્ષિણા કરી, અતિ દૂર નહિ કે અતિ પાસે નહિ તેમ હાથ જોડી ઊભો રહી પૂછવા લાગ્યો: 'હે આર્ય' આવી તરુણાવસ્થામાં ભોગ ભોગવવાને વખતે પ્રવ્રજિત કેમ થયા? આવા ઉગ્ર ચારિત્રમા આપે શી પ્રેરણાએ અભિનિષ્ક્રમણ કર્યું? આ વસ્તુને સાભળવા ઇચ્છું છું.' શ્લોક.૫–૮

(મુનિ બોલ્યા) 'હે મહારાજ' હું અનાથ છું. મારો નાથ (રક્ષક) કોઇ નથી.' આ સાંભળીને મગધદેશના અધિપતિ શ્રેણિક રાજા હસી પડ્યા અને કહ્યું: 'હે સંયમિન્! આપનો કોઇ નાથ (સહાયક) ન હોય તો હું થવા તૈયાર છું. મનુષ્ય ભવ ખરેખર મળવો દુર્લભ છે. મિત્ર અને સ્વજનોથી ઘેરાએલા આપ સુખપૂર્વક મારી પાસે રહો અને ભોગોને ભોગવો.'—૯–૧૧.

(મુનિ બોલ્યા:) 'હે મગધેશ્વર શ્રેણિક! તું પોતે જ અનાથ છે. જે પોતે જ અનાથ હોય તે બીજાનો નાથ શી રીતે થઇ શકે?' મુનિનાં આ પ્રમાણેનાં વચન સાંભળી તે નરેંદ્ર વિસ્મિત થયો. 'આવી મનવાંછિત વિપુલ સંપત્તિ હોવા છતા હું અનાથ શી રીતે? હે ભગવન્! આપનું કહેવું કદાચ ખોટું તો નહિ હોય?'–૧૨–૧૫

(મુનિએ કહ્યુ) 'હે પાર્થિવ! તુ અનાથ કે સનાથના પરમાર્થને જાણી શક્યો નથી. હે નરાધિપ! (તેથી જ તને સંદેહ થાય છે.) અનાથ કોને કહેવાય છે? મને અનાથતાનું ભાન કયા અને કેવી રીતે થયુ અને મેં પ્રવ્રજ્યા કેમ લીધી તે બધુ સ્વસ્થ ચિત્ત રાખી સાભળ.' ૧૬–૧૭

પ્રાચીન શહેરોમાં સર્વોત્તમ એવી કૌશાંબી નામની નગરી છે, ત્યા પ્રભૂત–ધનસંચય નામના મારા પિતા રહેતા હતા. એકદા હે રાજન્! તરુણવયમા મને એકાએક આંખની અતુલ પીડા ઉત્પન્ન થઇ અને તે પીડાથી દાહજ્વર શરૂ થયો; ઇંદ્રના વજ્રની પેઠે દાહજ્વરની એ દારૂણ વેદના કેડના મધ્યભાગ, મસ્તક અને હૃદયને પીડવા લાગી. ૧૮–૨૧.

વૈદ્યકશાસ્ત્રમા નિપુણ એવા વૈદ્યોએ ચાર ઉપાયોથી યુક્ત અને પ્રસિદ્ધ એવી ચિકિત્સા મારે માટે કરી, પરંતુ તે સમર્થ વૈદ્યો મને તે દુઃખથી છોડાવી શક્યા નહિ, એજ મારી અનાથતા. ૨૨–૨૩

મારે માટે પિતાશ્રી સર્વ સંપત્તિ આપવા તૈયાર થયા, વાત્સલ્યના સાગર સમી માતા

પોતાના વહાલા પુત્રના દુઃખથી ખૂબ શોકાતુર થઈ જતી હતી; પરંતુ તેથી મારું દુઃખ છૂટ્યું નહિ એજ મારી અનાથતા. ૨૪-૨૫.

હે રાજન્! તે વખતે મારા પર અત્યંત સ્નેહવાળી અને પતિવ્રતા પત્ની આંસુભર્યાં નયને મારું હૃદય ભીંજવી રહી હતી. મારું દુઃખ જોઇ તે નવયૌવના મારાથી જાણે કે અજાણે અન્ન, પાન, સ્નાન, સુગંધિત પુષ્પમાળા કે વિલેપન સુદ્ધાં ભોગવતી ન હતી; અને હે રાજન્! એક ક્ષણ પણ તે સહચારિણી અળગી થતી ન હતી. આખરે તે પણ મારી આ વેદનાને હઠાવી ન શકી તેજ મારી અનાથતા. ૨૮-૩૦

આવી ચારે કોરથી અસહાયતા અનુભવવાથી મેં વિચાર્યું કે અનંત એવા આ સંસારમા આવી વેદનાઓ ભોગવવી પડે તે બહુબહુ અસહ્ય છે. માટે આ વિપુલ વેદનાથી જો એકજ વાર હું મૂકાઉં તો ક્ષાન્ત, દાન્ત અને નિરારંભી બની તુરત જ શુદ્ધ સંયમને ગ્રહણ કરીશ. હે નરપતિ! રાત્રિએ એમ ચિંતવીને હું સૂઇ ગયો અને રાત્રિ જેમજેમ જતી ગઇ તેમતેમ મારી તે વિપુલ વેદના ક્ષીણ થતી ગઇ. ત્યારબાદ પ્રભાતે તો સાવ નિરોગી થઇ ગયો અને એ બધાં સંબંધીઓની આજ્ઞા લઇને ક્ષાન્ત, દાન્ત અને નિરારંભી થઈ સંયમી બન્યો.

ચિત્રમા ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના માતાપિતાના ચિત્રથી થાય છે. માતા અને પિતા બંને શોકાતુર ચહેરે બેઠેલા છે. પછી ચિત્રના અનુસંધાને, નીચેનો અનાથી મુનિને ગૃહસ્થાવસ્થામાં થએલી દાહજ્વરની વેદનાનો પ્રસંગ જોવાનો છે. દાહજ્વરની પીડાથી પીડાતાં પોતે પથારીમાં સુતેલાં છે, તેઓના પગ આગળ તેમની નવયૌવના પતિવ્રત્તા પત્ની શોકાતુર ચહેરે બેઠેલી છે અને નજીકમાં એક સ્ત્રી કપડાથી પવન નાખતી હોય તેમ લાગે છે. આ ચિત્રની સ્ત્રી આકૃતિઓના મસ્તક ઉપર સાડી ઓઢાડવામાં આવી છે, જ્યારે આ જ પ્રતમાંના ચિત્ર ૨૬૦માં માથે સાડી ઓઢેલી નથી તેથી એમ અનુમાન થાય છે કે આ સમયમાં સ્ત્રીઓને માથે ઓઢવાનો પ્રચાર ધીમેધીમે શરૂ થયો હશે જે ધીમેધીમે વૃદ્ધિગત થતાં આજે સારા કુટુંબોમાં યે માથે સાડી નહિ ઓઢનાર સ્ત્રીને નિર્લજ્જ—લાજ વગરની કહીને નિંદવામાં આવે છે. જો કે વિ.સં. ૧૬૪૭મા માથે નહિ ઓઢવાનો પ્રચાર સદંતર નાબુદ નહી જ થયો હોય એમ આપણને ચિત્ર ૨૬૦ ખાત્રી આપે જ છે.

**ચિત્ર ૨૬૨** ઉત્તરાધ્યયન સૂત્રના 'સમુદ્રપાલીય' નામના ૨૧મા અધ્યયનને લગતું ચિત્ર.

તે પથે ચાલતાં પાલિતની સ્ત્રીએ સમુદ્રમાં જ પુત્રને જન્મ આપ્યો. તે બાળક સમુદ્રમા જ જન્મેલો હોવાથી તેનુ નામ પણ સમુદ્રપાલ રાખવામાં આવ્યુ-૪.

તે અનુક્રમે યુવાવસ્થાને પ્રાપ્ત થયો. પુત્રની યુવાનવય જોઇને તેના પિતાએ રૂપવતી રૂપિણી નામની કન્યા સાથે તેને પરણાવ્યો. એકદા તે મહેલના ગોખમા બેસી નગરચર્યા જોવામા લીન થએલો હતો તેવામા મારવાનાં ચિહ્ન સહિત વધભૂમિ ઉપર લઈ જવાતા એક ચોરને તેણે જોયો.-૬-૮

(તે ચોરને જોઇને) તે જ વખતે ઊંડા ચિંતનના પરિણામે તે જાતિસ્મરણ જ્ઞાન પામ્યો અને તેના અંતઃકરણમાં પરમસંવેદ જાગ્યો. સાચા વૈરાગ્યના પ્રભાવે માતાપિતાનાં અંતઃકરણ સંતુષ્ટ કરી

આખરે તેમની આજ્ઞા લઈ પ્રવ્રજ્યા સ્વીકારી અને તે સંયમી બન્યો.—૧૦.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના વહાણના ચિત્રથી થાય છે. વહાણમાં પાલિતની સ્ત્રી-સમુદ્રપાલની માતા સૂતેલી ચિત્રકારે ચીતરીને સમુદ્રપાલનો જન્મ વહાણમા થવાના પ્રસંગને સૂચવવા પ્રયત્ન કર્યો છે, પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમા મસ્તકના વાળનો લોચ કરીને શ્રમણપણું અંગીકાર કર્યાનો પ્રસંગ તેની પાસે એક સાધુની આકૃતિ ચીતરીને દર્શાવેલો છે.

**ચિત્ર ૨૬૩** ઉત્તરાધ્યયન સૂત્રના 'રથનેમિય' નામના ૨૨મા અધ્યયનનો એક ચિત્રપ્રસંગ.

એકદા ગીરનાર પર્વત પર જતાં જતાં માર્ગમા અત્યત વૃષ્ટિ થવાથી રાજિમતીનાં ચીરો ભીંજાયાં અને અંધકાર થવાથી એક નજીકની ગુફામા જઇ તે ઊભાં રહ્યાં. ગુફામાં કોઇ નથી તેમ અંધારામા જણાયાથી રાજિમતી સાવ નગ્ન થઇ પોતાનાં ભીંજાએલા ચીરો મોકળાં કરવા લાગ્યા. આ દૃશ્યથી રથનેમિ [અકસ્માતથી જે ગુફામા રાજિમતી આવી લાગ્યાં તેજ ગુફામા સમુદ્રવિજયના નાના પુત્ર રથનેમિ કે જે યુવાનવયમા ત્યાગી બન્યા હતા તે ધ્યાન ધરી ઊભા હતા.] ભગ્નચિત્ત (વિષયાકુળ) થઇ ગયા. તેવામાં જ એકાએક રાજિમતી એ પણ તેમને દીઠા.—૩૩-૩૪.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના રથનેમિના કાઉસગ્ગધ્યાનના ચિત્રથી થાય છે. રથનેમિ કાઉસગ્ગધ્યાનમા ઊભેલા છે (ચિત્રકારે રથનેમિ સાધુ હોવા છતાં ગૃહસ્થનાં કપડાં તેમને પહેરાવ્યા છે તે તેની ભૂલ છે). આ પછી ચિત્રના અનુસંધાને રાજિમતી ચીર સુકવે છે તે પ્રસંગ જોવાનો છે. રાજિમતી હાથમાં ચીર-વસ્ત્ર લઇને ગુફામાં સુકવવા જતાં હોય એમ દેખાય છે. તેમની સામે રથનેમિ મુનિ વિકારદૃષ્ટિથી જોતાં હોય એમ લાગે છે. રથનેમિની સાધુ અવસ્થા બતાવવા માટે ચિત્રકારે તેમના ડાબા હાથમાં, દાંડો તથા બગલમા ઓઘો લઇને ઊભેલા ચીતરેલા છે.

**ચિત્ર ૨૬૪** ઉત્તરાધ્યયન સૂત્રના 'કેશિગૌતમિય' નામના ૨૩મા અધ્યયનને લગતું ચિત્ર.

પ્રથમ તીર્થંકર (શ્રીઋષભદેવ)ના સમયના મનુષ્યો ઋજુ અને જડ હતા, જ્યારે છેલ્લા તીર્થંકર (શ્રીમહાવીરદેવ)ના સમયના મનુષ્યો વક્ર અને જડ છે તે દર્શાવવા એક નટડીનું દૃષ્ટાંત જૈનગ્રંથોમાં ઘણે ઠેકાણે આપવામાં આવેલ છે તેને અનુસરીને આ ચિત્ર ચિત્રકારે દોરેલું છે.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં ઉપરના ચિત્રમા ભદ્રાસન ઉપર સાધુ મુનિરાજ બેઠા છે, સામે નટડી નાચી રહી છે અને તેની નજીકમાં નટ ઢોલ વગાડી રહ્યો છે. નીચેનો પ્રસંગ પણ લગભગ તેને મળતો છે. આ ચિત્ર ચીતરીને ચિત્રકારનો આશય તે બતાવવાનો છે કે પહેલા તીર્થંકરના સમયના સાધુઓ કોઇવાર બહાર ગયા હતા ત્યારે રસ્તામાં એક નટને નાચતો જોવાથી તેમને મોડું થયું. ગુરુએ મોડું થવાનું કારણ પૂછતા તેઓ સ્વભાવે સરલ હોવાથી જે બન્યું હતું તે કહી દીધું. પછી ગુરુએ કહ્યું કે ત્યાગી એવા મુનિને આ પ્રમાણે નટનું નાટક જોવું ના ઘટે. એક વખત ફરી કોઇ કાર્ય પ્રસંગે તેઓ બહાર ગયા ત્યારે એક નટડીને નાચતી જોઇ છતાં પણ ગુરુએ ના કહેલ હોવાથી પોતે જોયા વગર ચાલ્યા. આ જ પ્રસંગ ચોવીસમા તીર્થંકરના

સમયના સાધુને માટે વર્ણવવામાં આવ્યો છે. તેમાં પ્રથમ ગુરુએ નટનો નિષેધ કરેલો હોવાથી ફરીથી એકવાર નટડીનું નાટક જોવા તેઓ ઊભા રહ્યા. ગુરુએ પૂછતાં સામો જવાબ આપવા લાગ્યા કે આપે નટનો નિષેધ કર્યો હતો કાંઇ નટડીનો નહિ, એમ કહીને વક્રતા અને જડતાનો પ્રસંગ દર્શાવ્યો છે.

## શાલિભદ્ર મહામુનિ ચરિત્ર

કલકત્તાના સુપ્રસિદ્ધ જમીનદાર શ્રીયુત બહાદુરસિંહજી સીંઘીની અપ્રતિમ ચિત્રકળા વાળી ધન્ના શાલિભદ્ર રાસની સુંદર હસ્તલિખિત પ્રત શ્રીયુત જિનવિજયજી દ્વારા મને જોવા મળેલી તેમાંથી તેમની પરવાનગીથી ચાર ચિત્રો અત્રે રજુ કરવામાં આવ્યાં છે.

પ્રતમાં કુલ પાનાં ૨૬ છે અને તેમાં ૩૯ સુંદર રંગીન ચિત્રો ચીતરેલાં છે, જેમાંના ઘણાખરાં ચિત્રો ૧૫×૮$\frac{૧}{૪}$ ઇંચના છે. પ્રતની લિપિ દેવનાગરી છે અને દરેક પાનામાં ૪૨ લીટીઓનું લખાણ છે જેની ભાષા પ્રાચીન ગુજરાતી છે. આ પ્રતની ખાસ વિશિષ્ટતા તો એ છે કે તેના અંતે તેના રચયિતા, લેખક અને તેના ચીતરાવનારની સંપૂર્ણ ઐતિહાસીક માહિતી દર્શાવતી પ્રશસ્તિ સચવાઇ રહેલી છે જે નીચે પ્રમાણે છે:

(શ્રી) જિનસિંહસૂરિ શિષ્ય મતિસાર વિરચિત ઇતિ શ્રી સાલિભદ્ર મહામુનિ ચરિત્રં સમાપ્ત॥ સંવચ્ચંદ્રગજરસરસા (૧ ૮ ૬ ૧) મિતે દ્વિતીય ચૈત્ર સુદિ પંચમી તિથૌ શુક્રવારે વલૂલવલ સકલભૂપાલ ભાલ વિશાલ કોટીરહીર શ્રીમજ્જિહાંગીર પાતિસાહિ પતિ સલેમ સાહિ વર્તમાન રાજ્યે॥ શ્રીમજ્જિનશાસન વન પ્રમોદ વિધાન પુષ્કરાવર્ત્ત ઘનાઘન સમાન યુગપ્રધાન શ્રીશ્રીશ્રીશ્રીશ્રી જિનરાજસૂરિ વિજયિ રાજ્યે॥ નાગડ ગોત્ર શૃંગાર હાર॥ સા૦ જૈત્રમલ્લ તત્તનય સવિનય ધર્મ્મધુરા ધારણ ધૌરેય શ્રીમજ્જિનોક્ત સમ્યકત્વ મૂલ સ્થૂલ દ્વાદશ વ્રતધારક। શ્રીપંચપરમેષ્ઠિ મહામંત્ર સ્મારક શ્રીમત્સાહિસભા શૃંગારક સશ્રીક સંઘમુખ્ય સા૦ નાગડ ગોત્રીય સા૦ ભારમલ્લેન લઘુ બાંધવ નાગડ ગોત્રીય સા૦ રાજપાલ। વિચક્ષણ ધુરીણ સા૦ ઉદયકરણ કરણા જૈવાતૃક મહાસિંહાદિ સાર પરિવાર યુતેન લેખિતં। તચ્ચ વાચ્યમાનં ચિરં નંદતાત્। સા૦॥ લિખિતંચેતત્ પં૦ લાવણ્યકીર્તિ ગણિના ચિત્રિતં ચિત્રકારેણ સાલિવાહનેન॥ શ્રેય:સદા.

ભાવાર્થ: આ રાસના કર્તા શ્રીજિનસિંહસૂરિ શિષ્ય મતિસાર છે,[૬૨] આ પ્રત સંવત ૧૬૮૧ ના બીજા ચૈત્ર શુદિ પાંચમને શુક્રવારના દિવસે (ઇ.સ. ૧૬૨૪) શહેનશાહ જહાંગીર રાજ્યના સમયે શ્રીજિનશાસન રૂપી વનને નવપલ્લવ કરવામાં પુષ્કરાવર્ત્ત મેઘ સમાન યુગપ્રધાન શ્રીજિનરાજસૂરિના શ્રાવક નાગડ ગોત્રના ભૂષણરૂપ સા૦ જૈત્રમલ્લના પુત્ર ભારમલ્લે પોતાના નાનાભાઈ રાજપાલ

---

૬૨ આ રાસ આખો શે ઠ દે. લા. પુ ફંડ તરફથી પ્રસિદ્ધ થએલા 'આનંદકાવ્યમહોદધિ' મૌક્તિક ૧લું, ગ્રથાંક ૧૪ના પાના ૧ થી ૪૮માં પ્રસિદ્ધ થએલો છે અને તેની રચના સંવત ૧૬૭૮ના આસો વદી ૬ ના દિવસે કરવામા આવેલી છે:

સોળહસેં અઠહત્તર વરસેં, આસો વદિ છઠ દિવસેંજી.—૮.<br>
જિનસિંહસૂરિ શીસ મતિસારે, ભવિયણને ઉપગારેંજી;<br>
શ્રીજિનરાજ વચન અનુસારે, ચરિત કહ્યો સુવિચારેંજી—૯.

વગેરે પરિવાર સહિત લખાવી; પં૰ લાવણ્યકીર્તિ ગણિએ આ પ્રત લખી અને ચિત્રકાર શાલિવાહને આ પ્રતનાં ચિત્રો ચીતર્યાં. ભારમલ્લ પોતે પોતાની ગ્રામમાં સંઘપતિ તથા બારવ્રતધારી શ્રાવક હતો તેટલું જ નહિ પણ શહેનશાહ જહાંગીરના દરબારમાં પણ ભૂષણરૂપ હતો.

શાલિવાહનને માટે આ પ્રતમાં કાંઈપણ નોધવામાં આવ્યું નથી પરંતુ આપણે અગાઉ જણાવી ગયા છીએ કે તેણે એક વિજ્ઞપ્તિ પત્ર આગ્રાના સંઘના માટે ચીતર્યો હતો ત્યાં તેણે લખેલું છે કે: 'શહેનશાહ જહાગીરના દરબારી ચિત્રકાર ઉસ્તાદ શાલિવાહને આ ચિત્ર ચીતર્યાં છે.'

આ પ્રત ચીતરાવનાર, શહેનશાહ જહાંગીર જેવા મોજીલા અને ચિત્રકળા તરફ અનન્ય પ્રેમ ધરાવનાર બાદશાહના દરબારના એક માન્ય પુરુષ હતા અને તેનો ચીતરનાર પણ દરબારી ચિત્રકાર શાલિવાહન હતો, તેથી આ પ્રત મોગલ સમયના સર્વોત્તમ ચિત્રકળાના નમૂનાઓમાની એક છે. આ પ્રતના ચિત્રોનો ખરેખરો ખ્યાલ તો તેના મૂળ ચિત્રો જોવાથી જ આવી શકે.

## રાસનો ટુંક સાર

પૂર્વભવમા શાલિભદ્રનો જીવ શાલિગ્રામમા ધન્ના નામની ગરીબ વિધવાનો સંગમ નામનો પુત્ર હતો. ગરીબ ધન્ના પોતાના પુત્ર સગમ સહિત ઉદરપૂર્તિ માટે રાજગૃહ નગરમા આવી. ધન્ના ઘેરઘેર મજુરી કરી, મહાવિટંબનાએ ઉદરપૂર્તિ કરતી. સંગમ લોકોનાં વાછરૂઓ ગામ બહાર ચરાવી લાવવાનું કામ કરતો. (જુઓ ચિત્ર ૨૮૫). એકદા કોઈએક પર્વને વિષે ક્ષીરભોજનના જમણની વાતો મિત્રો પાસેથી સાંભળી સંગમને ક્ષીર ખાવાની ઇચ્છા થઇ, અને માતા પાસે ક્ષીર-ભોજનની માગણી કરી. પણ જ્યા અન્ન ખાવાના જ સાંસાં હોય ત્યાં ક્ષીરભોજનની પુત્રની માગણી ક્યાંથી પુરી થાય? છેવટે મા દીકરાની આ વાત સાંભળી ચાર પાડોસણોએ ખાંડ, ઘી, દૂધ અને શાલિ–ચોખા આપ્યા. માતાએ ક્ષીર બનાવી અને પુત્રને થાળીમાં પીરસી. માતા કાર્યવશાત્ બહાર ગઇ. ખીર ગરમ હોવાથી સંગમ હળવેહળવે ઠંડી કરવા માટે ફુંકતો હતો તેટલામા એક માસના ઉપવાસી સાધુ ભિક્ષાર્થે ત્યા આવ્યા. સંગમને અતિ આનંદ થયો, અને પાયસ થાળ ઉપાડી સાધુને પાત્રમા વહોરાવી દીધી. ખીર વહોરી સાધુ વિદાય થયા થાળમાં અવશેષ ખીર બાકી રહી. તે સમયે માતા બહારથી આવી. થાળમાં થોડી ખીર બાકી રહેલી જોઇ માતાએ ફરીને બીજી વધેલી ખીર પીરસી. સંગમે ખાધી અને માતાને વિચાર થયો કે:

'એટલી ભૂખ ખમે સદા, ધિક મારો જમવાર.' આ વિચારથી માતાની નજર તેને લાગી સાંજે કોલેરા થયો, અને મરણ પામી સંગમનો જીવ તે જ રાજગૃહ નગરમાં ગોભદ્ર નામના શેઠને ત્યા તેમની સ્ત્રી ભદ્રાની કુક્ષિમા પુત્રપણે ઉત્પન્ન થયો. માતાએ સ્વપ્નમા શાલિક્ષેત્ર જોયું તેથી શાલિભદ્ર નામ સ્થાપ્યું. અનુક્રમે બાળવય વટાવી યૌવનને પ્રાપ્ત થયો એટલે પિતાએ તેને ૩૨ શ્રેષ્ઠિ-પુત્રીઓ પરણાવી અને દીક્ષા લીધી. દીક્ષા લઇને નિરતિચાર ચારિત્ર પાળી ગોભદ્ર શેઠ દેવલોક પામ્યા. પુત્રસ્નેહવશે તે દેવલોકમાંથી દરરોજ ૩૩ પેટીઓ મોકલવા લાગ્યો. (કેટલાક ઠેકાણે એમ જણાવવામાં આવ્યું છે કે ૩૩ પેટીઓ નહિ, પણ રોજ ૯૯ પેટીઓ તે મોકલતો. ૩૩ વસ્ત્રની,

૩૩ આભૂષણોની અને ૩૩ ભોજનની. આ રાસમાં તેત્રીશ જ માત્ર જણાવી છે. દરેક જાતની નેટલી લેવાથી બંનેનો પ્રતિપાદ્ય અર્થ એક જ થાય છે.) આ પ્રમાણે રોજ પેટીઓ આવતી, શાલિ અને બત્રીસ સ્ત્રીઓ (જુઓ ચિત્ર ૨૬૫) તેને ઉપભોગતી અને બીજે દિવસે તે તે વસ્ત્ર અને ભૂષણ નિર્માલ્ય થતાં. આ પ્રસંગનું વર્ણન કરતાં કવિ કહે છે કે:

'જીહો! શાલિકુમાર સુખ ભોગવે, જીહો! દોગુંદક સુર જેમ;
જીહો, ભામિનીસ્યું ભીનો રહે, જીહો! દિનદિન વધતે પ્રેમ.'

એકદા રત્નકંબલવાળા પરદેશી સોદાગરોની કંબલો, રાજગૃહ નગરમા કોઈ પણ સ્થળે ન ખપવાથી, તેઓને શાલિભદ્રના મહેલ પાસેથી ઉદાસ ચિત્તે જતા ભદ્રામાતાના જોવામાં આવ્યા. તેઓને ઉદાસ ચિત્તે પાછા જતા જોઇને માતાએ તેડાવ્યા. તેઓને પૂછતાં તેમની પાસે રત્નકંબલો ફક્ત સોળ જ હોવાથી માતા દિલગીર થાય છે. છેવટે બત્રીસ વહુઓ માટે દરેકના બબ્બે ટુકડા કરવા ફરમાવે છે. વેપારીઓ વિચાર કરે છે કે આ રત્નકંબલો લઇને અમે મગધરાજ શ્રેણિક પાસે ગયા હતા ત્યારે રાણી ચેલ્લણાએ એક રત્નકંબલ લેવાની કહી છતા એક રત્નકંબલની કિંમત સવાલાખ સોનામહોર સાંભળીને રાજા પણ એક ન ખરીદી શક્યો તો મૂલ્ય લીધા વિના સોળેના ટુકડા તો શી રીતે કરવા? વખતે મૂલ્ય મળે કે ના મળે તેવા ભયથી વેપારીઓ અગાઉથી નાણાની માગણી કરે છે. તે માગણીનો સ્વીકાર થાય છે, કંબલના બબ્બે ટુકડા કરાવીને બત્રીસે વહુઓને એકેક ટુકડો આપી દેવામાં આવે છે. કવિ શાલિભદ્રની ઋદ્ધિનું અત્રે વર્ણન કરે છે:

'કોઠારી કોઠાર ખોલાવેં, ગણવા ત્રીજો જણ બોલાવે;
જાતો કોણ જોવે રૂપૈયા, પગસ્યું ઠેલીજે સોનૈયા.—૯.
હીરા ઉપર પગ દઇ હાલે, માણિક કોણ મંજુસેં ઘાલે;
પાર ન કો દીસેં પરવાલેં, કાચતણી પેરે પાય નિહાલે—૧૦.
લાખગમે દીસેં લસણીયા, મોતી મૂલ ન જાણુ ગણીયા;
એણી પેરે ઋદ્ધિ દેખી થંભાણો, પાછો ન ફીરી શકે લેઇ નાણો'—૧૧.

શ્રેણિક રાજાની રાણી ચેલ્લણાએ કંબલ માટે હઠ ત્યજી નહિ. રાજાએ કંબલના વેપારીઓને તેડાવ્યા, અને એક કંબલ મોઢે માગ્યા મૂલ્ય આપવા કબૂલીને મગાવી. ભદ્રામાતાએ સોળે કંબલો રોકડા મૂલ્ય આપીને અમો પાસેથી ખરીદી લીધી એવું જણાવ્યુ એટલે રાજાએ ભદ્રાને ત્યાં અનુચર મોકલી કંબલ મંગાવી. ભદ્રાએ 'સોળે કંબલના બબ્બે ટુકડા કરી બત્રીસ વહુઓને આપી દીધા અને તેઓએ હાથપગ લૂછીને ખાળમા-નિર્માલ્ય કુઇમાં ફેંકી દીધી' તેમ જણાવ્યુ. રાજાને આવા ભાગ્યશાળી શ્રેષ્ઠિપુત્ર-શાલિભદ્રને મળવા ઇચ્છા થવાથી અભયકુમાર મંત્રીને ભદ્રા પાસે મોકલાવ્યો. ભદ્રા અભયકુમાર સાથે અમૂલ્ય વસ્તુઓનું ભેટણું લઇને રાજા પાસે આવી. રાજાને પોતાને ત્યાં પધારવા વિજ્ઞપ્તિ કરી. રાજાએ તે માન્ય કરી અને શાલિભદ્રની ઋદ્ધિ-સમૃદ્ધિ જોવા તેને મહેલે ગયા. રાજાનું આગમન થતાં ભદ્રા સ્વાગત કરી ચોથા માળ ઉપર રાજાને બેસાડી પોતે ઉપર શાલિકુમારને તેડવા જાય છે તે પ્રસંગનું વર્ણન કરતાં કવિ કહે છે:

'વેગ પધારો મોહોલથી, વાર મ લાવો આજ;
ઘર આંગણુ આવ્યો અછે, શ્રી શ્રેણિક મહારાજ.—વેગ૦
રમણી બત્રીશ પરિહરો, સેજ તજો ઇણિ વાર;
શ્રેણિક[૬૩] ઘર આવ્યો અછે, કરવો કવણુ પ્રકાર.—વેગ૦
જિમ જાણો તિમ મોલવી, લઈ નાંખો ભંડાર;
પહેલાં કદી ય ન પૂછતાં, સ્યું પૃછો ઇણિ વાર.—વેગ૦
નાખણુ જોગો એ નહિ, ત્રિભુવન માહિં અમૂલ;
તો હવે જિમ તિમ સંગ્રહો, મુહ માગ્યો દે મૂલ.—વેગ૦
કરીઆણું શ્રેણિક નહિ, બોલો બોલ વિચાર;
દેશ મગધનો એ ધણી, ઇન્દ્રતણે અનુહાર.—વેગ૦
જેહની છત્રછાયા વસ્યા, જનસ અખંડિત આણ;
તે ઘર આવ્યો આપણે, જીવિત જન્મ પ્રમાણ.'—વેગ૦

માતાએ કહ્યું: 'એ કાંઈ કરીઆણું નથી પણ આપણા જેવા હજારો લક્ષ્મીવાનો જેને મસ્તક નમાવે છે, તે મગધરાજ શ્રેણિક છે!' માતાનું આ વાક્ય સાંભળતાં જ શાલિને ખેદ થયો અને વિચાર થયો કે:

'પરમપુરુષ વિણ કેહની, શીસ ન ધારૂં આણ,
કેસરી કદી ન સાંસહે, તુરિયાં જેમ પલ્હાણ''—૩

'ધિક્કાર છે મને! મારા માથે પણ ધણી છે! તો પછી હવે આ આથ–લક્ષ્મીનુ પ્રયોજન શુ? જે આથ નરનાથ–રાજાની મરજી વિના રાખી શકાતી નથી, જે કોઇની રાખી રહી નથી, તો હું એ આથનો સર્વથી પહેલો ત્યાગ કરૂં' ઇત્યાદિ વિચારી છેવટે માતાનું વચન માન્ય રાખી સ્ત્રીઓ સહિત રાજાને મળવા નીચે ઊતરે છે. રાજા જોઈ આનંદ માને છે અને પોતાના ખોળામા પુત્રવત્ ગણી બેસાડે છે (જુઓ ચિત્ર નં. ૨૬૬). પરંતુ હસ્તસ્પર્શથી જેમ ઘૃત ઓસરે છે તેમ રાજાના સ્પર્શનથી શાલિ પાણી પાણી થઇ ગયો. આ પ્રસંગનું વર્ણન કરતાં કવિ કહે છે કે:

'શ્રેણિક અતિ હરખિત થયો, સુરત નયન નિહાર,
દેવકુમર સમ અવતર્યો, માનવલોક મઝાર.—૧.
કરી પ્રણામ આગળ જીસે, ઊભો સાલિકુમાર;
બેસાર્યો ઉત્સંગ લેઇ, રાજાયેં તિણુવાર.—૨.
ખર[૬૪] કર ફરસેં પરગળ્યો, માખણુ જેમ શરીર;
ચિહું દિશિ પરસેવો વળ્યો, જિમ નિઝરણે નીર.—૩.

---

૬૩ શ્રેણિક રાજાને શાલિભદ્ર એક જાતનુ કરિયાણુ સમજતો હોવાથી માતાને કહે છે કે: 'એમાં મને શું પૂછો છો? તેનુ જે મૂલ્ય થાય તે આપી ભંડાર–વખારમા ભરી દો.'

૬૪ ઉષ્ણ–ગરમ

એણે ભવે કીધી નહીં, સુપનંતર પણ સેવ;
ખર કર ફરસેં ન ખમી શકે, એ પાતલીયો દેવ.'—૪.[૬૫]

શ્રેણિકને પોતાનો સ્વામી જાણી શાલિને વૈરાગ્ય થયો અને સ્ત્રી આદિ પરિવાર ઉપર અપ્રીતિ થઇ. બત્રીસે સ્ત્રીઓએ વિવિધ જાતના ઉપાય યોજ્યા. માતાએ પણ ઘણી રીતે સમજાવ્યો, પરંતુ શાલિ વૈરાગ્યથી પાછો ન હઠ્યો. એવામાં ઉદ્યાનમાં શ્રીધર્મઘોષસૂરિ પધાર્યાની વનપાળકે વધામણી આપી. શાલિભદ્ર સપરિવાર વંદનાર્થે ચાલ્યો. કવિ આ પ્રસંગનું વર્ણન નીચે પ્રમાણે કરે છે

'આવી દીધ વધામણી, વનપાળક તિણિવાર;
ધર્મઘોષ આવ્યા ઇહાં, ચૌનાણી અણગાર.—૧.
શાલિકુમર મન ચિંતવે, ભલે પધાર્યા તેહ;
મુહ માગા પાસા ઢળ્યા, દુધે વુઠા મેહ.—૨.
પહેલી પણ વ્રત આદરણ, મો મન હુતિ હેજ;
હિવે જાણે નિદ્રાલુઓ, લહી બિછાઇ સેજ.—૩.
કુમર સાધુ વંદન ચલ્યો, રિદ્ધિ તણે વિસ્તાર;
પાંચે અભિગમ સાચવી, બેઠા સભા મઝાર.—૪.
સંવેગી શિર સેહરો, સૂરિ સકલ ગુણખાણ;
ભવ સરૂપ ઇમ ઉપદિશે, મુનિવર અમૃત વાણ.—૫.

શ્રીધર્મઘોષસૂરિએ કોમળ વચન વડે આ સંસારની અસારતાનો ઉપદેશ આપ્યો. ઉપદેશ સાંભળી શાલિકુમાર ગુરુને બે હસ્તની અંજલિ જોડી પૂછે છે કે: 'હે પરમકૃપાળુ ' માથે કોઇ ધણી ન રહે એવો મને કોઈ ઉપાય બતાવો'. (જુઓ ચિત્ર ૨૬૭). કવિ આ પ્રસંગને નીચે પ્રમાણે વર્ણવે છે.

ધરમદેશના સાંભળી, હરખ્યો શાલિકુમાર;
કર જોડી આગળ રહી, પૂછે એક વિચાર.—૧.

---

૬૫ ઉપદેશતરંગિણીકાર શાલિભદ્રના આ અદ્દભુત પ્રસંગોનુ એક જ શ્લોકમાં વર્ણન કરતા કહે છે

'यद्गोभद्रः सुरपरिवृढो(वृतो) भूषणाद्यं ददौ य-
ज्जातं जायापदपरिचितं कम्बली रत्नजातम् ।
पण्यं यच्चाजनि नरपतिर्यच्च सर्वार्थसिद्धिः
तद्दानस्याद्भुतफलमिदं शालिभद्रस्य सर्वम्' ॥ १ ॥

ભાવાર્થ —'દેવોથી પરિવરેલ એવા ગોભદ્રદેવે જેને આભૂષણાદિ આપ્યાં, રત્નકંબલ જેની સ્ત્રીઓની પાદરજ સાથે મિશ્ર થયાં, જેને રાજા વસાણારૂપ થયો અને જેણે અંતે સર્વાર્થસિદ્ધ વિમાન મેળવ્યુ, એવા તે શાલિભદ્રને આ સૌ અદ્દભુત દાનફળથી પ્રાપ્ત થયું.

માથે નાથ ન સંપજે, કિણુ કરમે મુનિરાય;
પરમકૃપાળુ કૃપા કરી, તે મુજ કહો ઉપાય.—૨.

કહે સાધુ જે વ્રત ગ્રહે, તૃણુ જીમ છોડે આથ;
નાથ ન માથેં તેહનેં, હુએ તે સહુનો નાથ.—૩.

સાધુ વચન રુચિ સદ્દહે, ઇહાં કણુ મીન ન મેષ;
આવી માતાનેં કહે, એણી પેરે વયણુ વિશેષ.—૪.

ધર્મદેશના સાંભળી માતા પાસે આવી સંસારત્યાગ–દીક્ષા માટે આજ્ઞા માગે છે. માતા ફરી યુક્તિઓથી સમજાવે છે. છેવટે માતા દશ દિવસ રહેવાનો અત્યાગ્રહ કરે છે અને શાલિકુમાર તે પ્રમાણે કબૂલ થાય છે, અનુક્રમે શાલિકુમાર રોજની એકએક નારીનો ત્યાગ કરે છે અને તે પ્રમાણે ચાર દિવસમાં ચાર નારીનો ત્યાગ કરે છે.

અહીંથી કવિ ધન્નાવૃત્તાંત કહેવા માંડે છે, પરંતુ અત્રે તે પ્રસંગ નહિ હોવાથી તેનો ઉલ્લેખ કર્યો નથી.

માતાએ માગેલી મુદત પૂરી થતાં શાલિભદ્ર દ્રવ્યને સુમાર્ગે વ્યવસ્થિત કરી પ્રભુ મહાવીરના હસ્તદીક્ષિત સાધુ બને છે. શાલિભદ્ર મહાવીર પ્રભુ સાથે ગ્રામાન્તર ફરતાં ફરતા, વિવિધ પ્રકારથી કર્મને તપાવતાં તપાવતા એક સમયે ફરી રાજગૃહમા આવે છે. શાલિમુનિ તપસ્યાના પારણા નિમિત્તે ભિક્ષાર્થે જવા શ્રીવીર પ્રભુ પાસે આદેશ માગીને ભદ્રાને ત્યા વહોરવા ગયા, પણ ભદ્રા અને પરિવારાદિ પુત્રવંદનની સામગ્રી–તૈયારીમા રોકાયા હોવાથી કોઇએ તેમને જોયા નહિ, તેથી તેઓ પાછા ગયા. રસ્તામાં તેઓને ગોરસ વેચનારી તેમની પૂર્વભવની માતા ધન્ના મળે છે. તે તેઓને જોતાં એકદમ અટકે છે, પૂર્વપ્રીતિને લીધે તેના સ્તનમાંથી પય ઝરે છે, અને માતાને અત્યંત પ્રેમ થવાથી પોતાની પાસેનું સામટું ગોરસ તેઓને વહોરાવી દે છે. ત્યાથી શાલિમુનિ પ્રભુ મહાવીરનો આદેશ લઇ ગિરિશિખરે 'અનશનવ્રત' આદરવા માટે જાય છે.

આ પ્રમાણે બધો વ્યતિકર બની ગયા પછી ભદ્રા માતા વહુઓ સહિત પ્રભુ મહાવીર અને શાલિમુનિને વંદન કાજે આવે છે (જુઓ ચિત્ર ૨૬૮). પ્રભુને વાંદી પુત્રને ન જોવાથી પૂછતાં, પોતાના ભાગ્યને અત્યંત ધિક્કારે છે. છેવટે ગિરિ પર ચઢે છે અને પોતાના પુત્રને શિલા ઉપર અનશન કરેલી અવસ્થામાં જુએ છે તે સમયનું વર્ણન કરતા કવિ કહે છે કે:

પેખિ શિલાપટ ઉપરેં, પોઢચો પુત્રરતન્ન;
હિયડા જો તું ફાટતો, તો જાણુત ધનધન્ન.—૧.

રે હિયડા તું અતિ નિઠુર, અવર ન તારી જોડિ,
એવડે વિરહે વિહસતો, જતન કરે લખ કોડિ.—૨.

હિયડા તું ઇણુ અવસરેં, જો હોવત શતખંડ;
તો જાણુત હેજાલૂઓ, બીજા સહુ પાખંડ.—૩.

મુજ હિયડો ગિરિશીલથકી, કઠિન કિયો કિરતાર;
ઘણા ઘાયે વિરહાંતણે, ભેદ્યો નહિ લિગાર.—૪.

માતા જે વિલાપ કરે છે તેનું કવિએ એવું તો સુંદર બ્યાન કર્યું છે કે જે વાંચતાં આપણને પણ વિલાપ કરાવે છે. કવિની શકિત રાસ રચવાની કોઇ અજબ પ્રકારની છે તે બતાવવા આ આખો યે કરૂણાજનક પ્રસંગ કવિની પોતાની બાનીમાં આપવો ઠીક લાગવાથી આપ્યો છેઃ

રાગ કેદારો • ગીતની ઢાળ

ઈતના દિન હું જાણતી રે હાં, મિલસ્યેં વાર બે ચાર; મેરે નંદના.
હવે વચ્છ્મેળો દોહિલો રે હાં, જીવનપ્રાણ-અધાર. મેરે નંદના—૧.

માયડી નયણ નિહાળ મેરે નંદના, બોલો બોલ બે ચાર; મેરે૦
અણબોલ્યા ઇણવાર મેરે નંદના, થાયે કેમ કરાર. મેરે નંદના—૨.

ઇણ અવસરનાં બોલડા રે હાં, જે બોલીશું દસવીસ; મેરે૦
તે મુજ આલંબન હોશે રે હાં, સંભારીસું નિસદીસ. મેરે નંદના—૩.

તપ કરતો ગિણતો નથી રે હાં, કાયાનો લવલેશ; મેરે૦
સેગૂ માણુસ આવીને રે હા, ઈમ કહેતાં સંદેશ. મેરે નંદના—૪.

પણ હું સાચ ન માનતી રે હાં, છે તો તેહિ જ દેહ; મેરે૦
પંજરરૂપ નિહાળીને રે હા, સાચ માન્યું હવે તેહ. મેરે નંદના—૫.

ભૂખ ખમી શકતો નહીં રે હા, તીરસ ન સહતો તેમ; મેરે૦
માસખમણ પાણી પખે રે હાં, તે કીધાં છે કેમ. મેરે નંદના—૬.

સુરતરૂફળ આસ્વાદતો રે હા, અજાતણો આચાર; મેરે૦
તે કિમ કીધાં પારણાં રે હા, અરસવિરસ આહાર. મેરે નંદના—૭.

હાથે ઉછેર્યો હતો રે હાં, લહેતી તાહરી હાલ; મેરે૦
કહેને સ્યું છાનો હુવે રે હાં, મા હુંતી મોસાળ. મેરે નંદના—૮.

વ્રત લેતાં છંડિ હુંતી રે હાં, તેં જાણિણી નિરધાર; મેરે૦
હવણાં વળી અણબોલવે રે હાં, ખંતિ ઉપર દે ખાર. મેરે નંદના—૯.

ચલતો ઇણિ ગામાંતરે રે હાં, લાંબો દે છે છેહ; મેરે૦
થાશે જન્માંતર હવે રે હાં, હમ તમ નવલ સનેહ. મેરે નંદના-૧૦.

પાછળ વિતક વિતશે રે હાં, જાણે લો કિરતાર; મેરે૦
જીમ તિમ રોતાં વોલશે રે હાં, એ સારી જમવાર. મેરે નંદના-૧૧.

ઇણ ડુંગર ચઢયા તણી રે હાં, આજ પડે છે સીમ; મેરે૦
હાડી લાવે પંખીયા રે હાં, તો ભાંગ્ન મત નીમ. મેરે નંદના-૧૨.

ઘર આવી પાછાં વળ્યાં રે હાં, જંગમ સુરતરૂ જેમ; મેરે૦
એ દુઃખ વીસરશે નહીં રે હાં, હવે કહો કીજે કેમ. મેરે નંદના-૧૩.

એક રસો ઘરઆંગણે રે હાં, સયંહથ પ્રતિલાભંતિ; મેરે૦
લાધો નરભવ આપણો રે હાં, તો હું સફળ ગિણંતિ. મેરે નંદના-૧૪.

આજુણે અણબોલણે રે હાં, ભલો ન કહેશે કોય; મેરે૦
પહિડે પેટ જો આપણો રે હા, તો કલ ઉથલ થાય. મેરે નંદના-૧૫.

એ સાજણ મેળાવડો રે હાં, તેં જાણ્યો સહુ કૂડ; મેરે૦
હવે લાલચ કીજે કીસી રે હાં, આપ મૂઆ જગ બૂડ. મેરે નંદના-૧૬.

તે વિરહી જન જાણશે રે હાં, વિતક દુઃખની વાત; મેરે૦
નેહે ભેદાણી હશે રે હાં, જેહની સાતે ધાત. મેરે નંદના-૧૭.

આશાં લુધાં માણસાં રે હાં, જમવારો પણ જાય; મેરે૦
દૈવે નિરાસ કિયાં પીછે રે હાં, પાપી મરણ ન થાય! મેરે નંદના-૧૮.

હું પાપિણી સરજી અછું રે હાં, દુઃખ સ્હેવાને કાજ; મેરે૦
દુઃખિયાને ઉતાવળાં રે હાં, મરણ ન દીયે મહારાજ. મેરે નંદના-૧૯.

મીઠા બોલ ન બોલતો રે હાં, મત કરજ્યે તિહાં સીખ; મેરે૦
નયણ નિહાળો નાનડા રે હાં, જિમ પાછી દ્યો વીખ; મેરે નંદના-૨૦.

આ પ્રમાણે ઘણો વિલાપ કરતી હોવાથી શ્રેણિક તેને સમજાવી પાછી વાળે છે. ત્યારપછી શાલિભદ્ર કાળધર્મ પામી સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયા જ્યાંથી ચવી મહાવિદેહક્ષેત્રમાં મનુષ્ય જન્મ લઇ મોક્ષે જશે.

કવિના વર્ણનમાં કદાચ અતિશયોક્તિ હશે છતાં આ આખી યે કથા કોઇ કલ્પિત કથા નથી. આ પ્રસંગની નોંધ આજે પણ શારદાપૂજનના દિવસે વ્યાપારીઓ 'શાલિભદ્રની ઋદ્ધિ હોજો' એ અક્ષરોથી ચોપડામાં લખે છે. જૈન દર્શનનું ધ્યેય ત્યાગ માર્ગ તરફ જ વિશેષ હોવાથી શાલિભદ્રને ઋદ્ધિ ઘણી હતી માટે આચાર્યોએ તેઓને વખાણ્યા નથી, પરંતુ આવી ઋદ્ધિ સમૃદ્ધિ છતાં તેનો ત્યાગ કર્યો માટેજ તેમના વખાણ કરવામાં આવ્યાં છે. *

---

* શાલિભદ્રની ઋદ્ધિ અને રત્નકંબલના વ્યાપારીઓને લગતો પ્રસંગ જેવો જ એક પ્રસંગ સૈકા પહેલાં જ વડોદરા શહેરમા બન્યો હતો જે નીચે પ્રમાણે છે.

વડોદરા શહેરમાં આવેલી મહેતા પોળમાં પેસતાં ડાબા હાથે લહ્‌ક્ષુ બહાદરનો ખાંચો આવે છે તે ખાંચો જેઓના નામનો છે તે લહ્‌ક્ષુ બહાદરના સમયમાં કહે છે કે વડોદરા શહેરમાં અત્તર વેચનારા વ્યાપારીઓ વ્યાપારાર્થે આવ્યા હતા, તેઓની પાસે અમૂલ્ય કિંમતનાં ભાતભાતનાં અત્તરો હતાં તે અત્તરો વેચવા માટે સારા યે શહેરમાં બે મહિના સુધી વ્યાપારીઓ ભટકયા, પરંતુ કોઈપણ વ્યક્તિએ અત્તરની ખરીદી ન કરી; ત્યારે આખરે તેઓ રાજદરબારમાં ગયા. પરંતુ અત્તરની

ધન્ના શાલિભદ્ર રાસની જાણવામાં આવેલી સચિત્ર ત્રણ પ્રતોમાંની પ્રાચીનમાં પ્રાચીન પ્રસ્તુત પ્રત છે. વળી આ રાસની રચના વિ.સં. ૧૬૭૮ (ઈ.સ. ૧૬૨૧)માં થઇ અને વિ.સં. ૧૬૮૧ (ઇ.સ. ૧૬૨૪)માં રાસકારની હયાતીમાં જ આ પ્રત લખાઇ છે એટલે ભાષા પણ બરાબર સચવાઇ છે. બીજી એક પ્રત ચિત્ર ૫૫ની પાના ૪૭ની મારા પોતાના સંગ્રહમાં છે, જેમાંથી ફક્ત એક ચિત્ર (નં. ૨૮૫) અત્રે રજુ કર્યું છે. તે પ્રતનાં ચિત્રો બરાબર રાજસ્થાની પહેરવેશ તથા રીતરિવાજ રજુ કરે છે. પ્રત રાજપુત કળાના સમયની સત્તરમા સૈકાની લગભગ હોય એમ લાગે છે. ભાષા અને પહેરવેશનું સામ્ય એમાં બરાબર મળતું આવે છે. પ્રતના પાનાની સાઇઝ ૧૦$\frac{1}{2}$×૪$\frac{3}{4}$ ઇંચ છે. દરેક પાનામાં ૯ લીટી લખેલી છે.

ત્રીજી એક પ્રતનાં ૪૫ ચિત્રો પ્રસિદ્ધ થઇ ગએલાં છે.[૬૬] આ ત્રણે રાસ મતિસારના જ બનાવેલા છે. ગુજરાતમાં વિનયવિજયજી ઉપાધ્યાયનો બનાવેલો શ્રીપાલ રાસ જેવો પ્રચલિત છે તેવો જ રાજસ્થાનના પ્રદેશોમાં મતિસાર વિરચિત આ 'ધન્નાશાલિભદ્ર રાસ' પ્રચલિત હશે એમ લાગે છે.

## Plate LXXXVI

**ચિત્ર ૨૬૫** શ્રીશાલિભદ્ર અને તેની બત્રીસ સ્ત્રીઓ.

શાલિભદ્ર અગાસી ઉપર ચંદરવા નીચે ગાદીતકીઆ ઉપર આરામથી બેઠેલો છે. તેનો જમણો પગ થાંભલાની બરાબર નજીકમા છે અને તે પગને તેની બત્રીસ સ્ત્રીઓ પૈકીની એક સ્ત્રી બે હાથે દાબતી દેખાય છે. બાકીની એકત્રીસ સ્ત્રીઓમાંથી કેટલીક તેની હરેક પ્રકારની ખાતર બરદાસ્ત કરતી બેઠેલી છે અને કેટલીક ઊભી રહેલી દેખાય છે. ડાબી બાજુએ નવ સ્ત્રીઓ તેના સન્મુખ જોતી ઊભી રહેલી છે જેમાંની એક જમણો પગ દબાવતી, બીજી રૂમાલમાં અત્તર નાખતી, ત્રીજી કપડાના ટુકડાથી માખો ઉડાડતી, ચોથી એક હાથે ફૂલની છડી લઈ બીજા હાથે તે સુંઘતી, પાંચમી હાથમાનો દીપક તાસકમા રાખતી અને બાકીની ચારે હાથના પંજા ઉપર પોપટ, મેના વગેરે જુદીજુદી જાતનાં પક્ષીઓ રાખી ઊભેલી છે.

જમણી તરફ ઊભી રહેલી સ્ત્રીઓના ટોળામાંથી બહુ નજીકની એક ચમ્મર વીંઝે છે.

---

કિંમત વધારે હોવાથી ને વખતે રાજદરબાર તરફથી પણ મનમાની કિંમત નહિ મલવાથી વ્યાપારીઓ નિરાશ થઇ પાછા ફર્યા. તેવામાં લલ્લુ બહાદરની કીર્તિ તેઓના સાભળવામાં આવી, સાંભળીને વ્યાપારીઓ મકાન પૂછતા પૂછતા મહેતા પોળમા પહોંચ્યા, કહે છે કે વ્યાપારીઓ જ્યારે લલ્લુ બહાદરને ત્યાં પહોચ્યા ત્યારે લલ્લુ બહાદર પોતે સ્નાન કરવા બેઠા હતા, કિંમત પૂછતાં વ્યાપારીઓએ અત્તરની કિંમત સાઠ હજાર રૂપીઆ કહી જે સાભળીને લલ્લુ બહાદર આવી નજીવી કિંમત માટે તેઓને ઉદાસ જોઈ હસવા લાગ્યા. તે અત્તર પોતાના સ્નાન કરવાના દેઘડામા નખાવી વ્યાપારીઓને સાઠ હજાર રૂપીઆ આપી દેવાનો તેમણે હુકમ કરી દીધો આવા પ્રસંગો સો વર્ષ ઉપર બનેલા છે તો પછી પ્રભુ મહાવીરનો સમય કે જ્યારે ભારતની ભાગ્યલક્ષ્મીનો સૂર્ય સંપૂર્ણ સમૃદ્ધિના શિખરે પહોંચેલો હતો તે સમયે આવા પ્રસંગો બને તેમા અતિશયોક્તિ જેવું શું હોઇ શકે?

—સંપાદક

૬૬ જુઓ 'Catalogue of the Indian collections in the Museum of Fine Arts Boston Part IV Plate XXIII to XXX.' —By A. K. Coomarswamy.

બીજીના હાથમાં સુંદર પેટી છે. ત્રીજીના હાથમાં કપડાથી ઢાંકેલો થાળ છે. ચોથીના હાથમાં શરબતની સુંદર શીશીઓ છે.

ગાદી આગળના ભાગમાં બેઠેલી એક સ્ત્રી રૂમાલ ગુંથતી હોય એમ લાગે છે. બીજી આગળ બેઠેલી બે સ્ત્રીઓ પૈકી એક પત્થર પર ચંદન ઘસતી અને બીજી ઘસેલું ચંદન હાથમાં પકડેલા પ્યાલામાં લેવા બેઠેલી છે. સુંદર નકશીવાળી પાણીની ઝારી તેણી નજીકમાં પડેલી છે.

ચંદરવાના જરાક બહારના ભાગમાં લગભગ બારેક સ્ત્રીઓ ટોળે વળી જુદીજુદી ઢબે બેઠેલી છે.

નીચેના ભાગમાં જુદીજુદી જાતના વાજીંત્રો વગાડતી સ્ત્રીઓના સંગીત તથા નાચના આનદનો રસાસ્વાદ આખું મંડળ લઇ રહેલ છે. સ્ત્રીઓમાથી કોઇના હાથમાં વીણા, તો કોઇના હાથમાં ભુંગળ, ઢોલકી, મંજીરાની જોડ વગેરે જુદાજુદા વાજિંત્રો છે. આવી સુંદર સાહેબી ભોગવતો શાલિભદ્રને ચીતરવામાં ચિત્રકારે ભારે ખુબીભરીરીતે ચિત્રકામ કરેલું છે.

## Plate LXXXVII

**ચિત્ર ૨૧૬** શ્રીમગધરાજ શ્રેણિક અને શાલિભદ્ર.

મકાનના ઉપરના માળે શાલિભદ્ર શ્રેણિકના ખોળામાં સિંહાસન ઉપર બેઠેલા છે, સિંહાસનને ડાબે પાસે એક ચમ્મરીઓ જમણા ખભા પર ચમ્મર રાખી ઊભો છે, શ્રેણિકની સામે શાલિભદ્રની માતા ભદ્રા ડાબો હાથ લાંબો કરીને શ્રેણિકને એમ કહેતા જણાય છે કે: 'રાજાજી! શાલિકુમારને ખોળામાંથી ઉઠવા દો. તમારા શરીરની ગરમી લાગવાથી તે ગભરાય છે. (આવી તો શાલિભદ્રની સુકોમળ કાયા છે). શ્રેણિક પણ જમણો હાથ લાંબો કરી ભદ્રા સન્મુખ શાલિભદ્રના રૂપનાં વખાણ કરતો જણાય છે. ભદ્રામાતાની પાછળ (રાજાને પાન સોપારી આપવા માટે) થાળ લઇ ઊભેલી એક સ્ત્રી ચિત્રમાં દેખાય છે. માળની નીચે આઠઆઠની ચાર હારોમાં વિવિધ વસ્ત્રો પહેરીને શાલિભદ્રની બત્રીસે સ્ત્રીઓ જુદી જુદી જાતના રંગબેરંગી પક્ષીઓ તથા જુદીજુદી જાતનાં વાજીંત્રો વગેરે રંગ-રાગ–મોજમજાહની ચીજો હાથમાં લઈ ઊભેલી છે, આ પક્ષીઓ તથા વસ્ત્રોના વિવિધરંગોનો ખરે-ખરો ખ્યાલ તો મૂળ રંગીન ચિત્ર સિવાય ન જ આવી શકે. વળી દરવાજાના નાકે એક દરવાન પણ ચોકી કરવા ઊભેલો જણાય છે. પાત્રોમાં ભાવ આબુવાની ખુબી આ ચિત્રકારમાં કોઈ અલૌકિક પ્રકારની હોય એમ લાગે છે.

## Plate LXXXVIII

**ચિત્ર ૨૧૭** શ્રીધર્મઘોષસૂરિની ઉદ્યાનમા દેશના. ચિત્રમા ધર્મઘોષસૂરિ પોતાના શિષ્યો સાથે ઉદ્યાનમા બેઠેબેઠે શહેરમાંથી તેમનો ઉપદેશ સાભળવા આવેલા શ્રાવકોને ધર્મનો ઉપદેશ આપે છે. એમા શાલિભદ્ર પણ મહારાજની જમણી બાજુના ખુણામા બેસી ઉપદેશ સાભળતો દેખાય છે. તેણે બે હાથમાં ઉત્તરાસંગ પકડેલું છે. ચિત્રમાં તેનો છેડો ઉચો ચીતરેલો છે. ગુરુમહારાજની પાછળના ભાગમાં બેઠેલા બે શિષ્યો કાંઇ ધાર્મિક ચર્ચા કરતાં હોય એમ લાગે છે, અને આગળના ભાગમાં બેઠેલા બે શિષ્યો ધ્યાન દઇને સાંભળતા હોય એમ લાગે છે. બે પૈકીના એક શિષ્યના હાથમાં ધાર્મિક પુસ્તક છે.

પ્રાચીન સમયમાં સાધુઓને ચાલુ ઉતારો સુંદર બગીચાઓમાંજ આપવામા આવતો હતો. આ ચિત્રમાં પણ પાછળમાં ભાગમાં સુંદર વિવિધ જાતની ઝાડી, પક્ષીઓ, ઝાડ પર ચઢતો વાંદરો, વગેરે બતાવવામાં ચિત્રકારની કલમ એટલી બધી ભાવદર્શન કરાવનારી લાગે છે કે આ ચિત્ર જોતાં જ જાણે આપણે ચિત્રકારના જમાનાના બગીચામાં વિહરી રહ્યા ન હોઇએ એવી ભ્રમણા એક ક્ષણ વાર તો આપણને થાય છે.

## Plate LXXXIX

**ચિત્ર ૨૬૮** શ્રીમહાવીર પ્રભુનું સમવસરણ. ચિત્રની મધ્યમાં અશોક વૃક્ષ ચીતરેલું છે. અશોકવૃક્ષની નીચે ચારે દિશામાં પ્રભુ મહાવીર બિરાજમાન થએલાં છે. મહાવીરની મૂર્તિની નીચે તેમના લાંછન તરીકે ચારે દિશાના પદ્માસનમાં સિંહ ચીતરેલા છે. સમવસરણના ત્રણ ગઢ છે, તેમાં પહેલા ગઢમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા ચીતરેલાં છે. બીજા ગઢમાં સિંહ, હાથી, ઘોડા, કુતરા, ગાય, સર્પ વગેરે પશુઓ તથા ત્રીજા ગઢમાં બેસવાનાં વાહનો, સુખપાલ વગેરે પણ ચીતરેલાં છે. ચિત્રના ઉપરના ભાગમાં દેવો જુદી જુદી જાતનાં જાનવરોનાં વાહન ઉપર બેસીને સમવસરણ તરફ આવતા દેખાય છે. જમણી બાજુથી એક દેવ વિચિત્ર પ્રકારના (Dragon) જાનવર પર સ્વાર થઇને આવતો દેખાય છે, આવું જાનવર ભારતના પ્રાચીન ચિત્રમાં કોઇપણ ઠેકાણે દેખવામા આવતું નથી. ડાબી બાજુથી ઐરાવત હાથી પર બેસીને ઇંદ્ર આવતો દેખાય છે. અત્રે ચિત્રમાં ઐરાવત હાથીની સાત સૂંઢના બદલે ચાર સૂંઢો ચિત્રકારે ચીતરેલી છે. બીજા દેવો પણ આવતા દેખાય છે. ચિત્રના નીચેના ભાગમા જમણી બાજુ તરફથી સુખાસન-પાલખીમાં બેસીને ભદ્રામાતા પ્રભુ મહાવીર તથા પુત્ર શાલિમુનિને વંદન કરવા આવતા દેખાય છે, અને ડાબી બાજુ તરફથી મહારાજા શ્રેણિક ઘોડા ઉપર સ્વાર થઇને સમવસરણ તરફ આવતા દેખાય છે. તેમની આગળ નેકી પોકારાતી તથા પાછળ ચમ્મર વીંઝાતી દેખાય છે. પ્રાચીન ચિત્રોમાં આવી જાતનું વિસ્તૃત વસ્તુનિર્દેશ કરતું સમવસરણનુ ચિત્ર આ પહેલું જ મારા જોવામાં આવ્યું છે.

## Plate XC

### સંગ્રહણી સૂત્રનાં ચિત્રો

**ચિત્ર ૨૬૯** દશ ભુવનપતિના ઇંદ્રો.

મુગલ ચિત્રકળાની અપ્રતિમ 'સંગ્રહણી સૂત્ર'ની પ્રતમાંના ૧૪ ચિત્રોમાંથી નવ ચિત્રો અત્રે રજુ કરવામા આવ્યાં છે.

અસુરકુમારાદિ ભુવનપતિ નિકાયના દેવોનાં ચિહ્ન વગેરે નીચે પ્રમાણે છે:

| દેવોનાં નામ | ચિહ્ન મુગટમાં | શરીરનો વર્ણ | વસ્ત્રનો વર્ણ |
|---|---|---|---|
| ૧ અસુરકુમાર | ચૂડામણિ | શ્યામ | રક્ત |
| ૨ નાગકુમાર | સર્પ | શ્વેત | નીલ |

| દેવોનાં નામ | ચિહ્ન મુગટમાં | શરીરનો વર્ણ | વસ્ત્રનો વર્ણ |
|---|---|---|---|
| ૩ સુવર્ણકુમાર | ગરુડ | ગૌર | શ્વેત |
| ૪ વિદ્યુતકુમાર | વજ્ર | (તપ્ત) સુવર્ણ | નીલ |
| ૫ અગ્નિકુમાર | કલશ | ,, | રક્ત |
| ૬ દ્વીપકુમાર | સિંહ | ,, | નીલ |
| ૭ ઉદધિકુમાર | અશ્વ | શ્વેત | ,, |
| ૮ દિક્કુમાર | હાથી | (તપ્ત) સુવર્ણ | શ્વેત |
| ૯ વાયુકુમાર | મગર | શ્યામ | સંધ્યાના રંગ જેવો |
| ૧૦ સ્તનિતકુમાર | વર્ધમાનસંપુટ | (તપ્ત) સુવર્ણ | ઉજ્જ્વલ (શ્વેત) |

ગાથાઓના ઉપરના વર્ણન પ્રમાણે જ ચિત્રમાં ચિહ્નો વગેરે બરાબર છે.

## Plate XCI

**ચિત્ર ૨૭૦** ચંદ્ર અને સૂર્ય તથા તેના વિમાનને વહન કરનારા દેવો. ચંદ્ર અને સૂર્ય બંનેના વિમાન-વાહક દેવોનાં રૂપો નીચે પ્રમાણે હોય છે:

| દિશા | રૂપ | વાહન સંખ્યા | |
|---|---|---|---|
| પૂર્વ દિશામાં | સિંહ | ૧૬૦૦૦ | ગાથાના વર્ણનમા અને ચિત્રમા તફાવત: |
| દક્ષિણ દિશામા | હસ્તિ | ૧૬૦૦૦ | ચંદ્રના વાહન તરીકે પૂર્વ દિશામાં સિંહ જોઇએ તેને બદલે |
| પશ્ચિમ દિશામા | વૃષભ | ૮૦૦૦ | અંત્રે પટા ચીતરીને વાઘ ચિત્રકારે ચીતરેલો છે અને સૂર્યના |
| ઉત્તર દિશામાં | અશ્વ | ૪૦૦૦ | વાહનતરીકે પશ્ચિમ દિશામાં વૃષભને બદલે પાડો ચીતરેલો છે. |

બંનેના શરીરનો વર્ણ તપાવેલા સોના જેવો છે, તે બતાવવા ચિત્રકારે સોનાની શાહીથી મોટા બે ગોળ કુંડાલાં ચીતરીને જ ચંદ્ર અને સૂર્યની સ્થાપના કરી છે. બનેના જમણા હાથમાં બીડાએલું કમળ છે અને ડાબા હાથમા ખીલેલા કમળનું ફૂલ છે તે ચીતરીને ચિત્રકારે સૂર્ય વિકાસી કમળ અને ચંદ્રવિકાસી કમળની ભાવના વ્યક્ત કરી છે. જ્યોતિષી દેવો વસ્ત્રાભૂષણો તથા મુકુટ સહિત હોવા જોઇએ તેથી ચિત્રકારે પણ તે પ્રમાણે જ ચીતરેલા છે. ચિત્રની પીઠભૂમિકા પીળા રંગની છે.

## Plate XCII

**ચિત્ર ૨૭૧** દેવોનું કટક.

गधव्व नट्ट हय गय, रह भड अणियाणि सव्व इंदाण ।
माणियाण वसहा, महिसाय अहोनिवासीणं ॥ ४५ ॥

ભાવાર્થ: ૧. ગંધર્વ–ચિત્રમા જમણા ખભા ઉપર તંબુરો રાખીને ઊભો રહેલો છે તે. ૨ નટ્ટ–ચિત્રમાં બે હાથમાં મંજીરા રાખીને વગાડતો તથા નાટક કરતો દેખાય છે. ૩ ઘોડો–ચિત્રમા આગળનો ડાબો પગ ઉંચો રાખીને ઊભેલો છે. ૪ હાથી–ચાલતો હાથી ચિત્રમાં ચીતરેલો છે, તેના પાછલા બે

પત્ર બાંધેલા છે. ૫ રથ–ચિત્રમાં મોગલ સમયનો રથ તેના હાંકનાર સહિત ચીતરેલો છે.

રથને બે ઘોડા જોડેલા છે જેમાંનો એક સફેદ અને એક કાળો છે. આ ચિત્રમાં ઉપર મુજબનું દેવોના સાત કટકમાંથી પાંચ કટકનું ચિત્ર અત્રે આપેલું છે. તે સવાય ૬ સુભટ અને ૭ વૃષભ અથવા પાડા હોય છે, વૈમાનિકને વૃષભ અને ભવનપતિને પાડો હોય છે. જે બંનેના ચિત્રો પાનાની પાછળની બાજુ ઉપર હોવાથી અત્રે આપ્યાં નથી.

## Plate XCIII

**ચિત્ર ૨૭૨** શ્રીપાલરાસમાંથી એક વહાણ. શ્રીપાલ રાસની પ્રતના પાના ૪૫ ઉપરથી. આ વહાણને રાસકાર શ્રીવિનયવિજયજીએ જુંગ જાતિના વહાણ તરીકે ઓળખાવ્યું છે, તેનું વર્ણન કરતાં તે જણાવે છે કે: 'જેને જોતાં જ અચંબો થાય તેવું એક જુંગ જાતિનું વહાણ કે જેના થંભોને કારીગરોએ સુંદર ઘડેલા તથા મણિમાણેકોથી જડેલા અને તે આકાશને જઈ અડયા હોય એટલા ઉંચાઇમાં છે. તેમજ તે વહાણની અંદર સોનેરી શાહીથી ચીતરેલા મનોહર ચિત્રામણોવાળા ગોખ ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે અને તે વહાણને માથે સુંદર ધ્વજાઓ ફરકી રહેલી છે; તેમજ તેમાં તરેહ તરેહનાં મનહર વાજીંત્રો વાગી રહ્યા છે કે જેના શબ્દો વડે તે વહાણ સમુદ્રની અંદર ગાજી રહ્યું છે.

## Plate XCIV

**ચિત્ર ૨૭૩** મેરૂ પર્વત. 'સંગ્રહણી સૂત્ર'ની પ્રતમાથી. ઉપરના ભાગમાં જિનેશ્વરના મંદિરનું શિખર દેખાય છે, આજુબાજુ સિંહાસનની આકૃતિ દર્શાવવા બે સિંહના મો ચીતરેલાં છે, શિખરની ઉપર બંને બાજુ બે પક્ષી ઉડતાં ઉડતાં મેરૂપર્વત તરફ જતાં દેખાય છે. મેરૂપર્વતનું વિસ્તૃત વર્ણન 'લઘુ-ક્ષેત્રસમાસ' વગેરે ગ્રંથોમાં વિસ્તારથી મળી આવે છે. નીચેના ભાગમાં વન બનાવવા થોડા ઝાડો તથા છોડવાઓ ચીતરેલાં છે. સાથે બે હરણીઆં બહુ જ સુંદર ભાવવાહી રીતે ચીતરેલા છે.

**ચિત્ર ૨૭૪** જંબુવૃક્ષ. ૭ લેશ્યાઓનું સ્વરૂપ દર્શાવવા જૈન શાસ્ત્રકારોએ જાંબુના એક ઝાડનું દૃષ્ટાંત નીચે પ્રમાણે વર્ણવેલું છે:

જંગલમા ભૂલા પડવાથી ૭ પુરુષો ક્ષુધાથી પીડાતા એક જંબુવૃક્ષની નીચે આવી ચઢયા. તે સઘળાંઓને એ વૃક્ષના ફલ ખાવાની ઇચ્છા થઇ. એક પુરુષ બોલ્યો, વૃક્ષને મૂલથકી છેદી નાખીને આપણે નિરાંતે ફલ ખાઇએ. બીજો પુરુષ બોલ્યો કે મૂલથકી નહી છેદતાં થડથી છેદી નાખીએ. ત્રીજો બોલ્યો કે તેની એક ડાલી છેદી નાખો. ચોથો બોલ્યો કે આખી ડાલીને છેદવા કરતાં જે ડાલી ઉપર ફલ છે તે જ ડાલીને છેદી નાખો. પાંચમો બોલ્યો કે ફલવાળી આખી ડાલી છેદી નાખ્યા કરતા જે પાકાં પાકા ફલ હોય તે જ તોડી લઇએ. હવે જે છઠ્ઠો પુરુષ હતો તે બોલ્યો કે ઝાડ ઉપરનાં ફલ તોડયા કરતાં જમીન ઉપર જે ફલ સ્વાભાવિક રીતે ખરી પડેલા છે તે જ વીણી ખાઇને ક્ષુધા શાંત કરીએ. આમા જેમ ૭ એ પુરુષોની ઇચ્છા તો ફલ ખાઈ ક્ષુધાની તૃપ્તિ કરવાની જ હતી પરંતુ વિચારો જુદા જુદા હતા તેમ કૃષ્ણાદિથી યાવત્ શુક્લ લેશ્યાના પરિણામો પણ જુદા જુદા જાણવા.

લેશ્યા એટલે અધ્યવસાય. લેશ્યાના ૭ પ્રકારો છે. ૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ કપોત, ૪ પદ્મ, ૫ તેજો અને ૬ શુક્લ. આ ૭ એ લેશ્યાઓના સ્વરૂપનું દિગ્દર્શન કરાવવા આ જંબુવૃક્ષનું ચિત્ર ચિત્રકારે ચીતરેલું છે. જે નીચે પ્રમાણે છેઃ

ચિત્રમાં ૭ પુરુષોમાંનો એક ડાબી બાજુએ હાથમાં કુહાડો પકડી જંબુવૃક્ષને મૂળમાંથી કાપતો દેખાય છે, જે કૃષ્ણ લેશ્યાના અધ્યવસાય વાળો છે. સ્હેજે ઉપરના ભાગમાં બીજો પુરુષ બે હાથે કુહાડો પકડીને થડમાંથી ઝાડને કાપતો દેખાય છે જે નીલલેશ્યાના અધ્યવસાયવાળો છે. ત્રીજો ઠેઠ ઝાડના ઉપરના ભાગમાં કુહાડો લઇને ડાળ કાપતો દેખાય છે જે કપોત લેશ્યાના અધ્યવસાયવાળો છે. ચોથો વૃક્ષની તોડેલી ડાંખળી ડાબા હાથમાં રાખી જમણા હાથે જાંબુ ખાતો દેખાય છે જે પદ્મલેશ્યાના અધ્યવસાયવાળો છે. પાંચમો ડાબી બાજુએ પાકેલાં ફળ તોડતો દેખાય છે જે તેજો લેશ્યાના અધ્યવસાયવાળો છે. ચિત્રની ઠેઠ નીચેની જમણી બાજુએ સ્વાભાવિક રીતિએ પડેલાં પાકાં ફળ વીણી ખાતો જે પુરુષ દેખાય છે તે શુક્લલેશ્યાના અધ્યવસાયવાળો છે. આ પ્રસંગ સ્થાપત્યમાં પણ કોતરેલો મળી આવે છે.

## Plate XCV

**ચિત્ર ૨૭૫** આઠ વ્યંતરેંદ્રોનાં નામ, તેઓને ઓળખવાના ચિહ્નો દરેકની ધ્વજાને વિષે હોય છે તે તથા શરીરનો વર્ણ નીચે પ્રમાણે છે.

| જાતિ | ઇંદ્રોના નામ | ધ્વજામાં ચિહ્ન | શરીરનો વર્ણ |
|---|---|---|---|
| ૧ પિશાચ | કાલેંદ્ર તથા મહાકાલેંદ્ર | કદંબવૃક્ષ | આછો શ્યામ |
| ૨ ભૂત | સ્વરૂપેંદ્ર તથા પ્રતિરૂપેંદ્ર | સુલસવૃક્ષ | ઘેરો શ્યામ |
| ૩ યક્ષ | પૂર્ણભદ્ર તથા માણિભદ્ર | વટવૃક્ષ | આછો શ્યામ |
| ૪ રાક્ષસ | ભીમેંદ્ર તથા મહાભીમેંદ્ર | ખટ્વાંગ | ઉજ્વલ |
| ૫ કિંનર | કિંનરેંદ્ર તથા કિંપુરુષેંદ્ર | અશોકવૃક્ષ | નીલો |
| ૬ કિંપુરુષ | સત્પુરુષેંદ્ર તથા મહાપુરુષ | ચંપકવૃક્ષ | ઉજ્વલ |
| ૭ મહોરગ | અતિકાય તથા મહાકાય | નાગવૃક્ષ | આછો શ્યામ |
| ૮ ગંધર્વ | ગીતરતિ તથા ગીતયશ | તુંબરુવૃક્ષ | ,, |

**ચિત્ર ૨૭૬** આઠ વાણવ્યંતરેન્દ્રો નીચે પ્રમાણે છેઃ

'૧ અણપન્ની નિકાય, ૨ પણપન્ની નિકાય, ૩ ઋષિવાદી નિકાય, ૪ ભૂતવાદી નિકાય, ૫ કંદિત નિકાય, ૬ મહાકંદિત નિકાય, ૭ કોહંડિક નિકાય અને ૮ પતંગ નિકાય. દરેકના શરીરનો વર્ણ ચિત્રમાં આછો કાળો ચીતરેલો છે. વસ્ત્રનો રંગ અનુક્રમે ૧ પીળો, ૨ નીલ, ૩ ઉજ્વલ, ૪ નીલ, ૫ પીળો, ૬ રાતો, ૭ લીલો અને ૮ ઘેરો લીલો. દરેકને ચાર હાથ ચીતરેલા છે જેમાં ઉપરના બે હાથમાં ફૂલ રાખેલાં છે.'

## Plate XCVI

**ચિત્ર ૨૭૭** દેવોની ઉત્પત્તિ શય્યા. આ શય્યામાંથી દેવોની ઉત્પત્તિ થાય છે. અર્થાત્ જેમ મનુષ્યની માતાની કુક્ષિમાંથી ગર્ભપણે ઉત્પત્તિ થતી જોવાય છે તે પ્રમાણે દેવમાં ઉત્પન્ન થવાની ઉત્પત્તિ શય્યા હોય છે. તેની ઉપર દેવદૂષ્ય વસ્ત્ર ઢાંકેલું હોય છે અને તે દેવદૂષ્ય વસ્ત્રની નીચેથી દેવની ઉત્પત્તિ થાય છે એથી જ એને 'સંવૃત યોનિ' કહેવાય છે. અંતર્મુહૂર્તમાં તેમાંથી તરૂણ દેવ ઉત્પન્ન થાય છે (જુઓ ચિત્રની ડાબી બાજુએ) અને ઉત્પન્ન થયા બાદ (ચિત્રની જમણી બાજુએ) સાથે જ બતાવેલ ઉપપાત સભામાં જઇ તે દેવયોગ્ય પ્રાથમિક ક્રિયાઓનો પ્રારંભ કરે છે.

**ચિત્ર ૨૭૮** ચક્રવર્તીનાં ચૌદ રત્નો.

| ૧૪ રત્નનાં નામ | રત્નનું પ્રમાણ | રત્નની જાતિ | ઉપયોગ વિષય |
|---|---|---|---|
| ૧ ચક્ર રત્ન | વામ (ચાર હાથ પ્રમાણ) | એકેન્દ્રિય | શત્રુઓનો પરાજય કરવામાં અનન્ય સાધન. |
| ૨ છત્ર રત્ન | ,, | ,, | ચક્રવર્તીના હસ્તસ્પર્શ માત્રથી બાર યોજન વિસ્તાર થઈ શકે જેની નીચે ચક્રવર્તીનું સૈન્ય રહી શકે. |
| ૩ દંડ રત્ન | ,, | ,, | જેનાથી ઊંચીનીચી જમીન સરખી થઇ શકે અને કારણ પડયે એક હજાર યોજન જમીનમાં જેનાથી ખાડો થઇ શકે. |
| ૪ ચર્મ રત્ન | બે હસ્ત પ્રમાણ | ,, | ચક્રવર્તીના સ્પર્શ માત્રથી બાર યોજન જેનો વિસ્તાર થઇ શકે તે ઉપર ચક્રવર્તીના સૈન્યનો સમાવેશ થઇ શકે. |
| ૫ ખડ્ગ રત્ન | ૩૨ અંગુલ | ,, | રણસંગ્રામમાં શત્રુસમૂહનો ઘાત કરવામાં અપ્રતિહત શક્તિવાળું. |
| ૬ કાકિણી રત્ન | ૪ અંગુલ | ,, | વૈતાઢયની ગુફામાં ૪૯ પ્રકાશ મંડલો કરવામાં ઉપયોગી. |
| ૭ મણિ રત્ન | ૪ અંગુલ લંબાઈ<br>૨ ,, પહોળાઇ | ,, | બાર યોજન સુધી પ્રકાશ કરનાર, માથે અથવા હાથ વગેરે અવયવો ઉપર બાંધે છતે સર્વ રોગનો નાશ કરનાર. |
| ૮ પુરોહિત રત્ન | તે તે કાળને ઉચિત | પંચેન્દ્રિય | શાન્તિક કર્મ કરનાર. |
| ૯ ગજ રત્ન | ,, | ,, | મહાવેગવાન, પ્રૌઢ પરાક્રમી. |
| ૧૦ અશ્વ રત્ન | ,, | ,, | ,, |
| ૧૧ સેનાપતિ રત્ન | ,, | ,, | ગંગા-સિંધુને પેલે પાર વિજય કરનાર. |

| ૧૪ રત્નનાં નામ | રત્નનું પ્રમાણુ | રત્નની જાતિ | ઉપયોગ વિષય |
|---|---|---|---|
| ૧૨ ગૃહપતિ રત્ન | તે તે કાળને ઉચિત | પંચેન્દ્રિય | ઘરનું સર્વ પ્રકારનું કામકાજ કરનાર (ભંડારી). |
| ૧૩ વાર્ધિક રત્ન (સૂત્રધાર) | ,, | ,, | સુતારનું કાર્ય કરનાર. |
| ૧૪ સ્ત્રી રત્ન | ,, | ,, | અતિ અદ્દ્ભુત વિષય ભોગનું સાધન. |

ચિત્રમાં રત્ન ૮ માં પુરોહિતના ડાબા હાથમાં શાંતિ પાઠનું પાનું આપેલું છે અને જમણા હાથની આંગળી ઊંચી કરીને તે કાંઇક બોલતો જણાય છે. રત્ન ૧૧ માં સેનાપતિના જમણા હાથમાં ભાલો તથા ડાબા હાથમાં ઢાલ છે. રત્ન ૧૨ માં ડાબા હાથમાં તાજવાં પકડીને ગૃહપતિ–ભંડારીને ચીતરેલો છે અને રત્ન ૧૩ માં સુતારનો પ્રસંગ દર્શાવવા જમણા હાથમાં રાખેલા કુહાડાથી ડાબા હાથમાંનું લાકડું છોલતો ચીતરેલો છે.

## Plate XCVII

પ્રવર્તક કાંતિવિજયજીના સંગ્રહની રૌપ્યાક્ષરી કલ્પસૂત્ર સુબોધિકાની પ્રતના પાના ૩ અત્રે રજુ કરેલાં છે.

**ચિત્ર ૨૭૯** પહેલાં લખાણ લખીને ચિત્રો માટે કોરી જગ્યા લેખક મૂકતો તેનો નમૂનો આ પાનુ પૂરો પાડે છે. વચ્ચે લખાણ લખેલું છે અને આજુબાજુ કોરી જગ્યા ચિત્રકાર માટે મૂકેલી છે.

**ચિત્ર ૨૮૦** ઉપરના ભાગમાં લખાણ લખેલુ છે અને નીચેના ભાગમા ચૌદ સ્વપ્ન પૈકીના કેટલાક પ્રસંગોની રૂપરેખા દોરીને રંગ પૂરવાના બાકી રાખેલા છે.

**ચિત્ર ૨૮૧** લખાણ તથા ચિત્રોની ડિઝાઇનોમાં રંગો પણ પૂરેલા સ્પષ્ટ દેખાઈ આવે છે.

આ ત્રણ પાનાઓ આપણને પ્રાચીન સમયના લેખકો ચિત્રકારને ચિત્રો ચીતરવા માટે કોરી જગ્યા બાકી રાખતા જેમા પહેલાં રેખાઓ દોરી પછી તેમાં રંગ પૂરતા તેના નમૂનાઓ પૂરા પાડે છે.

## Plate XCVIII

**ચિત્ર ૨૮૨** સહસ્રફણા શ્રીપાર્શ્વનાથનો ચિત્રપટ. મુનિમહારાજ શ્રીઅમરવિજયજીના સંગ્રહમાંથી ચિત્રની મધ્યમાં પાર્શ્વનાથ ભગવાન કાઉસગ્ગધ્યાને ઊભા છે. તેમના મસ્તક ઉપર ૧૦૦૮ ફણાઓ ચીતરેલી છે. પીઠના પાછળના ભાગમાં પાણી દેખાડીને તેમના ઉપર કમઠે કરેલા ઉપસર્ગના પ્રસંગને તાદૃશ્ય કરવા ચિત્રકારે પ્રયત્ન કરેલો છે. પ્રભુના પગ નીચે પલાંઠી વાળીને બંને પગ ઉપર પ્રભુના પગ રાખીને ધરણેન્દ્ર બેઠેલો છે. પ્રભુની જમણી બાજુના હાથ અગાડી પાણીમાં મેઘમાલી દેવ અને ડાબી બાજુના હાથ અગાડી તાપસની આકૃતિ મૂકીને કમઠનાં બંને સ્વરૂપો રજુ કરેલાં છે. પ્રભુની જમણી બાજુએ ધરણેન્દ્ર ઊભેલો છે અને ડાબી બાજુએ પદ્માવતી દેવી ઊભાં છે. બંનેની પાછળ એકેક ચામર ધરનારી સ્ત્રી ઊભેલી છે. ઉપરના ભાગમાં જમણી બાજુએ શત્રુંજય, ડાબી બાજુએ ગીરનાર, જમણી બાજુએ છેક નીચેના ભાગમાં અષ્ટાપદ અને ડાબી બાજુએ નીચેના ભાગમાં સમેતશિખર

તીર્થોની રજુઆત કરી છે. વાઘ, હરણ અને વાંદરો વગેરે પ્રાણીઓ તથા પોપટ, મોર, વગેરે પક્ષીઓની રજુઆત ચિત્રકારે સુંદર રીતે કરેલી છે. આ ચિત્રપટ પંદરમા સૈકાનો હોય તેમ લાગે છે. આ ચિત્રપટ એક જુદો જ સ્વતંત્ર લેખ માગી લે છે.

## Plate XCIX

**ચિત્ર ૨૮૩** વીસ સ્થાનકનાં વીસ ચિહ્નો. દરેક તીર્થંકરો પોતાના ત્રીજા ભવમાં વીસ સ્થાનકપદની આરાધના કરીને તીર્થંકર પદ બાંધે છે. તે સંબંધીમાં 'વીસ સ્થાનકસ્તુતિ'માં નીચે મુજબનો ઉલ્લેખ મળી આવે છેઃ

"વીસસ્થાનક તપ વિશ્વમાં મ્હોટો શ્રીજિનવર કહે આપજી,
બાંધે જિનપદ ત્રીજા ભવમાં કરીને સ્થાનક જાપજી;
થયા થશે સવિ જિનવર અરિહા એ તપને આરાધીજી,
કેવલજ્ઞાન દર્શન સુખ પામ્યા સર્વે ટાળી ઉપાધિજી.

આ વીસ સ્થાનકનાં નામો નીચે પ્રમાણે છે અને તે દરેક પદનું એકેક ચિહ્ન ચિત્રકારે ચીતરીને આ પટ તૈયાર કર્યો છે.

૧ અરિહંતપદ. ચિત્રની મધ્યમાં અરિહંત ભગવંતો તીર્થની સ્થાપના કરતા હોવાથી ધ્વજ-પતાકા સહિત ત્રણ દહેરીઓ મૂકીને અરિહંતપદનો પ્રસંગ દર્શાવેલો છે.

૨ સિદ્ધપદ. સિદ્ધપદ દર્શાવવા માટે ચિત્રકારે ચિત્રના ગોળ મંડળમાં ઉપરના ભાગમા સિદ્ધશીલાની અને સિદ્ધની આકૃતિ ગોળ ટપકાંથી કરેલી છે. ત્યારપછી દરેક ચિહ્નો જમણી બાજુથી અનુક્રમે જોવાનાં છે.

૩ પ્રવચનપદ. પ્રવચનપદનો પ્રસંગ સ્થાપનાચાર્ય ઉપર પુસ્તક મૂકીને દર્શાવેલો છે.

૪ આચાર્યપદ. આ પ્રસંગ આચાર્યને બેસવાની ગાદી, ઓઘો, મુહપત્તિ તથા છત્ર ચીતરીને દર્શાવેલો છે.

૫ સ્થવિરપદ. સ્થવિરપદનો પ્રસંગ દર્શાવવા સ્થવિરોને બેસવાનો બાજોઠ તથા છતના ભાગમાં બાંધવામાં આવતા ચંદરવાની રજુઆત કરી છે.

૬ ઉપાધ્યાયપદ. આ પદનો પ્રસંગ દર્શાવવા ઉપાધ્યાય પોતે ભણે છે અને શિષ્યોને ભણાવતા હોવાથી બેસવાનો બાજોઠ તથા પુસ્તક રાખવાનું પાઠું તથા લેખનની રજુઆત ચિત્રકારે કરી છે.

૭ સાધુપદ. આ પદનો પ્રસંગ દર્શાવવા સાધુને બેસવાનું લાકડાનું આસન તથા છતના ભાગમાં બાંધવામાં આવતા ચંદરવાની રજુઆત કરેલી છે.

૮ જ્ઞાનપદ. આ પદનો પ્રસંગ દર્શાવવા સ્થાપનાચાર્ય ઉપર પુસ્તકની રજુઆત કરીને ચિત્રકારે જ્ઞાનપદનો પ્રસંગ દર્શાવ્યો છે.

૯ દર્શનપદ. આ પદનો પ્રસંગ દર્શાવવા ત્રણ ઢગલીઓની રજુઆત કરી છે, જે એમ બતાવે છે કે સમ્યગ દર્શનથી જ જ્ઞાન અને ચારિત્ર વાસ્તવિક છે અને એ ત્રણનો યોગ મળે તો

